# દીબાચો.

ટુંક વખતમાં બોહળા ફેલાવા સાથે અજબ જેવી રીતે મચી ગયલાં ને મોટી પ્રસિદ્ધી પામેલાં આ લોકપ્રિય અઠવાડીક 'કયસરે હિંદ' પત્ર તરફની વાંચનારી આલમને માહરાં ગરીબડાં વારતાનાં પુસ્તકો માંહેલી આ બીજી ભેટ છે, અને એવી એક મસ મોટી ખરચાલુ ભેટ ગાંઠના ગોપીચંદ કરીને ગ્રાહકોને બીલકુલ બોદાબખશ આપવાનું એ પેપરના માલેકને પાલવતુંજ કેમ થતું હશે તે વાસ્તેની માહરી તો અજાએબીજ ભાગતી નથી! માહરી રચેલી વારતાની પેહલી ભેટ "જુવાંની–દીવાની" કાંઈ નાઘડું જેવું પુસ્તક નોહતું થયું, અને મને લાગ્યું હતું કે એવી એક ભેટ આપતાં કયસરવાલા માહરા મિત્ર બીચારા હીરજી મેહેદીનનો બરડો એવો બેવડ થઇ ગયો હશે કે એવણ બાપ હવે કાબરાજીની વારતાનું નામજ નથી લેવાના; પણ વચમાં એકજ વરસના ખાંચા ખાઇ એઓ સાહેબ પાછા પોતાની દીલા-વર તોરની માંગણી માહરી કને લાવ્યા છે ત્યારે મને માન[illegible]ા કારણ અને ઉમેદ છે કે એમાં માહરું, વાંચનારા વર્ગનું અને ખુ[illegible] બીરાદર હીરજી મેહેદીનનું પણ વધતું ઓછું કલ્યાણ થતું હોવું જોઇએ. એમ હોય નહીં ત્યાં સુધી આવી ધરફડી મારે કોણ ને આવી હીમત બાંડે કેમ? આ માહરી વારતા તો મને ભય છે કે "જુવાંની દીવાની" થી બી અધીક દીવાની હદ સુધીની મોટી ને લાંબી થઇ છે, ને એ કડકબસ ખરચાલુ ભેટ આપવાનું એ માહરા મિત્રને ઘણું ગરમ થઇ પડેલું હોવું જોઇએ. એમ છતાં એ વારતા આગલાં વરસોમાં વંચાએલી ને વખણાયલી એટલી લોકપસંદ થઈ પડી હતી કે સાહ-સીક મી૰ હીરજીમેહેદીન નવેસરથી પુસ્તકરૂપે તે પ્રગટ કરવા પછવાડે ખરચેલું ધન એમને માથે પડવું નથી, અને એમનાં ગ્રાહકો એમની એ દીલાવર ભેટની તારીફલાયક દીલદારીની કદર કરતાં થશે ને તેથી સંતોશ પામશે એમ માનવાની મને હીંમત છે.

હું પોતે, અલબતાં, એવી ભેટ સોગાદોનો હીમાયતી નથી. હું પોતે એમાં માનતો નથી, ને એવી ચામડું ઉતાર ભેટો કોઇ દાહડો આપતો નથી. કદાચ તેવી માહરી ગુંજાશ નહીં હોય, કાં તો,

વાસ્તે જોઇતી કીંમત માહ્.રામાં નહીં હોઓ ! એમ છતાં ભેટ સોગ. આપવીજ હોઓ તો ચીત્રોની ચાઇચાઈ જેવાં મનમનાઉ અને સમજાઉં ઓરાંઓથી ઉલટી કીસમે સાહીત્યને જવાબ કરતી ... કીસમનીજ ભેટો થવી ઘટે એવું માહરૂં પ્રમાણીકપણે માનવું છે, અને ભાઈબિંધ "કયસર" ની તે વારતેની ઉલટ અને ટેસ્ટ, એટલા માટે, હું ખરેખર ઘણાં વખાણું છું. આવી એક ભેટ પાછલ એ માહરા મિત્રને તેની હજારો નકલો પરવરતાવતાં હાલની મોંઘવારીના એઁવામમાં કેટલો મોટો ને જંગી ખરચ બેઠો હશે તે હું સમજી શકું છું, અને ત્યારે આહકોની ખીદમત કરવાની એવી અસાધારણ ઉલટનો ગુજરાતી આલમ જવાબ કરતી ને તેને દીલસોઝ ટેકો આપતી થાએ એવું ચાહવાંવાસ્તે આપણે અભીલાશ કરી શકતાં નથી.

આ માહરી વારતા પારસી સંસારી છે, જે હંમેશ મુજબ ઇંગ્રેજી ઉપરથી ઉપજાવેલી છતાં તેમાં માહરી તરફનું નવું અને ઓરીજીનલ એટલું બધું છે કે તે તમો એક ખરા સંસારી ચિત્ર તરીકે મોજથીજ વાંચશો. તેમાં અહરાગતી, અક્કલમાં બેસતું નહીં આવે કે પારસી સંસારને અનુકુલ નહી થાએ એવું બેહુદું તમો કશુંજ જોશો નહીં, અને મને ઉમેદ છે કે સીધા સરલ પ્લૉટની એ વારતા 'કયસરે હિંદ' ના હજારો વાંચનારાંઓને સંપુર્ણ સંતોષ આપશે, કે જેથી વલી આવતે વરસ પણ એ મોટાં માહરાજ દીલના એરચશાહ હીરજીબેહેદીન કાબરાજીનુંજ ઘર પુછતા પાછા ચાહવા આવે–તથાસ્તુ !

ફ્રીઅર રોડ; કોટ,
મુંબાઈ, તા૦ ૨૬–૧૨–૨૩.

બ૦ ન. કાબરાજી.

શું તમ...  ના નકામા આ...

તમોને બજારની "ક્રેમોડીટ"માં કાંઈ ફરક લાગે છે?

જો તમારે ઉંચુ ટેસ્ટદાર પીણું પીવું હોય તો પીઓ

# ટઈ સોડા

તથા

# લેમન

## તથા ટઈનો મીઠો માલ

હમો કાંઈ જાહેર ખબર કરીને કાંઈ ખાંડાં ફુંકવા માંગતા નથી તે તમો ખુબ ધ્યાનથી માનજો. હમો તો ફક્ત હમારા ખરા માલની તારીફ કરવાની તમો મેહરબાનો ઉપરજ છોડીએ છીએ.

"ટઈ" સીવાય બીજો માલ લેવા ના પાડો.

બનાવનારાઓ:—

## મેસર્સ નગરવાલા

એન્ડ કંપની

નં० ૯-૧૧. આરથર રોડ. તારદેવ.

# ચોરયાસીનાં ચક્કરમાં.

## પારસી સંસારની એક વાર્તા.

—:•:—

### પ્રકરણ ૧ લું.



“કોઇ મલે નહીં ! ઓરખીતું કોઇ કેથે મલતું કે દેખાતું નહીં !” તે સારા દેખાવનો પણ દેખીતો ફીક્કા ચેહરાનો પારસી જવાંન એકલો એકલો પોતાનાં મનસે પટપટયો. તે “ઇવનીંગ ડ્રેસ” ના ઇંગ્રેજી પોશાકમાં ભપકાથી સજજ થયલો હતો, ને મુંબાઇ માહેલાં એપોલો બંદર ઉપરના ઉછાલા મારતા દરયાવને ફરતી બાંધી દીધેલી ઉંચી પથ્થરની દેવાલનો ટેકો લઇ, મેસર્સ ગ્રીન અને રીડનાં જાણીતાં રેસ્ટોરાં સામે, અરધી બેઠેલી હાલતમાં અદબ વાલી ચીંતાતુર ને ગમખાર ઉભો હતો.

તે એકલોજ હતો. તેની બાજુમાં બધે રંગરાગ વ્યાપી રહેલો હતો, ને મોડી રાત થયલી છતાં શોકીન સેહલાણીઓ બે, ત્રણ, ચાર અને વધારેની ટોલકીમાં તે વિશાલ ફુટપાથ પર ખુશાલ ફરતાં ને આપસઆપસમાં હસીહસીને હસીખુશીની દીલલગીભરી વાતચીત કરતાં નજરે આવતાં હતાં સામે રસ્તા ઉપર ગાડીઓની ભીડભચડની થથ અને અલગાર બી તેટલીજ મોટી હતી, ને પોલીસ આફીસરો “ટ્રાફીક” અગવડભરયો નહી થઇ પડે તે વાસ્તે લાઇનોબંધ ગાડીઓ ગોઠવવાની જેહમતમાં હતા.

ે ઇંગ્રેજી નવાં વરસની એક આગલી રાત હતી, કે જ્યારે
ે રીડને ત્યાં બેસવાની જગ્યા ન મલે એટલી બધી
ર ધમાલ વરસી રહી હતી, કેમકે એક સુંદર
ા તે આખી અતરાફ ગાજી વાજી રહી હતી, ને એ
ાને શોકીન સેહલાણીઓ ગાડીઓમાં ગોઠવાયલાં તેમજ
ણી મોટી સંખ્યામાં આજે આએ તરફ ઉતરી પડેલાં હતાં.
ા ડીસેંબરની તે એક ખરી દીલખુશ, ઠંડી મધુરી રાત્રી
વળી ચાંદણી પુર બાહારમાં હોવાથી તે રજની વધારે

રમણુય લાગતી હતી. એ રાત્રે એ બંદર ઉપર શોકીન સેહલાણીઓની અસાધારણ ધમાલ હર વરસે વરસે છે, કેમકે જુનાં વરસને રૂખસદ આપી નવાં વરસને અનુસરતાં ગાયનો ને ડાન્સ સાથના આવકાર વચ્ચે મધરાત્રે દાખલ કરવાનો ઉમંગી ઇંગ્રેજોનો એ રાતનો એ તરફનો હાસ્યવીનોદ કેટલીક હદ સુધી જોવા જોગ થઇ પડે છે. વળી એક ધરખમ આવકની ઉમીદ ને ગણત્રી પર મેસર્સ ગ્રીન અને રીડવાલાઓ એ રાત્રે એક નામીચું બેન્ડ મંગાવે છે, અને તેથી જેમ તેમનાં રેસ્ટોરાંમાં તેમજ બંદરના તેની નજદીકના સઘલા બાગેમાં તમાશબીન આલમ મોટી સંખ્યામાં ઉપર કેહવા મુજબ કકડી વકડી જાય છે.

અને રેસ્ટોરાંની બાહેર ગાડીઓની થથમાર અલગારોની પાછલની પગથી પર, બેંડના શરોદો સાંભળતા હરેક ન્યાત ને હરેક વર્ગનાં સ્ત્રી પુરૂશો જેઓ પગથી પર ફેરા લેતાં થાકયાં હતાં અથવા એ જાતના ધરમધકેલાથી બચવા ચાહતાં હતાં તેઓ દરયાને માથેની તે ઉંચી દેવાલને અઢેલી ઉભેલાં હતાં, ને તે બધાંથી અલ્લગ, એક ખુણામાં દબાયલો, અમોએ ઉપર કહયો તે ઇંગ્રેજી ઇવનીંગ ડ્રેસમાં સજજ થયલો એક પારસી જવાંન ઉભો હતો. તે સોહામણો ને ભપકામાં સજ્જ થયલો હતો, પણ બીત્તરે દેખીતો દુખી ને કાહેલી હતો.

અને એ તેજ હતો કે જે અમો આ પ્રકરણની શરૂઆતમા લખી ગયા છીએ તે એકલો મનસે બબડતો સંભળાયો હતો. કે "કોઇ મલે નહી ! ઓરખીતું કોઇ કેથે મલતું કે દેખાતું નથી !" તે જરા વારે પાછું પટપટયો—અને પછી બીજે ખયાલ થતાં તરત મનસે વધારલું, "પણ તેજ બેહતર છે મને લોક ઓરખતાં નથી કે હું પોતે કોઇ જાણીતા ચેહરા અત્રે પાછા જોઇને ઓરખી શકતો નથી તેજ બેહેતર છે. માહરો કોણ પરોશ સાંધતે ? ઉલટાં જોઇ ... મોહનાં ફેરવતે કે નાકનાં ટીચકાં ચહરાવતે !

તે એક ઉંડી હાય ખેંચી જરા આગળ વધ્યો. ...
શું કરવું તે કાંઇ તે જાણતો ન હતો. તે સુમારે ચાલીસ પ...
જોઇ ચુકયો હોએ એવું તેના તે શોકાતુર ચેહરા પરથી ઝટ ...
શકતું હતું. અને હવે તે જવાંન થોડુંક આગલ વધીને તે પગથી
તેજરવિ મ્યુનિસીપલ ફાનસ આગલ થોભ્યો, જ્યારે સ્વભાવ

નજર ત્યાં પાંથરી મુકેલાં "સ્હાંજ વર્તમાન" ના પ્લૅકાર્ડ પર ખેંચાઇ તેમાં તે રહાંજ નાં "ઇસ્યુ"માં આવેલી ખબરોના ચુંટીચુટીને મેળવેલાં ને ખેંચી ખેંચીને ઉભાં કરેલાં બીહીધરાવનારાં ને ચમકાવનારાં મથાળાં મારેલાં હતાં. પેપરવાલાઓને કાંઇ પુછવું પડે ? તે જવાંન તે પાંથરી મુકેલાં પ્લૅકાર્ડનાં મથાળાં—કાંઇ બી બેહેતર રોકાંણની ગેરહાજરીમાં—અરધાં બેધ્યાંનપણે ઉભો રહી વાંચતો હતો. તે માંહેલાં કેટલાંક અત્રે ઉતારી લેવાં પડશે.

"આફ્રીકન કોરટા પર બ્રીટીશોની ચલકતી ને ઝલકતી ફત્તેહ !"

"રાજા થીબોની જન્મગાંઠ પર ચુંથણાં."

"કામાટીપુરામાં કમકમાતભરેલું ખુંન."

"જાણીતા નાણુાસાસ્ત્રી મી૰ એદેમ્સનો દુખદાયક આપઘાત."

અને એ છેલ્લું "હેડીંગ" હતું કે જે વાંચવાથી તે વાંચનારને કાંઇક બી રસ ઉપજયો. પેહલાં ત્રણ ચાર તો તેને કશોજ ઉમંગ આપી શકયાં નહીં. તે બધાં તે જાણે એક ચાવી આપેલાં પુતલાંની કીસમે અર્ધ બેફામીમાંજ વાંચી ગયો, કે જયારે તે આપઘાતનું ચોંકાવનારૂં મથાલું આવ્યું ત્યારે તે ખરાં દીલથી ચોંકયો, ને પછીથી એકદમ આગલ વધતાં તે અને તેજ ખ્યાલો તેનાં મનમાં ઘોલાતા રહયા.

"આપઘાત !" તે પટપટયો; "ખચ્ચીત, માહરા જેવા દુખ્યારા જીવોએ આ દોરંગી દુન્યાથી બચવા વાસ્તે એ એકજ સેહલ ને સુતરો રસ્તો છે, અને ત્યારે માહરે બીજું શું કરવા કરવી જોઇએ ? તાજુબ કે મને આજ તક એ ખ્યાલ થયો નહીં ! હું કયાં સુધી આએ ભટક-વારો વેઠયા કરૂં ? માહરી પાસે ઝેર ખાવાની એક પૈ બી હવે નથી તો હું કાંહાં સુધી ભુખમરો તે વેઠયા કરૂં ? ફકત એકજ મીનીટની હીંમત ને સઘળું ખલાસ થશે આએ પથ્થરની દેવાલને અઢેલાને ઉઠલઇ જતાં કે તેની ઉપર ચઢીને દરયામાં નખાવી દેતાં કોઇ રોકી શકવાનું નથી, અને કાલે પેપરવાલાઓ તડાકા મારશે. "ઇવનીંગ ડ્રેસના ઇંગ્રેજી પોશાકમાં એક પારસીએ કરેલો દુખદાયક આપઘાત" નાં બીહીધરાવનારાં ને ચોકાવનારાં મથાલાં હેઠલ મારાં મોહતના સહરામતી હેવાલ પેપરે પેપર છપાશે."—અને એ મોટાં દુખમાં વરીક તે એ ખ્યાલ થતાં કડવાસથી હસ્યો.

એ વખતે પાછો તે ઉંચી દેવાલ કને બંદરનાં વીશાલ પાણીને ટીકતો દરયાંની બાજુએ તે ઉભેલો હતો, અને તેવામાં કોઇએ પીઠેથી

તેને ઓળખીને તેનો ડગલો ખેંચ્યો.

તે પારસીએ અજાયબી વચ્ચે ચોકીને પાછું ફરી જોયું. મોટી ઉંડી ઉંબી કસબી ચીલમવાળો લુચ્ચા જેવા દેખાવનો તે એક કદાવર મોહોમેદન હતો તે કાલો મસલોટાં જેવો હતો, ને મોંઢામાં પાન સોપારીનો ડુચો હતો. તેના હોઠ લાલ ને આંખો લોહીઆળ હતી.

તે બી ફરવા નિકળેલો હતો, તેણે એક મોટો જામાજી જેવો ગરમ ડગલો પેહેડેલો હતો, ઉંચો કોલર લટકાવેલો હતો, ને ચલકતી સેટીનનાં જાકીટમાં (ઢોલ ચઢાવેલાં?) સુન્નાંનો મોટો એક છેડો દેખીતો ઝુલતો રાખેલો હતો.

"કેમ, દોસ્ત, નરી, પુરાણા રફીકને ભુલી ગયોછ શું? ઓરખેછ કેની?" પેલાને બીહધેલી આંખોથી કંઇ ગભરાત વચ્ચે પોતાને ટીકતો જોઇ તે મીયાં માણસે સવાલ કરયો.

"નરી" એ જવાબ દીધો નહીં.

"મેં બી તુંને તરત ઓરખ્યો નહીં. તેં દાઢી ક્રોલાવી નાંખી દેખું, ને વરી આએ ઇંગ્રેજી કફનમાં જાટલીમેન થઇ ગયેલો છે, એટલે મેં બી તુને પાંચ વખત ધારી ધારીને જોયો ત્યારેજ ઓરખ્યો," તે કસબી ચીલમ્યાએ હસીહસીને પોતાની "મોહબત" બતાવવાનું જારી રાખ્યું; "પણ કેમ, ધુવડની કાંની ધુરકીને જોયા શું કરેછ"– અને નરીએ જોયું કે તે બોલતો હતો ત્યારે તેની ફરેકાર બધી બેહેક બેહેક થતી હતી!

અને હવે તે "પુરાણા રફીક" ને તેણે અલબત ઓલખ્યો. પુનાની યરોદા જેલમાં તેઓ બંને સાથે હતા. તે ત્યાં વરસો તક તેનો "સાથી" હતો.

તે મુસલમાન એક મશહુર ધંધાદારી ઘરફાડુ અને જાણીતો "જેલ બર્ડ" હતો. તે એક મોટા બદમાશ તરીકે પોલીસમાં પુશ્કલ પંકાયલો હતો, ને આખા પોલીસ સ્ટાફને તે જ્યાં બી હોય ને જાય ત્યાં તેના પર કરડી નજર રાખવાનો કમીશનર સાહેબનો ખાસ હુકમ હતો. તેણે જેલજાત્રાની નામોશીમાં નામોશી કદી માનીજ ન હતી.

અને એવા એકનો તે જરથોસ્તી—નરીમાન—આવી જાહેર જગામાં કીંમતથી કેમ સ્વીકાર કરી શકે? તે કેમ તેના જોડે વાત કરવાની હાંમ ભીડે? તેણે કશો જવાબ કર્યો નહીં. ને તે ત્યાંથી ચુપચુપ

આગલ ચાલ્યો, કે જ્યારે કરીમ કરમાલીએ તેનો પીછો મુકયો નહીં.

"શાંનો બીહેછ ? શાંનો ન્હાસેછ, નરી ?" તે હજી બબડતો થયો ; "હવે બી કંઇ કોઇના બાપની ચોરી છે શું ? આપરે આપરી સજાની મુદ્દત પુરી થવા પછી છુટ્ટી મેલગીને જાહેર પરયા છતાં પછી એમ ન્હાસભાગ શાંની હોએ ? તેં બી મને ઓરખ્યો નહીં શું ?"

"નહી," નરીમાને ધીમે સ્હાદે ટુંકમાં પતાવ્યું; "તું રાજો છેની?"

"હા, તેજ !" અને "રાજો" ખુશમીજાજી હસ્યો. તે પોલીસમાં ને પોતાના સાથીઓમાં એજ માનવંતા એલકાબથી મશહુર હતો. કરીમ કરમાલી તેનું ખરૂં નામ હતું ખરૂં, પણ તે નામે કોઇ તેને જાંણતું કે બોલાવતુંજ નહી. તેની રાજા બાહાદુર જેવી પાક એહ-યાલથી તેનાં સરકલમાં તેને રાજાનો ખેતાબ ખાસ એનાયત કરવામાં આવેલો હતો, ને વરસો થકી પોલીસમાં ને ખુદ જેલમાં વટીક તેનું એજ નામ ચાલતું હતું.

"હું ત્હારી પછી નવમે દાહરે બાહાર પરયો, ફાધર," રાજાએ ખુલાસો કરયો—ને ધીમે સ્હાદે વધારયું, "અહીં કોઇનું ખીસું સાફ કરવાનો કદાચ લાગ મલી બી જાય કરીને એશકોટાટ થઇને આએ બાજુએ આજે હેરયું લેવા મન થયું. અમદુ બી આવેલો છે."

"સારૂં થયું; પણ ચાલ સાહેબજી; મને જવા દે, બા મને જરા કામ છે."—અને આ "દોસ્ત"ની દોસ્તી ને પડખાથી કમકમીને તે ઉતાવલે ચાલી જવાનું કરતો હતો.

"પે, એ એમ લાહેરી શાંની લગાવે છ, બચ્ચા ?" રાજાએ અરધા ગુસ્સાથી કહયું. "હું કંઇ અમસ્થો તુંને વાત કરાવતો થોરો આગોય જે તેની વાત ?"—અને પછી તે પારસીના કાનપર પડી વધતા ધીમા સ્હાદે કહયું, "એક સુન્ના મોહોર જેવી તક છે. એક ઘેર ફારવાનું છે. જોખમ પાનપાવલાનો નહીં ને દલ્લો મોટો મારવાનો છે. છે મરજી ? થવુંછ શામીલ ? એકથી બે ભલા ! માહરી સાથે એમ તો અમદુ તો છે, પણ મકુંજે તુંને બી ફાકાફાકી ચાલતી હોય તો——"

પણ તે પુરૂં કરી શકયો નહીં. આ બેશરમીભરી દરખાસ્તથી નરીમાને તેના પર ઘણા મોટા ગુસ્સાની આંખોએ જોયું, ને તે તેને હડધુત કરીને હાંકી કાઢવા જેવું કાંઇ કેહવા જતો હતો; પણ તેટલાંમાં

તો રાજાને પોતેજ ત્યાંથી હાંયબાંય ખહલી ગયો. પાસેજ એક કુંડાલામ એક અંગ્રેજ ગ્રહસ્થ કેટલીક બાનુઓ સાથ હસીહસીને વાત કરતો ઉભો હતો, ને રાજાનું તેનાપર અચબુચ ધ્યાન ખેંચાતાં તેણે તેને જોતાં સાથે ઓળખ્યો કે તે કોઇજ નહીં પણ ડીટેક્ટીવ પોલીસનો પંકાવલો ઇન્સપેક્ટર જોન્સ પોતે હતો. તે સાદાં (ખાનગી જીંદગીના) કપડાંમાં હતો, ને જ્યારે કે તે કાંઇજ જાણતો ન હોય તેમ હસી હસીને વાત કરવા પડેલો દેખાતો હતો, ત્યારે ખરેખર તો રાજાને મજબુતીથી લાગ્યું કે તે બાડી ને બારીક આંખે તેનીજ હીલચાલો તપાસતો હતો, અને તેથી જરા વાર આગમચ ગમે એવી હીંમત ને બાહદુરીની લતરાજ હાંકતો છતાં તરત તરખાઇને નીચા ધુસે તે ત્યાંથી ચાલતોજ થયો.

" કમજાતે મને બરાબર નરીને કાંનમાં કહેતાં જોયો ને વેહમાયો" તે એકદમ તે તરફથી ખલ્લી જતાં મનસે પટપટયો; "પણ પેલો નરી શાંનો એટલો લારકો થયો ? જાંણુ બાપ લાખ ચાલીસનો !—"



## પ્રકરણ ૨ જું.




ને એ "નરી" અથવા નરીમાન પોતે કોણ હતો ? તે સારે ઘરનો, ઉંચી ઇંગ્રેજી કેળવણી પામેલો એક આસામી હતો. તે જાહાંગીર નરીમાનને નામે ઓળખાતો હતો, અને પોતાની નેક બખ્ત મોહદારને એકની એક ફુલ જેવા બચ્ચાં—એક ચેહરે નમુન બેટીનાં સુખમાં એક વાર આગલ અતી ઘણો સુખી હતો. તે પાંચ પઇસાનો ઘણો અચ્છો જીવ ધરાવતો હતો, ને પોતાના એક જોડયા ભાઈ જમશેદ નરીમાન સાથે પોતાની બાપીકી પેહડીમાં "મેસર્સ નરીમાન એન્ડ સન્સ" ને નામે ઘણું સારૂં "બીઝનેસ" કરતો હતો.

તે એક બાપીકી પેહડી હતી, અને જાંહગીર ને જમશેદ નરીમાનના બાપ મી० ન્હાનાભાઇ નરીમાન ફૌત થવા પછી જમશેદ જે જાંહગીરથી થોડાક કલાક વડો હતો તેની મુખ્ત્યારીમાં પેહડીનું કામકાજ હતું. જાંહાંગીર વિશ્વાસુ ને નભરવસ હતો, અને તેનું ધ્યાન ધંધા કરતાં બી પોતાની બૈરી છોકરીના સુખમાં કાલજીવંત હેતથી અતીઘણું વધારે લપેતાયલું હતું, એટલે જમશેદ જે લોભી ને

અકલોછકલો હતો તેણે મોટા સટ્ટો ઉઠાવીને પાયમાલી કરવા માંડી, તે વાતનો હેમક જાંહગીરને તો સ્વપ્નો એ ન થયો. પરીણામમાં, તે મોટી ધીકતી પેહડી લોકોનાં "હં; હં;" ને "ચટ—ચટ" વચ્ચે અચણુચ પડી ભાગીને ફના થઇ.

તેમાં બધાનું ધન હતું જમશેદ ને જાંહગીરનોજ ફાલો માત્ર નહીં પણ તેઓની એકપુરી એક કુંવારી બેહેન નામે નાજાંમાયનો ફાલો બી એ ઑફીસમાંજ અનામત વ્યાજે મેલેલો હતો, ને લુચ્ચા જમશેદે જયારે પેહડીનું ને પોતાનું અંગત સર્વસ્વ ગુમાવ્યું ત્યારે ગભરાતમાં પોતાનાં બંને ભાઇ બેહેનના ખાનગી અવેજો પર વટીક નજર બીગાડી. તેણે આયંદા તે બી બધો ખરચી ખાધો, ને પછી પોતાને છેક પાયમાલીની છેલ્લી પાયરી પર ગબડી પડેલો જોયો ત્યારે ગભરાઇને મુંબઇ મુકી એક રાત્રે કેથે પોબાર થઇ ગયો. જયારે તે કયાં ગયો ને તેનું શું થયું તે વરસો તક પછીથી કોઇ—ગમે એવી ચાંપતી જુસ્તેજો કરવા ને કરાવા છતાં—જાણી શકયું નહીં.

એ ઘણું બુરૂં થયું, ને જયારે એ ફનાફાટયાની વાત જાંહગીર ને નાજાંમાઓનાં જાણવામાં આવી ત્યારે તેઓ ધ્રુજી પડયાં. જાંહગીર હવે પોતે પોતાને પોતાની સીર્ફ શરમભરેલી બેદદી ને ધંધાપરનાં બેધ્યાંન માટે લખ્ખો કદુવા દેવા લાગ્યો, પણ એ સુખના સ્વપ્નામાંથી જાગ્યા પછી દુખના દરયાવમાં હવે ડુબકી મારતો રહેવા વના તે બીચારાને વાસ્તે બીજો કોઇ જાણે ઉપાયજ ન હતો. હવે કરવું શું ! પોતાના માન પામેલા બાપના મોટાં નામને નરસ નહીં લાગવા દેવા જાંહગીર પેહડીને નાદારીમાં લઇ જવા ખુશી ન હતો, અને જયારે ચોપડા સંભાલથી તપાસવામાં આવ્યા ત્યારે વગર વસુલ થયલું લેહણું સારાં નસીબે એટલી મોટી રકમનું માલુમ પડયું કે તે જમા કરી કરજો ભરપાઇ કરવાનુંજ તેણે ઉદાર મનથી ચુકવ્યું-કે જયારે તેમ કરી તે પોતે સરયાંમ ભીખારી હાલતે પોંહચ્યો.

નાજાં બીચારી, બીજા હાથપર, પોતાના ભાઇ જમશેદની એ ભયંકર દગલબાજી—તેણીનો ફાલો ખરચી ખાવાની—ખમી શકી નહીં. તે ફાલો મોટો હતો, ને એ ફાલાની બરકતે કોઇ સારે ઘર પરણીને સુખમાં થર પડવાના તે શેખચલ્લી ખ્યાલો કરતી રહી હતી, માટે આ આફત તે ખમી શકે તેથી તેણીને માટે જયાદા પુરવાર થઇ. તે બીમાર

થઇને ગુજરી ગઇ, અને જ્યારે લેહણું દેવું આ. લે. થતાં નરીમાન એન્ડ સન્સની પેહડી ફરજ્યાત બંધ કરવી પડી ત્યારે જહાંગીરે પોતાને પોતાનાં ભાઇ બહેનથી અચબુચ અલ્લગ થયલો તદન ફના ને તબાહ થઇ ગયલો જોયો !

તેને દાવાનળ દુખ લાગ્યું. તે એકલો હતે તો પોતાની પરવાહ ન કરતે, ને જવાન ને મહેનતુ હોવાથી કંઇ ને કંઇ દલદેશરીથી પોતાનાં પેટ જોગું કેથેથી બી કુટી કાહાડતે: પણ તેની બૈરી છોકરી તેનું સર્વસ્વ હતું, ને તેમની પાયમાલી તે જોઈ તેમજ ખમી શકયો નહીં. તેઓને અત્યાર તલક તેણે ગાડીઘોડા ને નોકર નફરોના વૈભવ સાથે મોટાં સુખમાં રાખેલાં હતા—નાહની કુમી જે તે વખતે ફકત આંઠ વરસની એક ન્હાની મીઠી મધુરી બાળકી હતી તેનાપર તે હજારો જાનથી મરીજ પીટતો હતો. માટે તેમનું તે સુખ એક ઝાટકા અછાનથી છીનુવી લઇ તેમને ગરીબીમાં ગબડયાં ખાતાં નિર્ધનતામાં રાખવા તે પોતાનાં મનને કેમે કરતાં સમજાવી શકયો નહી. તેણે, તેથી, ચાલતું હતું તેમજ ચાલવા ને ગબડવા દીધું, ને ખરચોના જ્યારે જબરજ તગાદા થવા લાગ્યા ત્યારે ગભરાઇને તે નહીં કરવાનું કરવા લાગ્યો. તેણે અવલ તો બુરી સંગત વચ્ચે જુગારમાં બચાવ સોહાધ્યો, ને ત્યાં વધતો હેરાન ને પરેશાન થયો—તે એટલે સુધી કે જે નાલાયકોની ટોલકીમાં તે પાછો ધનવાન થવાની ઉમીદમાં પાછળથી ફરયો ને ફરતો થયો હતો તે માંહેલા એક કૌંપરબરાસ નામે જાલ ઝવેરીની સલ્લાહ માની એક હીણભાગ્ય ચોઘડયે એક જાણીતા આસામીની સહી હાથ આવવાથી તેની નકલ કરીને મુદતની એક હુંડી લખી નાંખી, જે ઉપર તારદેઓ તરફ રેહતા એક લોભ્યા વ્યાજે નાણાં ફેરવનારે તેને તે મોટો અવેજ ધીરયો.

એ પછી તે હુંડી પાકતાં તુલક તો તે પાછો સુખી સુખ્યારો ને રાતો પીલો ફરયો અને બધુ સમુસમુ ગબડયા કીધુ. જાલ ઝવેરીએ પોતે પણ એ હેમકની નબલાઇનો લાભ અચ્છી રવેશે લીધો, ને બીજાઓ જોડે પોતાનું બી તડયાર ટાઢુ કરયુ. પણ પછી અંતે ધડાકો આવ્યો. તે ખોટી સહી ( " ફોરજરી " ) નું ભયંકર તરકટ પકડાયું. ને જાહાંગીરને વોરંટથી પકડીને પહરેજ કરવામાં આવ્યો. તેને ત્યાર પછી મેજીસ્ટ્રેટે સેશન કમીટી કરયો, ને જુરીએ વાંક પુરવાર થયલો સર્વાનુમતે જાહેર કરવાથી જાહાંગીર નરીમાનને અંતે સાત

વરસના જાલીમ દેશ્તરીપારની સખ્તમાં સખ્ત સજા થઈ.

અને એ આફત તેની રાંક પરહેજગાર મેહરબાઇ માટે સહન ન થઇ શકે એવી મોટી આફત હતી. તે એક ખરી ધર્માવતાર હતી. ખાવંદ ને ખુદા વચ્ચે ફેરજ નહી જાણે એવાં આંધળા ઝનુનના હેતથી પોતાના પતીને ચાહનાર જે થોડીક નમુનેદાર ધર્મપત્નીઓ થઇ શકે છે તે માંહેલી જાંહગીરની મેહરાં ખરેખર એક હતી, ને જ્યારે તેણીએ સઘળું જાણ્યું ત્યારે તેણીના સંતાપની સીમા ન રહી શકી. તે મરી ન ગઈ એમ એક મોજજો હતો. જો નરીમાન એન્ડ સન્સની પેહડી ભાગવા પછીથી તેણીનો ભરથાર પોતે છેક નાદારી પંકતી પર પોંહોંચ્યો હતો. એમ તેણી જાણતે તો આ છેલ્લામાં છેલ્લી આફતનો ઘટો વાગી ચુકવાનો નાદ તેના કાંને પોંહોચ્યો ત્યાં સુધી તે પોતાનાં બચ્ચાં જોડે જે પૈસા ટકાના મોટા વઇભવ ને સુખમાં રહેલી હતી તે સુખમાં એક મિનીટ તક પણ રેહવા ને જીવવા તે જીન્હાર એકમત થતે નહીં પણ અફસોસ કે ભુલભરેલાં હેતની ભલાઇમાં ભુલાવો ખાનાર હેમક જાંહગીરે તેમનું ભલું વાંચી તેઓને પોતા પરનું તે જયાંગર સંકટ જાણવા દીધુંજ નહિં હતું.

આ વખતે નાધલી કુમી દસ વરસની એક મોડી બાળકી થઇ હતી, અને તેઓએ તેણીના બાપની નામોશી જાણવા દીધીજ નહી તે વારંટથી પકડાઇ ગયો એટલે તરતજ મેહરાં ન્હાંની કુમીને લઇને વેસાવામાં પોતાના એક ભાઈને બંગલે જઇ રહી. તે ભાઇ એક સરકારી પેનશનર હતો, અને ઘણો માલોતુજાર નહીં તો પુરતો સુખી હતો. અરે, હેમક જાંહગીરે પોતાની મુશ્કેલી તે પોતાના સાલાને બી જાણવા દીધી હતે તો તે પણ ઘણી નહીં ને થોડી પોતાની નેકબખ્ત બેહેનને ખાતર મદદ તેને જરૂર કરતે; પણ તે મેહરાં ને કુમીને એક દુખનો ચમટો બી નહીં તુટવા દેવા વાસ્તે તે આતુર હતો, એટલે તે બદબખ્તે અવલે રસ્તે કામ લીધું, ને આયદા તે બે વ્હાલાંઓને જનમનાજનમની નામોશીને નહીં ખમી શકાએ એવાં મોટાં દુખના દરયાવમાં ગરકાવ કરયાં!

તે બસ પકડાયો ને પકડાયો લોકોએ તેના બચવાની ને છુટવાની આશાં મેલી દીધી, અને સગાંવહલાં તેમજ દોસ્ત આસનાઓને મોહું બતાવાની હીંમત ન રેહવાથી ગરીબ મેહરાં પોતાની કુમીને લઇને તાબરતોબજ પોતાના એક ભાઇ ખાનસાહેબ અરદેશર વીમાદલાલને બંગલે જતી રહી હતી. તેણે તેને તારીફલાયક દીલસોજીથી આશરો

આપ્યો. એ આફતની વાત જાણતા સાથે તે પોતેજ ખરી રીતે તો પોતાના બેટા રૂસ્તમ બેડે વેસાવાથી આવીને તે મા બેટીને લઇ ગયો હતો.

તેઓ વરસોથી ત્યાંજ (વેસાવામાં) રેહતા હતા. ખાનસાહેબ અરદેશરનાં ધણ્યાંણી ત્યાંજ હક થયા હતા, ને ત્યાર પછી પોતાના ન્હાના રમકડાં જેવા દરયા આગલના બંગલામાં એ ગ્રહસ્થ અત્યાર તુલક થર પડેલા રહેલા હતા.

તેઓ બધાંએ એકમત થઇને ન્હાની કુમીને તેના બાપની નામોશીની વાત જાણવાં દીધી નહીં, તેઓએ તે બચ્ચાંને એમજ સમજવા દીધું કે તેના પપા જરૂરના કામે બાહેરગામ જતા રહ્યા હતા, ને પછીથી ત્યાંજ મરી જવાનું તે બાળકીને સમજાવવામાં આવ્યું. જે અસબત તે વ્હાલાં બચ્ચાંએ કેટલાં આંસુપાત ને કેવી ઉંડી ગમખ્વારી વચ્ચે સાભલ્યું તેનું બ્યાન કરવું બેજા છે. કેહવાની જરૂર છે કે તેની દુખી માવતર મેહરાંએ તે બચ્ચાંનાં આંસુમાં પોતાના બી બલતાં જીગરનાંજ આંસુઓ ભેલ્યાં ?

તે એ વાતને ઘણીજ મુશ્કીલથી એકમત થઇ હતી. તેણીના ખાવંદે પોતેજ તેણીને જેલમાંથી એ વિનંતી લખી વાલી હતી. તેણીએ પોતાના ભરથારને પોતાની ઉંડી દીલગીરીને બલતાં જલતાં જીગરની દીલસોજી જેલમાં લખી મોકલી અને કુમીને એ નામોશીની વાતથી નાવાકેફ રાખવામાં આવી હતી, તની ધીરજ મનાવી હતી. તેણીએ લખી વાલ્યું હતું.

" * * * અમે આએ દુરના એકાંત ખુણામાં ખુદાને યાદ કરતાં મરી રહીશું, અહીં આપરી હમજાત ઘણુંાજ થોરાં છે, ને છે તે બીચારાં કનવારખોર નથી. અદુબાને ઘેર કોઇ આવતું જતું અસલથીજ નથી.—એ બાલરાં વગરનું ઘર હોવાથી ને અદુબાનો નેચર ઘણો રીટાયરીંગ હોવાથી અહીં અમોને વસતાં કોઇ જાણે જાણતુંજ નથી. ને તેથી ખુદા તમારી સાથે પાછાં મેલવે ત્યાં સુધી હવે તમો વાહાલાને હર ઘડીએ યાદ કરતાં અમારાં મોટાં દુખ વચ્ચે અમો અહીંજ મરી રહીશું."

અને જેલમાંથી કમબખ્ત જાહાંગીરે મોટા હાય અફસોસ સાથના પસ્તાવાનો એ કાગળનો એક દીલસોઝ જવાબ કર્યો હતો. તે દીલ-રીથી મુવો હતો. તેને તો મરવુંજ હતું એટલે પોતે મરીને બી તેણું

પોતાના નાલાયક સાથી જાલ ઝવેરી વિગેરેને બચાવ્યા, ને કોઇનાં નામ સરકાર જાહેર નહી કરી દેવાનું મોટું દીલ દાખવ્યું. પરીણામમાં, તેથી, જ્યારે જાલ ઝવેરી જેવો બાંગડ બદમાશ વટીક બચી ગયો ત્યારે તે બધાંનાં પાપનો એકઠો બોજ હેમક જાહાંગીર એકલાએ પોતાને શીર ઉઠાવ્યો, ને, આપણે જોયું તેમ, તેને સાત વરસની સખ્ત મજુરીની ઘણીજ જાલીમ સજા કરવામાં આવી.

એ સજા કરતાં જડજે બેંચપરથી કરેલા ટીકા પણ વળી વાસ્તવીક તોપણ ઘણા સખ્ત હતા. "અભણ કે ઉતરતા વર્ગના આદમીઓ આવા ઘોર અપરાધ કરે તે કરતાં બી શીખેલાં ને ખાન્દાની જવાંનોની એ તકસીર લખખો મરતબા વધારે ગંભીર સમજવી જોઇએ," તેણે કહયું, "ને તેથી કાયદામાં જે એ મોટા ગુન્હા માટે મોટામાં મોટી સજા ફરમાવવામાં આવી છે તે સજા બંધવાને કરવાને વાસ્તે હું પોતાને ઘણો વાજબી માની લઉં છું."

તેનો (જાંહગીરનો) બચાવ ઘણી જોરાવર કીસમે કરવામાં આવ્યો. તેને બચાવવા ખાનસાહેબ અદુબાએ "બાર" ના આગેવાન કાઉનસેલ્સ વટીક રોકયા, જેઓએ ઘણી બાહોશીથી બાથ ભીડી કે ફક્ત પોતાની ગરીબ બહીનને બચ્ચાંનું દુખ નહી ખમી શકવાની નબલાઇથીજ આવો કુલીન ને કેળવાયલો જવાંન એક ક્ષણીત દીવાન્યત વચ્ચે એ ઘોર અપરાધ કરવા લલચાયો હતો. પણ કોર્ટે તે કશાંપર લક્ષ આપવા સાફ ના કહી. તેનો બદમાશ ભાઇ જેમી જો તેને દુખને અંતે ઉતારી એમ ન્હાસી નહીં જતે તો આ જે બધું નહીં ધારેલું થવા પામ્યું તે અનર્થ કદી થતે નહીં એમ પણ ઘણી બલવતરી સાથે તકરારમાં કેહવામા આવ્યું, પણ વ્યર્થ-સઘળું વ્યર્થ અને હરાંમ ગયું.

એ બે ભાઇઓ જોડયા ભાઇઓ હોવાથી ચેહરામાં અજબ જેવા એકમલતા હતા, પણ ખવાસમાં એકેકથી તદનજ જુદા પડતા હતા. જેમી—જમશેદ—ઉડાઉ, ઉતાવલ્યો, એકલપેટો ને લુચ્ચો હતો, જયારે જાંહગીર શાંત મગજનો, રાંક, હેતવંતો ને બીનસ્વાર્થી હતો, અને તે છતાં છેહલી હરોલમાં તે આ દારૂણ તકસીર કરવા કેમ લલચાયો તે તેનાં સગાંવાહલાં ને જાણુપીછાણનાં બોહલાં સરકલ માટે ગોયા એક ઉખાણાં જેવુંજ હતું!

તેઓ—તે બન્ને ભાઇઓ—ચહેરામાં તો એટલા અકસર મલતા હતા કે પેહલી હરોલમાં તો એકને બીજો જાણવાની લોકો રમુજી ભુલો વટીક કરયા કરતાં હતાં, અને તેથી એ ઘોંટાલો અટકાવા જયારે

જમશેદ પોતાની દાઢી સદા બોડાવતો ને ફક્ત એક ઝીણી કાલરેખી મુછ હોઠ પર ધઇ ફરતો હતો, ત્યારે જાંહાંગીર થેભ્યા ને ફ્રેંચ બીયર્ડ સાથ એક સોહામના ફ્રેંચમેન જેવોજ નજરે આવતો હતો; અને જયારે જેમી ન્હાસી ગયો ને કમબખ્ત જાહંગીર જેલમાં ગયો ત્યારે લોકોએ તેમને છેલ્લામાં છેલ્લા એજ હાલે જોયલા ને ઓલખેલા હતા.

અને—આગલ કહી ચુકવામાં આવ્યું તેમ—જેલમાં જવા પછી જાંહગીર નરીમાને પોતાની પવિત્ર પ્રિયા મેહેરાંનાં કાગળનો ઘણી ગરમ દીલસોજી સાથ જેલમાંથી જવાબ કરયો હતો, તે કાકલુદીથી માંગી લેતો હતો:—

" * * * મારી પર હયાનત ના વરસાવતી, માહરી વ્હાલી મેહેરાં, ખરૂં માનજે કે ત્હારે વાસ્તેના ને મારા જાનથી બી હજારો ઘણી જયાદા વાહલી માહરી રૂમીને વાસ્તેનાં માહરાં અણુહદ હેતેજ મને આએ પાપી ભુલાવો ખવાડયો છે, કે જેને વાસ્તે હું માહરી પલીદ જીંદગીની છેલ્લામાં છેલ્લી ઘડી સુધી પસ્તાવશ ને તોબા બોલશ. હવે હું તું જેવી પાકજાદ મોહરદારના ચેહરા સામી આંખ ઉઠાવાને બી નાલાયક છેઉં, ને તેથી આએ જીંદગીમાં કેદથી છુટવા જેટલું જો હું જીવશ તોબી છુટવા પછી પણ કદી તને કે વ્હાલી રૂમીને પાછો રૂબરૂ થવાનો ને મલવાનો નથી. તેં રૂમીને જે કહ્યું છે તેજ બેહતર છે. ને તું બી સત મનસનીથી એજ માનજે ને એજ જાંણજે. આંપણી એકનીએક એ છોકરી છે તે માહરાથી ભુલાતું નથી, ને તેથી આવી ગંભીર તકસીર કરનાર ને આવી જાલીમ સજા ખમનારની તે બેટી છે એ કલંકથી માહરે એ બચ્ચાંની જવાંનીનો નાશ સોહોબવો સજાવાર નથી. અને, તેથી, માહરી દીકરી તરીકે કોઈ ઓલખેજ નહીં ને જાણેજ નહીં તેમ ઉધારજે, ને હવે મને જયાદા કશું લખતી ના. મને મુવેલોજ માન. તેજ આપણા બધાનાં હકમાં હવે બેહતર છે. હવે મને ભુલીજ જજે, ને તાહરી રોજની બંદગીમાં પાક પરવરદેગાર માહરો એ ગુન્હા મને બખ્શે એ દુઆ કરવાની દયા કરજે."

અરે, નેકજાદ મેહેરાંએ પોતાના ભરથારનો એ કાગળ કેવા કકલાત ને કેવાં રૂદન વચ્ચે વાંચ્યો તે કેમ બયાન થઇ શકે? પણ તે કાગળ જોવા પછી ખાનસાહેબ અદુઆ બી એજ વાત અને એજ દરખાસ્તને ઠરાવથી એકમત થયા "એજ બેહતર છે, મેહેરાં," તેવણે

તદ્દન ગોખાઉનના મોજાં
તથા ગંજીફરાક વીગેરે
પ્યોર વજર ઊલના ફૅશન
ઉનમાં થીજ બનાવેલો ખાત્રી
નો માલ જોઈએ તો

**નીચલું ઠેકાણું**
**નોંધી રાખજો.**



તમારે ત્યાંનો નવજાત બાળક
ને વાગો શોભી રહે તેવા
સીલ્કના તરેહવાર બાબલાના
મોજાં તથા ઉંચું આર્ટીસ્ટીક
કસબી ભરતકામ બના-
વવું હોય તો

**નીચલે ઠેકાણે**
**જરૂર પધારજો.**



# કાત્રક હોઝીયરી વર્ક્સ.

**શેઠના બીલ્ડીંગ, ચીરાબજાર.**



રેશમી સોક્સ, સ્ટોકીંગ્સ,
ફેન્સી મફલર, સ્કાર્ફ,
નેકટાઈ વીગેરે
વીલાયતીને ટક્કર મારે તેવો
માલ મેળવવો હોય તો

**ઉપલું નામ**
**ધ્યાનમાં રાખજો.**



બાનુઓ તથા મર્દો માટેની
દરેક જાતની હોઝીયરી બનાવ
નારૂં પાયોનીયર મથક.
સ્વદેશી અને પારસી સાહસની
ખરી કદર પીછાણવી હોય તો

**ઉપલું નામ**
**વીસરતા ના.**

આંખોમાં આંસુ સાથે કહ્યું: "ત્હારાં બચ્ચાંની બહેતરી વાસ્તે ખરેખર એજ બહેતર છે."—ને ધણીના તાબેદારીનાં ફુરમાણ છતાં ગરીબ બહેરાને પોતાનાં ગલાંપર છરી ફેરવી એજ વાતને આયંદા ફરજ્યાત એકમત થવું પડયું. ગરીબ તે! ગરીબ તે છતાં બરથારે ઉતાવલો રંડાપો પામી, ને પોતાનાં ચીસ પાડતાં હૃદયના કકલાત વચ્ચે છતી જવાનીએ બુઢાપામાં ઘસડાઇ ગઇ!

## પ્રકરણ ૩ જું.

—:૦:—



છેલ્લા એકાદ મહીનાથી જાંહગીર, જેને એ સાત વરસના જુલમગાર અરસા દરમીઆન યરોડા જેલમાં અધમ અપરાધીઓ ને કુપાત્ર આસામીઓની સંઘમાં સખ્ત મજુરીની જેહમત વચ્ચે, પગમાં બેડી સાથે, કદરબીહામણા પોસાકમાં રાખવામાં આવ્યો હતો તે, કેદથી છુટો થયલો હતો. તેની જવાંની કચડાઇ ગયલી હતી, ને તે દુ:ખના બોજા તલે કંમરમાંથી વલી ગયલો હતો. તે અસલના જાંહગીર નરીમાનનો એક ઓલો માત્ર હતો!

અને તેણે જેલમાંથી બાહેર આવ્યા કેડે પોતાના પવિત્ર કરદ અને કસમ ચીવટાઇથી પાલ્યા હતા. પોતાનાં ફુલ બચ્ચાંને ખાતર પોતાની પરણેતર કે તે બચ્ચાંને જોવા ને મલવાની તેની લખ્ખો તલબગારી છતાં તેણે તેઓને જોયાં નહીં કે તેમને મલ્યો નહીં. મોહા મુશ્કીલથી તેણે પોતાનું મન વાર્યું. તેઓ કોઇને તો, અલબત, ખબર બી ન હતી કે તે હાલમાં છુટો થયલો હતો, કેમકે તેઓ તો પુરાં સાત વરશની બ્રાંતીમાં હતાં, કે જ્યારે રવીવાર ને સારી ચાલ ચલણના દાહાડાઓ વિગેરે કપાયલા હોવાથી તે થોડાક મહીનાની વેહલી છુટી પાંમી જેલમાંથી બાહેર પડયો હતો. તેને તે પકડાયો ત્યારે જે ઝુઝવી અવેજ તેના પાસે તેના ખીસામાં હતા તે સરકારે, કાયદા પ્રમાણે, પાછો છોડી મેલતાં સપુર્દ કરયો હતો, ને તે ઉપર તેણે પોતાની એક નવી જીંદગીનો અમલો ઉઠાવવાનો હતો.

તેણે પરેલનાં એક મજલાનાં એક એકાંત સસતા ઘરમાં ઉપલો મજલો ભાડે રાખ્યો. તે વસ્તીવાલા ભાગોથી બને એટલા દુર થવા ને

દુર રહેવાજ ચાહતો હતો, અને ભાયખલા છોડવા પછીથી જુસ્તેજુ કરતાં આ મજલો તેને ઘણો અનુકુળ લાગ્યો. ભાંયતળ્યે જે એક ગરીબ ન્હાનું કુટુંબ રહેતું હતું તેઓએ પોતાના પેટામા એ ઉપરનો મજલો ભાડે આપવા કાઢયો હતો, અને આગપર મહીનાનાં નવ રૂપ્યાનું ભાડું ભરી દઇને તેણે તે મકાન પોતે સ્વાધીન લીધું હતું. તે એક એકાંત ને ખરેખરો શાંત લતો હતો.

તેણે એ પછી પ્રમાણીકપણે ગરીબ સંસારે પોતાનું પેટનું પુરૂં કરવા કોઇ ન્હાની નોકરીએ લાગવા અનેક ફાફાંકા મારવા, પણ કાંઇ વળ્યું ન હતું. તેને કોણ નોકરી આપે ? ઓળખીતાં સરકલોમાં તે જઇ શકતો ન હતો, અને દેસાવરોમાં કે આએ તરફ જે અજાણ્યા ઓમાં તે "એપલાઇ" થતો તેઓ આગલની નોકરીની સરટીફીકેટો જોવા માંગતા ! એ રીતે તે કામનો કરવૈયો—કેળવાયલો ને કાબેલ છતાં —પાછોજ પડતો હતો, અને હવે વખત આવ્યો હતો કે જયારે તેને ભાડું ન ભરી શકાવાથી ઘરબાર વના રખડતો થવું પડે, અને—ભુખે મરવું પડે !

તે પોશાકની ડીસન્સીમાં માનવાવાલો હતો. બીચારે કોયલા હોવા છતાં તે બાહારથી ઘણો સુઘડ ફરતો હતો, કેમકે પોશાકની હાલકવાલી સાથે કોઇજ તેને પુછવાનું કે નોકરીનો આસરો આપવાનું નથી એ તેની માન્યતા હતી. તેણે, તેથી, પોતાનો અવેજ એક પારસી ને એક ઇંગ્રેજી ઇવનીંગ ડ્રેસ સુટ તયાર કરવા પાછલ ખરચી નાખ્યો હતો, જેથી આજ રાત્રે આપણે તેને તેજ સુઘડ ઇવનીંગ ડ્રેસમાં એપોલો બંદર પર ફરકયા કરતો જોઇએ છીએ. તે ભપકો બધો બાહેરનોજ હતો, કેમકે ખરેખર તો પરેલ તક તેને પાછો ચાલીનેજ જવાનું હતું. તેના ખીસામાં ત્રામભાંડાંનો એક આનો વટીક હવે હાલ બાકી નહીં રહેલો હતો, ને તેની હાલત કટોકટ જોખમની હોવાથીજ તે બાપડાએ દરયામાં હોમાવી દઇ આપઘાતથી પોતાની દુખી જીંદગીનો ફેસલો કરી નાખવાનો ઇરાદો કરયો હતો.

તેણે જેલમાંથી બાહેર આવતા સાથે પોતાની "ફ્રેંચ બીયર્ડ" વાલી ફુમકી દાઢી બોડાવી નાખી તેણે રૂખસદ આપી દીધી હતી, ને એક મોટી ભરેલી મુછ સાથે તે એક તદન નવોજ આસામી બની ગયો હતો. એટલે બનવાજોગ હતું કે તેને ઓળખનારાંબી એકદમ તેને જોઇને પીછાંણી શકવા ન હતાં. વલી વધારે તાજુબ કે આજે

તે કોઇ ઓળખીતા ચેહરા અત્રે જોઇ કાઢવાની ઉલટમાંજ ખાસ ધસડાઇ આવ્યો તે છતાં તેને તેવું કોઇ દેખાયું નહીં તે ડરી ડરીને ત્યાં ફરતા લોકોને જોતો હતો. કમનજે તે આખો દહાડો તેને કશુંજ અન્ન મલ્યું ન હતું, અને તે કોઇનીબી પાસે બે પાંચ રૂપ્યા આજ રાત્રે માંગીને મેલવી લેવા અત્યંત ખંતી ને ખાહેશમંદ હતો. પણ કોઇ તેને મલ્યું નહીં. જે મલ્યો તે ફકત પેલો બદમાશ ધરફાડુ અને પંકાયલો ઉઠાઉગીર લુટારો "રાજા" હતો, ને તેણે તો વળી તેને દુન્યાથી જારતી ઉખેડી નાખવા જેવીજ કમાઇનો રસ્તો બતાવ્યો, કે જયારે તેની સારી બુધ્ધીની ફાવત થવાથી તે તેનાથી કમકમીને એકદમ હઠી ગયો.

મગર તેણે જમવું તો જોઇએ. તે ભુખો હતો, અને ભુખે પેટ તેને મરવા ગમ્યું નહીં. એ એક તેનો રમુજી ફાંટો થઇ પડયો, પણ એવો એક ફાંટો તેને થયો ખરો. એક વખત તો મરવા પેહેલાં તે એક સારાં સરકલમાં પાછો જમી લે! તે આખો દહાડો તેને કગરસ અજ મલ્યું ન હતું.

અને એ એક બી સહરાગત વગરની ખરી વાત હતી, વાહલાં વાંચનારાંઓ! જયારે કે હજારો ઘર હજારો મુફલીસ ધરઇને ખાઇ શકે એટલું અન્ન બારેવાટ થતું બારણે પડે છે, ને જયારે કે ટેબલ ખુરસીએ બેસીને તરેહવાર તરનવાલા જમનારાં નસીબદારોને એક ભુખી દુન્યાની કંગાલીયતનો એક દુરનો ખ્યાલ વટીક થઇ શકતો નથી ત્યારે ઘણાંએક ઇજ્જતદાર મુફલીસો, બીચારાં શરમનાં માર્યાં સરબસર ભુખેજ મરે છે! તેઓ ભીખ માંગી શકતાં નથી, અને એક કે બીજા કારણને લીધે ખાવાનું તેઓને ઘણીકવાર મુતલગ મલી શકતું નથી એ પીકચર સીધા હોય પણ સહરાગતભરેલું નથી. તે કેવળ ખરુંજ છે.

તેણે એક કોશેશ કરી બી જોઇ હતી, તે પોતાની એક કલબમાં ગયો હતો, કે જ્યાં આ હાલતે પોતાના ધીકતા વખતમાં તે ઘણો રાએતપાએત ને વગદાર હતો, ત્યાં તેના દોસ્તો તે વખતે ઘણા હાજર હતા, પણ તે ઓળખાતાં સાથે તે બધા "સાભ લોકો"ના જીવ ખાતા બત મારી ગયા, ને બધાઓએ એવી ઉઘાડી રીતે તેનો તુચ્છકાર ને તીરસ્કાર કરયો કે તે તમામ તુટેલાં જીગરનો ને બેવડો લજવાયલો હેરાંન, પરેશાંન, પશેમાન ત્યાંથી તરતજ પાછો ન્હાસી આવ્યો!

તેણે વળી પેલા ખરાબી સોહોબનાર નેકનામોની થોડીક જુસ્તેજો કરી–તેઓ કે જેમણે તેને પેલી "ફોરજરી"ની નેહેસ્ત બાલચમાં ઉતારયો હતો, અને જેઓને તે છતાં છેલ્લી ઘડીતક બચાવાની તેણે અજબ જેવી ઉદારતા દેખાડી હતી; પણ તેઓ કોઇ કેથે મલ્યાજ નહીં.

અને હાલમાં હવે ત્યારે મરવા પહેલાં એકવાર ઘરઇને ગ્રીન એન્ડ રીડને ત્યાં પેટપુરતું ખાઇ લેવાનો તેને લોભ થયો ! કાંએ નહીં ? તેનો પોશાક એવો હતો કે તે કોઇ બી તીરમારખાંમાં ચાલી જઇ શકે તે ભોણું મંગાવી પેટ ભરતું જમી લીએ ત્યાં સુધી વો કોઇ જંજાલ કે ફીકર હતીજ નહી. છેલ્લે બીલ આવે ત્યારની વાત ત્યારે. ત્યારે તે ટેબલ પર ટોપી મુકીને જાંણે જરા પાસે કોઈ સાથ વાત કરવા જતો હોય તેમ જરા અલગ થશે, ને પછી લોકોમાં ભેલાઇ જઈ અત્રે નહારી આવીને તાબરતોબ દરયામા નંખાવી દેશે. છેદ્રું કેટલું હતું જ તેની વાત ? પોલીસ તે જાણશે ત્યારે બી તેના જોડે જોડ તો તેનાં માથા પર ભમતુંજ રેહશે ?

અતે આ બધા નવાઇ જેવા ખ્યાલોથી કાંઇક હીંમત મેળવી હવે ભપકામાં તે આગલ વધ્યો. તેણે કંપાઉંડમાંજ એક નહાની ખાલી ટેબલ જે સારાં નસીબે મલી ગઇ તે પર જગ્યા લઇ લીધી. ઉપર કે નીચે અંદરના વીભાગોમાં જવાની કુશ્કેલી તેણે માથે લીધી નહીં. ત્યાંથી કદાપી જમ્યાબાદ નહાસવાની અગવડ થઇ પડે !

તે આખો કંપાઉંડ ખીચોખીચ ચીકાર હતો. ટેબલો પાસે પાસે ગોઠવેલી હતી, ને એકલડોકલ કે ટોલકીઓમાં ઇંગ્રેજો અને પારસાંઓ માગો એટલી મોટી સંખ્યામાં પેટની પુંજા કરવા ત્યાં ગોઠવાઇ ગયલાં હતા. તે બધાં સુખનું–મોજનુંજ ખાતાં હતાં–તેની પેરે ભુખે મરવાનું નહીં ! તેમનાં ઘરમાં ખુદાનું આપેલું ખાવાનું બીસ્યાર હતું, ને તે છતાં મોજાં દામે તેઓ બધાં અહીં પોતાનું દોજરૂં ભરવા બેસી ગયાં હતાં. દારૂઓની બાટલીના ધરોધર બુચ ખુલતા હતા, ને સોડા લેમનની બાટલીઓ ફટાફટ ખુલવાના અવાજો આવતા હતા. બઇરાંઓનાં ખુશમિજાજી મીઠાં હસવાનાં મ્યુઝીક જેવા નાદ ચાલુ સભળાતાં હતાં, અને વરંડા પર બેન્ડ જે હાજર હતું તે પોતાના મધુરા શરોદે ત્યાં જમા થયલી ખુશાલ ખલકતને વિશેષતાની મજાહ પુરી પાડતું હતું. સઘલું ખુશાલ—સઉ કોઇ આનંદી, સર્વ સુખી હતાં—સિવાય એકલો એક કમબખ્ત જાંહગીર નરીમાન, જે એક વખત "કેદી નંબર ૮૨૧"ની

બીહામણી ઓળખથી યરોડા જેલમાં ઓળખાતો હતો. ત્યાં તો તેનું અસલ નામ વટીક હસ્તીમાંથી નીસ્તીમાં ગુમ થઈ ગયું હતું! "કેદી નંબર ૩૨૧" એજ કદરબીહામણું ત્યાં તેનું નામ હતું!

અને હાલ "ઈવનીંગ દ્રેસ"માં તે અત્રે રોબથી જમવા બેઠો હતો! તેણે જઈને ટેબલ કને બેસીને અંગુઠો ટેબલ પર અફલતાં સાથે એક "વેટર" હાજર થયો હતો, જેને એક 'ફુલ ડીનર' લાવવાનો તેણે હુકમ આપ્યો. એ ડીનર ઘણું મોંઘું–ઘણું ગરમ પડવાનું હતું, કેમજે તેના ખીસામાં ખરેખર હાલમાં તો હવે એક ફુટી બદામ પણ ન હતી; પણ તેણે એટલું ખાઈ લઈને મરવાનોજ મુસ્તકીમ ઠરાવ કરયો હતો–દરયામાં નખાતી દઈને પોતાની હીચુપસ્તી ને હાડમારીઓનું સેવટ લાવવાનોજ ખરી મનસનીથી તેનો એરાદો હતો, તો પછી તેણે બીહવું શા માટે જોઈએ?

---

## પ્રકરણ ૪ થું.

---



ટર ખાનું લઈ આવ્યો.

એક ચીકાર ભોજનની ગરમાગરમ સુપથી અવલ શરૂઆત થઈ, અને જ્યારે કે ચમચે ચમચે તે સુપ સીપ કરતો હતો ત્યારે આસપાસની ટેબલો પર મોટી સંખ્યામાં ગોઠવાઈ ગયલા ઈંગ્રેજ અને પારસી જમેલા ઉપર ફુરસદથી તે એક પછી એક નજર ફેરવતો ચાલ્યો; મગર એમ કરતાં જરાજ વારમાં તે અચણુચ અને એકદમ ચોંકયો. તે પોતે બેઠો હતો તે ટેબલથી થોડેક છેટે એક ટેબલ ઉપર ચાર પારસી નાજનીનો અને ત્રણ ગ્રહસ્થો મળી સાતનું એક મોટું કુંડાળું જમવા બેઠું હતું, અને તે ત્રણ જવાંનો માહેલાં એકને તેણે અગત કરીને તાબરતોબ પીછાંણ્યો. તેની બાજુમાં એક ગોરી ગોરી મડમરી જેવી પારસણ બેઠેલી હતી, કે જેનાં તમામ ખુલ્લાં ગળામાં વિજલીક રોશની વચ્ચે એક હીરાનો હાર ઝલઝલ થતો હતો, અને તે છોકરી સાથે પેલો જવાંન જમતાં જમતાં ઘરાંપરાં થઈને હસીહસીને વાત કરતો હતો, એ કોણ હતો?

જાંહગીરે તેને તરત ઓળખ્યો, તે તેને ઘણું વરસ પાછો જોવા પામ્યો; તે છતાં તેણે તેને જોતાં સાથે એકદમ પીછાણ્યો. તે પેલો લુચ્ચો જાલ ઝવેરી હતો, કે જેણે તેને "ફેરજરી" ના ભયંકાર દગામાં દોરવ્યો હતો, અને જેને તેણે પોતે ફસી ચુકેલો હોવાને લીધે પોતેજ બધો બોજ ઉપાડી તે છતાં મોકી ઉદારતાથી સલામત જતો મેલ્યો હતો.

તે આજે હવે દેખીતી રીતે પઇસાટકાથી પુરતો સુખી હતો. તેના પોશાકનો ઠાઠમાઠ રૌબવંતો હતો. અને તેની સાથવાલાં બધાં સુખી સ્થિતીનાં અને ઇસ્કોટાટ નજરે આવતાં હતાં. તે તેને, એ ઉપરથી અજાએબીમાં હાચું વકારી ટીકીટીકીને જોવા પડયો. સુપ તો એકાદ બે પલ સુપની જગ્યાએજ રહી ગયો. તેની આંખો ભુલાવો ખાતી તો ન હતી.

"પેલો કોઇ જોયો કે, જાલ, જાણે તું ઘોરમાંથી ઉઠી આવો હોય તેમ ડોરો બોબોબોબીને તુંને જોયછ તે?" એવામાં જાલ ઝવેરીની બાજુમાં બેઠેલા એક દોસ્તનું જાંહગીર નરીમાનની એ ટગર પર ધ્યાંન ખેંચાતાં તેણે કોપરયું મારીને તેને કહ્યું; અને તરત બધાંએ દપોદપ પાનછેરયાં ફેરવીને અજબ થતો નરીમાન જ્યાં બેઠો હતો તે તરફ જોયું, એટલે તેને (નરીમાનને) ફરજ્યાત નજર ફેરવી નાખવી પડી.

"એ કાકા પેપરમીંત છે કોણ?" જાલ સાથનાં બધાંએએ એકે અવાજે જાલને સવાલ કરયો, અને જાલ પોતે પણ અજબ થયો ખરો કે એ કાકા પેપરમીંટ હતા કોણ?

"હું તો મુતલગ એને ઓરખતો નથી," તેણે કાંઇક તાજુબીમાં જવાબ કર્યો. "કંઇ એ ચહેરો માહરો આગલ જોયલો હોએ એમ રહેજરહાજ ધ્યાંનમાં આવેછ તો ખરો, પણ હું કહી કે યાદ કરી નહીં શકતો કે એ કોણ છે!"

"કોઇ વરી તમારો બાકી રહી ગયલો આગલનો માગનાર તો નહી હોય, જાલ," પેલી હીરાના હારવાલી પોટ્રીએ હસીને પુછ્યું.

જાલ હસ્યો. "હું તો નહીં ધારતો, ડારલીંગ," તેણે કહ્યું; "તારી સાથના માહરાં લગનની વાત જાહેર થતાં સાથે તે બધા ગીધરાઓ તો માહરી પર ટુંટી પરયાતા, અને પોતાનો લાગો લાગલા લઇ ગીયાતા!"

બધાં એ સાંભળીને રમુજ પામી હસ્યાં. બધાંને ખબર હતી કે જાલ ઝવેરી આએ પંખેરૂં પરણી લાવ્યો તે આગમચ પોતે ગલાં સુધી કરજોમાં ગરક હતો, અને મેહરજીભાઇ વકીલની આએ જવાંન વીધવાને તે પરણ્યો ત્યારથી તે જે દહલો લેતી આવી તેનાં પુન પ્રતાપે તે કરજનાં દરદથી મુક્તિ પામી હાલ મોકલો થઇ ગયો હતો.

પેલા હાથ પર જાંહગીર નરીમાન તુરતવેલા અખાડા કરી ગયો. તેણે જોયું કે તે આખી પારટીનું તેના ઉપર ધ્યાન ખેંચાયું હતું, જેથી તેણે નજર હાલ તરત ફેરવી નાંખી. તેણે સુપ ખતમ કરીને મચ્છીની ડીશ લીધી, અને પછી તે દરમ્યાન વેટરને આગલ બોલાવીને તેણે કાગળ પેનસીલ લઇ આવવા હોકમ કરયો.

તે લાવ્યો, કે જ્યારે નરીએ તે કાગળના એક ચીરાપર ઉતાવલા હરફે લખ્યું —

> "માહરે જરૂરની અને તાકીદની એક વાત તમોને કહેવી છે. એક મિનીટ માહરી આગલ મેહરબાની કરીને આવી જાઓ. હું તમને ઘણા રોકશ નહીં—જાંહગીર નરીમાન."

તેણે તે કાપલીની તે પછી ઘણી સફાઇથી એક નાધલી ઘડી વાલી અને તે પેલાજ વેટર પાસે જાલ ઝવેરી પર મોકલી આપી. તેણે ઇશાંણીબંધ જાલને દુરથી બતાવીને તે વેટરને તેની ઓલખ આપી, ને તે ગયો.

તે ચીઠી જાલે વાંચી, અને તે એકદમ ફીક્કો પડયો. તે એકાદ પલ ખીજવાયલો પણ દેખાયો, અને તેની સાથવાલાંઓ બધાંએ અજબ થઇ પુછ્યું, "કેહની, કેહની એ કાગ્ણ છે, જાલ?"

"એક માહરો આગલનો ઓળખાંણનો છે," જાલે તે કાપલી ફાડીને કરચ કરચ કરતાં અંતે કહ્યું; "તમે બેસજો—એક મિનીટમાં હું પાછો આયો."—અને તે ગભરાયલો જેવો ઉઠીને નરીમાન આગલ દોડી ગયો.

તેણે (નરીમાને) શેકહેન્ડમાં હાથ લાંબો કીધો, પણ જાલ ઝવેરીએ તે નહીં જોવાનાજ ઢોંગ કીધા.

"ખોદા સાહેદ છે કે મેં કંઇ તુંને જોતાં સાથે ઓરખ્યો નહી," તેણે કહ્યું; "દાહરી કહરાવી નાંખીછ શું? તેથીજ મે નહી ઓરખ્યો!"

હવે નરીમાને પોતાની સામે એક બીજી ખુરસી મુકાવી અને જાલ બેઠો.

કેટલુંક થયું છુટેરો થયો ?" જાલે અવાજ એકદમ ઘણોજ ધીમો કરીને પુછયું.

"મહીનો થઇ ગીયો" નરીમાને કડવાસથી જવાબ કર્યો.

"ઘણુંજ કમનસીબ થયું એ. ખરેખર તુંને ઘણું ખમવું પરયું, પણ ચાલ, હવે બધું વહીવીટી ગીયું, કારણ તું અહીં આજે જમવા બેઠોછ તેથી માહરી ખાત્રી થાએછ કે કોઇબી રીતે ત્હારો હાલ પાછો સુધરયો હોશે."

"એક કગરાસ બી નહી," જાંહગીરે અરધા ગુસ્સાથી જવાબ કર્યો; "બાર તાહરો હાલ હું ઘણો સુધરેલો જોઉંછ."

"હા; મને એક ઘણો સારો ચાન્સ મળી ગીયો. હું પેલા ઘરડા મેહેર વકીલની જુવાંન "વીડો" શીરીન સાથે બીજવર પરણ્યો."

"આઇ સી," જાંહગીરે બેદરકારીથી કહ્યું; "મગર તુંને યાદ હોવું જોઇએ, જાલ કે પેલી હુંડીમાંના માહરા પાંચ હજાર ત્હારીપર હજી માંગતા છે."

"ઓ યસ; બરાબર છે. હું નાલુક્કર કેમ જઇ શકું ?" જાલે ચેહરામાં લગાર લાલ થતાં કહયું—અને અચકી અચકીને વધારયું, "હું—હું કાલ પરમ એ રકમ તુંને ભરી દેવશ."

"પણ હાલ માહરી પાસ ખાધાની બાબ નથી." જાંહગીર નરીમાને અરધા ગુસ્સાથી તકાજો કર્યો. "તું માનવાનો નથી પણ આજ રાતનાં આએ અત્રેનાં ડીનરના પૈસા આપવાનો એક દોકરો બી મારા ખીસામાં નથી !"

"ને ત્યારે તું જમેછ તે ? જમીને પૈસા કેમ આપવાનો ઉતો ?"

"માહરા જાંનનો દંડ ભરીને !" જાંહગીરે દુઃખથી વલ ખાતાં જીગરે જવાબ કરયો; "હું સાંબેના દરીઆમાં નખાવી દેવાનો ઉતો; મગર તાહરી સાથે મલવાની સરજત હોશે તે ચોવીસ કલાકનો ભુખો હોવાથી મરવા પેહલ્લાં મને એકવાર ધરઇને ખાઇ લેવાનું સુજયું. હવે ચાલ લાવ—હાલ તરત મને શું આપી શકેછ ? એક પચાસ રૂપીઆ બી મને હાલ ઉગારવા વાસ્તે તુરતવેલા તું આપી શકશે ?"

જાલે તુરત પોતાના ખીસામાં હાથ નાખ્યો, અને પોતાની પોકેટ-બુક ખેંચી કાઢીને તેમાંથી દશ દશની નોટના પાંચ ટુકડા એક બી તકરાર વગર ગુપચુપ તેણે ગરીબ જાંહગીરને સ્વાધીન કર્યાં.

"થેંક્સ," જાંહગીર તે અવેજ પોતાના ખીસામાં સેરવતાં કહયું; "હવે હું તુને રોકવા ચાહતો નથી. તાહરી કંપનીની નજર

અહીંની અહીં છે. તું જા; પણ મને તું જે અવેજ ભરવાનો છે તે કાલે કાંહાં મોકલી આપશે ?"

"તું કહે તાંહાં હું ચેક મોકલશ તું મને તારૂં એદરેસ આપ."

નરીમાને એકાદ પલ વિચાર કીધો.

"નહી, તું જેનરલ પોસ્ટમાસ્તરની કેરમાં રેજીસ્ટર્ડ કવરમાં ચેક મોકલજે. હું ત્યાંથી ડીલીવરી લઇ લેવશ," તેણે જરા વારે કહ્યું—અને જાલ ઝવેરી એ ગોઠવણ બાહલ રાખીને તુરતવેળા તો ત્યાંથી ચાલતો થયો.

પેલા હાથ પર જાંહગીર નરીમાને તે પછી તે રાત્રે સારી રીતે ધરાઇને ખાધું, અને તે ભોજન ઘણે વરસે પાછું પેહલ્લીજવાર થોડુંક સુખકારક તેને માલમ પડયું. તેણે વળી જમીને શેમપેન મંગાવ્યો, અને પછી નજદીક દસ રૂપીઆનાં બીલનું બીલાડું પગાર કરી ત્યાંથી દુન્યાનાં દોરંગીપણા માટે હદ વગરનો મનથી અજબ થતો તે પોતાની ટોપી લઇને ચુપચુપ બાહાર પડયો.

જાલ પર રૂપીઆ તેના પાંચ હજાર નીકળતા હતા, અને તેણે તાબરતોબ પોતાના મન સાથ ઠરાવ કીધો કે તે અવેજ હાથ આવે તો તે લઇને એકદમ તેણે કોઇ દુર દેશાવર અત્રેથી નીકળી જવું અને મુંબાઇને સદાની છેલ્લી સલામ કરીને ત્યાંજ કેથે જઇ ઠર પડી નવે-સરની એક ઇજ્જતદાર જીંદગીનું મંડાણ કરવું. જાલને તેણે બચાવીને જીવતદાન આપ્યું હતું અને તેની પૈસાટકા સંબંધી સ્થિતી વળી સારાં નસીબે હાલમાં ઘણી સુધરેલી ને સુખી થયલી હતી, તો ઘણું બનવાજોગ હતું—બલકે નક્કીજ હતુ કે તે પોતાનાં આજ રાતના વચનને વફાદાર નીવડશે, અને જે ટુંક અવેજ તેણે તેના કને માગ્યો હતો તે અદા કરીજ આપશે.

અને એ થવાની ઉમેદ વચ્ચે ફકત એકજ અરમાંન તેણે દીલે વસાવ્યો, જે પોતાની નેકખસલત મોહરદાર અને વાહલાં ફરજંદને અત્રેથી સદાનો જવા આગમચ ફકત એકજ વાર નજરબાર જોઇ લેવાનો હતો. તેણે પોતાની સીહા સુરત ફરીથી તેઓને કદી નહી બતાવવાની મેહરાં જોગાં કાગળમાં જેલમાંથી એક પવિત્ર કબુલાત લખી મોકલી હતી ખરી, અને તે વચન પોતાનાં એકનાંએક બચ્ચાંનાં ભવિશ અને ભલાંને ખાતર તે કોઇ બી જોખમે સાચવવા ચાહતો હતો. તે તેઓને એટલા વાસ્તે, છતો થઇને મલવાનો ન હતો. તે સુખની સરજતની તેણે પોતાની કરણીના બાએશથી ખોદાને બારથી પોતેજ મના માંગી લીધી હતી. પણ તે છુપો વેસાવે જઇને ભરાયલો

સંતાયલો તેઓને એકવાર નજરોનજર જોઇ આવવા તરસતો હતો. તે અદુબાનો બંગલો જાણુતો હતો. ત્યાંજ તેની મેહરાં અને કુમી વસતાં હતાં, અને ત્યાં તેમને એકજવાર જોઇ લેવા ભરાયલો સંતાયલો બળતે દિવસે તે ખાસ જવા ચાહતો હતો. તેની કુમી હવે તો અઢાર વરસની એક સન્નારી થઇ હશે. તે પોતાની માતા જેવીજ નેકચલણુ અને પાકજાદ ઉધરી હશે, એમ માનવાને તે જરાએ વેહમ કરી શકયો ન હતો, અને તેવી એક મા બેટીને પોતાનું કાલું કરીને અતરેથી જવા આગમચ એકજવાર અને છેલ્લીજવાર નજરે જોઇ આવવાના ખ્યાલના હર્ષથી કમબખ્ત જાંહગીર નરીમાનનું બીત્તરે જલીને કોયલો થયલું હૃદય ઉછલીને તેનાં ગલાંમાં આવી ખુંટી બેઠું ! તેની પાસ વેસાવે તક જઇ આવવા જોગ હાલમાં ખરચના પુરતા પઇસા હતા, એટલે વલતેજ દિવસે જઇ આવવા તે ઉત્કટમંદ થયો. તે અંદેરીથી એકાદ ટાંગો કરી લેશે, અને અદુબાના બંગલાની પાછલી સાઇડે–દરીઆની બાજુએ–જે કાંમરાની વાડ હતી તેને ઓથે ભરાઇ રહીને તેઓને એક વાર જોઇ લઇ તેમનાં દર્શન વણુ તેની તરસતી આંખોને ટાઢક આપશે ! મેહરાં કાહેલી બની ગયલી બાહેર નહીં નીકળતી હોય તોબી દરીઆ બાજુએની બારી આગલ તો એકાદ વાર આવશે ? કુમી કદાચ દરીઆ કીનારે ફરવા તો આવશે ?



## પ્રકરણુ ૫ મું.

——:o:——



વેસાવાના વિશાળ દરીઆ કીનારે બે પારસી જવાંનો સેહલ કરતી કીઅમે એ પછીના બીજે દિવસની સ્હાંજે ફેરા ફરતા નજરે આવતા હતાં. એક સાહેબના કપડાંમાં સજ્જ થયલો હતો, જ્યારે બીજો પારસી પોશાકમાં હતો.

“ મેં ખરેખર તુંને ઓળખ્યો નહીં, ટૉમ,” તે ઇંગ્રેજી પોશાકવાલો જવાંન કહેતો હતો. “ મેં ઘણા લાંબા વખતે તુંને પાછો જોયો. તું શું હજી નાટકમાંજ નોકરીએ છે ?”

“ દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે, માહરા ફીરોજ શેઠ,” તે કોઇ ટૉમ કે જેનું ખરું નામ તેહમુરસ્પ હતું, અને જેને તેની

નાટકી દુન્યામાં ટૉમનાં લાડકાં નામથીજ ઓળખવામાં આવતો હતો. તેણે હસીને જવાબ કર્યો; "શીખ્યા ભણ્યા કંઇ નહી એટલે હવે નાટક સિવાએ અમો ગરીબનો છુટકોજ શું! હાલ મેં, મગર, એક મહીનાની છુટી લીધેલી છે, અને હું માહરાં છોકરાંઓ સાથે હવાફેર સારૂ આએ તરફ આવેલો ને રહેલો છઉં. માહરી દીકરી ફ્રેનીની તબ્યત માઠીજ ચાલ્યા કરેછ."

"અરે પણ ત્યારે ભલા આદમી કેથે અહીંનાં કરતાં મહાબલેશ્વર માર્થેરાન તેને લઇ જતે કેની?"

"માહરી ગરીબની મશ્કરી કરોછ. ફીરોજ શેઠ," ટૉમે કાંઇક ઠપકાની ઢપે કહ્યું; "તેના ખરચ માહરે કાંહાંથી લાવવા? વરી તાંહાં બધી ફેશનેબલ દુન્યા એકઠી થાએ તેમાં માહરા જેવા એક ગરીબ–નાટકવાલાની કોણ સોર સાંધે? આએજ ઠીક છે. અહીં બધું ગરીબા ગરીબ અમારે બરનું છે. બધાંજ કાંઈ તમારા જેવા મલતાવરા ને નમાના થતા નથી. વરસોની વાત છે, મુરબી, કે જ્યારે નાટકશાળામાં આપરી એક દાહરે ઓરખાણ થઇતી. તમે પોતે આવા શીખેલા ભણેલાને યુનીવરસીટીની મોટી ડીગ્રી પામેલાં છતાં તમે કેવી રીતે માહરાં ફ્રેંડ થયા, ને માહરો ને માહરાં ગરીબ કુટુંબનો હેતથી આદર સત્કાર કરતા રહ્યા તે તમારાં અત્રેથી મુંબાઇથી બાહરગામ જવા પછીથી બી અમો તો હંમેશ હેતથીજ યાદ કરતાંતાં."

ફીરોજ શેઠના તે ગરીબ નાટકવાલાનાં મનની આ સઘળી સાદાઇ સાંભળી ખુશમિજાજી હસ્યો.

"તમો સાહેબને મુંબાઇ છોરી જવાને વરશ બેએક તો થયાં તો હોશે?" ટૉમે યાદ કરાવી.

"હા, બે પુરાં થયાં ને આએ ત્રીજું ચાલેછ," ફીરોજે કહ્યું. "તું ઉંચી ઇંગરેજી કેળવણીને ઉંચકીને છેક આસમાનમાં ચહરાવેછ, પણ બીરાદર, એ અમારી કેળવણીનાં હવે ભાર કોણ રાખેછ? હવે તો બધાજ કેળવણી લેછ એટલે એજયુકેશન એવું દોરયે દોર શેર જેવું સસ્તું થઇ પરયુંછ કે માહારા જેવાઓ તો કંઇક ધકેલા ખાયા કરેછ! તુંજ જોની–એમ. એ. સુધી અભ્યાસ કરીને બી હું બડી મુશ્કીલથી રૂપીઆ સોના પગારે એક સ્કુલમાં માસ્તર થયો, ને તેમાં નહીં પોશાયું ત્યારેજ મેં એ સાઉથઆફ્રીકાની નોકરીનો ચાન્સ લઇ લીધોતે। કેની!"

"વારૂ, ત્યારે હવે ત્યાંથી તો લખપતી થઇનેજ પાછા આયાછની!" ટૉમ હસ્યો.

"હું પોતે લખપતી થઇને પાછો ફર્યો નથી, ટૉમ, પણ ખરેખર તો તે તરફના એક આપણા હમજ્ઞાત લખપતીને ત્યાં સારા દરમાયાથી હાલ મેં નવી નોકરી મેલવેલી છે. તેવણુ બી ઘણે વરસે સાઉથઆફ્રીકાથી ધુમ હલ્લો મારીને મુંબાઇ આવેછ, ને મને પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે સાથે અત્રે પાછો લેતા આયાછ."

"વાહ, એ બી ખુદાના શુકર છે ત્યારે," ટૉમે પોતાના કેળવાયલા મિત્રનાં એ ભલાંથી ખુશ થઇને કહ્યું; "પણ એ શેઠયા કોણ છે? કેવા છે?"

"કોઇ ખુરશેદજી લશકરી નામના છે. હું તો જોહાન્સબર્ગમાં એકજ વખત તેવણુને રૂબરૂ મલી શકયો," ફીરોઝ શેઠનાએ સમજાવ્યું. "લશકરમાંજ કોન્ટ્રાક્ટનાં કંઇ કામ મલી જવાથી મોટો હલ્લો મારીને ધનવાન થયલા છે, ને હાલ ત્યાંથી રીટાયર થઇને મુંબઇ પાછા આવેચ. ત્યાં બધા "મી० લશકરી" ને નામેજ એવણુને ઓળખતાતા. મને બી એક ફ્રેંડે ભલામણની ચીઠી આપી ને હું જઇને મલ્યો, કેમજે મને બી મુંબઇજ કોઇ સારી નોકરી મલી જાએ તો અત્રે પાછા ફરવા ઘણુંજ ગમતું તું."

"ને તમોને તરતજ રાખી લીધા?"

"હા; હું જરથોસ્તી છઉં ને એમ. એ. સુધીના માહરો અભ્યાસ છે એ જાણીને ઘણાજ ખુશી થયા, ને રૂ. ૪૫૦ નો દરમાયો નક્કી કરીને તાબરતોબ મને પોતાના સેક્રેટરી તરીકે રાખી લીધો. પહલો પગાર આંગપર આપ્યો, ને મુંબઇ આવવાનો ખરચ આપ્યો. પોતે તો ફરતા ફરતા પાછલથી આવવાના એટલે મને આગલથી રવાના કરી દીધો. મને કહ્યુંજે મને તો ફકત મુંબઇમાંજ માહરાં કામકાજમાં તમારી મદદ જોઇશે. પોતે બી ઇંગ્લીશ ઘણું સરસ બોલેછ. ઘણા મજાહના માણસ લાગેછ.

"ત્યારે હવે અહીં કયારે આવશે?"

"કાલે અત્રે ડયુ છે. માહરૂં એડ્રેસ લીધેલું છે કે હું આવીને તમોને બોલાવસ ને ખબર આપસ," ફીરોઝ શેઠનાએ કહ્યું; "હવે કાલે તેથી પાછું ઝુસરીમાં જોરાવાનું, તેથી આજે આએ તરફ માહરાં એક માસી રેહેછ તેવણુને મલવા જરા હેરયું લીધું."

"સારૂંજ થયું કેની, મુરબી? એમ હેરયું લીધું ને આપરી મલવાની સરજત હોશે તે આપરે નહી ધારેલા મલી ગીયા!" ટૉમે ખુશ

થઇને કહ્યું; "પણ તમારા લખપતી શેઠીઆ ત્યારે મુંબઇમાં હવે પોતાને વરે કોઇ બંગલો બાંધશે એમ કે!"

"નહીં રે; નેપ્યનસી રોડ પર એક ફરનીશડ બંગલો ત્રણ વરસની બોલીએ આગમચથીજ લખાવી લીધોછ. ત્યાંજ ઉતરસે. બધું ત્યાં તૈયાર રખાવેલું છે. કાલે માહરે બી હવે ત્યાંજ જવાનું ને મલવાનું છે. કેહજે આએ તરફ એવણનાં સગાંવાહલાં કોઇજ નથી. વારૂ હવે એ બધી વાત જવા દે, ટૉમ. તું કેહુછ કે ત્હારી ફ્રેની બીમાર ચાલ્યા કરેછ તેથી હાલ તુંને ઘણો ખરચ હોશે, અને—" અને તેણે ગજવામાં હાથ નાખ્યો.

"નહીં મુરબ્બી," ટૉમે તેનો હાથ પકડી લઇ માંગી લીધું; "એમ મને શરમાવો ના—હું માંગી લેઉંછ. ખુદાવંદ પાકની દયાથી અમારી એવી કોઇ મોહતાજી નથી. હાલ મને ઘણાખરા ચીફ પાર્ટસ મલેછ, ને માહરો પગાર તેથી ઘણો સારો છે."

"વેલ, તે સાંભલીને હું ઘણો ખુશી છેઉં, ટૉમ," ધીરાજે કહ્યું; "એમ છતાં ધ્યાન રાખજે કે કોઇબી તંગીને વખતે હું તાહરો દોસ્ત છેઉં. એક ઇજજતદાર ને પ્રમાણીક ધંધાદારી તરીકે મેં તાહરામાં ઘણું એક વખાણવા લાયક જોયુંછ, ને તેથીજ હું તાહરો અને તાહરાં કુટુંબનો દોસ્ત થયલો છેઉં: ને પેલો ઇનસ્પેક્ટર જોન્સ મલેછ કે? તે બી ત્હારો નાટકનોજ દોસ્તદાર છેની?"

"નાટકનોજ" ટૉમે હશીને કહ્યું. "હાલ તો તેવણ પોલીસમાં સુપ્રીન્ટેંડંટની પાયરીએ પુગ્યાછ ને ડીટેક્ટીવ ખાતાંમાં છે, પણ તમારીજ પેરે માહરા જેવા ને તેવા મેહરબાન છે. હજી આપરે ઘેર બી કોઇ કોઇ વખત આવ્યા કરેછ ને ચાએ કોફીનું એક કપ કે એકાદ પેગ પીએછ. માહરાં છોકરાંઓ સાથે બી એક બાપ જેવાજ પરોટાઇ ગીએલા છે."

"મને ખબર છે. ત્હારી ફ્રેની સાથ કેટલા હલી ગયલા તે માહરે નજરે જોયલું મને યાદ છે." ધીરાજે જવાબ કરયો. મેં તો એક વખત—ઓ, પણ આએ બાઇ કોણ? એ બીચારી દોરતી કેમ આવેછ? એ ત્હારી ફ્રેની તો નથી?"

"નહીંજી, ફ્રેની કાંહાંથી હોએ? પણ એ તો આપરીજ તરફ આવેછ!"

અને તેટલાં તો તે એક કાઇ જવાન પારસી છોકરી, દોડતી ને હાંફતી, તેઓ બંને વાત કરતા ધીમે ધીમે સેહેલ કરતા જતા હતા તેઓ તરફ ધસી આવી. તે વરસ અઢારેકની એક ઘણીજ દીલજીત સુંદરતા હતી. ચેહરામાં કાંઇ અજબ જેવી મીઠી ને મનોહર. તે એટલી ઝપાટામાં દોડી આવી હતી કે પેલા કદરબીહામના ને ખાલી અંબોડા પર વળગી રેહતા માથાંબાંનાના સુફેદ બેજફર પાટા વગરનાં તેનાં ઝલકતા કાલા ભમ્મર બાળવાલાં માથાંપરથી સારીની સોડ સરી ગઇ હતી તે સમી કરવા પણ તે થોભી નહી હતી, અને જયારે તે પેલા બે જવાંનોની રૂબરૂ આવી લાગી ત્યારે તરત તેનાથી હાંફને મારે બોલાયું બી નહીં !

"શું છે, બેહન, શું છે?" ટોમે ગભરાઇને પુછયું.

"જરા માહરી સાથે જલ્દી આવશોજી?" પેલી મનોહરતાએ મીઠા મ્યુઝીકલ અવાજે માંગી લીધું; "મારા જૈફ મામાજી બીચારા એક રેતીના ઢગ ઉપરથી નીચે ઉતરતાં ખરાબ રીતે પરી ગીયાછ ને મને લાગેછ કે પગ મોરચાયોછ."—અને તે બાળકીની દયાલુ આંખમાં આંસુ ધસી આવ્યાં!—"ઉઠીજ નથી શકતા."

"કંઇ ફીકર ના કરો, બાઇ. કાંહાં છે તેવણુ—ચાલો" ફીરોઝે ગરમ દીલસોજીથી તરત આગળ પડી કહયું; "કદાચ અમથો પગને ઝોંક લાગો હોશે-"

"નહીજી. નહી, પગ બીચારાને ઘણો દરદ કરેછ ને ઘણી કર ખાએછ," તે છોકરીએ આશકથી લાલ થતાં જવાબ કરયો, "ને અમારૂં ઘેર ઘણું દુર છે. અમે જરા દરયે ફરવા નિકરયાંતાં, ને—"

"પણ આપરે વાતમાં નાહક વખત ગુમાવ્યેછ, ફીરાઝ શેઠ," હયાં ટૉમે તાપસી પુરી યાદ કરાવી, અને તે પછી તે ત્રણુની ટોલકી બન્યું એટલી ઝડપે ચાલતાં બલ્કે દોડતાં આગલ વધી. અધીરા જીવની તે દીલકસ છોકરી પોતે તો આગલ આગલજ દોડતી હતી. તેણીનો ગભરાત ઘણાંજ ખરાં દીલનો હતો, ને તે પરાયાંઓના લેહાઝનો વટીક તે સુંદરીને હાલ તો કાંઇ ખ્યાલ રહયો ન હતો.



# પ્રકરણ ૬ ઠું.

—:૦:—



તેઓ પોંહચી ગયાં.

પેલા બેએ તે રેતીમાં ફસડાઇ પડેલા જૈફ આસામીને જોયો. તે જુના જમાનાનો એક પારસી હતો. સફેદ બરફ જેવા ગુચ્છા ને ગાલથી બી નીચે ઉતરેલા મોટા તેવાજ થેપ્યા અને ભરાવદાર સુફેદ મુંછ સાથ તે આંગે જરા ભારી ને ભરેલો હોવાથી દમામદાર દેખાતો હતો. તેને માથે એક મોટી ઉંડી કાનખાબની ટોપી હતી, ને દીલમાં કાળો મોટો, વચમાં લાલ કસનો, ડગલો તથા સફેદ ફલેનનું પાટલુન હતું.

"ફ્રુમી દીકરા, તું આવી ?" તે ડોસાજી તેઓને જોઇને જાસ્તી ચીબા થયા. "આવો સાહેબો, જરા મને મદદ કરો ! તમો ખોદાના મોકલેલા માહરી ફ્રુમીને એટલા જલ્દી મલી ગીયા હોશો. ઓ—અરરરર, કેવું ગુટણ ભાગું‌છ જો !"

"ઓ નહી, નહી, મામાજી, જો એમ ને એમ ના બોલ્યા કરો !" ફ્રુમીએ રડીને માંગી લીધું.

"કંઇ ગાવડી પોરી છે !" ડોસાજી ખીજવાયા. "ભાગે તાહરે બોલું નહીં જે ભાગું ? હવે મોહકાન વરી જવાની છે ! હવે ઘેરજ કેમ જવાશે ? રાત ભર અહીં સરદીમાં પરી રેહવું પરશે, ને ન્યુમોન્યા થવાથી કાલે તો ચાલ બાઇ પોઇજ્જા !"

પેલા બે જવાંનો જેઓ એ દરમ્યાન ડોસાજીને ધીરજ આપી તેમનું ગુંઠણ તપાસતા હતા તેઓએ હવે જોઇ લીધું કે કાકા તો કેથા જઅઅરા કાટરયાંગેપ હતા ! દીસ્તી રીતે કાંગલા થવાની ને કાગનો વાઘ કરવાની ડોસાજીને તબેહ હતી. ટૉમ તો ગાલમાં જીભ ખોસીને ઘણી મુશ્કીલથી પોતાનું હસવાનું થોબાડી શકતો હતો. ડોસાજીને તો એટલા વારમાં ન્યુમોન્યાબી થયો, ને ચાલ બઇ પોઇસ—વલી ગુજરી બી ગીયા !!

પેલાઓએ જોયું કે ગુઠણ ન તો ભાગ્યું હતું કે ન તો લચકાયું હતું. ફકત પગપર જરા ભાર આવી ગયો હતો, ને પેલા ડોસાએ અમસ્થી તે પોરકીને બીહીધરાવી મારી હતી !

"તમો આવો, મુરબ્બી—અમો બેઉનો ટેકો લઇને ઉઠો," ફીરોઝે દાંત નહી નિકળી પડે તેની સંભાલ રાખીને ગંભીરતાથી સમજાવ્યું. "કંઇજ નથી, તમે અમથા બીહીધેલા છેઓ."

"અરે ત્હારા દીકરા જીવેરે બેટીબાપના!" તે ડોસાજી હસી પડયા; "કેહજે કંઇજ નથી! દેખઇતું હારકું ટરાર દેઇને ભાગું ને કેહજે કંઇજ નથી! મરી ગયો માહરા બાપ—મરીજ ગીયો! હવે કાલે ડા૦ સ્મીટને બોલાવવો પરસે, પગ કલોરોફોરમમાંજ કાપી કાહરાવવો પડશે, ને હાર્ટ ઘણું નબલું છે તેથી મકું જે કલોરોફોરમમાંજ ઉંઘમાં ઉંઘઇ જવાનું થશે!"

વળી ટૉમે તો મોહું ફેરવી કુમી કે તે બુઢ્ઢો નહી જુએ તેમ હસીને પેટ ખાલી કરી નાખ્યું, પણ ફીરોઝ તાજુબીભરી સંભાલથી સાવધ ને ગંભીર રહયો.

"કંઇજ નથી, મુરબ્બી અમારૂં માનો," તેણે પાછો આગ્રહ કરયો. "તમારાં ભાણેજ બીચારાં એમ તો અમથાં બીહી જાએછ. આવો, અમને બગલમાંથી ઉંચકવા દેઓ ટૉમ, પેલી બગલ તરફ."—અને તેઓએ તે ચક્રમ ડોસાને એકેક બગલમાંથી પોતાની મજબુત બાથમાં પકડીને જેમ તેમ ઉભો કરયો; પણ પેલો દભરાયલો પગ તે જમીનપર મુકે ત્યારેની? તે તો એકજ પગ પર ખડો રહયો!

"અને હવે હું એમ પુછું તમે મી૦—મી૦ને કે નાટકના કલાઉનની કાંની એક પગપર દેડકા જેવો ઠેકરા લેતો ને કુદતો નાચતો હવે માહરે ઘેર તે હું કેમ જાઉં, હેં?" તેણે તકાજો કરયો. "કુમી, તું કંઈ કેહેની? તું એ બેઉ સાહેબોને માહરી મુશ્કેલી સમજાવની! હું શું કંઇ નાટકનો કળાઉન છેઉં? હું શું કંઇ એક પગે દોરીને અટકમટક ગેરી ચંપા રમવા નીકરેલો છેઉં?"

"તમો ચાલો મુરબ્બી, જરા જરા પગ જમીન પર ટેકવી અમારો ટેકો લઇને ચાલો," ટૉમે સમજાવ્યું.

"અરે પણ ચાલુ શું, માહરા બાપ, માહરૂં ને તમારૂં કપાર?" ડોસો બજીદ થયો. "અહીંથી બે માઇલના ફાસલાપર જવાનું, તે એમ એક પગે ચાલસ તો અરધા માઇલમાંજ માહરે માંથે લોહી ચહરી જશે—હું પટ દઇને જમીનપર પરશ ને ચટ દઈને માહરો પરાંણ ધરી જશે; ને ત્યારે શું રાતભર માહરૂં રવાંન તમે આએ દરયેકીનારે રઝરાવાના છેઓ?"

"ઓ મામાજી એ શું બધું વેલુંગાંડુ બોલ્યા બક્યા કરોછ જો?" હવે કુમી ખીજવાઇ; "આએ સાહેબો ચલાવેછ ત્યારે જરા જરા એ લોકનો ટેકો લઇને ચાલોની?"

"ઘેર કેટલુંક દુર છે જે!" ફીરોઝે કુમીને નરમાસથી પુછ્યું.

"જી અહીથી હું ધારૂંછ જે બે માઇલ હોશે," કુમીએ અરજ કરતી ઢપે કહ્યું, "એવણુ માહરા મામાજી થાએછ—ખાનસાહેબ અરદેસર વીમાદલાલ."

"કોણુ—પેલા ખાનસાહેબ અદુબા કરીને આએ તરફ કેહવાએછ તે!" ટોમે નામથી તરત ઓલખીને પુછ્યું.

"જી હા."

"અરે હા, બાવાજાન, હા. ખાનસાહેબ અદુબા બી હુંજ મુવોછ ને ગોરસાહેબ અરદેશર બી હુંજ; પણુ હવે આએ પગનો શું રસ્તો કરયે ને ઘેર કેમ પોહોંચ્યે તેજ બતાવોની!" જાંહગીર નરીમાનની બેટી કુમીના મામાજી—જાંહગીરની અસીલ મોહરદાર મેહરાંના ભાઇ અદુબાએ સવાલ નાખ્યો.

ત્યારે એવણુથી ચલાવાનું તો નથીજ," ફીરોઝે કુમાને ચીંતાથી કહ્યું.

"પણુ એવણુ સાહેબ ચાલે તો ચલાયની?" ટોમે જરા ગુસ્સો કરયો. "એવણુ સાહેબતો પગ જમીન પર મુકતાજ નહીં તે!"

"એમ તો માહરા સાહેબ તમે બી!" હવે ડોસાજી બી જરા ખભડયા; "તમે તો કેહશો જે ખાનસાહેબ, તમે પગ તમારાં માથાં પર મુકીનેજ ચાલો તે કાંઇ ચલાવાનું છે?"

હવે આવી મુશ્કીલીમાં કરવું શું? ડોસાજીને તો ઓહાય—ઓ કરીને પાછા બેસાડવામાં આવ્યા, અને પછી તે ત્રણુની કાઉન્સીલ વિચાર કરવા પડી.

"તમે એમ કરો," ટોમે સુચવ્યું; "આએ બાજુમાંની ગલીમાંથી આપરે પેહલાં સરક પરજ નીકરી જઇએ. એવણુને આપરે જરા ઉંચકી લઇશું, ને પછી સરક પર કોઇ બી ગાલ્લી મલી જશે તો તેમાં એવણુને ઘેર પુગારયે."

"હાજી, હા, તેજ બહેતર છે," કુમી તરત એકમત થઇ. "જરા જલ્દીથી ઘેર જઇએ તો હું ડાકટરને તેરાવી લેઉં. તમુને ઘણી તરદી થાએછ, પણુ—"

"ઓ, ડોન્ટ મેનશન, માઇ લેડી," તેહમુલજી નાટકવાલાએ ઇંગ્રેજીમાં ફેંકાફેંક કરી; અને પછી ડોસાજીના તરેહતરેહના ગાંડા બકવાત પર ધ્યાન

નહીં આપતાં તે બે અફસરોએ તેમને જમીનથી ઉંચકીને પાછા ઘસડ્યા—અધ્ધર ઉંચક્યા. ફુમી બી મદદે આવી. હવે ડોસાજી જરા જરા તે દુભાયલો પગ જમીન પર મુકતા બી જાય ને પાછો ઉંચકી લઇને ચીસ પારતા બી જાય. એમ ધુમ્મે પાપે તેઓ આખર સડક તક પોહોચ્યાં, ને ત્યાં અદુઆ પાછો પથારો માંડીને ફસડાઇ પડ્યા.

મગર એટલા સુધીમાં તો તેવણ પોતાનાં રૂવાંનપરનાં ઘેહેસારણાંની ક્રિયા સુધી બી પોંહચી ગયલા! "અલે અત્યારે તો દખમામાં હારવાટલો બી થઇ ગીએલા હોઇશું" હવે તેવણ કેહવા લાગ્યા; ચાલો, જે સરજત. કરયે શું?"

ટોમ તો કોઇ દુરથી આવી લાગતું ગાડું જોતો રેહવાને મસે મોંહ ફેરવી ધુમ હસતો હતો. હજી તો ડોસાજી પોતાનાં ચાહરમ, સાસીસો, ને વરસી તક જવાના હતા!

એટલામાં, તોપણ ઘણાં સારાં નસીબે એક ભાત ભરવાનું કોઇ ફીરંગી કોલીનું ગાડું તે તરફથી પસાર થતું હાથ લાગી ગયું, અને તે થોબાડી ને ત્રણની મદદનાં હવે એકઠાં બળ વડે બરી મુશ્કીલથી ડોસાજીને ઉંચકીને તે ગાડાંમાં ગગડાવ્યા.

"અરે પણ બાપુ તમે કોઇ મને ધરી પકરીને જરા અંદર આવીને બેસોની!" અદુઆ ચીચવાયા; "નહીં તો ગધેરમાં ગાડું ચહરી જશે ને હું જરૂર ચીભરાંની પખીન ઝીંકાવશ. હું તો બારસો મનનો બોજ છેઉં જો, તમ્મારા સમ! પરયો તો મુવો કદાચ ગારાંનાં પૈડાંજ માહરાં ગરાંપરથી ફરી જશે, ને તો પાધરો ઘેર લઇ જવાને બદલે માહરી લાશને કમબખત પોલીસવાલા મુંબઇ કામાટીપુરાનાં જુરીહાઉસમાં લઇ જશે, અને"

"ટોમ, તું ખાનબાહદુર સાથે બેસી જા, બીરાદર," ફીરોઝે એ ઉપરથી હસતાં હસતાં માંગી લીધું; "તમે ઘેર પોંહોંચી જાઓ—હું આએ બાઇ સાથ પાછલ ચાલી આઉં છ."—અને એ ગોઠવણ બધાંને અનુકુલ થવાથી હવે તે હાઉસનજાઉસન એ મુજબ ઘર જવા રસ્તે પડ્યું. ગાડાંના બલદયા સારા હતા, ને મોટાં ઇનામની લાલચે ગાડાંવાને ડોસાજીના જુઠા બુમબરાડા પર ધ્યાંન નહીં આપતાં જોરથી તેમને મારી મેલ્યા, એટલે ગાડું એક ઝપાટે લાંબે નિકળી ગયું, કે જ્યારે ફુમી અને ફીરોઝ વાત કરતાં તેની પાછલ ઉતાવલે કદમે પગ ઉંચકી ચાલતાં જતાં હતાં.



## પ્રકરણ ૭ મું.

———:o:———



તે સમી સ્હાંજનો સમો હતો—બલ્કે દિવસ ટુંકો હોવાથી હવે ઓજપ થવા આવ્યું હતું, કે જ્યારે પોતાની ઓરદુમાં ચાલતી તે તેજસ્વિ સ્વરૂપની સુંદરી તરફ શીરોજ અવારનવાર ઘણી મોટી વખાંણની આંખે જોતો ચાલતો હતો. તે એક સીધું સરવ સરખું બદન હતું. તે સીધી, પતલી ને ઉંચી હતી, અને તેનો આ ગરગામડેના રેહવાસથી તનદરોસ્તી વચ્ચે લાલ બનેલો ગોરો ગુલાબી મુખડો જોવાનું અગત કરીને સુખકારક હતું. તે એક લાલ સાડીમાં પોતાના ખુશનુમા સુફેદ ચંદ્રમા જેવા ચેહરા સાથે આંખે ઉડીને વળગે એવી સુંદર અને મનોહર નજરે આવતી હતી!

તેણીએ આખે રસ્તે શીરોઝને વાત કરાવી. તે અકસ્માત રેતીના એક ઢગપરથી ઉતરતાં ડોસાજીનો પગ લપસી જવાથી થયો હતો, તેની તેણીએ વીગત કહી. તેણીએ જણાવ્યું કે તેઓ એ ખાનબહાદુર અદુબા જેવણ તેના મામા થતા હતા, તેઓ જોડે વરસોથી રેહતાં હતાં. તેણીના બાવા બીચારા બહાર ગામ ગુજરી જવા પછીનાં તે લોક મામાને આશરે આ તરફ રહેલાં હતાં, જેથી મામાજી સાથે રોજ સ્હાંજે ફરવા તેણીનેજ નિકળવું પડતું. તેને પોતાને એ કીનારાની સેહેલબાહ ઘણીજ પ્યારી લાગતી,અને અદુબાને બી રોજ બે ચાર માઈલ એ મુજબ ચાલવા ગમતું હતું તેવણ જરા "એકસેનટ્રીક" (ચક્રમ) હતા ખરા પણ દીલના ઘણુજ મોટા ને ખરેખરા દયાલુ હતા.

"ત્યારે તમે પોતે કોણ ફેમીલીનાં? તમારા બેહેસ્તી બાવાજીની અટક શું?" શીરોઝે તેણીની વાતમાં ઘણોજ ઇનટરેસ્ટ લઇને પુછ્યું.

નરીમાન; હું મીસ કુમી નરીમાનનાં નામે ઓલખાઉંછ જી,"

કુમીએ જવાબ કરયો, અને તરત ઉલટમંદ વધારયું, "તમો બી અત્રેનાજ રહીશ છેઓજી?"

"નહી, મીસ, હું તો મુંબઇથી આયો. હું તો દુર દેસાવર ગયલો હતો," શીરોઝે ખુલાસો કરયો, "ને મુંબઇ આવ્યા બાદ આજે જરા ફુરસદ મલવાથી આંઈ તરફ માહરાં એક માસી રહે છ તેવણને મલવા આયો."

"કોણ તમારાં માસી ?"

"સુનાબાઇ વેહવઇનાં. તમે ઓરખોછ? ચોકી આગલ મકાન છે તે?"

"નહીજી, અમે અત્રે કોઇને ઓરખતાં તથી," કુમીએ સાદાઈથી કહ્યું; મામાજીને કોઇની સુગ સોહવાતી નથી, ને અમે કોઇને મલતાં ભેટતાં નથી. કોઇ અમારે તાંહાં આવતાં જતાં બી નથી. ઇનફેક્ટ મને તો જાંણે માહરાં મમાજી ને મામાજી વતરોગ કોઇની અત્રે કુંપનીજ નથી !"—અને તે મીઠાસથી હસી. "એમ તો માહરા એક કઝીન મી૰ ફરામરોઝ છે.—"

"અદુબાના છોકરા ?"

"હાજી; પણ તેવણ મી૰ પ્રાઇસ એન્ડ પ્રાઇમર સોલીસીટરોને ત્યાં મુંબઇમાં આરટીકલ કલાર્ક છે, ને તેથી મુંબઇજ રેહે છે. અહીં તો મહીને બે મહીને એક ફેરો એક દાહરો આવી જાએ તેજ."—જરા થોભીને—"ને જી તમો પોતે કોણ ?"

"આએ માહરો કાર્ડ છે, મીસ નરીમાન," શીરોઝે એ સવાલના જવાબમા પોતાનો કાર્ડ તરત કાઢી આપતાં કહ્યું, અને કુમીએ તે અસ્ત થતાં ઝઝકલામાં ચાલતા ચાલતાંજ મોટેથી વાચ્યો—"મી૰ શીરોઝ એમ. શેઠના. એમ. એ."—અને કુમી દીસ્તી રીતે આ જવાંનથી ઘણી રાજી થયલી દેખાઇ. તે તેણીએ જોયું કે અતી ઘણો સોહામણો, થરસાદાર, દેખીતા પ્રમાણીક આચારવિચારનો ને ઉંચી કેળવણી પામેલો એક સભ્ય ગ્રહસ્થ હતો.

તેણીએ પોતાના મામાજીને તે ભલા જવાંને કરેલી મદદ માટે તેનો ઘણો ઘણો ઉપકાર માન્યો, અને તેટલાં તેઓ અદુબાની બંગલી આગલ આવી લાગ્યાં.

ટોમ હસતો હસતો બાહેરજ ઉભેલો હતો.

"તમારા મામાજી તદન સારી પેઠે છે, મીસ," તેણે કહ્યું. "ડાકટર ગોમ્સને પાસેથી બોલાવ્યો. તેણે પગ ઘણી સંભાલથી તપાસીને કહ્યું જે પગ પર ફકત નજીવો જેવો ભાર આવી ગીયોછ એટલુંજ; પણ એવણ પોતે માનતા નથી. હજી ડાકટર અંદરજ છે. બસ એજ ધખારો હવે એવણ સાહેબને લાગોચ કે પગ કાપવોજ પરશે. ને લાકરાંના પગ સાથે રેલ ઓલંગતાં લાકડું જો પાટાની વચ્ચે આવી જશે તો તેટલાં ગુજરાત મેલ આવી લાગવાનો, ને એવણુની બોટી બોટી થઇ જવાની!"

બધાં હસ્યાં. કુમી બી ઓસકથી લાલ થતાં એ સાંભળી ઘણા મીઠાસથી હસી.

તેણીએ તે બેઉ ગ્રહસ્થોને તે પછી અંદર ઘરમાં આવવા ઘણી આહોસ કરી, પણ ટ્રેનનો વખત થયો હતો. ને ફીરોઝને જલ્દી મુંબાઇ પાછો ફરવું હતું એટલે તે બંન્નેએ એકમત થઇ નાજ કહી; અને ત્યારે કુમી તે બેઉને શેકહેન્ડ કરી, પાછો ને પાછો તે બેઉનો એટલી બધી ભલાઈને તસ્દી માટે ઉપકાર માની, પોતાના મામાની ખબર લેવા અંદર દોડી ગઇ.

"કોઇ ઘણી મહજાની છોકરી છે," તેણીના જવા પછી બી તે શોભીત આકારને પીઠથી ગુમ થતો જોતો ફીરોઝ કાંઇક ધ્યાન બેધ્યાન ઉભેલો હતો તે જોતાં લગાર ગમત પામી ટોમે કહયું; અને ત્યારે ફીરોઝ ચમકીને જરા ગભરાયલા જેવો કાંઇ જવાબ કરવા જતો હતો તેવામાં તેનું લક્ષ ખેંચાયું કે એક કોઇ સખ્શ ટીંગાઇને તેણે પોતે જોયું હતું તેથી બી હજારો ઘણી જયાદા આતુરતાથી બંગલાની દેવાલની બાજુમાં સંતાયલો બંગલામાં ચાલી જતી કુમીને ટીકીટીકીને જોતો હતો એ કોણ! એ શું!

અને તેવામાં તે આદમી ફરયો એટલે ફીરોઝ બેવડો ચોંકયો.

"ઓ, તમે અહીં, ખરશેદજી શેઠ?" તેણે ગભરાતમાં આગલ ધસી જઇ પુકારયું, કે જયારે તે આદમીએ બીહીખેલી અદાથી એકાદ પલ ફીરોઝ ભણી જોઈ કશું પણ કહયા કે જવાબ કરયા વના એકદમ ત્યાંથી ચાલુજ મુકયું, ને અજાએબીમાં ગરકાવ થયલા ફીરોઝ અને તેના દોસ્ત ટોમ આગલથી જરા વારમાં તે ગુમ થઇ ગયો!

"એ કોણ હતો?" ટોમે તે જતો રેહવા પછી અજબ થતાં પુછયું.

"ખુદા જાંણે, હું કંઇ સમજીજ નહી શકતો!" ફીરોઝે મસ ગુંચવાતાં જવાબ કરયો. "પેહલ્લાં તો મને લાગ્યું કે પેલી જવાંન બાંનુને ટીકતો તે કોઇ બેઅદબ બદદયાનતી આશામી છે, પણ પછી એ આપરી તરફ ફરયો. ત્યારે તો મને લાગ્યું કે તે કોઇજ નહીં પણ માહરો લખપતી શેઠ ખરશેદજી લશ્કરી પોતે હતો!"

"પણ તે તો તમે કેહજે હજી કાલે મુંબાઈમાં ડયુ છે, ત્યારે આજે અહીં કેમ આવી શકે?"

"તેજ તો મુશ્કેલ છે! વલી વધારે એ કે તેજ જો હોય તો મને જોતાં સાથે બીહીને એમ ન્હાસી શાનો જાએ! મને તો જાંણે કંઇ સમજજ નહીં પરતી! મેં "ખરશેદજી શેઠ" કરીને પુકારયું એટલે

મને જંગલીની અદાથી ટીકીને પછી કંઇ બ્હારૂં આવી ગીયું હોએ તેમ એકદમ તે તીર થઇ ગીયો ! !"

"એનામાં લખપતીનો કોઇ ઠાઠજ નહીં હતો," ટોમે સેવટનો ચુકાદો આપ્યો. "લખપતી કરતાં કોઇ મારા જેવો કરકો મને તો વધારે લાગો—જો કે ઇંગરેજી ટોપમાંનો ભપકો કરી નિકરયોછ તોબી શું થયું ? વરી લખપતીઓ એમ રસ્તેસેઢદે પાંઉપ્યાદા ફરીને રસ્તે જતી કે ઘરમાં પાછી ફરતી કુમારીકાઓને ટીકનારા થતા નથી. માહરૂં તો મત છે કે આએ કોઇ બીજોજ ને ભમતોજ કોઇ હતો, ને અપ્રમાણીક નિષ્ટાથી આએ બાઇને જોતાં પકરઇ ગીયો તેથીજ બીહીને આપરી આગલથી એમ એકદમ પોબાર થઇ ગીયો."—અને ફીરોઝને અનમન્યો પણ ફરજયાત એજ અનુમાનને એકમત થવું પડયું.



## પ્રકરણ ૮ મું.

—:o:—



રેલના ભોઇવાડા સ્ટ્રીટમાંનાં તે એક એકાંત ગરીબ પારસી ઘરના ઓટલાના તરતના ધોયલા ઉંબર પર હીરાજી કાચમેનની દીકરી નજી પટકપટક ચોક પુરતી હતી. સહવારનું પ્રહર હતું, અને તે આખાં ઘરનો કચરો વાલીને પરવારેલી હાલમાં હવે ચોક નાખતી હતી.

તે ખબડેલી હતી. વરસ પંદરથી સોલનું તે હજી તો એક કરચલું હતી, પણ તેને તુમાખ, તોર ને ગુસ્સો બાર ખાંડીનો હતો, જે હાલ તે ચોકના દાબડાપર પોતાનો ખાર કાઢતી હતી ને ચોક નાખતાં હાથમાંના દાબડાને પટકપટક ઉંબર સાથ જોસથી અફાલી મુકતી હતી તે ઉપરથી સહજ જોઇ શકાતું હતું.

ખરી રીતે તો તે કાંઇ હીરાજી કાચમેનની પોતાની દીકરી નહીં હતી. આવાંબાઇ—મીસીસ હીરાજી—તેનાં માસી થતાં હતાં, અને તેઓએ તેને તેનાં (નજીનાં) માએ બાપ નાહલી મુકીને એકેક પછવાડે ગુજરી જવા પછી કરી લીધી ને પોતાને આસરે પાલીને મોટી કરી હતી, જેથી આસપાસનાંઓ તેને હીરાજીનીજ દીકરી જાંણવાની ભુલ કરતાં અથવા જાંણીને એમજ ઓલખતાં હતાં.

તે આખો દહાડો હીરાજીને ઘરનું લડારૂં કરતી—એ નજી. સગાં માઆ બાપનું મરી જવું એક એવી જાલીમ કમનસીબી છે—અગતકરીને છોકરાંઓએ નાહની ઉંમરમાં એ મીઠો મેવો ખોહી બેસવાનું એટલી હદ સુધીનું અફસોસકારક ને આફતભરયું છે કે તે રખડી ગયલાં બચ્ચાંઓ બીચારાં નમાયાં પછીથી હીણાતાં અફલાતાં ને ધક્કેલા ખાતાં થાએજ તેમાં અજાયબી જરા એ નથી હોતી; અને તેજ હાલ આએ હીરાજી કાયમેનની નજીનો હતો. તેને તો મોટી ઉકમાઇ ને મોટી ભલાઇ કરીને એ માસીએ પાલી હતી, પણ માએ તે માએ ને માસી તે માસી. માસી ને ગલે ફાંસી. નજીની માસી એ પોતાને ગલે ફાંસી પડવાથી જોઇએ તેવી ખુશી નહીં હતી, ને પોતે સ્વભાવની અતી ઘણી કડક, કજયાખોર ને જાદરા હોવાથી બચ્ચાંને અતી ઘણું હાડમાર કરતી હતી. તે બીચારી વાસણ કુસણ ઉજાલી, મોરી ચોતરા ધોઇને રાતે છેક દસ વાગા પછી તો સુતી હતી, અને તે છતાં તેને રોજ ચારને ટંકોરેજ ઉઠવાનો હુકમ, કે જેમાં આજે જરા ખામી આવવાથી આવાંડાસાંનો કાંદો હદ બાહાર ખીલી ગયો હતો. તેવણે તે બચ્ચાંને ઘણું એક તાણું જાણીનું કડી સંભળાવ્યું હતું, અને પરીણામમાં નજી ઘણી ખભડેલી હતી, જે પોતાનાં દીલનો ખાર ઝાડુની ઝાટક ને અછાડપછાડમાં ખાલી કરવા બાદ હાલમાં હવે તે ચોકના દાબડા પર બાકીનો ખાલી કરતી હતી.

તેણીને ઘણું નરસ લાગ્યું હતું. તે શું હવે નાખશી હતી ? અગતકરીને હમણાં "ખસરૂભાઇ" ઘરમાં હતો તેથી નજીને જાસ્તી ખસ્યાણું લાગ્યું હતું. ખસરૂ હીરાજીનો એકનોએક ગાદીવારસ દીકરો બાડી પર જાય પછી તેની માસી તેને ગમે એવી ગુંગલાવે કે હડધુત કરે તેનો તેણીને ઝાઝો ગમ ન હતો; પણ " ખસરૂભાઇ "ના દેખતાં તે એવી તોરછોડ ને ગાલબેલ થતી કેમ સાંખી શકે ?

તેને એ ખસરૂભાઇ તેના ઘેલાગાંડા છોકરવાદી ખ્યાલોથી ઘણો ગમી ગયો હતો, ને તેના વેરે અહદરાવા પરણવાની ઉમીદથી એ પોરી તે પોરયાને જોતાં ને ચાહતાં શીખી હતી, ખસરૂભાઇ એશકો હતો, ને તેનામાં તેણી સઘળી સંપુર્ણતાજ જોતી હતી. તેને મન (તે બીચારી પોતે અભણ ઉધરેલી હોવાથી) એટલો હોશીઆર ને એવો ખુબસુરત જવાંન આખી દુન્યાની વરતી પર બીજો કોઇ કદી થઇ શકેજ નહીં !

"પોહોર દાહરો અઓરો તોબી અલ્લુ પારાની કાંની લાબી થઇને ચોંટઇ રેહી! તું મરે પેદાની પરતી!" આવાં ડોસાં જ મોહલ્લા સાંભળે તેમ મોટે મોટે જીવ કાઢતાં હતાં.

"હવે બહ રે બહ, આવાં, પોરીને જરા જપવા દે!" હીરાજી જેવણ ઘણા મીયાંમાણુસ હતા તેવણ અંતે દયાથી વચ્ચે પડયા; પણ આણી મેર આવાંડોસાં! તેવણ હવારીને હીરાજીને બી કાચા ને કાચા ખાઇજ ગયાં. "તમે તમારે અમોલા બેહજો હો, હીરાજી, હા! શું હાપ કેહું તમુને. વરી તમે વચ્ચે બોઓલા? મેં હજાર વાર ના કીએલી ની? તમે તમારી ગારી હાંકી જાણો. ઘેરનાં કામમાં તમો માતીદામાનીખ હું હમજો જે બોલો?"—અને હીરાજીને આવાં ડોસાંની એ "લોજીક"નું વાસ્તવિકપણું મનથી કેટલીક હદ સુધી મંજુર કરીને ફરજયાત ચુપ થવુંજ પડયું.

ખસરૂભઇ કંઇ વચ્ચે બોલ્યો નહીં. પોતાની "કઝીન" તરફથી કંઇ બોલવાનું તેનું બી મન તો ઘણું થયું, પણ તે પોતાની માએને અચ્છી રવેસે ઓલખતો હતો ઘડીની વચમાં તે ડોશી પોતાના ધણીને પાણી કરતાં પાતલો કરી મેલતી તો તેના શા આશરા?

એમ ધીક ધાપે નવ વાગ્યા, ને ત્યારે માતીદાઓ ધંધે ધાપે જવા તૈયાર થયા, હીરાજી કાયમેન ગાડીઓ ભાડે ફેરવતા હતા. તેવણ પોતે એક પાલખીરાકી સીગરામ પર જતા, જયારે ખસરૂભાઇ એક ફાંકડી વિકટોરયા પર; ને બંને જણ દિવસની આખરે સારૂં પેદા કરી લાવતા. ખસરૂભઇ ચીલચલાકયો ને એઅકોટાટ થઇને પોતાની ફાંકડી વિકતોરયા પર બેસતો, ને ઝુલતાં ફુમટાંની તેની કાલી ટરકીશ ટોપીમાં સેંટાપાટલી પાડેલા બાલ સાથે નજીની આંખમાં તે "કંઇ વણોજ અજબ જેવો ખુબસુરત" લાગતો. વળી "સાબલોક" બી મલી શકે ત્યાં સુધી એ "છોટા પારસીકી ગાડી" ને વાસ્તેનોજ પોતાના હમાલોને હુકમ આપતા. તેનું આખું "ટર્ન આઉટ" તે ઘણું ફાંકડું રાખતો. ઘોડો બી ઘણો મજાહનો હોવાથી તે થોડા કલાકમાં ઘણું સારૂં પેદા કરી લાવતો, કે જયારે વરી સ્હાંજે તો ઘણુંકરીને નેકટાઇ કોલર સાથે સાબનાં કપડાંમાં વોકીંગસ્ટીક હાથનાં આંગલાંઓ પર ઘુમાવતો તે બેંડસ્ટેંડ પર લટાર મારવા બી નિકળી પડતો!

હીરાજી પોતે બચારા, મગર, ઓલ્યા હતા. તેવણ બી પાઘરૂં કમલું પેહરીને તો સીગરામના કોચબોક્ષ પર ગાડી હાંકવા ચઢી બેસતા,

પણ હગલાનાં કે વાસ્કુતનાં બટન તે નાખવા વાસ્તે તો જાણે તેવણે બાધાજ લઇ લીધેલી! સો વસા તેવણુના ડગલા ને વાસ્કુતનાં બટન છુટાંજ લબડે, ને કોચબોક્ષની આમેની સુપડી પર પગ ટેકવીને એ ગામડયા બોચને કચ-કચ-કચ કરતો શીગરામ હાંકી જતા જોવાનું લાગતાંવલગતાં સરકલમાં ઘણું જાણીતું હતું.

તેવણનું પરેલના ભોઇવાડામાં એ એક નાધલું થોભલું ઘેરનુંઘેર હતું, ને તેથી તેવણુ ત્યાંજ ગગડી રહયા હતા. આસપાસ કાંઇ ઝાઝી વસ્તી ન હતી, ને હમજાતના તો દુર દુર બંગલા હતા તેજ. બાજુમાં ગરીબ ચાટી જ્ઞાતના મીલમજુરોને લગતી એક મોટી ચાલી હતી, ને સાંમે એક ભંડારીની ધીકતી ગામઠી ને ઇંગ્રેજી દારૂની દુકાન હતી.

એ ઘરમાં નીચે (ભોંયતલ્યે) હીરાજી પોતે પોતાનાં કુટુંબ સાથે રહેતા હતા, ને ઉપલી એક બંગલી ભાડે આપી દીધી હતી. તે ઘણું સુધીની ખાલી પડેલી હાલમાં થોડું એક પરજ કોઇ દેખીતા કડક બંગાળી પારસીએ આવીને ભાડે રાખી હતી. તેનો દાદર બાજુમાંની ચાલના ચોખ્ખાં પર થઇને બાહાર રસ્તા પર ઉતારેલો હતો, એટલે ઉપલા મજલાનાં ભાડુત અલાહેદાંજ રહી શકતાં, ને હીરાજીના પોતાના ભાગમાં "પગમાં પગ" જેવું કશું એ હતું નહીં.

અને હાલમાં એ વર બૈયર-હીરાજી ને આવાંડોસાં-વચ્ચે એ ભાડુતને લગતીજ તનપાંચ ચાલી રહી હતી. ખસરૂભઇ તો પોતાની ગાડી જોતરી ભાડુ કરવા ચાલી ગયો હતો. હીરાજી પોતે પણ ગાડી પર જવા તઇયાર થયલા હતા. તેવણે સુપડાં જેવું એક મોટું પાઘોતું માથાં પર ઓઢી લીધું હતું, ને ડગલો પેહેડવાનીજ ખોટી હતી. તેવણુનો એજ રીવાજ હતો. પેહલે તે સુપડાં જેવું મોટું પાઘોટું ભચડીભચડીને કપાલ સુધી નીચે ઉતરતું પેહડી લેવું, ને પછીજ વાસ્કુત ને ડગલો દીલ પર ઓલવવાં. હાલમાં પાઘોતાંનું પાનછેરયું પેહડી લઇને તેવણ પાનસોપારીનો મોંઢાંમાં દુચો ચાવતાં, પોતાના લાંબા મોટા ગુચ્છાને ખેંચી ખેંચીને સક્ર કર્લ કરતા બેઠા હતા, કે જયારે તે ધણી ધણીઆણી વચ્ચે મજકુર ટપાટપી ચાલતી હતી. નજી એ વખતે ચાએમાં રોટલી બાંજીને ચાહો જેવી કીધેલી બાજુમાં બેસીને દમુસે દમુસે ખાતી હતી.

"હું કંઇ હમજવાની નથી," આવાંડોસાં જીન છીકારતી હતી; "હાર મનીબ હોએ તે ઘેરનાં બારાં હમેંા ચહરાવે? એ આવેલે ને આવેલો મને તો ગમેલો નહીં, હા!"

"આવાં, કાંએ તું તાહરૂં માથું પટકે?" હીરાજી પોતાના મીસીસને નરમગરમ સહમજાવતા હતા; "હવે આપફેરે! આદમી છે. જરા ભીરમા આવી ગીયો આહે."

"ઓ વાય, આએ કોઇ પારહી છે!" આવાંડોસાંએ જાસ્તી ફેસતા કરયા; "ભીરમાં આવે ને ભચરમાં આવે તે માહરાં ઘેરમાં શું કરવા આવે? આવેલો તીવારે હાથે ને પગે આવેલો તેજ જોઇને માહરૂં તો માથું ટચનકેલું. હારો હારો દાહરો બાહાર ભટકે ને રાત્રે ખદાએ જાણે કાહારે આવીને ઘોંટાએ!"

"તું તો બધા દાહરાની એવી એંટાલ ને ગાવડી છે," હીરાજીએ ખભલાતથી જવાબ કરયો. "આદમી મોહરાંપરથીજ પરખાએ કેની? ગરીબ ગાએ જેવો તો કોઇ છે!"

"નહી, નહી, નહીં, હું ના કેહુ હૉ, હીરાજી; તમે માહરી વાતમાં વચ્ચે આવતા નએ! હું છેઉં ને માહરૂં ઘેરબાર છે; તમે છેઓ ને તમારી હીગરામનું થોબલું બરેલું છે!"—અને એ સેવટનો ચુકાદો આપીને નજી જે આ ટપાટપી સાંભળતી બેઠલી ખામખા ચાએ પીવા પર વખત ગાલતી હતી તેના તરફ પોતાનાં ભારી આંગે ફરીને આવાંડોસાંએ ચીસ મેલી, "એ શું થયું શું, દુકતી? ચાએ પીએ કે તાહરાં રોચન ગારે? જા, હારીનો છેરો બારીને ઉપર જઈ આવ, ને પેલો હોએ તો તેને કેહ કે મારી માહી થતી કેહ જે તમારે આજે બી હવે ભારૂં બારવુંછ કે હજી બી નથી?"

"વારૂં, માસીમાએ."

મગર નજીને આ પેગામ લઇ જવાનું જરા થઇને ગમતું ન હતું. તેને બી એ ઉપરનો ભાડુત ઘણો ગમી ગયો હતો. ને તેની જુલમગાર માસી કોઇ સારાં માણસને નાહક સતાવતી હતી એમ તેને લાગ્યા કરતું હતું. એમ છતાં હુકમ થયો એટલે ઉપાય શું? તેણીએ ચાએનો કાંસ્યો ધોઇને વાસણ મુકવાના રાંધણી માંહેલા બાજટ પર ધારા મુજબ અગરૂ કીધો, અને પછી સાડી પેહડી લઇ, સોડ કરી, જરા આરસીમાં ડોકાવી લઇ તે બાજુમાંના દાદરપરથી ઉપર ગઇ.

ત્યાં બારણું બંધ હતું, જે નજીએ નરમાશથી ઠોકયું પણ કશો જવાબ મલ્યો નહીં. તેણીએ ત્યારે તે ઉપરથી તે નરમ હડસેલાથી ઉંઘાડી જોયું, અને તે તરત ઉંઘડી ગયું, જયારે તેણે જોયું કે તે ભાડુત ભારી

આગલ ખુરસી ખેંચી એકલો બેઠેલો હતો. તેના હાથમાં એક કાગળ હતું જે તે વાંચતો હતો, ને નજીએ દર્દમંદ દીલે જોયું કે તેની આંખમાં આંસુ હતાં!

તેણે નજીને દાખલ થતી વટીક જોઇ નહીં હતી—એટલો તે પોતાના દુખી વિચારોમાં ગીરફતાર ગરક થઇ ગયલો હતો, અને જ્યારે નજી છેક નજીક આવી ઉભી ત્યારે તે ચોંકયો.

"જી, માફ કરજોજી," નજીએ જરા ગભરાઇને કહ્યું. તેણીએ "આવા મોટા માતીદાને" આગલ કદી રડતાં પોતાની આખી જીંદગીમાં જોયો ન હતો! "જી મને માસીમાયે મોકલીયજી. કેહ કે જે જરા અમુને ખરચની તંગી છે તેથી એટલું ચહરેલું ભાડું આપી દેશો તો માસીમાયે કેહ જે બધી મરી જવશ તમારી પરથી."

તે ભાડુત—જાંહગીર નરીમાન—તરત ઉઠયો, અને પોતાનાં ડગલાનાં ગજવામાંથી એક ગીની કાઢી લાવી નજના હાથ પર મેલી.

"લે આએ, માહરી માએ; ત્હારાં માસીજીને કેહજે કે માફ કરજો," તેણે ખુલાસો કર્યો. "હું ગેઇ કાલેજ આપતે, પણ ગઇ કાલે જરા માહરા જીવનું ઠેકાણું નહીં ઉતું, આએ બે મહીનાનું સામટું ભાડું છે."

"વારૂંજી, કંઈ નહીંજી, કેહવશજી," નજી થોડી થોડી થઇ, ને પેલી ગીની મુઠીમાં મજબુત પકડી તરત તે ઓરડામાંથી બાહેર પડી. તે બારણું પાછું પોતાની પાછલ ખેંચીને અદબથી વાંકુ કરતી ગઇ.



## પ્રકરણ ૯ મું.

——:o:——



ત્રણ ત્રણ પાંઉએ કુદીને દાદર ઉતરી, તેને ને તેના માસાને આ ભાડુત માટે સારૂં મત હતું—ખસૂસ કરીને બી ઘણું સારૂં મત હતું—અને તેની માસી એકલીજ હતી કે જે આવા દેખીતા સારા માણસ માટે માઠું ધારતી હતી. એટલા માટે તે બીચારી માસી ને આજે માહાત થયલી જોઇ નજીથી બહુ હસાઇ હસાઇ જવાતું હતું.

"લ્યો," તેણીએ જઇને આવાડોશાના હાથમાં તે ગીની પકડતાં કહ્યું; "તમે તો નાજ કેહતાંતાં ના! કોઇ રાજ બેટરો તો પહઝ:-

વારો છે! હું તો ધારૂંછ જે કોઇ ગામનો રાજાજ હોશે. મેં કહ્યું ને કહ્યું ગજવામાંથી પટ દઇને મુઠઠો ભરીને બધી ગીની કાહરી, ને એક તેમાંથી મને આપીને કહ્યું જે આએ બે મહીનાનું ભાડું છે. કેદ જે કાલેજ આપતે, પણ કાલે માહરા જીવનું કંઇ ઠેકાણું નહી ઉતું."

"મુઠઠો ભરીને ગીની?" આવાંડોસાંએ પેલી ચલકતી ચાદ ચાઇ લોભી અદાઓથી પકડી લઇ ઓટીમાં ખોસતાં ને પોતે ખોટી પડવાનાં ખરચાણુંથી જરા જ ખવાણી થતા બબડ્યું; "લેઓ, હાંભરો કે હીરાજી, આએ દુકતી કેહતી આવેલી તે!"–અને અવાજ ધીમો કરીને–"કેહજે મુઠઠે મુઠઠે ગીનીઓ કાહરેલી, ને કેહજે કાલે માહરા જીવનું ઠેકાણું નહી ઉતેલું!"

"પે, પણ તેમાં બી તાહરૂં હૂં ગીયું? તાહરૂં ભાડું તો તાહરા હાથમાં આવી ગીયુંની?"

"ભારાંનેજ હેકો તાણુંને તમે તો?" ડોસી ખબડી. "જોવો કેની આએ પોરી કેહે તે? કેહજે મુઠઠો ભરીને ગીનીઓ કારેલી. ઉહું, મનીખ હારૂં નથી લાગતો. ગેઇ રાતે કેથે બી હાથ મારી આવેલો. હાપ કેહે કેની જે ગઇ કાલે માહરા જીવનું ઠેકાણું નહી ઉતેલું?"

"ઓ માસીમાય, તમે બી!" હવે નજી ખીજવાઈ. તેણીએ જોયું કે "મુઠઠો ભરીને ગીનીઓ કાઢવા"નું નાવ્યું હાંકી તે તો બીચારા ઉપરના ભાડુતની પોતાની માસીની આંખમાં અગત ને ઇજ્જત વધારવા જતાં સાંમું તે ગરીબનું પાટીયુંજ કાઢી નાખવા પામી હતી!

"ચુપરે, બાપલા ખાધી! તુંને તુરયાંને કોણ અમારી બેની વાતમાં વચ્ચે બોલાવે?" આવાંડોસાં છેડાયાં "મગદુર હું તાહરી કે અમારી વચમાં નાહલી છોએ એમ ટેં ટેં કરે? ફરીથી જો એમ કંઇ જબાંનું ફૂં ફૂં કીધું કેની તો હપાત મારીને–"

પણ તે આગલ બોલી નહી શકી. સપાટ મારીને તેની માસી શું કરી નાખતે તે સાંભળવાથી નજી બીચારી બેનસીબ રહી. આગલાં બારણાં પર તે માસી બોલતી હતી તેવામાં કોઇએ ધીમેથી ટપટપ કીધું, ને તે બધાંએ ચમકીને જોયું તો તે કોઇ "ગોરો" હતો. સારા દેખાવનો ને સારા પોશાકનો તે કોઇ "સાબ" હતો.

"મી૦ જાંહગીર નરીમાન ઇધર યે મકાનમે હએ?" તેણે મોટે સહાદેં અરધો અંદર આવી પુછ્યું.

"જી હા, હાબ; રેહેતા હએ, હાબ," અજબ થતા હીરાજી પોતે હવે ઉઠીને સદરા ને પાઘડીનાં અગરમ બગરમ સાથે આગલ દોડી ગયા. "આપકુ મલવાનાકા હએજી ?"

"હાં, અમ ઉનકુ મીલને મંગતા," તે સાહેબે હસીને જવાબ કરયો; "કીદર હએ ?"

"ઉપર હએ, હાબ; એ દાદર હએ હાબ; એ ઉપરકા ઓરડા," હીરાજીએ બાહેર નીકળી આવીને બતાવ્યું.

"અબ ઘરમેં હએ ?"

"હા હાબ, ઘરમેજ હએ. ઘરમાં નહીં હોય તો અત્યારે કાંહાં જાએગા ?" હીરાજીએ ખાત્રી આપી; અને ત્યારે એક "થેંક યુ" કરતો તે "સાબ" પોતે તે દાદર ચઢી ઉપર ગયો.

* * * * *

નજી તેના કને ભાડાંની ઉઘરાંણી કરવા આવી ત્યારે તે ભાકુત જાંહાંગીર નરીમાન—આપણે જોઇ આવ્યાં તેમ, પોતાના ઓરડામાં એકલોજ હતો. તેના હાથમાં જે એક કાગળ હતું તે પાછું ને પાછું તે આંખોમાં આંસુ સાથે વાંચતો હતો. તે તેની કુમીનું તેના જોગું છેલ્લામાંછેલ્લું લખાયલું હતું, તે ન્હાની મધુરી કને તેની ભલી માએ મેહરાંએ આગલ રહીને લખાવ્યું હતું, જયારે કે તે હજી પોલીસ ચોકીમાં કેદી હતો, ને સેસન કમીટ થવાનો હતો તે વખતે કુમી એમજ જાણુતી હતી કે તેના બાપ કામેકાજે બાહેરગામ કેથે ગયા હતા ને ત્યાં બીમાર થયા હતા, અને તેથી તેની માતાનાં કહેવા મુજબ તેણીએ બેસીને પોતાના નિર્દોશ ખ્યાલોથી ઘણાં હેત ને ઘણા સ્ખ્યારાનું એક કાગળ તેને લખ્યું હતું, જે મેહરાંએ તે પોતાનાં કાગળ જોડે તેને બીડીને મોકલી આપ્યું હતું. "ખુદા તમુને જલદી પાછા હસતારમતા કરે, ને આવીને મને ને મમા ડીયરને જલદી પાછા મલો, વ્હાલા પપા," એવી તે મીઠી પોપટીએ તે કાગળમાં દુવાગુજારી લખી વાલેલી હતી !

અને હવે ગઇ કાલે જઇને રૂબરૂ તે (જાંહાંગીર નરીમાન) નાઘલી કુમીને એક બઇરી થયલી જોઈ આવ્યો હતો ! તે એ વાસ્તે તો ખાસ ધક્કો ખાતો વેસાવે ગયો હતો, ને પોતાની તરસતી આંખોને તાઢક આપવાના ખાડામાં પુરો થયો હતો. તેણે અદુબાની બંગલીને લગતી દીવાલને ઓથે ભરાઇને કુમીને ઘરમાં આવતી છેક લગભગ નજીકથી જોઇ હતી, પણ કમનસીબે તેટલાં ઘણું ઓજપ મવા આવ્યું

હતું. તે સડકપર થઇને કોઇ દેખીતા સભ્ય જવાંન સાથ ઉતાવલે કદમે પટકપટક ચાલી આવી હતી તે તેણે જોયું હતું. ને તે જવાંનની સાથે તેમજ એક બીજો જે બંગલી બાહેર તેમની વાટ જોતો ઉભો હતો તેના જોડે વાત કરતી તે જરા થોભી હતી તેટલાં તે પ્રિય પુત્રીને ડોલો ખોલીખોલીને જોવાની તેને અવકાશ ને મજાહ થઈ હતી. અરે, કેવું તેણે ચાહયું હતું કે એક ચીસ સમેત તે એકદમ જાહેર થાએ, ને "માહરી લાડકી" કરીને તે પોતાનાં ફુલ ફરજંદને ગળે વલગે! પણ અફસોસ તે હવે બનીજ કેમ શકે?

તેના સાલા-ખાનસાહેબ અદુબાને ગાડાંમાં નાખી ઘરમાં લાવ્યા તે જોઇને તે બીહી ગયો હતો, ને તેજ વખતે હબતી ગયલી મેહરાં બાહેર દોડી આવી હતી. જેથી તે પોતાની જાન જેવી વહાલી પરણેતરને જોવાને બી તેને એક ઘણી અચ્છી તક મલી ગઇ હતી. તે કુદીને અદુબાને ઉતારવા હાથ આપવાબી જવા કરતો હતો, જ્યારે પોતાના વીપરીત અવસ્થાનું તેને સવેલા ભાંન થયું ને તે રોકાયો. તેણે પોતાની દાઢી કાઢી નાખી હતી ને તેનો ચેહરો ઘણો બદલાઇ ગયો હતો ખરો, છતાં અદુબા તેને ઓલખી કાઢે તો? મેહરાં પોતે પોતાની તરસતી આંખોએ તેને ઝટ પીછાણીજ લે તો?

તે છેક બપોર થકીનો અદુબાની બંગલીની પાછલી સાઇડ (દરયા બાજુ) મેહરાંનાં મીઠાં દર્શણાતુર કલાકો તક થોભ્યો હતો, ને મહેરાં કે કુમી નહીંજ નજરે આવ્યાથી ઘણો નાઉમેદ થયો હતો, તેવામાં આગલી સાઇડે કાંઇ ગરબડ થતી સંભળાવાથી તે દીવાલને ઓથે ઓથે ભરાતો છુપાતો એ બાજુ આવ્યો, ને ત્યારેજ તેને તે ચાહેલી તકો મલી ગઇ.

અને જયારે કે તે કુમીને બંગલામાં ચાલી જતી જલતી આંખોએ જોતો હતો તેવામાં કુમી જોડે ચાલી આવેલા પેલા સભ્ય જવાંને તેને કોઇ ભલતાંજ નામે પુકારવાની ભુલ કરી, અને તે એકદમ બીહીધો એ શું? તે શું કેહવા માગતો હતો ને કોણ હતો?

તે એ પછી ત્યાં થોભ્યો નહીં, રાત થવા આવી હતી અને તેણે મુંબાઇ પાછું ફરવાનું હતુ. તે, એમ છતાં, તરતજ મુંબાઇ વટીક આવ્યો નહી. વેસાવામાં તેનો જાન વસતો હતો, અને તે એ અતરાફ તેથી એકદમ છોડી જઇ શકયો નહીં. તે અંદેરી પાછો ફરીને તેજ તરફનાં એક ગરીબ પારસી હોટેલમાં ગયો, ને ત્યાંજ રાતનું

ગુકબાચક તેણે ખાઇ લીધું. તેનો જીવ અસ્વસ્થ હતો, ને તેના દરેક અવયવો ધ્રુજતા હતા. સારાંશ, તે જ્યારે મુંબાઇ પાછો ફરયો, ને પરેલ ઉતરીને પાંઉપ્યાદો ભોઇવાડાનાં પોતાનાં ગરીબ મથકપર પોંહોંચ્યો ત્યારે રાત ઘણી ગુજરી ગયલી હતી.

તે રાત્રે ઉંઘાયો વટીક નહી. તેનું કરભાગ કરયા કરતું મગજ તેને નીરાંતની એક ક્ષણ પણ કલ વલવા દેતું ન હતું. પાછું ને પાછું તેનું દીલ, તેનાં વ્હાલાંઓમાંજ જઇ વસેલું, તેઓ ભણી હેતથી ખેંચાયા કરતું હતું. તે એક ખરો હેતવંતો ભરથાર ને કાલજીવંત તેટલોજ મોહબ્બત ભરયો બાપ હતો. એમ હતું ત્યારેજ તો તેણે બિચારાએ આ દુન્યાનાં બધાં દોજખો ઉઠાવ્યાં ને અનુભવ્યાં હતાંની ?

તે સહવારે સકાલે ઉઠયો, ને પોતાને હાથે ચાએ કરીને પી લીધા પછી પાછું તેણે પેલું પેકેટ કાઢયું, કે જે તેની જેલજાત્રા ખતમ થતાં જેલના સત્તાવાલાઓએ તેને સ્વાધીન કરયું હતું. ને જેમાં તેની પ્રિયા ને પુત્રીનાં ઉપર કેહલાં છેલાંમાં છેલાં કાગળો હતાં. નજી જ્યારે ભાડું માંગવા આવી ત્યારે જે કાગળો પર તે આંસુ વરસાવતો જણાયો હતો તે એજ બે કાગળો હતાં.

અંતે તે ઉઠયો. તેણે હવે જીવ પર છરી ફેરવી અત્રેથી કાલું કરી સદા સુધી માટે મુંબાઇ છોડી જવાનું હતું. ફકત તે એકજ વાર તે વ્હાલાંઓને ઘણે વરસે જોઇ લેવાનો તેનો અરમાન હતો, અને તે તો જોઇને તે પુરો કરી આવ્યો હતો. હવે તેણે ત્યારે અત્રે ખોટી શું કરવા થવું જોઇએ ? આજે જૅનરલ પોસ્ટ ઓફીસમાંથી તેણે પેલું જાલ ઝવેરીનું રેજીસ્ટર્ડ છોડવી લેવાનું હતું. તેણે તે રૂ. ૫૦૦૦ નો અવેજ તેને મોકલેલો હોવોજ જોઇએ. તે જો હાથ આવે તો તેણે કોઇ દુર દેસાવર ખચ્ચીત કરીને હવે જતો રેહવું હતું.

તે ઉઠયો, ને તેણે પેલાં બે પ્યારાંમાંપ્યારાં કાગળો સંભાલથી તે ન્હાનાં પેકેટને પાછાં સપુર્દ કરયાં; અને હવે એજ બધી વાતના વિચારો કરતો તે ફરયો એવામાં તેની બંગલીને લગતા દાદર પર કોઇનાં ભારી પગલાં વાગ્યાં, ને બીજી પલે બારણાં-પરનાં ટપ–ટપના જવાબમાં તેણે કહેલું "આવો" સાંભળી, તે બારણું ઉઘાડી, એક યુરોપ્યન અંદર ચાલી આવ્યો.

જાંહગીર નરીમાને તેને જોતાં સાથે ઓલખ્યો. તે પોલીસનાં ડીટેકટીવ ખાતાંનો જાણીતો સુપ્રીન્ટેન્ડંટ મી૦ જોન્સ હતો. તે, અલબત, પોલીસના નહીં પણ સાદા પોશાકમાં હતો.

જાંહગીર નરીમાન તેને જોઇને અત્યંત તાજુબ થયો.

"ગુડ મોરનીંગ, મી૦ નરીમાન," મી૦ જોન્સે કહ્યું; "તમો મને અત્રે આવેલો જોઇ અજબ તો થશોજ. હું ડીટેકટીવ ખાતાનો સુપ્રીનટેંડંટ મી૦ જોન્સ છેઉં. તમે બેશક મને ઓળખ્યો હશો."— અને અજબ થતા જાંહગીરે તેને એક ખુરસી આપવાની ઉતાવલ કરી, જે પર તે બેઠો. જાંહગીર નરીમાન તે પછી પોતે પણ તેની સામે બેઠો.



## પ્રકરણ ૧૦ મું.

—:•:—



સાઉથ આફ્રીકાથી મોટો હલ્લો મારીને પાછો ફરેલો પેલો લખ્ખો પતી શેઠયો મી૦ ખુરશેદજી લશ્કરી મુંબાઇ આવી ચુકયો હતો. તે લખ્ખોનો ધણી છતાં પેહરવેશમાં ને વર્તણુમાં ઘણો સાદો હતો. તેણે નેપ્યન સી રોડ પર મોટે ભાડે એક મોટો બંગલો ભાડે લઇ સુખ સગવડની ફીસમે ને તેના બીસ્યાર પઇસાને જવાબ કરતી રવેસે જોઇતા ઠાઠમાઠ ને ટેસ્ટ સાથે વસાવ્યો હતો ખરો, પણ હાલમાં તે આવ્યો તેવો એક સાદા ને સાધારણ આદમી તરીકે પાધરો ભલતેજ નામે "વૉટસન હોટેલ"માં જઇને ઉતરયો, પોતાના મોટા બંગલામાં જઇને વસવા ને થર પડવા આગમચ પોતાની અત્રેની આમદ છુપી રાખીને તેણે પેહલ્લાં કેટલીક જુરતેજો કરવાની હતી, અને કેટલીક બંદોબસ્તીઓ પાકકી કરી લેવાની હતી. તેણે પોતાની મુછ સફા બોડાવી નાંખી હતી અને બોડાવતોજ રહયો હતો, એટલે તે અવતાર બેઅવતાર બરમુછયો એવો બદસીકલ દેખાતો હતો કે એ તેના જનાના અવતારમાં તેને તેનાં આગલાં જાણુપીછાંણુનાં છેક દસ વરસની મુદત બાદ પાછો જોતાં આજે ઓલખી કાઢી શકે એ શકભરેલું થઇ પડતું હતું; પણ તેણે તે વાતનો નિર્ણય કરવો ઘટે, અને એ વતરોગે બીજાં બી થોડાંક તાકીદની જરૂરનાં કામો પોતે જાહેર થવા ને જાહેર થઇને પોતાના બંગલામાં રેહવા જવા આગમચ તેણે આટોપી લેવાનાં હતાં.

દસ વરસ! હા, તે એક સરદ હાયસાથ યાદ કરતો-લખ્ખોપતી આ ખુરસેદજી લશ્કરી—કે દસ વરસની વાત પર અવેજોની મોટી ગંજાવર રકમોની ગંભીર ગેરવ્યવસ્થા ને ઉચાપતથી અકળાયેલો તે આ

મુંબાઇ નગરી છોડી જીવ લઇને ન્હાઠો હતો, અને વધારે માઠું પરીણામ બરપા થાએ તે આગમચ મુંબાઇના કીનારાથી તીર થઇ ગયો હતો. તે વાતને આજે દસ વરસ થયાં હતાં ! ત્યાર પછીથી તેણે છુપી તેહકીકથી ને અત્રેનાં પેપરો મંગાવી લઇ તેનો અભ્યાસ કરી જાણ્યું હતું કે તેની વ્હાલી બેહેન તેના છલકપટના ભોગ તરીકે બીચારી વેહેલ્લી બેહેસ્ત પામી હતી, જ્યારે ભાઇ જાંહગીર બાપડો કેવળ દુન્યાપાર થઇ ગયો હતો; ને એક ખુંનીની અદાથી તે દુરદેસાવરોનાં એકાંતમાં ચાબુક પ્રહાર પેરે તેણે એ નેહેસ્ત સમાચાર જાણ્યા અને સાંભળ્યા હતાં.

અને પછી તેનો પાસો ખુદાની અજબ જેવી દયા ને કરાંમતથી પાછો સીધો પડતાં તે આ મોટો દહલો મારી શકયો હતો ! એ દસ વરસનાં દરમ્યાનમાં ઘણીએક નવી આસમાની સુલતાંની એવી આવી ગઇ કે તે પોતાની પાપી કારકીરદી વટીક પોતાની ખુશાલી ને અજાયબીમાં થોડુંક સુધી જાણે ભુલીજ ગયો, અને આજે હવે તે અતી ધનવાંન થયલો અત્રે પાછો ફરયો હતો !

તે પાછો ફરયો હતો. તેણે હવે કમબખ્ત જાંહાંગીરની ભાલ મેલવી તેને મદદ કરી પાછો સુખી કરવાનો હતો, ને તેના જોડે મેલ મેલવી લેવાનો હતો. એ ઉપરાંત બીજાં એક બે એવાં જરૂરી કાંમ બીજાં બી તેણે કરી લેવાં હતાં કે જે સઘળાંનો ખ્યાલ કરતો તે હાલમાં તે મોટાં કુશાદે હોટેલના એક મોટા ખરચે રોકી રાખેલા મોટા ઓરડામાં સીગારનો ધુંવો ખેંચતો એક મોટી આરામખુરસીમાં ગોઠવઇને બેઠેલો હતો. તેણે બીડીની બદીનું એ ચેટક પોતાના દેશવટા દરમ્યાન અખ્ત્યાર કરયું હતું, કે જયાં કાફરી લોકો વચ્ચે વસી તે પોતે પોતાના પવિત્ર મહજબ માટે હોસફરાંમોસ અરધો કાફરી બની ગયો હતો. બુલંદ જરથોસ્તી મહજબમાં બીડી ફુકવાની મના છે, અને આતશ એક નુરી કેબલા તરીકે પવિત્ર ઠરાવી એ અજીઠવટાડને અધર્મી ઠરાવામાં આવ્યો છે, મગર એ એક બાધનું ઓઠું ગમે તે હોય, પણ એ પાક ફરમાનનું વાસ્તવિકપણું કોઇ બી સહમજદાર જરથોસ્તી એક ઘડી પણ નામંજુર કરી શકનાર નથી. એ કલેજાં કોહોવાડવાની એક બેજરૂર બદી ખાલી ફેશન તરીકેજ પારસી જેવી કોમના એક ભાગમાં પ્રવેશ પામી છે, ને તાજુબ કે પોતાને ઘણા ભણેલા ને ઘણા કેળવાયલા પુકારનારાઓ વર્ગમાંજ એ ફેશન વિશેષ આશરો પામતી થઇ છે ! ધરમનાં શીક્ષણો કેવળ દાનાઇના પાયાપરજ

એ માહાન પેગંબરો જેવા મોટા વિદ્વાનોએ રચેલાં હોય છે—એમાં ફ્રકત તનદરોસ્તી ને દેહસુખ્ખીની ફીલસુફી આમેજ છે, ને તેમ છતાં એ આપણા માહન સુધારકો દેખાદેખીથી એ ધુમાડાની બુથી ગંધ મારતાં મોઢાંનાં ગંધારામાં ખેંચાઇ જાએ એ અમારી પારસી અકલે અમો વખાણી શકયે તેથી બેશક ઘણી જયાદા દાનાઇ છે.

મગર આપણને આપણી વારતાથી વેગળા જવા કાંઇ જરૂર નથી. ખુરશેદજી લશ્કરી—ખરી રીતે કહીએ તો જેમી નરીમાન—એ મુજબ બીડીનો ધુમાડો ખેંચતો ને સાબ લોકોની વાંદર નકલ કરતો પોતાની મોટી આરામખુરસીમાં અરડાઇ પડેલો હાલ તે બધી આગલી પાછલી પાછી ને પાછી યાદ કરતો હતો, એવામાં નાસ્તાનો ઘંટ થયો ને તે ઉઠયો, અને નીચે ડાઇનીંગ હોલમાં નાસ્તો કરી તે પાછો ફરયો ત્યારે તેના કમરામાંની તેની ટેબલ પર એક તેને નામનું તરતનું પોસ્ટમાં આવેલું કાગળ પડેલું હતું.

તેણે તે વાંચ્યું. તે તેના સેકરેટરી ફીરોઝ શેઠનાએ લખેલું હતું, ને તેનાં પોતાનાં કાગળના જવાબમાં હતું. તે મજેહના સુંદર હરફે ઘણી અચ્છી ઈંગ્રેજી એબારતમાં લખાયલું હતું, ને હુકમ મલતાં સાથે નોકરી પર તાબરતોબ હાજર થવાની તેમાં તેણે તેને ખાત્રી લખી વાલી હતી.

"મજેહનો પોરયો છે." જેમી પટપટયો. "મને ગમ્યો. ખચ્ચીત મને એ માહરી આએ નવી જીંદગીમાં ઘણો કામનો થઇ પડશે. માહરે લોકોને એકદમ 'ઇમપ્રેસ' કરવા છુટટા હાથેજ કામ લેવું પડશે. ને બધાં પેપરોને હાથમાં લેવાં પડશે, જે બધામાં એ પોતો મને કીમતી મદદ કરી શકશે."—અને તે ખુશ મિજાજી એકલો એકલો પોતાથી ઘણો સંતોષ પામેલો હસ્યો: પણ તરતજ એક બીજી યાદ થતાં તે ચેહરો જરા જર્દ થયો. "આનો નિકાલ પેહલ્લાં કાઢવો જોઇશે," પોતાનાં ગજવામાંની પોકેટબુક ખેંચી કાઢી તેમાંથી એક કાગળ લઈ તે ઉપર લગાર ફ્રકરમંદ નજર દોડાવતાં તે પટપટયો. "હમણાંજ કાંએ નહીં જાઉં? લંચનો બેલ થતાં સુધીમાં તો પાછું આવી શકાશે."—અને એમ કહેતાં તે ઉઠીને તઇયાર થયો ને નીચે ઉતરયો.

તે પેહલ્લાં તો ચાલતોજ નિકળ્યો, પણ થોડુંએક જવા પછી ઘણે વરસે નવા નવા રસ્તા જોતો હોવાથી તેને ભુલો પડવાની જરા ફીકર થઇ, ને તેણે અસારતથી બોલાવતાં એક વિકટોરીયા ધસી આવી, જેમાં તે બેઠવાયો.

"કીધર સાબ?" તે હાંકનારે પુછ્યું—અને જેમીએ અવાજથી ધારયું કે તે કોઈ પારસી છોકરો હતો.

"તમે જરથોસ્તી છેઓ ?" તેણે એ ઉપરથી ગુજરાતીમાંજ ઘણી મુરબ્બીગીરીથી પુછ્યું.

"જી હા, મુરબ્બી સાહેબ," પોતાની ગાડીનો નવો ભાડુત પોતે પણ પારસીજ હતો એમ જોતાં તે વિકતોરીયાવાલાએ પોતે પણ હવે લગાર અજબ થઈને ઉલટમંદ જવાબ કરયો.

"સારૂં; જવા દેઓ. હું અત્રે નવો છેઉં. મને જરા બધે કોટમાં રાઉન્ડ મરાવીને પછી સરકલમાં લઈ જાઓ," જેમીએ હુકમ આપ્યો—ને પેલાએ તરાર કરતો ચાબુક ફેરવતાં તે ગાડીમાંનાં તેજી જાનવરે તરત ન્હાસવા માંડયું.

તે આખું "ટર્ન આઉટ" જેમીએ જોયું કે ઘણું ડીસંટ હતું, ને તેને ગમ્યું. ગાડી ઘણી સુગડ હતી એટલુંજ નહીં પણ ઘોડો બી સારો ને દેખાવલો હતો, ને તે હાંકવા બેઠલો પારસી પોરયો પોતે તેની ફુમટાંની કાલી તરકીશ ટોપી સાથે પોશાકમાં મજેહનો શોભીતો દેખાતો હતો; અને વાંચનારને કેહવું પડશે કે તે પેલા હીરાજી કોચમેનનો એકનોએક રોશન ચેરાગ ચીરણજીવી ખશરૂભાઈ હતો.

મગર રસ્તે જતાં જેમી નરીમાનની અજાયબી ભાગી નહીં. આ શું મુંબાઈ હતું કે લંડન ? દસ વરસ પર તે જે મુંબાઈ છોડી ગયો હતો તે આએ મુંબાઈ જાણે હોએજ નહી એટલો બધો તેમાં ફેરફાર થયો હતો. ઘણાંખરાં પુરાણાં ઘરો તોડી પાડવામાં આવ્યાં હતાં, ને તેને બદલે નવી નવી મોટી ગંજાવર ઇમારતો ને સુશોભીત બીલ્ડીંગો બરપા થયલી સફ સમારી ઉભી હતી—ઘણેક ઠેકાંણે નહી હતા તે નવા રસ્તા કાઢેલા જોવામાં આવતા હતા, આગલની ગલીગુચીઓ નાબુદ થઈ ગયલી જણાતી હતી, વિગેરે ! બેશક, ફકત છેલ્લા એકજ દાયકામાં મુંબઈ નગરી જો એમ નવુંજ સ્વરૂપ ધારણ કરી બેઠી હતી તો એક સદીકામાં ત્યારે ખુદા જાણે કેવા કેવા ગંજાવર ફેરફારો તેમાં થશે તે વાસ્તે જેમી નરીમાન પોતાની તે ભાડુતી ગાડીમાં અજબ કરતો ને અજબ થતો બેઠો હતો.

અંતે જુદા જુદા મોહલ્લાઓના અનેક રાઉંડ આપીને ખશરૂ તે ભાડુતને હુકમ મુજબ સરકલમાં હાંકી લાવ્યો, ને પછી જેમ જેમ

કુતે પોતે દોરવતો ગયો તેમ હાંકીને તેણે ગાડી જેમીની આજ્ઞા પ્રમાણે એક ચોક્કસ લત્તા પર ઉભી કીધી.

જેમી ઉતરયો. ને હેરત થતોજ ઉતરયો, તે ચોક્કસ હતો કે દસ વરશ પર તે મુંબાઇ મુકી નાહઠો હતો ત્યારે તેની ઓફીસ એજ મોહલ્લામાં એજ જગ્યા પર હતી, પણ તે આખું ઘરજ નાણુદગીની તારાજી પામ્યું હતું! અલબત તેની જગ્યે એક બીજી મોટી ભવ્ય બીલ્ડીંગ ઉગી નીકળી હતી ખરી, પણ પેલું તેના પગ તળે આવી રહેલું બાપીકી ઓફીસવાલું અસલ મકાન કયાં?

તેની ઓફીસની બાજુમાં પીકચર પોસ્ટકાડ ને પરચુટણ સામનની એક પથારી માંડી ઘરના એક ઓટલા પર એક મીયાં તેના વખતમાં દુકાંણુ માંડી બેસતો હતો, ને તે આજ પણ હૈયાત હતો ને હાલમાં જેમીએ જોયું કે હજી ત્યાંજ હતો! તે દસ વરસ જયાદા ઘરડો થઇ ગયલો દેખાતો હતો ખરો, પણ જેમીને તેને જોતાં સાથે તેની યાદ થઇ ને તેણે તેને તરત ઓલખ્યો. હાલમાં તે એ નવી ઇમારતોને લગતી એક લાંબી પાલપર તેજ મીસાલે—આગલ માફકજ—પથારી માંડી ત્યાંજ પોતાની દુકાંણુ ચલાવતો હતો. જેમી, તેથી તેની આગલ ગયો.

"અહીં તો મીયાંસાબ દસ બાર વરસ પર છુટટું ને એકલું એક મકાન હતુંની?" તેણે પોતાના હાથમાંની સોનેરી મુઠની લાકડી વડે તે ધામ બતાવી પુછ્યું; "તમને કંઇ ખબર છે? તમો વરસોના આએ તરફનાં બેસવાવાલા હોવો તો તમને યાદ હશે?"

"પચીસ વરસોથી માહરી આએ તરફ આએ દુકાંણુ હું રોજ માંડુછ, સાહેબ," તે મીયાંએ હસીને કહ્યું; "હા, આપનું કેહવું રાસ્ત છે, મુરબ્બી. અહીં પેલા નરીમાનવાલાઓની ઓફીસ હતી, મગર તે પેઢી નાદાર થઇ. બધાઓ વરડા નાહનાભાઇ નરીમાન શેઠના મરવાથી અછોવછો થયા, ને તેના છાંટા ખુદ મકાનને બી પછીથી લાગયા હોએ તેમ સરકારે પાછલથી તે બીલ્ડીંગ તોડાવી નાંખી. આપ આએ તરફ નવા આવેલા છો?"

"હા, ને તેથીજ હું પુછું છ," જેમીએ કહયું "આગલ હું અહીં આવ્યો હતો ને નરીમાનવાલાઓને મલ્યો હતો ત્યારે મને લાગ્યું કે અત્રે આવીજ એક દુકાંણુ મેં જોયલી, તેથીજ મેં તમને તસ્દી આપી. માફ કરજો. સલામ અલેકુમ."

❦

"અલેકુમ સલાંમ," તે મીયાંએ ઘણો નીચો નમીને પાછી સલાંમ કરતાં કહ્યું—ને જમશેદ ઘણો સંતોષ પામેલો ખસી ગયો. સંતોષ પામેલો એટલાવાસ્તે કે આએજ તે મીયાં હતો એમ ચોક્કસ પાયે તે નક્કી કરી શક્યો, કે જે તેની ઓફીસની પાલ પર વરસો તક દુકાંણુ માંડી બેઠેલો રોજ તેને જતો આવતો જોતો ને ઓલખતો હતો, ને રોજ તેને ટપલી ઝાડતો હતો. તે, એમ છતાં હાલ તેને દસ વરસ બાદ પાછો જોતાં દીસ્તી રીતે જરા એ ઓલખી શક્યો હતો નહી એ શું જેવું તેવું તેને માટે ધીરજ માની લેવા જેવું હતું?

તે પાછો ગાડીમાં બેઠો, અને હવે તેણે એક બીજા ચોક્કસ યુરોપ્યન લતા પર પોતાને હાંકી જવાનો હુકમ આપ્યો. તે પેલાં કાગળ સંબંધી કાંઈ સેટ કરવા જતો હોય એમ તેનાં વર્તણુપરથી લાગતું હતું.

તેણે તે જ્યાં જતો હતો તે ઘર સુધી ગાડી લેવાડી નહીં. તે મોહલ્લામાં વટીક નહીં. તે એદ ચોક્કસ ઠેકાણે તે મોહલ્લાને નાકે ઉતરી ગયો. ને ઘણી ઉદારતાથી મોટું ભાડું આપીને ખસરૂની ગાડીને રૂખસદ કરી.

અને એ કલાકેક પછીની વાત છે કે જ્યારે બસરૂ સ્ટેંડપર ઉભેલો ધુલનાં એક મોટા વંતોસ્યા પછી ધારા મુજબ પોતાની ગાડી ઝાટકવા ને સાફ કરવા કોચબોક્ષપરથી ઉતરયો ત્યારે ગાડીની બેઠકની નીચેના ફુટરગ ( પગતલેના ગાલીચા ) પર તેણે એક કાગળ દબાએલું પડેલું દીઠું. તેણે તે ઉપાડ્યું. તે ઇંગરેજીમાં લખેલું હતું, ને ખસરૂ જોકે સ્કોલર નહીં હતો તોબી જે ભાગુટુટું ઇંગરેજી તે લખી વાંચી જાણતો હતો તેથી તેણે એટલું તો જોયું કે તે ઘણી મજબુત ધમકીનું જાન લેવાનીજ ભયભીત—ધમકીનું કોઈ પર લખાયલું હતું!! સહીમાં ફકત "કેથેરાઇન"નું નામ હતું, મગર જેની પર તે લખવામાં આવ્યું હતું તેનું નામ ભરેલું ન હતું, અને તેને લગતુ કવર બી સાથે નહીં હતું.

એમ છતાં ખસરૂને અનુમાન કરવાને જરાએ મુશ્કેલ થયું નહી કે એ તેનાં પેલાં છેલ્લાં ભાડુતની પાકેટબુકમાંથીજ સરી પડેલું હોવું જોઇએ. ને તેનાજ જોગું લખાયલું હતું. તેમાં તે અબળા પોતાના ખાવંદને દગો કરવાનો ને તેનો જાન લેવાનો કોઇપર આરોપ લખતી હતી. ને છેલ્લે ઉમેરયું હતું કે "મેં તેથી તેના બદલામાં જ્યારે બી

માહરા હાથમાં તું આવે ને મને તક મલે ત્યારે એક રીવોલવરથી ત્હારૂં ભેજું ઉડારી નાખી માહરા મરનાર ધણીનું, વેર લેવાના ઓહાને બાર કસમ નોધાવેલા છે !"

આ દીસ્તી રીતે એટલા માટે એક ઘણો ખાનગી ને ઘણો ભયભીત દસ્તાવેજ હતો, ને તેજ કેથો પેલાનો પડી ગયો હતો; પણ આપણા ખસરૂભાઇને વાસ્તે તો તે કી કેલાં હતો. તેણે સંભાલથી તે ઉંચો કરયો. "કોઇ દાહરે બી એ પારસીનો પતો મેલવશું," તે પોરયો મનથી પટપટયો, "ને ત્યારે એ કાગલ તેને પાછું આપવાથી પાંચ પઇસાનું ખચ્ચીત મોંહનું લેવાનું થશે ! જઇને પોલીશને એ આપવાથી શું ફાયદો ? પોલીશ બી એ ચીથરાંને શું કરવાની ? તે કરતાં એ પારસીને પોતાનેજ મોડે વેહલ્લે હાથોહાથ એ પાછો આપવાનું ઠીક પડશે. કાગલ મુંબાઇથીજ લખનારીએ લખેલો છે, ને એ પારસી પોતે બી કેથેથી કોઇ નવોસવો અત્રે આવેલો હાલ મુંબાઇમાંજ છે, તો ખચ્ચીત કરીને કાગલ એનાં કામનુંજ થવાનું છે."—

---

## પ્રકરણ ૧૧ મું.

—:o:—



જાંહગીર નરીમાન ઘણો અજબ ને ઘણો ગુસ્સે થયો. સુપ્રીન્ટેંડંટ જોન્સ તેને સાહેબનો વળી તેને મલવા તેનાં ઘર સુંધી શું કરવા આવ્યો હતો? તેણે એવું તે શું કરયું ? તેણે તેને એમ છતાં, આગલ કેહવામાં આવ્યું છે તેમ, ખુરશી આપવાને ઉતાવલ કરી અને પછી પોતે તેની સાંમે બેઠો. તે જાંણતો હતો કે વોરંટ વગર ગમે એવા અપરાધીનાં ઘરમાં વટીક એક પોલીશ આપીસરને અણબોલાવ્યો ઘુસવાનો બુલંદ ઇંગરેજી રાજ્યમાં કાયદોજ ન હતો.

"મને અત્રે આવેલો જોઇને તમો નારાજ થયલા લાગોછ, મી૦ નરીમાન," તે મામલો જોતાં મી૦ જોન્સે કહ્યું, "પણ તમારી ભુલ છે. હું પોલીશમેન છેઉં એમ મેં કોઇને અત્રે કહ્યું નથી, ને માહરાં સાદાં કપડાંમાં મને પોલીશમેન તરીકે કોઇ ઓલખી શકે એમ પણ નથી. હું હાલમાં એક સરકારી સતાધીશ તરીકે નહીં પણ

તમારૂં ભલુ ચાહતા દોસ્ત તરીકેજ તમારાં ઘેરમાં તમોને મલવા આવ્યો છું."

"મહેરબાની" જાંહગીરે એમ છતાં લગાર ટણકાથીજ કહયું; "મગર એવું તે શું છે?"

"તમારો ગુસ્સો હજી મટયો નથી," તે ભલો પોલીશ અમલદાર ખુશ મિજાજી હસ્યો. તમો જાણોછ હું નહી આવતે ને હું તમોને મલવાનું આગલ પડીને માંગી નહીં લેતે તો ઘણું માઠુ થતે? એ કામ આએ તમારા જીલ્લાની પોલીસપર આવ્યું હતે તો તેઓ વોરંટથીજ તમોને એકદમ પકડી જતે!"

"પણ સબબ? એવું તે મેં શું કીધું?"—અને જાંહગીર ઘણી ઉશ્કેરણી વચ્ચે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો.

"બેસો—તમારૂં લાઇસન્સ કયાં છે? લાવો ને વાંચો તે," સુપ્રીનટેંડંટ જોન્સે નરમીથી સમજાવતાં કહયું,—ને નરી, જરા ગભરાયલો ને ફ્ગલાયલો, તે લાંઇસન્સ સોહોધવા પડયો.

તે તેણે પેલાંજ કાગળ્યાંઓનાં પેકેટમાં સંભાલથી સાચવી રાખેલું હતું. જેલમાંથી છુટી થતાં એ તેને આપવામાં આવ્યું હતુ, ને તેમાં જાહેર કરેલા કાયદા મુજબ ચાલવાની તેની વલતી સહી લેવામાં આવી હતી.

"તમે એ ધ્યાંનથી વાંચ્યુંજ નથી, મી૦ નરીમાન," તે પોલીશ ઓફીસરે ઠપકાથી કહયું "વાંચો આએ ત્રીજી કલમ."—ને નરીએ નિકળી પડતી આંખોએ તે આ મુજબ ઇંગરેજીમાં લખાયલી વાંચીઃ—

"જે કેદીને તેની સજાની અવધ પુરી થતાં આએ લાઇસન્સ આપવામાં આવે છે તેણે "પ્રીવેનશન ઓફ ક્રાઇમ્સ" ના સને ૧૮૭૧ ને ૧૮૯૧ ના છેલ્લામાં છેલ્લા કાયદાઓ મુજબ આજની તારીખથી બે વરસ સુધી હરેક મહીનાની આખેરીએ વડી પોલીશ ઓફીસમાં કે કોઇબી જીલ્લાની પોલીશમાં જાતે હાજર થઇ પોતે જ્યાંબી હોય ત્યાંનું ઠરહેકાણું નોંધાવ્યા જવું જોઇશે. તે ઇંગરેજી સલતનતની સરહદની બાહેર જાએ ત્યાં સુધી એ કાયદાને ચીવટપણે માન આપવાને તે બંધાયલો છે. અગર તેમાં ખામી આવશે, અથવા પોતાનું રહેઠાણુ તે છુપાવશે કે નોંધાવાંના અખાડા કે ગફલતી કરશે તો તે એક ફોજદારી ગુન્હા ગણાશે, ને કોઇ બી મેજીસ્ટ્રેટનાં વોરંટથી તેને તે વાસ્તે પકડીને પાછો પહરેજ કરવામાં આવશે, કે જ્યારે પછીથી

મેજીસ્ટ્રેટ જે સજા ફરમાવે તે નવેસરથી અમલમાં મુકવામાં આવશે."

"હવે તમેજ કહો; જેલમાંથી છુટવા પછી એક ણી વખત તમે તમારૂં નામ ઠેકાણુ પોલીસમાં નોંધાવ્યુંછ ?" મી૦ જોન્સે નરમાસથી દેખીતી માયાથીજ પુછ્યું.

"હું ભુલીજ ગયો ! મને ખ્યાલજ નહીં રહયો !" ધોએલી અફા ચાદર જેવો સફેદ ને ફીકકો પડનાં કમબખ્ત જાંહગીર નરીમાને અફસોસનાં અતવતથી ધીમે સ્હાદે કહયું. તે ઘણું દુખ પામેલો દેખાયો.

"ખેર, ચીંતા નહી; હવે આજે જરૂર બપોરે બાર વાગને વડી પોલીસપર આવજો. હું ત્યાં હાજર રેહવશ ને બધું સૅટ કરી આપશ," તે ભલા અમલદારે ખરીજ મુરબીગીરીથી કહયું. તમોને સેસનમાં સજા થવા પછી ખુદરતી અતવત વચ્ચે મેં ઘણી બારીક જુસ્તેજો કરી હતી, અને માહરી તેહકીકનાં પરીણામમાં હું જાણી શકયો છું કે તમને ખુહારીમાં ઘસડનાર ને જાણીબુજીને તમારી ખરાબી કરનારા ખરા બદમાસો જયારે છટકી ગયા ત્યારે તમો એકલા નાહકમાં રેહેસાઇ ગયા; પણ બનવા કાલે બનવાની તે નહીં બનતી થવાની નથી. હવે તેથી માહરે તો ઉલટી તમને બની શકતી મદદ કરવી છે હું આજે તેજ મકસદથી તમારી પાસે આવ્યોછ. બોલો, તમે કરશો ?"

"ફરમાવો !"

પેલા પ્રખ્યાત જેલબર્ડ "રાજા"ને માહરે "રૅડ હેન્ડેડ" પકડવોછ," મી૦ જોન્સે સમજાવ્યું. "એ મોટાંમાંમોટા ધેરફાડુ છે ને એની એક આખ્ખી ગૅગ છે, ને માહરે મુંબાઇને એ તમામ પલીદીથી પાક કરવાનું માન ખાટવું છે. બોલો, તમે મને તે કામમાં મદદ કરશો ?"

"મગર કેમ રીતે મી૦ જોન્સ ? "

"હું ખાત્રીપુર્વક કેઉં કે ગઇ પરમની રાત્રે એ તમોને અૅપૉલો પર મલ્યોતો ત્યારે એણે તમોને એક એવાંજ કામમાં શામીલ થવા અરજ કરી હતી——"

"પણ મેં તો તેની ગુસ્સાથી તરતજ ના પાડી હતી !"

"મને તે ખબર છે," જોન્સે હસીને કહયું, "પણ હવે તમે તેને પાછા મલો ને તેની ટાયના થઇ બધી બાતમીઓ મેલવો, ને પછીથી મને તે લાવી આપો. હું પોલીસ તરફથી તમોને તેના બદલામાં ઘણું મોટું ઇનામ અપાવશ, અને——"

"મને માફ કરો," જાંહગીરે દીસતી રીતે કમકમીને કહયું "એ

માહરે બરનું એસોશીએશન કે એ માહરે લાયકનું કામજ નથી. તમે હાલમાં મને બચાવી લઇ માહરા પર હેસાંન કીધુંછ તેથી હું ખરૂં કરીને——"

"તે વાતને આએ વાત સાથે કશીજ નીસબત નથી," હાથની એસારતથી તેને બોલતો અટકાવીને ચુપ કરતાં તે સુપ્રીન્ટેંડંટે ઘણી ભલાઈથી કહયું. "હું એ હેસાનના બદલામાં આએ માંગુંછ એમ જરા બી ધારતા ના, ખરૂં કેહું તો એ એસોશીએશનથી કમકમવાનો તમારો હેતુ મને વખાંણવા ગમેછ. અલબત તમો હા કેહતે તો માહરૂં ઘણું કામ થઇ જતે, પણ તમારી ના કેહવાથી હું ઓછો ખુશી નથી. એ બતાવે છે કે સંજોગના મારયા એક વખત તમો એક જબરી ફસાવતમાં આવી ગયા ખરા, પણ તમો ખરાજ શુધ્ધા ગ્રહસ્થ છો, ને હું તે જોઇ તથા જાણીને હાલમાં અતી ઘણો ખુશી છું. ગુડ મૅારનીંગ. આજે હવે પોલીસ પર આવવાને ભુલતા ના,"—અને તે ગયો.

જાંહગીર નરીમાન તેની સાથે દાદર ઉતરીને—તે બંને દોસ્તો હોય તેમ–તેને નીચે છેક સીઢી વેર મુકવા ગયો, ને તે ભલો પોલીસ-ઑફીસર તેને હસીને સલામ કરીને ચાલતો થયો.

તે પછી તે રસ્તાને બીજે નાકે તેને એક બીજો પોલીસઑફીસર મલ્યો, તે તેની વાટ જોતોજ ત્યાં ખોટી થતો હતો. તે તેનીજ પાયરીનો–એક સુપ્રીન્ટેડંટ હતો. તે બી એજ (ડીટેકટીવ) ખાંતામાં હતો, અને તેનું નામ સુપ્રીનટેંડંટ મી૦ બટર્સ હતું.

"કેમ ?" તેણે જોન્સને પાછો ફરેલો જોતાં સાથે ઘણી આતુરતા વચ્ચે પુછયું.

"મેં કહયું તેજ" જોન્સે શાંતીથી જવાબ કરયો. "બિચારો બીલકુલ ભુલીજ ગયલો તદન ઇનનોસંટ આદમી છે. નાહરી ફીકરો બીલકુલ નાપાયદાર છે."

"હું માનતોજ નથી," બટર્સ બબ્જીદ થયો. તે ઘણો –દદી આસામી હતો. તેણે અને જોન્સે સાથે કામ કરી કરીને ઘણાએક મુશકેલ કેસો ઉકલાવ્યા ને પાર પાડયા હતા, અને હેતુના બંને એકસરખા પ્રમાણીક હતા, પણ વિચારોમાં એકમેકથી ઘણાજ જુદા પડતા હતા. એકવાર એક અપરાધી બનેલા ને સજા પામેલા ને જોન્સ સુધરવાનું "ચાન્સ" આપવા તતપર રેહતો, જ્યારે બટર્સ

એક વાર કેદમાં જઇ આવ્યા પછી તે આદમી કદીબી પાછો સમો થાએ એ માનવાનેજ બજીદાઇથી ના પાડતો હતો !

અને આ જાંહગીર નરીના કેસમાં પણ તેજ બન્યું હતું. બટર્સ ધારતો હતો કે નરીમાન ખામુખા ન્હાસતો ફરેછ—જોન્સ ધારતો હતો કે તેણે પોતાનું સરનામુ નહી નોંધાવ્યું એ સરતચુકનુંજ પરીણામ હતું. બટર્સ એકદમ વૉરંટ માંગવાજ હઠ લઇ બેઠો હતો, પણ જોન્સે તે લાઇસન્સવાલાને મલીને પોતાની ખાત્રી કરી આવવાનું તેની કનેથી માંગી લીધું હતું.

"હું માનતોજ નથી," જૅક બટર્સે કહયું. "તું બધા દાહડાનો જલદીથી મનાઇ જાએ એવો મનનો પોચો છે, વીલ્યમ, ને તેમાં કોઇ કેદીનાં બૈરી છોકરાં વાસ્તે તો ઘણોજ !"

"હું એ માહરી નબલાઇને વાસ્તે શરમાતો નથી જૅક," વીલ્યમં જોન્સે હસીને કહયું. "એ બીચારાઓ કેદ પકડાવા પછી છુટયા બાદ પ્રમાણીક પરસેવાથી કમાવા તો ઘણું બી ચાહે, પણ એવાઓને કામ આપેજ કોણ, ને ત્યારે તે લોકનાં બચરવાલ સાથનું થાએ તે શું?"

"રાઇલ્હો !" બટર્સે તુચ્છકારથી કહયું. "મારો તો સિધ્ધાંત કે એક જેલમાં જઇ આવેલો બદમાસ પ્રમાણીકપણાંની પુરવારી રજુ કરી શકે ત્યાં સુધી તેને કદી માનવોજ નહીં."

"માહરો તેથી ઉલટોજ સિધ્ધાંત છે," જોન્સે જીદ પકડી; "હું તો કેહુંછ કે તે બદમાસ વધતાં અપ્રમાણીકપણાંની બીજી પુરવારી રજુ કરે નહીં ત્યાં સુધી તેને ભલોજ માનવો ને ભલોજ થવાનું ચાન્સ આપવું. તું જાણેછ કેની—એને સજા થવા પછી મેં તો તુંને તરતજ કહેલું કે આ ખરો ઇજજતદાર આદમી પોતાની બઇરી છોકરીને વાસ્તેના ઘણાં હેતથી નીપજેલી એક પલની દીવાનગતને લીધે રેંહસાઇ ગયો !"

તે હું જાણુંછ," બટર્સે કહયું. "તું એની બૈરીનો કકલાત નજરે જોઇ આવ્યોતો ત્યારથીજ ભાજીનું પાણી થઇ ગયો હતો !" અને તે મોટે સ્હાદે તુચ્છકારનું હસ્યો.

આ ખરી વાત હતી. જ્યારે જોન્સ જાંહગીરને પકડવાનું વૉરંટ બજાવા ગયો ત્યારે દસ વરસની ન્હાની કુમી કેવળ નિર્દોષતા વચ્ચે નીચે વરંદાપર એક કુતરયાં સાથે રમતી હતી. તે કુતલ્યું તેના ખોલામાં બે આગલા પગ મુકી ખુશાલ પુછડી હીલવતું ઉભું

હતું, ને કુમી તેને પસવારતી ને વાત કરાવતી હતી, કે જ્યારે તે સુખી બાળની એ સુખવાસી જીંદગી જલદીજ કચડાઇ જવાની હતી, એ વાતથી તે ભલો આદમી ઘણું દુખ પામ્યો હતો. વળી મીઠા દેખાવની મેહરાંના કકલાત ભરયા હાલે બી તેને ઘણીજ રંજ આપી હતી, ને ત્યારે એક વૉરંટ બજાવીને તે જાંહગીરને પકડી તો ગયો, મગર ખરેખર તે બાતેનમાં તે એ ન્હાનાં કુટુંબનો દોસ્ત થયો હતો.

"એક રફ્યન જે બૈરી છોકરાંને મારફાડ કરતો હોએ તેવા દયાહીણ રાક્ષસને વૉરંટથી પકડી જવાની એક વાત છે, ને એક ચાહતા ભરથાર ને બાપને તેઓની મીઠી ગોદમાંથી છીણવી લાવવાની બીલકુલ દીગર વાત છે," તે દયાથી તે વખતે કેહતો હતો, "અને તેથી આએ બીચારો જાંહગીર નરીમાન સજા પામવાનો અફસોસ માહરી જીંદગીના છેલ્લા દહાડા સુધી હું યાદ કરયા કરશ."—અને એજ કારણથી તેણે આએ વખત લગભગ માંગી લઈને જાંહગીર નરીને બીજી મરતબા પાછો જેલમાં જતો બચાવી લીધો હતો.

તે બે મતલબથી તેને સોહધનો આવ્યો હતો. એક તો "રાજા" ને તેની આખી ગેંગ સાથે ઝીલી લેવામાં મદદ થવા તેને જાંહગીર જેવા એક દેખીતાં ઇજ્જતદાર આદમીની જરૂર હતી—એવો કે જે જેલમાં તે લુચ્છાઓ સાથ વસી આવેલો હોવાથી તે લુચ્છાઓ તેનો એતબાર કરે, ને તેને પોતાનો મલત્યો માને! એ વાત વાસ્તે મનાવા બી તે જાંહગીરને ખાસ મલવા આવ્યો હતો; મગર તે ઑફર સાફ ના પાડવાનું જાહાંગીરનું મક્કમ મન તેને આયંદા જારતી ગમ્યુ, ને તે વાત બી બધી બટર્સને કહી સંભળાવીને તેણે તેને જાહગીરીનાં ભલાંમાં જીતવાની કોશેશ કરી.

મગર હજી તે હઠીલાએ માન્યુજ નહી! તે દીલનો ઘણો સખ્ખત હતો, એટલે તે પુરવાર થયલા અપરાધીઓમાં કશી બી ભલાઇ હોવાની વાત મુતલગ માની શકતોજ ન હતો. એ રીતે જ્યારે તે બંને સોબતીઓ તે દિવસે પોતપોતાને કામે જવા એ વાતની બધી ઉપર કહેલી કીસમની તકરાર પછી છુટા પડયા ત્યારે બી તે બે વચ્ચે જાણે એક બોગમ સરત લેવાઇ ચુકી હતી—એક તેને વધતો બદમાશ બનેલોજ પુરવાર કરવા ખંતી હતો—બીજો તેની ભલાઈ ને નિર્દોષપણું પુરવાર કરવાને!!

---

## પ્રકરણ ૧૨ મું.

—:૦:—




લ ઝવેરી એકલો હતો. તે એક ઘણો ટેસ્ટફુલ આસામી હતો. તેણે તરતીબુડતી ને લીલીસુકકી આટલી ન્હાની ઉમરમાં વટીક અત્યાર સુધીમાં પુરતી જોઇ હતી. તે એક અવલ નંબરનો બાંગડ ને લુચ્ચો હતો. બાહેરથી સોજ્જાસાજ્જા ને ધોત્તાધોત્તા હંમેશના મીઠા ને હસતા ચેહરાના મગર ભીત્તરના જે થોડાક ખરા મેલા બદમાશો થાય છે તે માંહેલો આ જાલ ઝવેરી એક હતો.

જાંહાગીર નરીમાનને સીસામાં ઉતારી ઠેકરે ચઢાવનાર ખરેખર તો એજ લુચ્ચો હતો, અને ધારાની ચુંગાલથી તે પોતે એ કમભાગ્ય જવાંનની ઉદારતાને લીધેજ બચ્યો હતો. અસલમાં તે કોણ હતો તે કોઇ જાણતું ન હતું, અને તેના અસ્ત અને ઉદય એવા ઉપરાસાપરી થતા રેહતા હતા કે તેવાં જુગારી જીવતરનાં તત્ત્વ સાથે "સ્પોરટીંગ સરકલ"—જુગારખાનાં ને રેસકોર્સના કોડાઓ—વચ્ચે તે જાણીતો ને માનીતો થયો હતો તેમાં અજાયબી ઝાઝી નથી. ને તેઓને બરનો હતો. પૈસાદાર બાપોના બોઘલાં બેટાઓને દોસ્તીનાં દરાંપરાંથી કલબમાં નોતરી ઉભે માપ વેતરીને જુગારની રમતમાં ખાઇ જવાનો જેઓ દગલબાજ પેશો કરે છે તેવાઓને જાલ એક હથ્યારરૂપ ઘણો કામનો થઇ પડયો હતો, અને તેથી તેવાઓનો તે એક આગેવાન દોસ્ત હતો.

તે જાંહગીર નરીમાનના સંબંધમાં એક ઘણો હીંમતવાન ને જોખમી પ્રપંચ ખેલી ગયો હતો, અને તે દેખતી આંખના અંધાપો પામેલા કમબખ્તને જ્યારે સાત વરસની જેલની જાલિમ સજા થઇ ને તે પોતે બચી ગયો ત્યારે થોડુંક સુધી તે બેઠો મારી ગયો. તે મુંબાઇ-માંથી અલોપ થઇ ગયો. તે જાણી ગયો હતો કે પોલીસનો તેના પર કરડો ડોલો હતો, ને તે પોતે ફક્ત જાંહગીરની ઉદારતાના બાએસથી પોતાનાં મોટાં નસીબથીજ—બચી ગયો હતો. એટલામાટે મુંબઇની હવા તેને એ સંજોગમાં ઘણી ગરમ લાગી, અને તે મુંબાઇમાંથી થોડુંક સુધી નાબુદ થઇ ગયો, જે પછી ઘણુંએ જ્યારે પાછો ફરયો

ત્યારે પાછો પોતાની અસલ નેકનામી વચ્ચે કલબોમાં ને રેસ મીટીંગ્સમાં ખુશાલ હાજરી આપતો થયો હતો.

તે તારદેઓ તરફ રેહનાર મંચી ફકીરા નામના એક મખીચુસ પારસી મારવાડીનો ખાસ મલતીયો અને દલાલ હતો. આ પારસી પાસે પુશકલ નાણું હતું-કયાંથી આવ્યું ને તે તેણે કેમ જમાવ્યું તે કોઈ જાણતું ન હતું—અને જાત પરજાત શેઠીયાઓના દીકરાઓ જેઓ બાપ મરે જમણા લખી આપે તેમને તે ઘણાં મોટાં વ્યાજે આંગ ઉધાર એ નાણાં ધીરવાનો ધીકતો ધંધો કરતો હતો. જાલ તેને કુલ શેહથી લાવી આપતો હતો. તે બુરો એ બુરા ફકીરાને વાસ્તે સધ્ધર ઘરાકો ગોટી લાવતો, ને પોતે મોટી દલાલી અથવા હીસ્સો ખાટતો. જુગારી કલબ્સ ને બીલયર્ડસ, રેસ મીટીંગ્સ અને સત્તાબજારમાં જાલ સોજએ સાજએ ને ઘોત્તાઘાત્તો થઈને એજ મકસદથી ભમતો ને દોસ્તી કરતો ફરતો હતો, અને જાંહગીર નરીને એ કમીના ફકીરાની ચુંગાલમાં ફસાવનાર એ રીતે એજ કમીનો હતો.

તે એક ખરો દલદર આસામી હતો—એ મંચી ફકીરો સહવારે મોહું જોઈએ તો રોજીજ ન મલે એવો ! તે કાલો મસલોતાં જેવો, ભારી આંગનો, મેલા પેહરવેશનો એક ફુવડ અવરદશા હતો, ને લક્ષ્મી તેમ છતાં તેનાપર પ્રસન્ન થઈ હતી; મગર તે ફુઝુલ હતું. તે પૈસાનો સદઉપયોગ કરવા કે તેને જીવે ખાવાની તેને જાંણે ખુદાનાં ઘરની મના હતી ! તે ફક્ત પૈસાના સાંપ પેરે તે પોતાનાં ધનની જાલવણી કરવાજ સરજાયો હતો, કે જ્યારે પોતે સરયાંમ દલીદ્રતામાંજ જીવતો હતો.

અને આ કલજુગના જમાનામાં પાપીઓનીજ નાવ બેહતર તરે છે. જાલ ઝવેરી જાંહગીર નરીના સપડાવા પછી અલોપ થઈ ગયો ખરો, પણ જ્યારે તે પાછો જાહેરમાં આવ્યો ત્યારે બેવડું માથું ઉંચું રાખી આવી શકયો, કેમજે તે ઘરડા મેહેર વકીલની જવાંન વીધવા શીરીન સાથે પરણ્યો. તે છોકરી ખરેખર ઘણી સુંદર પણ સુંદર તેટલીજ અભણ ને ખાન્દાંનની હલકત એ હીરાને ઓરેના ધન ધન ઘોરીને જોઈને તેનાપર કુરબાન થઈ હતી ! ખરેખર તો એ બધાં નસીબનાં નખરાં હતાં. જાલ જે એ બધા છન્તોડ કાવાદાવા છતાં મજવાંનો તો ખાલી ને કરજુજ રેહતો હતો તેને આ એક ખરેખરૂં ધરખમ ચાન્સ મલી ગયું. ઘરડો મેહેર વકીલ જે એક જાંણીતો લક્ષાપતી હતો તે શીરીન-

ની હદ વગરની ખુબસુરતીથી અંજાઇ ગયો, ને છેક પાંસઠ વરસની ઉંમરનો પોતે હોવા છતાં એ ચૌદ વરસની બાળકીને પરણી ગયો હતો. એ તેની ચોથી બૈરી હતી, ને પોતાના દીકરાની દીકરી જેવીને પરણવા માટે લોક તેને હસશે તેની પણ તેણે કોઈ પરવાહ કરી નહી. વિશેષતામાં—શીરીન પોતે વળી એક ગરીબ બબરચીની બેટી હતી તેની પણ તે ચડયલ બુઢાએ કોઇ દરકાર ધરાવી નહીં. રાજાને ગમતી રાણી ને છાણાં થાપતી આણી જેવોજ આ એક નાટક હતો, ને શીરીન—જે તે વખતે ઉપર કહયું તેમ ચૌદ વરસની એક કોમળાંગી, કેવળ બચ્ચું હતી—તે હીરા મોતી મલવાના લોભથી એ કારજ માટે એકદમ ખુશ ખુશ થઇ ગઇ. મેહેર વકીલે તેને પૈસાના ઝલકાતથી મોહીત કરીને આંજીજ નાંખી. રૂપ્યા પેહડયા તે દાહડે પેહલ્લોજ ચાલીસ હજારનો તો એક હીરાનો હાર તેણે તે બચ્ચાંને પેહડાવ્યો, ને એ રીતે એક સપાટામાં તેણીનો ને તેના બાપ કુમલા મધરડાનો દાહડોજ ફ્રરી ગયો. કુમલો પોતે બાવરચીના તેના ધંધામાં "શેઠને ચાવલ" ને "બાઇને દાલ" કરતો સાંમો પોતે હવે પોતાની પુત્રીના પ્રતાપે શેઠયો થયો, ને એ રીતે તેનો બી દાહડો ફ્રરી ગયો.——— મગર તે મેહેર વકીલનો પૈસો એ લોકનાંજ નસીબનો હશે, કેમજે તે ડોસાએ પરણવા પછી ત્રીજે વરસે તો કોર મરડી ટાંકા બડી કરી નાખ્યો, ને ચચાર બૈરીનો એ માતી બાળ બચ્ચાંના આશીરવાદથી બીલકુલ બેનસીબજ રહેલો હોવાનાં પરીણામમાં——તેનાં કોઇ એવા અંગત સગાંવાહલાં વટીક ન હોવાથી સઘળું કુમલા મધરડાની શીરીનનેજ પચી ગયું, ને તે પોરીને લીલાં લેહેર થઇ ગઇ!

અને પછી એક ઠેકાંણે જાલ ઝવેરીને જોતાં તે પોરી જાલ પર મોહી પડી. તે એશકોટાટ હતો, દેખાવમાં બી સુંદર હતો, બોલીનો મીઠો હતો, અને શીરીન જેવી ઓછી સમજ ને ટુંકી નજરની પોત્તીને, તેથી, એ એક ઘણો લાયક ભરથાર ભાસ્યો. પરીણામમાં એ લાકડે માકડું મજાહનું ગોઠવાઇ ગયું. જાલ એવો મુર્ખ ન હતો કે લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોઢું ધોવા જાય! તે પૈસાનો તો હંમેશનો ભુખરી હતો, ને પૈસા પેદા કરવા વાસ્તે જે કાલાંઘોલાં વટીક કરવાને ખંચાતો નહીં તેને એક બબરચીનો જમાઇ થવાનો ખેદ કેવો હોએ ને થાએ? તેણે તે યાહોમ લખ્ખે કરયું, અને મેહેર વકીલના

ધનેતર-બંગલામાં પોતાની પરણેતર સાથે એ ધન ને ધણીયાણી બંને મેલવનાર ભાગ્યશાલી જવાંન લોકોની હદ વગરની અજાયબી વચ્ચે નસીબનાં એ અજાયબ જેવા નખરાંનાં કારણુ તે પછીથી થર પડયો.

શીરીનને જાલ ઘણો ગમતો હતો. તે તેનામાં સઘળી સંપુર્ણતાજ જોતી. તે દુન્યાદારીથી બીલકુલ બીનમાહીતગાર ને અભણુ ઉછરી હતી. એટલે તેવી એકને રમાડી લેતાં જાલ જેવા એક પાપમાં પ્રવીણુને વાર શી થવી હતી? વળી તેણે ગણુત્રીથીજ કામ લીધું. મેહેર વકીલ કુમલા મધરડા સાથે ઘણા તુચ્છકારથી વરતતો હતો. તેણે તો કુમલાને એક બેઠો મુસારો આપી જુદોજ રાખ્યો હતો, ને પોતાના બંગલામાં પગ મુકવાનો બી હુકમ આપ્યો ન હતો.—ઘણું થાય તો શીરીન પોતાના બાપને ઘેર જઇને બે ચાર મહીને તેને એકાદ બે કલાક મલી આવે; પણુ મેહર વકીલે સદાની ચાલતી પકડવા પછી કુમલો મધરડો ધણી થઇને પોતાની દીકરીનાં ઘરમાં આવી રહયો હતો તેને કાંઇ બી વાંધો કરયા વગર જાલે ત્યાંજ રેહવા દીધો, ને તે એક "લૉર્ડ" હોય તેમ પછીથી તે તેના જોડે હેતથી ને માનથી—ઢોંગથી—વરતતો, જેથી શીરીનને જાલ જયાદા ગમતો ને વ્હાલો લાગતો હતો. તે એટલું તો જાંણુતી હતી કે તેનો બીજવર ખાવંદ રેસીંગ કરતો હતો ને તેથી ઘણો તંગીમાં આવીને કરજુ થઇ ગયલો હતો, પણુ "એવી એબથી વરી જુવાંન માતીદાઓ બાકાત કાહારે હોએછ?" —તે મન મનાવતી!

અને એ રોસે જાલ આ નવાં લગનના નહીં ધારેલાં પુન પ્રતાપે ગબ્બર થઇ પડવા પછી મંચી ફકીરાના ધંધામાં દલાલ કરતાં એક ભાગીદારજ વધતો થઇ પડયો હતો. તે બી હવે અવેજે બ્યાજુ ફેરવતો, અને હાલમાં એ બે બદમાશોએ એક નવાં બોથલાંનો શીકાર કરવાની જાલ પાંથરી હતી. તે એક મોટા લખપતી અને ઇજજતદાર ખોજા અહરશનો બેટો નામે પીરમહમદ હતો. તેના સંબંધમાં મંચી ફકીરાની સાથે મલીને જાલે એક મોટો ટાગડો રચ્યો હતો, પણુ તે પાર ઉતારવા તેને કોઇ ત્રાહીતની મદદ જોઇએ એમ હતું, ને તેવામાં જાંહગીર નરીમાન તેને પાછો ગ્રીન એન્ડ રીડને ત્યાં મલી ગયલો હોવાથી આપણે આ પ્રકરણુની શરૂઆતમાં જોઇ આવ્યાં તેમ તેજ વાતનો વિચાર કરતો તે લુચ્છો પોતાના કુશાદે બંગલામાંના

દમામદાર લાયબ્રેરીરૂમમાં હાલમાં એકલો બેઠેલો હતો.

તે જાંહગીરનોજ ખ્યાલ કરતો હતો. એક વખત તેને કઠેરે ચઢાવી દીધેલો છતાં હજી જાંણે તે બસ નહી હોય તેમ તેને એ લુચ્છો પોતાની પાપી મતલબ સર આ નવા પ્રપંચમાં પાછો શામીલ કરવા ચાહતો હતો, ને તેનોજ તે બિચાર કરતો બેઠો હતો. તેણે પોતાની કબુલાત મુજબ પેલું રેજીસ્તર પોસ્તમાસ્તરની કૅરમાં મોકલ્યું ન હતું. તેણે ફકત એક કાગળ લખ્યું હતું, ને અવેજ તેમાં કશો બીજો ન હતો. તે તેણે બીડવોજ ન હતો. જાંહગીર હાલમાં ખાલી અને મોહતાજ હતો તેથી તે આ નવા પ્રપંચમાં જલ્દી મનાઇ જશે. જેલ જાત્રાએ જઇ આવેલો હોવાથી હવે તો તેની છાતી ઘણી જાડી થઇ ગઇ હશે એ બધી લુચ્છા જાલ ઝવેરીની ઉમીદ અને ગણત્રી હતી.

અને તેણે, એ ઉપરથી, પોસ્ટમાસ્તરની કૅરમાં પેલું એક કાગળ મોકળી તેને પોતાને બંગલે મલવા બોલાવ્યો હતો, અને તેના આવવાની તે વાટ જોતો હાલમાં વિચારવંત એકલો બેઠેલો હતો. એ કાગળમાં તેણે પોતાના બંગલાની ચોક્કસ ઇંધાંણી લખી હતી, અને મીલાકાત વાસ્તે ચોક્કસ વખત પણ લખી મોકલ્યો હતો, જે વખત થઇ ગયલો છતાં જાંહગીર નરીમાન હજી આવ્યો ન હતો તેની બકરવકરમાં પડેલો, તેજ વાતનું ગંભીર વમાસણ કરતો હાલમાં તે એ પોતાના ઓરડામાં એકલો બેઠેલો હતો.

તેણે અંતે કંટાલીને નોકરને બોલાવા ચંગ વગાડયો, ને જવાબમાં નોકરને બદલે તેનો સસરો ફ્રમલો મધરડો પોતે દોડી આવ્યો.

"રામલાને જરા મેં માહરે તમાખુ લાવવા મોકલેલો છે, બાપા," તેણે ખુલાસો કરયો; "કંઇ કામ છે?"

"અરે, પણ તમે કાંએ તેથી તસ્દી લીધી" જાલ તેની સરેરતાની રીત મુજબ ચીબો થયો; "બીજા આદમીઓ આવતે?"

"અરે પણ એમાં જરા જવાબ આએપા તો આપરે હું નીચાં માએ બાપનાં થઇ ગીયાં જે, માહરા દીકરા?" ફ્રમલો મધરડો સદરાની બાંએ પોતાની સદાની ખાસેત મુજબ બબલઉપરથી ઉંચે ચઢાવતાં જાસ્તી ડાહયો થયો; "કેહાની—હું કામ છે?"

"મકું જે જરા શીરીનને મોકલો. માહરે જરા એને કંઇ

# પારસી બ્હેનો માટે કરકસરનું ઉપયોગી સાધન.

## એક પારસી બાનુના સહાસનું ફતેહમંદ પરીણામ.

હરેક જાતની લેટેસ્ટ ફેશનના, બાનુઓને જેઓ સ્ટાઇલ પસંદ પડે તેવા અથવા નમુના મુજબના બ્લાઉઝો, બચ્ચાંઓને જરના જાતજાતના ડરેસો—તેવા ખાસ એક્ષપર્ટ પાસે તઇઆર કરાવી બજાર કરતાં ઘણા કીફાયત ભાવે પુરા પાડવાના એક પારસી બાનુના ફતેહમંદ સહાસનો જેઓએ પણ અનુભવ મેળવ્યો છે, તેઓ સર્વે તરફથી તેની ઉંચા સીલાઇની વાખનાણી અને વખાણના કાગલો મુબલખ તેમજ દેસાવરથી અમને મલ્યા જાય છે, એજ અમારા કામની લાયકાત પોકારી અમે લેખીએ છીએ.

એક પોસ્ટ કાર્ડ લખવે તમો ઉપર લેટેસ્ટ ફેશનના ચોપાન્યા મોકલી આપીશું. જેમાંનો જે નમુનો તમને પસંદ પડે તેનો સીમતો બરોબર લખી મોકલવે તો મુજબનું ફીટીંગ અને ઉમદા કામ કરી આપવાની ગેરંટી આપીએ છીએ.

એ ઉપરાંત કટીંગનો હુન્નર શીખવા ચાહતા બાનુઓ માટે ખાસ કટીંગ કલાસ અમારે ત્યાં ખોલવામાં આવ્યો છે. જ્યાં નીચલા દીવસ અને ટાઇમે બાનુઓ શીખવા આવી શકશે.

મહીને ફક્ત રૂ. ૩ ની ફી રાખવામાં આવી છે.

**મંગલવાર અને શનીવારે (સવારના)**

**૧૧ થી ૧૨ સુધી.**

**બુધવાર અને શનીવારે (સાંજે)**

**૪॥ થી ૫॥ સુધી.**

**મહેરબાની કરી લખો યા મલો:—**

**પીરોજા બેરામજી બનાજી,**

(ઘ) બ્લોક, મોબી બીલ્ડીંગ, બોસતલીબે,

ફોરાસ રોડ, સીંગરની દુકાનની પછવાડે.

**દેશની પોતાની સંસ્થાઓને ટેકો આપી દેશની આબાદીમાં વધારો કરો.**

# મુંબઈની સઉથી લોકપ્રિય
# નાટક કંપની.

# શ્રી આર્ય નૈતિક
# નાટક સમાજ.

જેના અનેક પછી અનેક લોકપ્રીય ખેલો ૧૦૦ થી ૨૦૦ નાઈટો સુધી તમાશબીન આલમનું ચાહુ ખેંચાણ જીતી લઈ, નાટકી ક્ષેત્રમા અસાધારણ રેકર્ડ નોંધાવવાને સામર્થવાન થયાં છે.

## બાલીવાલા ગ્રાંડ થીએટર.

જેવા જાણીતા આગેવાન થીએટરમાં પારસી, હીંદુ, ઈસ્લામી વીગેરે સર્વે કોમોમાં આ કંપનીના સર્વે ખેલો એકસરખાં માનીતા અને મશહુર છે.

કુશળ મેનેજમેંટ હેઠળ આ કંપનીએ એકઅવાજે ચોતરફની વખાણ તથા પ્રસંશા મેળવી છે.

પ્રજાનું તે તરફનું કુદરતી ખેંચાણ–તેની ઉપરના અચુક લોકવીશ્વાસની કસોટી અને ફતેહમંદ સાક્ષી છે.

હમારા સર્વે મહેરબાન પેટ્રનો અમારા સહાસની ચાહુ પીછાણ કરતાં રહે એજ અમારી અરજ, એજ અમારી ફરમાશ છે.

**નકુભાઈ કાલુભાઈ શાહ,**

**શ્રી આર્ય નયતીક નાટક સમાજના માલેક.**

કેહવાનું છે," જાલે જવાબ કરયો.

"તો તાહરે એમ કેહોની! હા, હમણાં મોકલું!"—અને કુમલો મધરડો બાહાર ગયો. તેના પગમાં પાવડી હતી. તેને તો ઉંઘાડે પગેજ ફરવાનું જાસ્તી ગમતું ને અનુકુલ થતું હતું, પણ તેના દીકરી જમાઇએ ઘણું તોક તોક કરવાથી તેણે ફકત પગનાં તળયાં ઢાંકવા જેવી આ પાવડી પેહડવાનું પસંદ કરયું હતું, ને આખાં ઘરમાં પટક પટક પાવડી સાથે ફરયા કરતો હતો.

શીરીન જરા વારે અંદર અંદર આવી.

"બાવાજી પાસ તમે મને બોલાવી, જાલ?" તેણીએ પુછ્યું.

"હા, સ્વીટી."

"શું છે?"

"માહરે પરમ દાહરે બે ચાર દોસ્તોને અત્રે જમવા નોતરવા જોઇશે," તેણે કહયું. "પેલા માહરા નવા ખોજા દોસ્ત પીરમહમદને વાસ્તે મેં વાત નહી કીધીતી તે દાહરે તહારી આગલ—"

"સરદાર કરીમખાનનો દીકરો?"

"તેજ. તે આપરે તાંહાં આજ વેર જમવા કદી આયોજ નથી તેથી તેને નોતરવા માહરો વિચાર છે, ને તેનાં માનમાં બીજા એક બે જણને બી હું તેરવા ધારૂંછ. પેલો એક પુરાણો દોસ્ત તે દાહરે મને ગ્રીનને ત્યાં આપરે જમતાંતાં ત્યારે મલ્યોતોની તેને બી."

"પેલો મી૦ જાંહગીરસાહના! તમે તેનું જાંહગીરસાહના કરીનેજ નામ અમોને કહ્યું તુંની?"

"હા. તેજ. તું યાહદાસ્તમાં અજબજેવી તેજ છે, કલેજી. એક બી નામ એક વખત કહેલું કે એક બી આસામીને એક વખત ઓલખાવેલો તું કદી ભુલી જતી નથી."——અને શીરીન પોતાને આપવામા આવેલી આ પોતાના ધરથાર તરફની "કોંપલીમેન્ટ"થી રાજી થયલી મલકાઇને ઘણા મીઠાસથી હસી.

"ને એ તમારો નવો ફ્રેન્ડ જાંહગીરશાહના બી ચીકાસવારો છે કે?" તેણીએ પુછયું.

"નહીં; સો—સો. આપરા જેટલો નહીં; પણ માહરે તેને પીરમહમદ સાથ મેલવવો છે. હવે, તેથી, ડીઅર, એ તો બીલકુલ

મરદોનીજ એક પારટી થશે—અમે જરા કામકાજને વાસ્તે બી મલવાના છઈએ, તેથી તું ત્હારે ગમે તાંહાં એનજોય કરવા જજે. ગમે તો તાહરી સહીઓને આપરે તાંહાં નોતરજે."

"માહરે ટેબલ પર નથી આવવાનું ?"

"બૅટર નૉટ," જાલે જરા ખરચાણું જેવું હસીને કહયું. "એ પીરમહમદ ઘણો શરમાલ છે. એ લખ્ખોપતીના પોરયાઓ એવાજ. બીચારામાં મીઠાંની બી તાણ ઘણી છે. બાપ તો સરદાર ઉપરાંત સી. આઈ. ઈ. બી થયલો છે, ને દીકરો તો આવો છે!"— ને જાલ હસ્યો.

"પૈસા વરે બધું વણુઈ જાએ," શીરીન હસીને પોતાનો અનુભવ કહયો—અને પછી વચારયું, "ઑલ રાઇટ, જાલી, ત્યારે અમે એમ કરશું. તમારાં ખાંનાની વરદી આપશું, બધી દેખરેખ કરશું, ને પછી સ્હાંજ પછી અમો પોતે કાઈ સહીને ત્યાં જમવા જતાં રહીશું, બસ? બીજું કંઈ ?"

"બીજું કંઈ નહીં, ડીયરેસ્ટ; ઠેંકસ."—અને જાલે તેના મખમલ જેવા નરમ સુવાલા ગાલ પર હેતથી આંગળાં અફાલ્યાં એટલે તે સંતોષ પામેલી હસતી હસતી પાછી ચાલી ગઈ, ને જાલ પાછો એકલો પડયો.

"એજ ઠીક પડશે" તે પટપટયો; "એ બેઉને એકઠા કરશું તો પીરમહમદ અને પોતાની નોકરીમાં લેવા તરત કબુલ થશે, ને જો એ જરા ગનુત્રીથી કામ લેશે તો ત્રણ લાખ—"

એવામાં એક નોકર અંદર આવ્યો.

"કોઈ શેઠ મલવા આયાછ, સાહાબ."

"નામ શું કહયું ?"

"જાંહગીરશાહના."

"બોલાવ!" જાલે ઉલટમંદ જવાબ કરતાં કહયું—ને તે નોકર બાહેર જવા પછી જરા વારમાં જાંહગીર નરીમાન પોતે અંદર આવ્યો.



# પ્રકરણ ૧૩ મું.

—:o:—



ખાનબાહાદુર અદુબાનો પગ ધારવા કરતાં જાસ્તી દભરાયો હતો. ડાકટર ગોમ્સે પાટો બાંધી તે ટકયાઓના ઢગ પર ઉંચો રખાવ્યો હતો, ને ખાનસાહેબને સુઇ રેહવા ને ત્રણ ચાર દાહડા પગને પુરતી આસાએસ આપવાનો આગ્રહ કરયો હતો.

ફીરોઝ શેઠના, એ દરમ્યાન, અદુબાની ખબર લેવાને મસે રોજ વેસાવા સુધી આવતો, મનોહર કુમીને મલતો રહયો હતો. તે પોરયાને દેખીતી રીતે એ મધુરીની એક મજબુત મોહીની લાગી ગઇ હતી.

કુમીની માતા મેહરાંને બી આ સાહલેસ જવાંન ઘણો ગમી ગયો હતો, અને તે તેને ઘણી માયાથી આવકાર આપતી થઇ હતી. પેલા હાથ પર ફીરોઝને પોતાને પણ મેહરાં ઘણી ગમી ગઇ હતી. તે હતીજ તેવી કોઇનું બી દીલ હરી લીએ એવી એક નમુનેદાર અબળા. તે જવાંને એમ છતાં, જોયું કે તે બાંનુના ચેહરા પર કાંઇ અતી ઘણી ઉંડી ગમીએ સદાનો ઘેરો ઘાલ્યો હતો. તે નમ્ર સભ્ય ને ભલી હતી, પણ ખુશાલ જરા એ રેહતી નહીં, ને કશાંમાં ઉલટ લેતી લાગતી નહીં, જે વાત થકી ફીરોઝ મનથી ઘણો અજબ થતો. તે વીધવા હોય એમ બી જાણે લાગતું ન હતું, કેમકે જોકે તે કાલી સાડીમાંજ હંમેશ ફરતી પણ તે સાડી કોરવાલીજ હતી ને વળી તેના હાથમાં ચીનલ હતાં. ફીરોઝ જાણતો હતો કે આજના સુધરેલા જમાનામાં એમ તો ઘણાંકોએ વીધવાપણાંની એ શાહદતો સદાની તરક કરી છે પણ તે છતાં આ બાંનુની ગમી તો કોઇને હેરત કરે તેવીજ હતી. તે કદી હસતી જણાતી નહીં, ને જો કોઇ વાતચીતમાં તેને ફરજ્યાત ભાગ લેત્તી ને ઉમંગ પકડતી કરવામાં આવે ને તેમાં હસવું પડે તો તે ફીકકું ને દેખીતું શોકાતુરજ હસતી !

તેની તબ્યત સારી ન ચાલતી હતી એ તો દીસ્તુંજ હતું, પણ તે ખાટલે અડેલી કે એવીજ કોઇ ગંભીર બીમારી ભોગવતી ન હતી, ને ફીરોઝને મજબુતીથી લાગ્યું કે તે ભલી બાંનુને તનનાં દરદ કરતાં બી મનનુંજ દુખ વધારે હતું, જે ત્યારે તેના મરનારનાં મોહોબના ગમનું નહીં તો બીજું શું હોય?

તેનો શેઠ ખરસેદજી લશકરી મુંબઇ આવી પુગવાના સમાચાર મલ્યા ને તેનો ફીરોઝે જવાબ કરયો—કે જે જવાબ તે લખપતીને વૉટસન હોટલના તેના રૂમમાં મલેલો હોવાની તપસીલ આપણે આગલ વાંચી આવ્યાં છીએ—તે રહાંજે (તે જવાબ કરવા પછી) ફીરોઝ જરા દીલગીર જેવો ખાનબાહાદુરને ઘર મલવા આવ્યો. તેણે જોયું કે હવે તેણે ઝુસરીમાં જલદીજ જોડાવાનું હતું, ને એક સેક્રેટરીની નોકરી તો સૌથી ઘણી રોકાણવાલી થાય છે. ફુરસદ ગમે એટલી હોય પણ સેક્રેટરીથી શેઠનો પલ્લો પડતો મેલીને મનને ગમે એમ બાહાર સસરાતું નથી, એટલે તે હવે વેસાવે ચાર પાંચ કલાકની બરબાદી કરતો રોજ આવી શકે એ બીલકુલ અસંભવીત હતું. તેને, તેથી, ઘણી દલગીરી થતી હતી. કુમાની મોહીનીથી અલ્લગ થવાનું તેને વાસ્તે દેખીતું ઘણું મુશ્કેલ હતું, અને તેથી તે દીલગીર હતો.

ખાનબાહાદુર પોતે, વળી, તે દહાડે સરકમ થયલો હોવાથી જોઇએ એટલો ખુશમિજાજી નહીં હતો. અમનીને નખની ને નકટીને સરકમ ? તેને જરા બી કાંઇ થતું તો તે ભલો તેટલોજ ચક્રમ ડોસો એકદમ મરવાનોજ ડર ખાઇ જતો, ને મોહતને લગતા સહરાગતી ખ્યાલો કરવા પડી જતો !

"હા, બા, છઇએ-હાઅઅઅત છી !" ફીરોઝે પુછેલી ખેર-આફ્યતના જવાબમાં ખાનબહાદુરે કહ્યું. "આએ જોયોની મારા જઇફ જાનપર સીતમ—હા-અઅઆત છી !-કંઇ નહી તાહરે હવે સખ્ખત સરદી થઇ આવી ! નાક બધું ઘસતાં ઘસતાં સુઝીને નકરૂં જાણે તરેલાં સુરન જેવું થઇ ગીયુંછ ! તમુને દેખાયછની ?

"હાજી, જરા સરદી થયલી લાગેછ તો ખરી," ફીરોઝે હસીને કહ્યું.

"જરા ? જો બેઠીબાપ માહરૂં પાકવેછ તે ! હજી તો એને જરા પરેછ ! છીકતાં છીકતાં બધાં આંતરડાં તણાઇ ખેંચાઇ ગીયાં ને માથું નીચે ને ટાંટયા ઉપર થઇ જાએછ, ને હજી તો તુંને જરા પરતું દેખું ?" ડોસાજીએ પરચારો કરયો.

"પણ સરકમ શાએ થયો ?" ફીરોઝે વાત ફેરવાવી.

"અરે, કંઇ નહી રે બીરાદર, અસલ વાતમાં તો કંઇ દમ બી નહી ! ઘેરાના ખાધા માહારા બોયે બતીનો કાકરો બરાબર દ્રીમ નહી

કાઢેલો ને હું સુવા ગીયો ત્યારે બધું ગુલેપ ધુમરાઇને આખા ઓરડામાં ધુમાધાર થઇ ગીએલું, જેથી મેં ડાહયા કાગરાએ જઇને ઝપાટામાં બારી ઉંધારી નાખી. હું જાણું જે ધુમારો જરા બાહાર નીકરી જાએ, પણ બારીની બાહાર તો કેથે જમ બેઠલો, ને હું શું જાણું જે હું માહરા જમનેજ આગલ રહીને તેરૂં કરૂંછ? એ—આ—હાઆઅત છી! હા—અ—અ—અત છી! હા—અ—અત છી?"

"જરા ગરમ પાણીમાં બ્રાંન્ડી લેઓની, મોટા બાવા!"

"અરે બાવા, તો તો લીવર કંપલેન્ટ થઇ આવે! મને કંઇ એક દુખ છે જે એક દુખને રરીને બેસું? એમ કરૂં તો તેમ થાએ ને તેમ કરૂં તો એમ થાએ! એ તો હવે વરતી વારી કેની! વરસ ગીયાં તેટલા કંઇ દાહરા નીકરવાના છે? એ તો હવે જે દાહરા જાએ છે તેમાં ચાલ બાઇ પોઇસ!"

"તમુને ફ્રાસ્ટ લાગી ગીયો. તમારે પોતે બારી ઉંધારવા જવું નહીં ઉતું," ફીરોઝ કાંગલો થયો.

"તેજ જખ મારી તો! હવે ફરીથી ગમે તે થાઓની, કોણ કાફરડો જઇને બારી ઉંધારે જે? ભલે આગ લાગે ને આખી બંગલી સલગી જાએ ને અમે બધા બરીને કોયલો થઇ જઇએની! ઉંહું, આએ સત્યાનાસગીયા સરકમની આફતથી હવે તો માહરે ચેતીનેજ ચાલવું જોઇશે."

ફીરોઝ પોતાની ઘણી દીલગીરી છતાં મોટે સહાદે બે અટકાવ હસી પડયો, ને ડોસાજી ખીજવાશે એવો મામલો જોઇ તરત તેણે પોતાની નોકરીનીજ વાત કાઢી. હવે પોતે પોતાની નવી નોકરીની ઝુસરીમાં જોતરાવાનો હતો તે કહ્યું.

"તાહારે તમારો શેઠ મુંબઇ આવી લાગો ખરો?"

"જી, હા, મુરબ્બી."

"તમે નામ શું કહયું તું તેનું? કોણ લખપતી?"

"ખરશેદજી લશકરી. જોહાન્સબર્ગમાં મોટો દલ્લો મરેલો છે."

"એ બધા ત્યારે પેહલ્લાં નંબરના ચોરો અને લુચ્ચા! ખાનબાહાદુરે પોતાનો અભીપ્રાય જાહેર કરયો. "એ આફ્રીકન પોર્ટમાં જઇને જે હાથ મારે તે સારા માણુસ હોયજ નહીં. કેવો છે એ તમારો શેઠ?"

"મેં બી પુરાપાધરા જોયા નથી, ખાનબાહાદુર સાહેબ," ફીરોઝ શેઠનાએ જવાબ કર્યો. "હું પોતે જોહાન્સબર્ગ હતો ત્યારે એક યુરોપ્યન દોસ્તે મને ભલામણની ચીઠી આપી ને હું છડીચપકો જઇને મલી આવ્યો હતો તેજ. મને તરતજ રાખી લીધો, ને પગાર ત્યારથીજ ચાલુ કરેલો છે. મને મુંબાઇ આવવાનો ખરચ વટીક આપ્યો, ને મને મુંબાઇ આવતો રહેવા મને ગમતુંતુંજ એટલે મેં એ તકનો તરત લાભ લીધો."

"તે અહીં તો ત્યારે અત્યાર સુધી તમો સાહેબો મલ્યાજ નથી?"

"નહીંજી મને અત્રે મુંબાઇ આવીને એવણે એટલુંજ લખ્યું કે માહરે તઇયારીમાં રહેવું, ને મેં તેનો ઘટારત જવાબ તરતજ લખી નાખ્યો," શેઠનાએ સમઝાવ્યું; "હવે કાલ પરમમાં નોકરી પર બોલાવી લેશે ખરા."

"હોશે, પણ મને એ નસીબના નખરાંથી લખપતી થઇ પરેલા અપસ્તાર્ટસ વાસ્તે કદી સારૂ મત નથી," ખાનબાહાદુરે કહ્યું. "પછી તે જરથોશ્તી હોય તો શું થયું? એવી કીસમના લોક ઘણા ઇનસીન-સીયર થાએછ. હું એ માહરાં મતમાં ભુલતો બી હોઉં, પણ—"

મગર કુમી તેવામાં તઇયાર થઇને તે ઓરડામાં આવી એટલે ડોસાજીએ પુરૂં કરયું નહી. તેણીએ સાંભળ્યુ હતું કે ફીરોઝ આવ્યા હતા, અને તે મોહક મુખડો ઓશાકના રતાશથી તે ધારા મુજબ તઇયાર થઇને અંદર આવી ત્યારે દીલકશ હદ સુધી જયાદા મનમોહન બનેલો નજરે આવ્યો.

"લે, તાહરા ફ્રેન્ડ તો હવે આપુને છોરી જવાના છે, કુમી બેટા," તે મામાએ તેણીને જોતાં સાથે કહ્યું, ને તે ગોલાબી ચેહરો એ સાંભળતાં જોતાં જોતાંમાં ફીક્કો પડયો.

"કાંએ, મામાજી?" તેણીએ પોતાના સરેસ્તાના મીઠા સ્વરે પુછ્યું.

"માહરા શેઠ મુંબઇ આવી ચુકયાછ જી," ફીરોઝે પોતે તેણીના સવાલનો પાધરો જવાબ કરયો, ને તેના પોતાના સાદમાં પણ ઊંડી દીલગીરી હતી.

"ઓ, મીં૦ લશકરી મુંબઇ આવી ચુકા?" કુમીએ વધતા ફીકકા પડતા હોઠોથી કહ્યું.

"હા, ને તેથી હું તમો મેહરબાનોને આજે ગુડબાય કરવા આયોછ,"

ફીરોઝે રજા લેતી ફીસમે ઉઠીને ઉભો થતાં કહયું, ને કુમીએ પોતાનો નરમ ન્હાનો નાજુક હાથ શેકહેન્ડમાં તેના હાથમાં મેલ્યો, જે તેણે ઘટે એ કરતાં એકાદ પલ જ્યાદા પોતાના હાથમાં કેદ કરી રાખ્યો.

તેને ખરેખર એ છોકરી ઘણી ગમી ગઇ હતી. આજ વેર મોટા દરયા દોહવી આવેલો એ જવાંન છોકરો ઓરતોનાં મોહ બાણુ બાબે બીલકુલ બેઅસર ને બેખબર હતો. કુમી એકજ ને પેહલ્લીજ હતી કે જેણે તેનાં ઉમરનાં ઉંડાણુમાં એમ છાપ મારયો હતો. તે એકજ ને પેહલ્લીજ હતી કે જેની સખી તેની છાતીમાં છપાઇ રહી હતી, જેનો મધુરો હલક આખો દાહડો તે જ્યાંબી હોય ત્યાં તેના કાનમાં વાગ્યા કરતો હતો, અને ઉંઘમાં બી જે મીઠી મુરતના દીલખુશ મુખડાના મોહક સ્વપ્નાઓ તે જોતો રહયો હતો !

"તમારા જવાથી માહરા મામાજીને સોહવાશે નહી," કુમીએ જરા ગદગદ કંઠે ફીકકું હસીને ધીમે રહાદે કહયું અને અરે, કેવું ફીરોઝનું મન થયું કે તે તેને પાધરૂ પુછી લે કે તેણીને પોતાને તેના વના ગમશે અથવા સોહવાશે ખરૂં કે ?

મગર તે એવું કાંઇ બી કહી કે પુછી શકયો નહીં. તેને હીંમતજ થઈ નહીં. હજી તો તેમની પીછાંણ-ઘણાજ રમુજી ને અજબ જેવા સંજોગો વચ્ચે બરપા થયલી-હતીજ કેટલી ટુંક !

તેઓ વાત કરતાં બારી આગલ ગયાં.

કુમીએ દરયા સાઇડની એક બારી ખોલી ને બંને સાંમેના ધોંઘાત કરતા દરયા પર નજર રાખી એલારપેલાર વાત કરતાં ઉભાં. તે, તેમ છતાં, મોટા સુખનીજ પલો હતી, અને ફીરોઝ ને કુમીને પોતપોતાનાં મનમાં લાગતું હતું કે એ તેમનું સુખ જલ્દીજ એક ધાટકી અછાત સમેત હવે વેરવાર થનાર હતું !

છેલ્લે તે રજા ચાહતો જવા નિકળ્યો.

"જ્યારે બી વેસાવા આવવું થાય ત્યારે ચાહીને અમારે ઘેર આવજો, મી૦ શેઠના," કુમી કેહતી હતી-કે જ્યારે તે જવાંનને લાગ્યું કે તેણીના અવાજમાં દીલગીરી અને કાકલુદી હતી.

"હું વેસાવે આવશ તો તમારે ત્યાં મલવા આવવાની ઉમેદ ને ઉલટથીજ આવશ," ફીરોઝે ખાત્રી આપતી રવેશે જવાબ કર્યો-ને

કુમી તેને ઓટલા સુધી વલાવા ગઈ. તે હાલમાં ફરવા જતી ન હતી. તેના મામાજીનું ગુઠણુ દભરાવા પછીનાં તેઓ બાહેર નિકળ્યાંજ ન હતાં, ને તેથી તેઓ નિચેજ છુટાં પડયાં.

કુમીએ પાછો શેકહેન્ડમાં હાથ આપ્યો, જે વળી ફીરોઝે જોઈએ તે કરતાં એકાદ પલ જયાદા પકડી રાખ્યો, ને તેને લાગ્યું કે તેણીની તે શેકહેન્ડમાં ઉલટ અને દીલશોજીનો એક વળતો પડઘા હતો.

તેઓ છુટાં પડયાં.

ફીરોઝ ઘણો ખુશાલ આવેલો હવે ખરી દીલગીરીથીજ મુંબાઇ જવા પાછો ફરયો. તે બેદીલ બની ગયો હતો, અને તે ઘર આવ્યો ત્યારે તેને નામનો તરતનો આવેલો એક તાર હતો. તે તેના શેઠ તરફનો હતો. તે તારથીજ બધી વાત કરતો હતો. કાગળ કદી લખતોજ ન હતો તે ફીરોઝની અજાયબી હતી.

"હું હજી આંઠેક દિવસ તક રોકાંણુમાં છું, ને બંગલાનું પઝેશન લેનાર નથી," તે તારમાં લખ્યું હતું. "તમોને હાલ હજી નોકરી પર આવવાનું નથી. આંઠેક દીવસ બાદ હું તમને પાછી ખબર આપશ."

ફીરોઝે આ તાર મોટા છુટકારાથી વાંચ્યો. તેને આંઠ દાહડાની વધતી મેહતલ મલી ગઇ હતી! એ આંઠ દાહડા તે વેસાવા જઇ શકશે. તે જતો આવતો રેહશે, ને બનવા જોગ હતું કે તે ઉમીદ કરતો હતો તેમ મધુરી કુમીનું જીગર બી તે જો વલતા જવાબમાં જીતી શકે તો એ આંઠ દિવસનાં દરમ્યાનમાં—

અજાયબી એટલીજ હતી કે મુંબાઇ આવેલો છતાં તેનો શેઠ પાધરો પોતાને બંગલે જતો ને જાહેર થતો ન હતો. તે તેને કામે વટીક બોલાવતો ન હતો. તે ભરાતો છુપાતો હાટેલમાં એકલોજ રહેલો હતો. સબબ? શું પોહોંચેલબુતી ને જમાને ખાધેલ ખાનબાહાદુર અદુબાએ ફકર દરશાવી હતી તેમ તે કોઇ ખરેખરો લુચ્છોજ હતો?



# પ્રકરણ   મું.

—— :o: ——




રોઝ શેઠના જવા પછી મેહરાં પોતાના બીમાર ભાઇવાલા ઓરડામાં તેને મલવા આવી. તે તેના જોડે કાંઇ થોડીક વાત કરવા માંગતી હતી. છેલ્લા કેટલાક દીવસોથી તે એ વાત કરવા ચાહતી હતી, પણ તેણીની હીંમત નહીં થતી કે રખેને “ કુહરી પરશે,” ને તેવામાં તો, વળી, તેવણના પગને લગતું કાંટાનું કટેશર નીકળી આવવાથી તેણીને આટલા દીવસ જારતી ચુપ મરી રેહવું પડયું.

હાલમાં ડોસાજી પુરતા શાંત હતા. કોઇની બી આગલ પોતાની અસંખ્ય બીમારીઓ ને તેનાં તેવણે ધારી મુકેલાં પરીણામોનાં રડણા રડવા પછીથી તેવણની છાતી ઘણી ખલાસી પાંમતી ને તેવણ ધીરજ પામેલા ખુશાલ બની જતા, ને હાલ તેમજ હતું. ફીરોઝ શેઠના તેવણે તેને હેતથી પોતાની પાસે બોલાવીને ધોલ્યા પર પોતે હઠી જઇને પોતાનાં પાસાંમાંજ તે પલંગ પર બેસાડી. તેઓનું એ કમનસીબ બેહેન પર ખરેખર ઘણું હેત હતું.

“કેટલો ગમ કરયા કરશે, મેહલ્લી ? ” તેઓએ તેનો બરડો પસવારી ખરાં જીગરના બલાપાથી કહયું. “ગમ તે તું કાંહાં સુધીનો કરયા કરશે ?બધી અવતાર બેઅવતાર થઇને એ ગમમાં ને ગમમાં તું ગરાતી ચાલીછ તેનો તો કંઇ ખ્યાલ કર ? તું પોતે મરી જઇને અમોને બધાંને મારી નાખવા બેઠીછ ? માહરી ગાય દીકરી કુમીનો તો કંઇ ખ્યાલ રાખ ?”

દુખી મેહરાં કાંઇ બોલી શકી નહીં. તેની છાતી વધતી ભરાઇ આવી, અને પોતાના હેતવંતા ને દીલસોઝ ભાઇની બગલમાં માથું બોસી તે આંસુઓનો એક દરયાવ રડી. તેનું દુખ કાંઇ જેવું તેવું હતું ? જાંહગીર મરીજ ગયો હતે તો બનવાજોગ હતું કે ખુદાવંદ પાકના અજબજેવા કાયદા ને ગોઠવણ મુજબ અત્યારે તે એ જુદાઇનો ગમ ઘણો ભુલી ગઇ હતે; પણ આ તો તેમ કયાં હતું ? જાંહગીર જીવતો હતો પણ એક ઇજ્જતદાર આલમને માટે જીવતો છતાં મુવેલો એવી નામોશી ને માહા સંકટમાં જીવતો હતો. તે એ બીચારી ભુલીજ કેમ જઇ શકે ?

"મને માફ કરજો, અદુબા," અને તેણીએ આંસુ લુછતાં કહયું; "હું તમારી પાસરરવા નહીં પણ તમારી સાથ કંઇ વાત કરવા આવી. હું વરસો, મહીનાઓ ને દાહરાઓ ગણુતી રેહીછ, ભાઈ, ને મને લાગેછ કે હવે તો એવણુ જેલમાંથી છુત્તા થયલા હોવા જોઇએ.".

અદુબાએ તેણીનો ધુજતો હાથ પોતાના હાથમા લઈ હેતથી દાબ્યો.

"તું ભુલી જાએછ, દીકરા, કે સજા સાત વરસની બરી ગયલી છે."

"હું ભુલી નથી ગેઇ, બઇ," મેહરાંએ સમજાવ્યું, "પણુ તમેજ ખબર કાહારીને મને કહયું તું કે જો જેલમાં સારી ચાલ ચલાવે તો દર વરસે આતવાર ને રજાના દહારાઓ મલીને ત્રણ મહીના કમતી ગણુાતા આવેછ, ને તેમ હોય તો અત્યારે તો એવણુ છુત્તા થયલા હોવાજ જોઇએ."

"હા," અદુબાએ કપાલ પર કરચલીઓ ચહાવી યાદ કરતાં જરા વારે કહયું, "હું બી ધારૂંછ કે હવે છુત્તો થયો હોશે. લ્હારી ગણુત્રી ખરી છે; પણુ તે શું કામનું? દર મહીને એને પોલીસમાં ઠેકાણું નોંધાવવા તો જવુંજ પરતું હોશે."

"એમ?" મેહરાંએ વધતી ફીકકી પડતાં કહયું.

"હા; એ કાયદોજ છે, મેહેર," તે બાઇએ સમજાવ્યું. "મોટી સજાવાલાઓને બે વરસ સુધી એમ જાથુક દર મહીને કરતું પરેછ. તે લોકની તે વાસ્તે સહી લઇનેજ છોરેછ. મુવો એ! મુવો એ!"

"ઓ, એમ ના બોલો રે, બઇ!" મેહરાંએ હાથ જોડીને માંગી લીધું. "બિચારાએ કીધું તેની સજામાં કંઇ થોરૂં ખમ્યુંચ? હાલ છુત્તા હોશે તોબી ખુદા જાંણે કાહાં એખલા એખલા બીચારા ભટકતા હોશે. પાસે અરધી બી હોશે નહીં ને ઘરબાર વગરના ભુખા પેઆસા કાંહાં હોશે ને શું કરતા હોસે? જો, જરા કંઇ સોહોધખોળ કરવો? મરી જવશ તમારી પરથી—કંઈ મદદ કરો! અરે, માહરી તો ફરજ છે કે હું દોરી જઈને પેટમાં ચાંપુ ને દીલાસો આપું! હું રોજ ખાઇ મરૂં ને તેવણુ અન્નપાણી વગર ટવલતા હોશે! હું કેમ ખમું? હું કેમ ખમું?"—અને તે ખરી સજાત ને નેકબખ્ત પરણેતર તરાર હેતી માથાં પર છાપટ મારી ઉંસ્કેરણીની મારી પાછી રડી પડી.

અદુબા ગંભીર—લગભગ ગુસ્સે—થયો.

"એ બધું તું અતેરૂં કરેછ, મેહલ્લી," તેવણે જરા ગસ્સાથી કહયું. "આપરે તો એજ ઠરાવ પર આયાંતાં કેની? તે પોતે પોતાની ખુશીનુંજ તમો ઉપરથી દરેક હક ઉઠાવી લેવાનું પ્રોપોઝ કરી ચુકયોચ કેની? તે ખરી સમજદારીના તારીફલાયક સ્વભોગથી વરત્યોછ, ને તેજ બરહક છે. તાહરા નહીં તો તાહરાં એકનાંએક બચ્ચાંના હકમાં એ ઘણું બરહક ને વાજબી છે. તું શું તે બચ્ચાંની જવાંન જીંદગી કચરી નાંખવા ચાહેછ? એક વખત જો તે મલ્યો તો પાછો કદી આપરાથી અલ્લગ થઇ શકવાનો નથી તે ખુબ યાદ રાખજે, ને કુમી એનીજ દીકરી છે એમ જાણીને કોઇ એ છોકરીને પનવા કદી કબુલ થનાર નથી. માહરૂં માન ને હવે એ વાત ભુલીજ જા! આટલાં વરસો ગબરયાં કેની? આટલું સુધી આપરે મન એ બીચારો મરીજ ગીએલો છે કેની?"

મેહરાંએ એક સરદ હાય ખેંચી.

"હું તમારી સાથ જીદ કરતી નથી, ભઇ," તેણીએ નાખતીથી ને નાચારીથી કહયું; "તમો જે કરશો તે અમારાં ભલાનુંજ કરશો, પણ માહરીથી એ ખમાતું નથી. માહરીથી જરા વીસરાતા નથી. રાતે ઉંઘમાંથી બી હું ચમકી ચમકીને ઉઠુંછ. ઉંઘ આવતીજ નથી પણ જરા આંખ લાગેછ તો "મેહરાં! મેહરાં!" કરીને એવણનો હાંક મારવાનો અવાજ માહરા કાન પર આબાદ પરેચ, ને હું ભરકી ભરકીને જાગી ઉઠુંછ. ખોદા માહરૂં મોહોત કાંએ નથી મોકલતો? તે કાંહાં સંતાઇ રેહયુંચ?"

"એ બધો ફુઝુલ સંતાપ છે, મેહેર," અદુબાએ પાછું અરધા ગુસ્સાથી કહયું—"સિવાએ કે તું પોતે એકલી તેની સાથે જઇ રેહવા માંગતી હોય, ને કુમીને વાસ્તે તું પોતે બી સદાની મુવેલી થવા કબુલ થતી હોએ?"

"ને પછી માહરી કુમીને નહીં મલું?"

"કદીજ નહીં. તોજ બને. માહરે એ છોકરીને તો એના બાપની નામોશીની વાત ખચ્ચીતકરીને જાણવા દેવીજ નથી. તું ધીરજથી વિચાર કરજે. કેટલી બધી નવેસરની ખરાબીઓ થાએ તેનો ખ્યાલ

કરજે. એ ગરીબ બચ્ચાંનું સુખ કેટલું શું થઇ જાય ને ભવિશનું કેવું નખ્ખોદ નિકરી જાએ ! શું હું તુને રોજ બરોજ તે સમજાવ્યાજ કરૂં ? હવે તો બા હું કંટાળી ગીયો !''

“મને માંફ કરો, માહરા ભઇ,” મેહરાં પગે લાગી. “હું તેથીજ તો તમારૂં મત કરવા આવી. અરે, કોઇ આવીને એટલુંજ કહે કેની કે ફલાણે ઠેકાણે મગ્જહના રહેલા છે, ને બીચારા પોતે પોતાનું ફેરી લઇ શકે છ ! કોઇ જઇને જરા એટલીજ ખાત્રી આપેની કે તમારી મેહરાંએ તો તમુને દીલોજાનથી માફ કીધું છ, ને તમારે વરે જરા બી બુરૂં માનતીજ નથી ?”

“એ બધા ત્હારા બચ્ચાં જેવા બેવકુફ ખ્યાલો છે,” અદુબા બબડયા—અને ત્યારે તેમને “બીગડતા” જોઇ મેહરાં ફરી એક વાર માંફ માંગી, પોતાની આંખ ને ગાલ પરનો ભીનાસ લુછતી ને તોબી હજી રડયાજ કરતી, પોતાના ઓરડાનાં એકાંતમાં પાછી જતી રહી.



## પ્રકરણ ૧૫ મું.






હગીર નરીમાન વડી પોલીસ ઑફીસમાં પોતાનું ઠામ ઠેકાણું નોંધાવી આવ્યો હતો. તેને પોલીસ કમીશનર આગલ ઉભો કરવામાં આવ્યો હતો, જેણે તેને બે મહીના એમજ ગબડાવા માટે ઘણો સખ્ખત ખખડાવ્યો, ને “ક્રોસ ઍક્ઝામીનેશન” ના ઘણાએક સવાલોથી પોતાની તેહકીક દરમ્યાન ઘણો ગબડાવ્યો ને ઘણો ગભરાવ્યો. ભલો સુપ્રીન્ટેંડંટ જોન્સ સારાં નસીબે એ વખ્તે ત્યાં હાજર હતો. તે હાજર હતો તેથીજ તે બચ્યો. તેણે તેનો ઘણો બચાવ કરયો.

ઘણોજ મનથી ઓશકાતો શરમાતો પોલીસઑફીસમાં ઠામઠેકાણું નોંધાવા દાખલ થયો હતો. તેની સજા જાંણે હજી પુરી થઇજ ન હોય એમજ તેને લાગતું હતું. ત્યાં પોહરાપર એક પોલીસનો સીપાઈ હતો તેણે તેને આવા ઇંગ્રેજી પોશાકના તાપમાં કોઇ મોટો માણુસ જાંણ્યો ને ઘણાં માનથી નીચો નમી ટપલી ઝાડી કામ પુછયું. જાંહ-

ગીર, મગર, જવાબમાં તોતરોબોરો થયો. તે શું કેહે? તે કેમ કેહે! ને જેવું સિપાઇદાદાએ જાણ્યું કે તે કોણ ને કાં આવ્યો હતો તેવું તેનું સ્વરૂપજ બધું ઉલટાઇ ગયું. તે એકદમ ધુમાખી ને તુંદ થયો- જાણે પોતાની સભ્યતાની ભુલ માટે તે પસ્તાતો હોય!!

"જાં, તીથે તો તીસરી કોથરી. તીથે સીપાઇ હાય તો ગેઉન ઝાસીલ ગોરા ઝવલ," તેણે કહ્યું, અને જાંણે આ મોટી સજા પામેલા આસામી સાથે વાત કરવાનું બી પોતાના ઉંચ દરજ્જાથી તે ઉતરતું માનતો હોય તેમ તે પીલી પાઘડી—દસ રૂપરડીના પગારનો તુચ્છ નોકર—રાજ-વંશી દમામથી પીઠ ફેરવી ફરી ગયો. એ રીતે ઠેકઠેકાંણે હાડમાર થયલો તે સેવટે કમીશનર કને જઇ આવ્યો, ને ઉપર કેહવા મુજબ ખોખરો થઇ જ્યારે પાછો તે પોલીસ ઑફીસમાંથી બાહેર પડયો ત્યારેજ તે બાપડાએ ખરા છુટકારાનો એક દમ ખેંચ્યો.

ગજબ તો એ હતો કે તે જયાં સુધી મુંબાઇમાં હોય ત્યાં સુધી દર મહીને તેને આએ રીતે આએ જ્યાંગાર નામોશીમાંથી પસાર થવાનું હતું, અને એજ બધા દર્દમંદ ખ્યાલો દરમ્યાન પોલીસ ઑફીસથી નિકળેલો ચાલતો મોટી પોસ્ટઑફીસપર આવ્યો. તેણે પેલું પોસ્ટ માસ્તરની કેરમાં મોકલેલું જાલ ઝવેરીનું રેજીસ્તર સ્વાધીન લેવાનું હતું. જાલને તેણે બચાવી લીધો હતો, અને તે બદમાશ ઉપર તેના રૂપીઆ પાંચ હજાર નિકળતા હતા, જે એ મુજબ રેજીસ્તર કવરથી મોકલવાને તે ઓનને ત્યાં તેને પ્રૉમીસ થઇ ચુકયો હતો, અને તે લેવા તે હાલમાં પોસ્ટ ઑફીસમાં ગયો. તે અવેજ મલી જાએ તો મુંબાઇથી પોતાનું કાલું કરી તે જતો રેહવાજ ચાહતો હતો.

પણ તે નાઉમેદ થયો. રેજીસ્તર કોઇ આવ્યું ન હતું. તેને નામનું એક સાદું અરધા આનાની ટીકીટ મારેલું કાગળ હતું, જે પોસ્ટવાલાઓએ પોસ્ટ માસ્તરની કેરમાં આવેલું તેને સ્વાધીન કરયું.

તેણે બાહેર જઇને તે ઉખેડયું ને વાંચ્યું. તે ટુંક હતું. આ મુજબ:—

"વ્હાલા નરી,

મેં ચેક મોકલ્યો નથી કેમજે પાછલથી મારો વીચાર ફરયો છે.

માહરે તને મલવું છે. કંઇ ઘણી જરૂરની ત્હારા સાથ માહરે વાત કરવાની છે, વાસ્તે ઉપર જે એડ્રેસ માહરા બંગલાનું છાપેલું છે તે મુજબ તું ઑલ્ટામાઉંટ રોડના માહરા બંગલામાં મને આવી મલજે. આએ કાગલ મલે તેજ દહાડે આવજે. હું વાટ જોવશ—હું જે વાત કહેવાનો છેઉં તે ત્હારા લાભની ને ત્હારાં ભલાંની છે એ ખાત્રી માનજે.

માહરી સલ્લાહ છે કે જાંહગીર નરીમાનનાં નામે તું આવતો ને મલતો ના. આપણા સંબંધીઓ કોઇ મને મલવા આવેલા હોય તો ધામટ થશે. એ નામ તો તું હવે બદલીજ નાખ. મને માહરે ઘેર મલવા આવે ત્યારે "જાંહગીરશાહનાં" એ નામ મને મોકલજે ને હું તરત જાંણુસ કે તુંજ આવેલો છે. હવે પછી આપરા વચ્ચે તાહરૂં એજ નામ ચલાવશું. જાલ."

જાંહગીર આ વાંચીને મનથી ઘણો નાસીપાસ, નારાજ ને ગુસ્સે થયો. આવો એક નેહેસ્ત લુચ્ચો કે જેણે તેની ખરાબી કરી હતી ને જે પોતે તે છતાં બચી ગયો હતો તે વળી હાલમાં તેને તેનું નામ વટીક બદલી નાખવાની સલ્લાહ આપવાની ચોરપર ચપની કરતો હતો! એ સરકસી કેમ ખમી શકાએ? પણ વળી તેને લાગ્યું કે તે લુચ્ચાની એ સલ્લાહમાં વજુદ પણ હતું ખરૂં. જાંહગીર નરીમાનનું નામ બધાજ કાંઇ ભુલી ગયાં નહીં હોએ! તેણે ચેહરામાં ફેરફાર કરેલો હોવાથી તે તરત ચેહરાથી ઓલખાઇ નહીં આવે એ બનવા જોગ હતું, પણ નામથી તો ઓલખાઇ આવે ખરોની? અને તેણે, તેથી, જાલે સુચવેલાં મી૦ જાંહગીરશાહનાં નામેજ તેને મલવા જવામાં શાણુપત જોઇ. તે પેલાં કાગળમાં આપવામાં આવેલાં ઠેકાણાં મુજબ ઑલ્ટામાઉન્ટ રોડ પર તે બુરાને બંગલે તેને મલવા ગયો.



## પ્રકરણ ૧૬ મું.

——:o:——




લે ઘણી સંભાલથી ને ગણત્રીથી કામ લીધું. જેઓ પાપમાં પ્રવીણ હોય છે તેઓ બુધ્ધીના તેજ અને બાહોસ થાય છે. તેઓ બનતાં સુધી કાચે પાયે કામ કરતાજ નથી. તે જાણતો હતો કે જાંહગીર તો એક શુધ્ધો ચહસ્થ હતો, ને ફકત પોતાનાં

બૈરી છોકરાંને પૈસા ટકાથી સુખી રાખવાના એક અતી ભુલ ભરેલા ધખશથીજ તેણે જે ભયંકાર ભુલ કરી હતી તે કરવાને તે લલચાયો હતો. એટલા માટે તેણે હાલમાં બી તેના જોડે બાજી સમાલીનેજ કામ લેવાનું હતું.

પેહલ્વાં તો તે રડીકુટીજ પડયો. પેલા પાંચ હજાર નહીં આપી શકવા માટે પોતાની તંગી ને લાચારીનું ઓથું બાહાણું તેણે બતાવ્યું. "તાહરો હાલ જોઇને માહરો જાન જલી જાયછ," તેણે કહ્યું, "ને તાહરા હકના માહરા પર માંગતા છે તે આપવાને હું કાચાં સુતરથી બંધાયલો છેઉં, દોસ્ત, પણ સીર્ફ નાચારીજ છે. એમ તો એ શું—તેં ઉદારતાથી અમોને બચાવી લીધા તે જોતાં તો જે બી તુંને આએ તારા બતંગ વખતમાં આપીને અમો પગે લાગયે તે ઓછું છે, પણ ખરૂંજ માનજે કે હાલ હું પાછો ભીડમાં ઘણો આવી ગયલો છઉં. માહરી બૈરી સાથ બી મને હવે હાલમાં કંઇ સારૂં નથી. માહરાં દેવાં તેણે ઘણાં આપ્યાં ને પોતાના આગલા માતીના પૈસાની એમ ધુર વરી ગેઇ તેથી તે ઘણી માહરાપર છેરાયલી છે. હું શું વાત કરૂં ત્હારી આગલ, માહરા દોસ્ત, માહરા ઘેરના કુથલાની? એ તો ઘેરઘેર માટીના ચુલા!"

જાંહગીરે, અલબત, આ બધી લબાંસમાંનો એક બોલ બી સાચ્ચો માન્યો નહીં. તે એ લુચ્ચાને હવે નસેનસ ઓલખી ચુકયો હતો. તેણે તરત જોયું કે રૂપ્યા પાંચ હજારની રૂમરીમાંથી બચવાનાં તે બાંગડનાં એ બધાં જુઠાં હીલ્લાંબાહણાં હતાં.

"તોબી તાહરે કંઇબી કરવું જોઇશે, જાલ," તે અરધા ગુસ્સાથી બજીદ થયો. "હું હાથ પગનો આખ્ખો ભીખ માંગીને માહરો ગુજારો કેરી શકતો નથી, ને નોકરી મને કોઇ આપતું નથી.

"હું ઘણોજ દીલગીર છેઉં તાહરે વાસ્તે, નરી, માહરા દોસ્ત," જાલ ચીબો થયો. "મેં કહયું તેમ માહરો જીવ બધો જલી જાએછ; પણ હું કંઇ કરી શકું તેટલા ત્હારાં સગાંવાહલાં કંઇ તાહરે વાસ્તે નહીં કરે? કેહ જે તાહરાં વાઇફ પેલા તેવણના ભાઇ ખાનબાહાદુર અદુબા સાથે રહેલાં છે, ને એ અદુબા પાસે તો પાંચ પૈસાનો જીવ સારો છે તો તે શું આવા તારા વખતમાં તુંને મદદ નહીં કરે? તાહરાં વાઇફને કેહની?"

જાંહગીર હદ વનાનો ગુસ્સે થયો, પણ પોતાનો રોષ સમાવી તેણે જુસ્સાથી કહ્યું, "તે લોકોની પાસેથી એક પાઇ બી મેલવવા કરતાં મરવાનું હું લખ્ખો વાર વધારે પસંદ કરશ. માહરાં પોતાનાં વ્હાલાંઓને તે નેકબખ્ત પોતાને આશરે પાલેછ ને સુખમાં રાખેછ તે બસ નથી કે હું બી ઓશ્યાલો થઇ તે ભલા આદમીને માથે પડું? શું તું મને એટલી બધી હદ સુધીનો શરમ વગરનો બની ગયેલો ધારેછ? આટલીજ માહરી નામોશી માહરે ને માહરાં વ્હાલાંઓને વાસ્તે બસ નથી? મને એવી સલ્લાહ આપવાને વાસ્તે તું પોતેજ ખરેખરો શરમ વગરનો હોવો જોઇએ!"

"મને માફ કર. એમ તરડાઇ ના પડ," જાલે ઘણો ખસ્યાણો બનીને માંગી લીધું, કેમજે તેણે જોયું કે તેણે જરા કાચું કાપ્યું હતું. "મને તો જે સારૂં લાગ્યું તે મેં સુચવ્યું."

તે પોતે, એમ છતાં, પોતાના મનથી તો એ પુછી લઇને રાજીજ થયો. જાંહગીરને એ તરફથી મદદ મલવાની કશીજ આશા ન હતી એ તો તેણે જોયું કે ઓર બી તેના પોતાના લાભનીજ વાત હતી, કેમજે જાંહગીર જો બધી બાજુથી નાચાર થયલો ખરેખર તંગ હોય તોજ તેણે જે કામમાં તેને લેવો હતો તે કામમાં મદદ થવાને પૈસાને ખાતર લલચાય ને કબુલ થાય કેની? તેને તો જાંહગીર જેવા એક ખરા બુખરી ને કેળવાયલા આદમીનીજ જરૂર હતી કે જે તેને તેની ધારણા મુજબનો પેલો મોટો હાથ મારવા મદદ થઈ શકે!

"વારૂ પણ હું જો જેહેમતથી મેલવીને તાહરા એ પાંચ હજાર તુંને આપું તો તું શું કરવા ધારેછ?" તેણે જરા વારની ચુપકી પછી જાંહગીરને પુછ્યું.

"હું મુંબઇથી જતો રેહવા માંગુછ," જાંહગીરે હજી ફફડાતથી કહ્યું.

"લે, ત્યારે તો માહરા હાથમાં ત્હારે વાસ્તે એક સુન્ના મોહોર જેવી તક છે!" જાલે હવે એકદમ પોતાની મતલબપર આવી જતાં સમજાવ્યું. "ઘણો મોટો ને અચ્છો મુસારો મલશે, ને મુંબઇથી બાહાર જતો રેહવાનો તાહરો એરાદો બી પાર ઉતરશે!"

"ઓ, એવું કંઇ થતું હોય તો જરૂર કર માહરે વાસ્તે,"

જાંહગીરે હેસાનમંદ ઉલટથી કહ્યું; "જા, ત્યારે તો હું તાહરી; પરના માહરા માંગતા પાંચ હજારનો બી દાવો છોરી દેઉં."

"ઠેંકસ; મગર વાતમાં જરા જોખમ છે હો!"

"જોખમ?" જાંહગીર ચોંકયો. "વરી પાછો જોખમ? વરી જોખમની એ શું વાત છે?"

"વૅલ, હું તુંને બધું ખરેખરૂં કહી દેઉં. હું તુંને જેની સાથ મોકલવા માંગુચ તે એક ખોજા ગ્નાતનો જવાંન છે. પુશકલ પૈસાવાલા બાપનો દીકરો છે ને પોતે બી માલામાલ છે, પણ જરા બુધવારના વાંધા છે. બધી ચાલજ એવી ચાલેચ કે ઝાઝા દાહરા કાહારે તેમ મને લાગતું નથી, ને તાહરે તેની સાથે જવાનું છે, કેમજે જેમ વેહલ્લો તે મરે તેમ તેમાં આપુને બધાંને લાભ છે."

જાંહગીર ચમકી ઉઠયો. "બધાંને લાભ એટલે? બીજા બી કોઇ એ વાતમાં શામીલ છે? કંઇ કાવત્રુ છે—એમ?"

"કંઇ ઘણા નથી," જાલે ફજેત જેવું હસતાં સમજાવ્યું; "ફકત હું ને પેલો તારદેઓવાલો મંચી ફકીરો."

જાંહગીર પેટમાં ખુબ બરમાયો.

"એટલે આપરે ત્રણ જણે કંઇ ભાગ હીસ્સામાં કામ લેવું છે?"

"હા."

"ને નફો થાય તે આપરે ત્રણ જણે વેંહચી લેવાનો છે?"

"ઍકઝેકટલી."

"પણ ત્યારે માહરે કામ શું કરવાનું તે તો તેં હજી મને સમજાવ્યું નથી?" એક શરૂ થતા શક સાથે જાંહગીરે બન્યું એટલો શાંત રહી સવાલ કરયો.

"વૅલ, કામ ખરેખર તો ઘણું સેહેલ છે," જાલે ઉલટમંદ સમજાવ્યું. "એ સરદાર કરીમખાન નામનો શેઠયો જે સી. આઇ. ઇ. ને લખોપતી છે તેનો છોકરો નામે પીરમહમદ છે. તેણે બાપની હરસે ફકીરા પાસ વખતો વખત રકમો ઘણી કહરાવેલી છે, અને સદ્ધર જામીનગીરીઓની ચીઠીઓ પાસ કરવા ઉપરાંત વરી પોતાની જીંદગીના વીમાની પાલીસી ત્રણ લાખની ઉતરાવી વરસનું પ્રીમ્યમ ભરીને ફકીરાને હવાલે કરેલી છે. હવે સાફ સાફ કેહું તો, બીરાદર, એ પોલીસી પર આમારો બહુનો ડોલો છે!"

"આઇ સી," જાંહગીરે હુંકારો આપ્યો.

"તું સમજ્યો ખરોની?" જાલે એ ઉપરથી વધતી ઉલટથી કહ્યું. "પોરયો તદન ખાઉ છે, ને રોજના ઉજાગરા ને દારૂના ધીચારા તેમજ બધી રીતના છંદમાં યાહોમ ગરક ગયલો હોવાથી અરધો પોણો તો આવી રહેલોજ છે! હવે એનો અરમાન યુરપ અમેરીકા ફરવા જવાનો થયલો છે, પણ ઇંગ્રેજી પોતાને પાધરૂં થાકતું ન હોવાથી સાથે કોઇ અચ્છા બોલીદરાજને પોતાની નોકરીમાં લઇ જવા માંગેછ, ને માહરો ને ફકીરાનો વિચાર તુંને તેને સોંપવાનો છે. તું કબુલ છે? હું ત્હારી ભલામણ કરશ તો એ તો જરૂર કબુલ થશે. એને તો તું ઘણોજ પસંદ આવશે. મેં એમ ધારયુંછ કે પરમ દાહરે રાત્રે અહીં માહરેજ તાંહાં એને ને તુંને જમવા બોલાવવા, ને તમોને બેઉને અહીંજ એકઠા કરી આપવા."

"હું હજી કલીઅર સમજ્યો નથી, દોસ્ત," જાંહગીર જોકે અરધું સમજી ગયલો છતાં પેલા પાસે બધો એકરાર સાંભળી લેવા તેનીજ ટાંયનો થવાના ઢોંગ કરવા લાગ્યો. "ડોન્ટ બીટ અબાઉટ ધી બુશ. બધુ સાફ સાફ કહેની કે મને સમજ પરે. હું તેની નોકરીમાં યુરપ જાઉં તે વાત સાથ પેલી પોલીસીને નીસ્પત શું છે?"

"નીસપતની બધી વાત ત્હારે હાથજ રેહશે," જાલે ત્હારે હાથ એ બોલોપર વજન નાખીને આંખ મારતાં કહ્યું. "તું સ્ટીમર પર બી તો સાથે ને સાથેજ રેહશે ને જાંહાં જાંહાં ઉતરશો તાંહાં તાંહાં બી તો એ તાહરી સાથે એખલોજ હોશે? હવે ધારો કે કોઇ પાહાર પર જવું પરયું, ને જાણે કોઇ ખીણને મથાલેથી ડોકાવીને જોતાં એનો પગ લપસ્યો. તું તો એમજ કેહેકે એ પીધેલો હતો તેથી બીચારાનો પગ લપસ્યો ને હું બચાવી શકું તે આગમચ પરીને મરી ગીયો, ઇત્યાદી. ડુ યુ સી કલીઅરલી!"

"આઇ સી. સાફ સાફ બોલોમાં એમજ કેની કે માહરે જેમ બને એમ જલ્દી એનું કાટલું કાહારવું બલ્કે ખુન કરવું?" પોતાની છાતીમાં ઉભરાઇ આવતો હદ વગરનો ખુંનખાર ગુસ્સો બેહદ જેહમતથી સમાવી હજી બન્યું એટલા શાંત દેખાવથી જાંહગીરે સવાલ કરયો.

"નૉટ ઍક્ઝેક્ટલી. એ તો તાહરી મરજીનો સવાલ રેહશે ને થશે. તુંને એવું કંઇ નહી કરવા ગમે તો તેની કંઇ ઘણી જરૂર બી નથીજ. માહરી મતલબ કે એ મરે ત્યારે તું હાજર હોય તો આપરે અકસ્માતથી મરણ નીપજેલું હોવાનું પુરવાર કરી શકયે, ને પોલીસીના ત્રણ લાખ જે અમો બે ભાગે વેહેંચી લઈશું—"

"પૉલીસીમાં ત્હારો ભાગ કાંએ?"

"ફકીરા સાથે એ ધીરધારના ધંધામાં હું બી શામીલ છેઉ ને માહરા બી અવેજો રોકાયલા છે," તે લુચ્ચા લબાડે જરા બી અચકાયા વગર એક ધસારાથી કહ્યું.

"હં, એમ?"

"હા; ને તેથી એ અમારા ત્રણ લાખમાંથી તુંને તાબરતોબ પચીસ હજાર રોકરા અમે આપી દઇશું. અલબત, તાહરો બધો ઉભેમાપ ખરચ ને એક ધરખમ પગાર ઉપરાંત એ રકમ તુંને મલશે. ધ્યાનમાં આયુંની?"

જાંહગીરે વિચાર કરવાને થોડો વખત લીધો. તેને જુસ્સો તો એજ થયો કે એ તેના નેહુસ્ત, પાપી, પલીદ ને ખરેખરા ખુંની એરાદાની સજામાં તેણે જાલને ટોટામાંથી પકડીને તેનું ગલું ત્યાંજ ઘુંટી નાખવું, કેમકે દીસ્તી રીતે તેની મતલબ—જો કે તે ખુલ્લેખુલ્લા બોલોમાં કેહવાની હીંમત ન કરી શકતો હતો તોપણ—એજ હતી કે તેણે પીર મહમદનું તેની સાથે જઇને ખુન કરવું. પણ તેણે પોતાપર પુરતો કાબુ રાખ્યો, ને પોતાના ચવડસવડ થતા હાથ રોકયા. હવે એવા એકને તેની પોતાની આટલી ખરાબી કરવા છતાં તેણે જતો મેલ્યો ને ધારાની ચુંગાલથી બચાવ્યો તે વાસ્તે તેને ખરાં દીલનો અફસોસ થયો. તે થોડાંમાં ફાવેલો હવે જાસ્તી પગલાં ભરવાની હીંમત કરતો હતો, અને હવે તો નીચ પૈસાને ખાતર તે ખવીસ એક નિર્દોશ જવાનના જીવ પરજ સરબસર ટાંપતો હતો.

મગર હજી શું મોડું થયું હતું? હજી તે હાલ તો એ લુચ્ચાની મતલબનો થઇ તેને કાંએ સપડાવી દઇ નહીં શકે? તેણે, તેથી, એ ટાગડામાં શામીલ થઇ એ બેઉ બુરાઓ—જાલ ને ફકીરાને લોહીયાળ હાથો સમેતજ સપડાવી દેવાના હતા. તેજ તેણે પોતે એકવાર કરેલી ખતાનું પુરતું પ્રાયશ્ચીત કેહવાશે. તેથી તે એક નિર્દોશ જવાંન જાન

ઉગારશે ને એ બુરાઓને તેમની ઘટતી ફેજે પુગાડવાનું પુન હાસલ કરશે. અત્યારે તેમ કરવામાં ફાયદા કોઇ ન હતી. હાલ જો પોલીસને જઇને તે ખબર આપે તો કોઇથી ખુંની કરદ તે બુરાઓ હીંમતથી ને આસાનીથી નામુકકર જઇ શકે! એટલા માટે બેહેતર તો એજ હતું કે એ પ્લૉટમાં શામીલ થવાના ઢોંગ કરવા, ને પેલા ગરીબ પોરયા પીરમહમદનો જાન લેવાને બદલે તેનો જાન ઉગારવાનીજ બધી યોજના કરવી ને સંભાલ લેવી.

"માહરે જવું પરે તો કયારે જવું જોઇએ?" એ મુજબ થોડોક વખત વિચાર કરી લેઇ જાંહાંગીરે ચુપકીદી તોડીને સવાલ કરયો.

"એકાદ અઠવાડયામાંજ," જાલે ઉલટમંદ જવાબ કરયો. "હું ધારૂંછ જે એ પોરયાની પુઠે કોઇ લફરાં છે તેથી બચવા એ જેમ બને એમ જલ્દીજ મુંબઇથી ન્હાસવા માંગેછ."

"ને મને શરૂઆતનો બધો ખરચ જોઇશે તે?"

"ઓ, તેની શું ફકર છે? તે તો એજ બધો આપશે," જાલે સમજાવ્યું. "એ જાણેછ કે કોઈ બી એની નોકરીમાં સાથે જાય તો પુરતાં કપડાંચપડાં વિગેરે લેવા તેને ખરચ તો જોઇએ. હું રૂ. ૩૦૦ નો દરમાયો એક તુને આંગપર અપાવશ, ને એ બધા ખરચના ઉપલગ પાનસો રૂપ્યા જુદા અપાવશ. તું કબુલ તો છેની?"

"હા, કબુલ છેઉં," જાંહગીરે કહ્યું. "તું માહરા રૂપ્યા તો હાલ આપી શકતો નથી એટલે એ કબુલ કરયા વગર બીજો માહરો કોઇ ઉપાયજ નથી."

"વૅલ સેડ! વૅલ ડન! આવો," જાલે ખુસાલીથી પુકારયું. "હવે ત્યારે સઘળું આસાન જાંણુ! પરમ દહારે રાતે ૮ વાગતે અહીં જરૂર તું પાછો આવજે. આપરે શાથે જમશું. મેં માહરી વાઇફ શાથ ગોઠવણ બી કરેલી છે, આપરે એખલાજ હોઇશું. હું તે વખતે એ પોરયાને બી જમવા બોલાવશ, ને તાહરી શાથ મેલવશ. તે તો તરતજ લબ્બે કરશે. તે તો એવો કોઇ સોહોબ્બાજ કરેછ, ને લે, હાલ તુરત ખરચપાણીને વાસ્તે તાહરી પાસે આએ પચાસ રૂપ્યા રેહવા દે."—અને, એમ કેહતાં, તેણે પોતાની પૉકેટબુકમાંથી પચાસની એક કરન્સી નોટ ખેંચી કાઢીને જાંહગીરને સ્વાધીન કરી, ને

ત્રીજે દિવસે રાત્રે આંઠ વાગતે પાછો મલવાનું પ્રૉમીસ કરી જાંહાંગીર નરીમાન તુરત વેલા તો તે પેહલાં નંબરના બદમાશથી છુટટો પડયો.

## પ્રકરણ ૧૭ મું.

—:o:—




રગામ મધેની એક જાણીતી અને મચેલી યુરોપ્યન કોનવેંટ સ્કુલની બાહેર એક જવાંનને આપણે એક સાંજે સાડા ચારને અમલે ખોટી થતો જોઇએ છીએ. તે દેખીતી રીતે કોઇ ચોકકસ છોકરી છુટ્ટી થતાં સ્કુલમાંથી બાહેર આવવાની વાટ જોતો ખોટી હતો. એ જવાંન કોણ હતો ?

તે પેલા વેસાવેવાલા ખાનસાહેબ અદુબા વીમાદલાલ—જાહાંગીર નરીમાનની અસીલ પરણેતર મેહરાંના ચકમ ભાઇ—નો એકપુરો રોશનચેરાગ બેટો ફરાંમરોઝ હતો. તે મુંબઇમાં મેસર્સ પ્રાઇસ એન્ડ પ્રાઇમર સોલીસીતરોને ત્યાં આરટીકલ કલારક હતો, ને મુંબાઇ ને વેસાવા વચ્ચે રોજનું ધંકેલાપછાડા ખાતો આવવા જવાનું ખરચાલુ ને કંટાલાભરેલું થઇ પડેલું હોવાને લીધે તે મુંબાઇમાંજ રેહતો હતો; અને તે હાલમાં મજકુર કૉન્વેન્ટમાંથી કોઇ છોકરીને બાહેર આવતી જોવા ને મલવા વાસ્તે ખોટી થતો હતો: મગર ત્યારે તે છોકરી પોતે કોણ હતી ?

તે પેલા નાટકવાલા ટૅામ ( તેહમુરસ ) ની દીકરી ફ્રેની હતી. પણ ખાનસાહેબ અદુબાના એ ગ્રેડયુએટ બેટા ફલીને મજકુર નાટક વાલા ટૅામની બેટી ફ્રેની સાથ ઓલખાણ કીયા સંજોગમાં પડી કે તે હાલમાં પોતાનો કામધંધો મુકી ચુકી તે છોકરીને સ્કુલમાંથી બાહેર આવવાની વાટ જોતો એ કૉન્વેન્ટ કને એક પેહરેગીર સંત્રીની અદાથી એ મુજબ ખોટી થતો ઉભો હતો ?

તે એક અજબ સંજોગમાં બરપા થયલી પીછાણનું પરીણામ હતું. એક દિવસ સાંહજે સ્કુલમાં છુટ્ટી થતાં ફ્રેની પોતાની સ્કુલની સહીમીતીઓ જોડે ધીરે ધીરે ચાલતી, હસ્તી બોલતી ને વાતચીત કરતી, ઘરે પાછી ફરતી હતી. એ દરમ્યાન તેણીએ જોયું નહીં કે

એક ભાડુતી વિકટોરયાનો ઘોડો ગાડી લઇને કોચમેન વગર યાહોમ ધસતો આવતો હતો. હાંકનાર ગાડી બાજુમાં ખડી કરી પોતાના ફાનસના દબ્બામાં તેલ નમાવા એક તેલીની દુકાંણપર ગયો તેટલાં લગામ સરીને તે જાનવરના પાછલા પગ પર પડવાથી તે ભડકયો, ને ગાડી લઇને એકદમ નાહાઠો! તેણે, એમ કરતાં, અલબત ખરાબી ઘણીક કરી. તે ગાડી ફ્રેની સ્કુલથી પાછી ફરતી હતી ત્યાં સુધી આવી તેટલામાં તો ત્રણેક જણાં તેની અડફટમાં આવી ચુકયાં હતાં, ફ્રેની બી, ખચ્ચીતકરીને, તે દીવાના થયલા ઘોડાના ઝનુની પગો તલે છુંદાઇજ મરતે! તેણે ને તેની સહીઓએ પોતાનો જોખમ જોયો, ને જયારે તે બીજી છોકરીઓ ભયની ચીસ સાથે સમયસુચકતા સાચવી બાજુ થઇ ગઇ, ને પોતાની આંખે તેઓએ ફ્રેનીનો જીવસતોસત જોખમ જોઇ હાથ ઢાંકી દીધા—એક બેવકુફી કે જે કાંઇ તેમની ફ્રેનીને મદદ કરી શકતેજ નહીં!—ત્યારે ફ્રેની પોતે સુની સાવજ જેવી ગભરાતની મારી તે જોખમમાંજ ખડી થઈ રહી! એ દરમ્યાન ખુદાનો મોકળેલો ખુદાનો પ્યારો એક જવાંન તે બાળાની મદદે એક કુદકે ધસી આવ્યો, ને તે એ અદુબાનો સાહસીક બેટો ફરાંમરોઝ હતો. તે એ રસ્તેથી જતો હતો કે જયારે તેનું ફ્રેનીના જોખમપર ને તેની સહીઓનાં ગાવદીપણાં પર ધ્યાન ખેંચતાંજ તે એક કુદકે ફ્રેની તરફ ધસી ગયો, ને તે ફુલ જેવી હલકી ને નોમન સુંદર છોકરીને પોતાની જોરાવર બાથમાં અરવી ઉંચકીને ફત્તેહમંદી સાથે બાજુએ પગથીપર લાવ્યો.

એ ઘણુંજ કટોકટ થયું. જો એકજ પલ જયાદા મોડું થતે તો ફ્રેની જરૂર છુંદાઇ મરતે, અથવા તો બનવાજોગ હતું કે ફ્રેની ને તેનો બાહાદુર બચાવનાર પોતે પણ તે ઘોડા ગાડીની અડફતમાં જરૂર જખમી થઇ પડતે. તેણે (ફ્લીએ) ખચ્ચીત કરીને પોતાના જીવના જોખમેજ ફ્રેનીને બચાવી હતી એ તો એક લેહજામાં જોઇ શકાતું હતું, અને એ સાહલેસ જવાનની એ બાહાદુરી ને સમયસુચકતાની ત્યાં ભેગી થઇ ગયલી લોકોની મેદનીએ જાબજા મોટી વખાંણ કરી.

ફ્રેની તો તદન ઉજલી વાખ બની ગઇ હતી! તે ઘણીજ બીહીધી હતી, અને ભય મટવા પછીથી છેક ઘણે વારે પોતાના બાહદુર બચાવનારનો ઘણો ઘણો ઉપકાર માનવા વાસ્તે, તે પોતાની સહીઓએ આગ્રહ કરવા ને ધ્યાંન ખેંચવાથી, સુદ્ધી પાંમી, અને

ત્યારે હવે ત્યાં જ્યાદા થોભવાનું નામુનાસેબ થઇ પડે એમ જોઇ ફ્લી ઘણી ઇજ્જતદાર રવેસે તુરત ત્યાંથી બધાંને સલાંમઅલેકુમ કરી ચાલતો થયો.

પણ એ બનાવે ને એ મોલાકાતે તેનાં મનપર ઘણી ઉંડી અસર કરી મેલી. તેણે તેને બચાવી લાવવા પછીના ટુંક તેહકીક ને પરપુછમાં તે સહીઓથી જાણી લીધું હતું કે તે છોકરીનું નામ મીસ ફ્રેની મેહેતા હતું, અને તે એ તરફની કૉન્વેંટમાં મેટ્રીકના સ્ટેંડર્ડમાં અભ્યાસ કરતી હતી. તે હતીજ દીસ્તી રીતે અતી ઘણી ચંચળ ને સીધી, પતળી ને ઉંચી હતી, અને ચામડીમાં અતી ઘણી સુંદર ને ચેહરામાં જોઇએ એવી ઘટમદાર હતી. પરીણામમાં, તેણીની ખબર લેવાનાં નીમીતથી ફ્લી બીજી સ્હાંજે સ્કુલ છુટવાને અવસરે પાછો તે તરફ આવીને હાજર થયો ને થોભ્યો, ને એમ અવારનવાર સ્હાંજ સ્હાંજે તે આવતો ને તેણીને મલતો રહયો. દેખીતી રીતે તે છોકરાને એ પોતીની એક અજબજેવા મોહોની લાગી ગઇ હતી. ફ્રેની, એમ છતાં, સમજુ ને ડાહી હતી, ને તેણે તેને ઘટે એ કરતાં જાસ્તી ઉ-તેજન કશુંજ આપ્યું નહીં. અલબત, તે તેની ઘણી આભારી હતી એટલે તેના જોડે કશીજ અસભ્ય તો થઇ શકી નહીં, પણ તેના તેણીની તબ્યત વિગેરેના સંબંધના પુછેલા સવાલોના તે પુરતા અદબ ને હેસાનથી ટુંકમાંજ જવાબો કરીને પોતાની સહીઓ સાથ ચાલી જતી, કે જેઓ પવન કઇ દિશાએ ફુંકતો હતો તે પાંમી ગયલીઓ ફ્રેનીને ખુબ પજવતી પોતપોતામાં હસવાનું કરતી હતી. તેઓ ફ્લીને દીવાદાંડી પેરે ઉભેલો કે ઉલટમંદ તેઓ તરફ ગબડી આવતો જોતી કે તરત કોઇ ને કોઇ ફ્રેનીને કોપરયું મારીને કેહતી કે "લેઓ ફ્રેનીબઇ, તમારો બાહદુર બચાવનાર તમે કેમ છેઓ તેની ખબર લેવા આજે બી પાછો આયોછ ! હવે અમુને ખરતી ! અમે શું કરવા નાહક કવાબમાં હાડકું થઇએ રેબા ? ચાલો છોકરીઓ, ચાલો, હવે આપરી કંપનીનું ફ્રેનીને કામ નથી."—વિગેરે.

અને એમ એ પીછાંણ વધતી ચાલી. ફ્રેનીને બી આસ્તે આસ્તે તે જવાંન ગમવા લાગ્યો, ને તે તેને જોતી એટલે છોકરીઓ આગળ ઓશકાતી, ને તરત ઓસકથી તેના ગુલાબી ગાલો પર એકદમ રતાસ ધસી આવતો, કે જ્યારે તે સખીઓ "પેલો હારો

બાહદુર બચાવનાર!" એમ બોલી બોલીને તેણીને ખુશમિજાજી ખુબ પજવતી ને તેને છોડીને ચાલી જતી.

ફલી, અલબત, તરત તે તકનો લાભ લેતો. તે ફરેનીની જોડેજોડ ચાલતો, ને તેને વાત કરાવતો; અને આસતે આસતે એમ ચાલવાના તફાવતો કે જે અવલમાં થોડાંજ કદમના થતા હતા તે પણ આસ્તે આસ્તે વધતાજ ચાલ્યા. વાતચીતમાં તો બેશક પુરતો અદબ હતો. બંને છોકરાંઓ સારી રીતે ઉછરેલાં અને ઇજજત ને વિવેકમાં ઘણું માનવાવાલાં હતાં એટલે એ તેમની રોજીંદી મીલાકાતોમાં દોષપાત્ર કાં અમરયાદશીલ કશું એ ન હતું. એ વખતે ફલીની ઉંમર ત્રેવીસ વરસની ને ફરેનીની ઉંમર ૧૮ વરસની આસપાસની હતી.

એમ છતાં, ફરેની ડાહી હોવાથી, આ મીલાકાતોનો મર્મ જલ્દીજ પાંમી ગઈ, અને ત્યારે એ અયોગ્ય થતું હતું કે નહીં તે વાસ્તે મનથી છુપી ઘણી ગુંચવાતી રહી. તે પોતાનાં મનને સવાલ કરતી કે તેના પીતા તેહેમુલજી કે માતા ધનબાઇજી જો એ મીલાકાતની વાત જાણવા પામે તો ગુસ્શે થાય કે નહીં? તેણીએ અત્યાર સુધી તેઓને આ અજાણ્યા અને સોહામણા જવાંનની નવી બરપા થયલી દોસ્તી બાબે કશુંજ કહ્યું ન હતું. તેમ કરવામાં ને તેઓની જાણુજ વગર તે એ જવાંનને મલતી રહેવાને ત્યારે શું વાજબી હતી? હજી તો તે પોતે એ જવાંન વિશે જે જાણવા પાંમી હતી તે ફકત એટલુંજ હતું કે તેનું નામ ફરાંમરોઝ હતું. તે વેસાવે રેહતા એક વચગાલેના શેઠયા નામે અદુબા વીમાદલાલનો બેટો થતો હતો, અને હાલમાં સોલીસીટરનું કામ શીખતો હોવાથી કોઇ ઇંગ્રેજી સોલીસીટરોની ઑપીસમાં આરટીકલ કલાર્ક હતો. વળી તે જાંણતી હતી કે તેનાં પોતાનાં માબાપ ગરીબ હતાં. તેના પીતાએ નાટકી ધંધામાં જીંદગી ગુજારી હતી, અને નાટકનો હુન્નર ઘણો વગોવાયલો ને ઉતરતી પંકતીનો માનવામાં આવતો હોવાથી તે બાપડાની ઇજજત કે કમાઇ કાંઇ ઘણી મોટી ન હતી. એ છતાં તે ગરીબ માબાપ પોતાની બેટીની શીખવાની ઉલટ ને ખંત જોઇ તેણીને પોતાને પેટે પાટો બાંધી આ કૉન્વેન્ટમાં ઇંગ્રેજી કેળવણી આપતાં હતાં. ને હાલમાં છેક મેટ્રીકના સ્ટેંડર્ડમાં તે ઘણી આગળી હરોલમાં હતી. વળી યુરોપ્યન સ્કુલના સહવાસને લીધે તે ઇંગ્રેજી બી ઘણું અચ્છું બોલતી હતી, ને તેના



# "કૈસરે હીંદ"ના લવાજમના દરો.

| | |
|---|---|
| મુંબઇ (વાર્ષીક) ... ... | ૧૨—૮—૦ |
| મુંબઇ (છ માસીક) ... ... | ૭—૦—૦ |
| દેશાવર (વાર્ષીક) ... ... | ૧૪—૦—૦ |
| દેશાવર (છ માસીક) ... ... | ૮—૦—૦ |
| પરદેશ (ફોરેન) ... ... | ૧૮—૦—૦ |



ઉચ્ચાર ઘણા શુધ્ધ હતા, એટલે તે સૌને ઘણી વધારે વ્હાલી લાગતી હતી. પોલીસ સુપ્રીન્ટેંડન્ટ જોન્સ જેને નાટકમાંજ ટૉમ સાથ ઓલખ પડી હતી તે ભલો આદમી ફ્રેનીનાં ઇંગ્લીશથીજ ઘણો મોહ પામ્યો હતો, અને બાપીકાં હેતથી, આપણે આગળ વાંચ્યું છે તેમ, તે પછીથી એ ટૉમનાં કુટુંબમાં મલતો ભેટતો ને આવતો જતો થયો હતો તેનાં બાતેનમાં એ ફ્રેનીજ હતી.

અને તે છોકરી હાલમાં એ મુજબ મનથી ગુંચવાતી હતી. ફલી અવારનવાર પોતાનું કામકાજ ચુકીને વટીક સ્કુલ છુટવાના વખતે તેને એ મુજબ સોહોધતો મલવા આવતો હતો તે એક છોકરીના સ્વભાવિક પ્રેમ ને ઉમંગથી તેણીને પોતાને ગમતું હતું તો ખરૂં, પણ તોબી તે પોતાનાં મનથી ગભરાતી ને ગુંચવાતી હતી કે તેણીનાં વ્હાલાં માત પીતાની મંજુરયાત કે વાકેફી વગરની આ મીલાકાતો, ગમે એવા નિર્દોશ પ્રકારની હોવા છતાં, જોઇએ એટલી શુધ્ધ નજ કેહવાએ. તે અસલ ઘણી રમતયાલ, ખુશાલ, આનંદી ને મસ્તાન હતી તે હવે પોતાની સહીમીતીઓ વચ્ચે પણ ઘણી ચુપ ને ગંભીર થતી ચાલી, અને એ ફેરફાર તેણીનામાં થયલો ને થતો તેઓ પણ જોવાને કેટલોક ખેદ પામતી હતી.



## પ્રકરણ ૧૮ મું.

—:o:—




ક દહાડો એવી એક ટુંક મીલાકાતમાં વાત પરથી વાત નિકળતાં ફલી પોતાનાં ઘરની ને પોતાના પીતા અદુબાની વાત કરતો હતો, કે જેની લગોલગ પોતાની ફુઇ મેહેરાં ને કઝીન કુમીની વાત નીકળી.

"તે માએ દીકરી બી માહરા બાવાજીને ત્યાંજ રેહેછ," તેણે કહ્યું.

"કાંએ—તમારા ફુવાજી શું બીચારા મ—મરી ગયલા છે?" ફ્રેનીએ લગાર તાજુબ થતાં પુછ્યું.

ફલી જવાબમાં જરા ખંચાયો, ને પછી તેણે લગાર ઉતાવલથી

જવાબ કરતાં કહયું, "હા; ત્યારથી એ માય દીકરી અમારે ઘેરજ છે."

"ને એ તમારી કઝીન કુમી કેટલાંક વરસની છે જે?"

"તમારીજ ઉંમરની હોશે," ફ્લીએ હસીને જવાબ કરયો. "તમારાજ જેવી દેખાવલી ને સુંદર."

ફ્રેનીનો ચેહેરો એ સાંભળતાં એકદમ કરમાઇ ગયો. તેણીની છાતીમાં એક ચમટો તુટયો. શું તે અદેખાઇ હતી?

તેણીને, મગર, એ પછી વધતી મજબુતીથી લાગ્યું કે પેલી બાજુએ એવી એક સુંદર કોઇ કુમી હસતી ધરાવતી હતી ત્યારે તો તેણીને બેશક આવી મીલાકાતોની ફ્લીને રજા આપવાને કોઇ કારણુજ ન હતું. તેણીએ, તેથી, તેને ખેરવવાજ માંડયો. બીજે દહાડે ફ્લી આવ્યો ત્યારે "મને જરા ઉતાવળથી ઘેર જવાનું છે" એમ કહી ફ્રેની પોતાની સહીઓ સાથ ચાલતી થઇ, અને ત્રીજે દહાડે બી એમજ કરવા લાગી, જયારે અજબ થયલો ફ્લી એટલી સેહેલથી તેની સોડ છોડી ગયો નહીં તેણે ઘણો તાજુબ થતાં એ તોરછોડનો બાઇદ થઇ તેણીને બાએસ પુછયો, કેમજે નિર્દોશતામાં કુમીને લગતા તેણે કરેલા એસારાથી તે ફ્રેનીની આંખમાં ઉતરી ગયો હતો એવો તો તેને કશો સંદેહજ થઇ શકયો ન હતો.

નહીં, મી૦ વીમાદલાલ, મને માફ કરો," ફ્રેનીએ નીચી નજરે આગ્રહપુર્વક જવાબ કરયો. "આપરે એમ રોજ મલ્યેછ તેથી મને ઘણું નરસ લાગેછ, ને છોકરીઓ મારી મશ્કરી કરેછ!"

"નૅાનસેનસ;" ફ્લી ખબડયો; "એમાં ખોટું શું છે? આપુને ઓળખાંણુ થઇ ને આપરે મલ્યેછ ને ઘડી ચપકો વાત કરયેછ! એમાં બુરૂં છેજ શું?"

"તમુને ખોટું નહીં લાગતું હોય તોબી મને તો બા લાગેચ," ફ્રેનીએ હોઠ ચઢાવી કહયું. "કદાચ તમારા ને માહરા બાવાજીને બી એ નહીંજ ગમે?

ફ્લીએ ખીજવાતથી હોઠ કરડયો. આ ખરી વાત હતી. તેને તેના બાપનો ખ્યાલ તો કદી અત્યાર સુધી થયોજ ન હતો!

ફ્રેનીએ તે મામલો જોયો, ને હવે ત્યારે અલ્લગ થઇ જવા તે બેવડી તલબગાર થઇ. તેણીએ તેને શેકહેન્ડમાં હાથ આપ્યો.

"ચાલો સાહેબજી," તેણીએ નરમાસથી કહયું. "હું માહરીપરનું તમારૂં મોટું હેસાંન હંમેશ હેતથી યાદ કરશ, પણ તમો એક ગ્રહસ્થ છેઓ તો તમારાં ગ્રહસ્થપણાંને અપીલ કરીને હું માંગી લેઉંછ કે હવે પછી અત્યાર સુધી આપરે મલ્યાંછ તેમ મહેરબાની કરીને મને પાછા મલતા ના."

"પણુ માહરીથી તે નહીં ખમાશે, ફ્રેની," ફ્લી જુસ્સા સમેત બોલી ઉઠયો; "મને જરા થઇને તમારા વગર ગમવાતુ નથી."

"તમારે એમ નહીં બોલવું જોઇએ," ફ્રેનીએ લગાર ઠપકાથી કહયું. "હું તમોને પાછી મલવા માંગતીજ નથી, સિવાય કે—સિવાય કે—"

હા, સિવાયકે! ફ્લીએ મોટી આતુરતાથી પુછયું.

"સિવાય કે તમો માહરા બાવાજીને મલો ને તેવણુને બધી ખરી હકીકત કહી તેવણુની એ બાબે રજા લેઓ," ફ્રેનીએ અંક્ર કરાવ્યું.

અલબત, આ ફ્લીને ઝાઝું ગમ્યું નહીં. તેની વાસનામાં અપ્રમાણીક કશું ન હતું, પણુ તે આ મીલાકાતોનાં સુખમાંજ સંતોશી થતો હતો, ને તેથી વાત વધારવા જેવાં એ આસપાસનાં લફડાંઓની તેને કદી અત્યાર સુધી ફ્કર થઇજ ન હતી; મગર હવે ઉપાય શો? ફ્રેની માથું ફેરવી બેઠી હતી! તેને મલવા સાફ નાજ કેહતી હતી, અને ત્યારે તેણે તેણીના બાપને મલવાનો જોખમ બી પણુ, તેને લાગ્યું કે, હવે તો કરવોજ જોઇએ!

"હું કયારે આઉં" તેણે તે ઉપરથી પુછયું.

"કોઇ બી દાહરો બપોર પછી."

"સહવારે નહીં?"

"નહીં, સહવારે તો મારા બાવાજીને રોજ રીહીઅરસલમાં જવાનું તે મલી નહીં શકશે."

"રીહીઅરસલ?" ફ્લીએ ઘણુંજ અજબ થતાં પુછયું, "શાંનું રીહીઅરસલ?"

"નાટકોનું. મારા પપા બીચારા એક નાટક કુંપનીમાં ઍકટર છે," તે છોકરીએ જરા ઓશરાતાં પુરતી નિરદોશતા સાથે પ્રમાણીક એકરાર કરયો—અને ફ્લી બની શકે તો જાસ્તી જંખવાણો થયો! ઍકટર! તેનો ભવિશનો સસરો એક ઍકટર! અને તેવા એકને વેહવાઇ

કરવા અદુબા એકમત થાય એ શું જરા એ માનવાજોગ હતું ?

ફ્રેનીએ ફ્લીનો એ ગભરાત પ્રગટ જોયો, ને તેણીનાં મનમાં તેથી વધતું ઓછું આવ્યું.

ચાલો સાહેબજી," તેણીએ તે ઉપરથી હોઠ ચઢાવી પાછું કહ્યું, "તમુને ગમે ને સારૂં લાગે તોજ માહરા બાવાજીને મલવા આવજો, પણ તેવણુને મલો નહીં ત્યાં સુધી મને ફરીથી મળવાની મેહરબાની કરીને કશીજ કોશેશ કરતા ના"—અને તે રીસાયલી જેવી પોતાનાં ઘર તરફ ધસારાબંધ ચાલી ગઇ.

એમ છતાં, તેણીની પોતાની નાઉમેદી કંઇ કમ ન હતી, તેને પણ આ જવાંન ગમી ગયો હતો માટે તેણે જોકે નીતીથી ચાલવા જોગી એટલી પોતાના જીવપર જબરી કરી, તોપણ સામટી રીતે પોતે એ તોરછોડ માટે દીલથી ઘણી દલગીર ને દર્દમંદ બની. તે દહાડે તે પોતાના ઓરડામાં જઇ ભરાઇ રહી ને રડયા કીધી. રાત્રે જમવા વાસ્તે તેની માયે બોલાવી પણ તેણીએ માથું દુખવાનું બાંહણું આપ્યું અને તે જમવા ગઈ નહી.

તેનો બાપ ટૉમ તેણીની એ બીમારીની કૈફયત સાંભળી પછીથી ઘણો ખીજવાયો. "મેટરીક થવાની હુંફમાં એ પોરી રાતના બાર બાર વાગતા વેર લેસન કરેછે તેથી હું હંમેશાં તુને કેહતો રેહયોચ કે એ પોરી પટકઇ પરશે," તે ગુસ્સાથી પોતાની પરણેતરને—ફ્રેનીની માતાને—કેહતો સંભળાયો. "માહરે એને મેટરીક કરવીજ નથી. એમ ને એમ ચાલશે તો એને હું સ્કુલમાંથી ઉઠારી લેવશ."

એ પછી ફ્લી કાંઇ આવ્યો નહીં. તે ન તો તેના બાપને મલવા આવ્યો, કે ન તો તેણીએ સખ્ત મના ફરમાવેલી હોવાથી તે તેણીને સ્કુલપર સોહોધતો આવ્યો, ને તે વાતના ગમમાં ફ્રેની એટલી જલદી સુકાતી ને એવી બેહલ્લી ગળાતી ચાલી કે ટૉમ થથરી ગયો. અંતે પછીથી તો તેણી ખરેખરી બીમાર થઇને સ્કુલમાં બી નહીં જઇ શકી, એટલે ડાકટરને ઘરમાં તેડવો પડયો, જેણે પુખ્ત તલાશ કરીને મત આપ્યું કે છોકરીને તનનું નહીં પણ કાંઇ મનનું દુખ છે. તેઓએ, તે પરથી, તે અભ્યાસના બોજાનુંજ પરીણામ મનથી નક્કી કરયું; ને ડાકટરે ચેન્જ પર જવાની ભલામણ કરેલી હોવાથી

પોતે એક મહીનાની નોકરીપરથી છુટ્ટી લઇ તે કાલજીવંત પીતા (ટૉમ) તેણીને પોતાનાં કુટુંબ સહીત વેસાવે ચેન્જ પર લાવ્યો.

અલબત, ઘણીએક જંજાલ ને ઘણીએક તકરાર પછીજ વેસાવા જવાનું નકકી કરી શકાયું હતું, એમજ થાય છે. એક ફેમીલી જ્યારે ચેન્જ પર જવા ઠરાવે છે ત્યારે કયાં જવું તે એકદમ મુકરર થઇ શકતું નથી. પોતાની સ્થીતી ને સાંધણોને અનુકુલ આવે એવી ફીસમે કામ લેવા અમુક જગ્યા નકકી કરતાં કેટલીક જંજાલ ને જેહેમત થાય છે. તેમજ ટૉમ નાટકવાલાને ત્યાં પણ થયું; અને દરયામો કિનારો ને ઘણું નજીકમાં હોવાથી જ્યારે વેસાવે જવાનુંજ એ ફેમીલીએ ઠરાવ્યું ત્યારે તે ફૂતીને પોતાને પણ થોડુંક ગમ્યું. બૈરાંઓ હંમેશ અગતકરીને જીગ્નાસુ થાય છે, અને તેથી ફુલીની કઝીન કુમી કેવી હતી તે એ મસે તેને નજરે જોવાનું બનશે એમ જાણી તે મનથી જરા રાજી થઇ. તે જાંણુતી હતી—ફુદીએ તેને કહેલું હતું—કે તેનો પીતા અદુબા વીમાદલાલ વેસાવેજ જાથકનું મુકામ કરી પોતાની બેહેન ને એ ભાણેજ સાથ રહેલો હતો, અને તેથી કુમીને નજરોબાર જોવાનો આ નહીં ધારેલો પ્રસંગ થવા સારૂ તે રાજી થઇ.

અને ત્યાં જવા પછી છુપી તેહકીકથી એ વીમાદલાલવાલાંઓને લગતું સઘળું જાણી લેવાને ફેનીને કશું મુસ્કીલ થયું નહીં. તેણીએ ખબર મેલવવા મુજબ જોઇ લીધું કે ખાનબાહાદુર અદુબાની પૈસા-ટકાની સ્થીતી તેના બાપની સ્થિતી કરતાં સેંહેંકડો દરજ્જા બેહેતર હતી, અને વળી કુમીનાં પરીસુરત હોંસાનને લગતું પણ તેણીએ ઘણુંક સાંભળ્યું. તે લોક બીલકુલ એકાંત સાંથી રહેલાં હતાં ને કોઇને પણ મલતાં ભેટતાં ન હતાં. અદુબાનો સ્વભાવ તેજ કાસમનો હતો, ને તેણે એજ કાયદો રાખેલો હતો. પરીણામમાં, કુમીને જોવાને ઘણા દહાડાઓ સુધી સુંદર ફેનીએ વ્યર્થ પછાડા મારયા, તે અવાર-નવાર બાપની સાથે દરયે જવા નિકળતી ત્યારે અદુબાની બંગલીની બાજુમાંની ગલીમાંથી થઇનેજ જતી, ને ટીંગાઇ ટીંગાઇને બગીચામાં અથવા આગલી પાછલી બારીઓપર જોતી, પણ કુમીનાં દર્શન થયાં હતાં નહીં. એ તો ફીરોઝ શેઠના જોડ અદુબાને લગતા અકસ્માતથી ટૉમની તે ચકમ ડોસાજી સાથ ઓળખાણ થવા પામી પછી ત્રીજે

દાહડે તે બાપ બેટી અદુબાની બંગલી પરથી જતાં હતાં ત્યારે ફુમી દરવાજાપર એકલી ઉભેલી જણાંઇ. તેણે ટામને તરત ઓળખ્યો ને હશીને ડોકું કીધું, જેનો ટામે ઘણાં માનથી નમીને જવાબ કરયો, ને ત્યારેજ ફરેની એ છોકરીને જોવા ને ઓળખવા પામી. ટામે અકસ્માત થયો તે દાહડે ઘર આવીને બધી વાત કરેલી હતી એટલે ફુમીને તેના પીતા સાથ ઓળખાંણુ થવા પામી હતી તે ફરેનીને ખબર હતું. વાસ્તે તે બંગલી મુકીને આગલ ચાલ્યાં ત્યારે તેણીએ પોતાના પીતાને જરા ઉલટમંદ પુછયું, "એજ તમો કેહતાતા તે ફુમી કે? એજ અદુબાની ભાણેજ કે. બાવાજી?"

"હા, દીકરી. એજ; ઘણીજ મજાહની છોકરી છે." ટામે ફુમીના લાભમાં દીલસોજી ભરયો જવાબ કરયો, અને ફરેનીને ફરજયાત મનથી કબુલ કરવું પડયું કે તે "ખરેખર ઘણી મજાહની છોકરી" હતી, તે સુંદર ને દીલકસ હતી, અને વળી દેખીતી મીઠી ને નમાની હતી, ત્યારે એવી એક ફલીને વાસ્તે તેના પ્યારમાં તેની હરીફ થાએ બલ્કે એવી એક સાથેજ અદુબા પોતાના એકપુરા બેટાનું કારજ ગોઠવે એમાં સંદેહ શો હતો?

તે પાછી બીમાર થઇ ગઇ. તેણીને હવે મુંબાઇ પાછું ફરવા ગમતું હતું. વેસાવેને લગતી તેણીની સઘળી ઉલટ સમી ગઇ હતી; પણ તેણીના બાપે માન્યું નહીં. "હું પાછી સ્કુલમાં જતી થવશ તો તદન સારી થઇ જવશ, બાવાજી," તે કેહતી હતી, પણ તેના બાપને મહીનો પુરો કરીનેજ જવુ હતું, અને તેથી જયારે તે અત્રેજ હતી ત્યારે ફલી પેલી તરફ એ પોતાના નવા પ્યારને લગતી વીરહ વેદનામાં બલી જલીને પુરો થતો હતો. તે જો જાણતે કે ફરેની વેસાવે રહેલી છે તો હર બાહણાંથી તે પોતાના બાપને ઘર થોડા દહાડા રેહવા આવવા વેસાવે જરૂર તાબરતોબ ધસોડાઇ આવતે, પણ તેને તો કોઈબી કીસમે ફરેની એ તરફ હોવાની વાતની ખબરજ પડી નહીં.

અંતે જીવ નહીંજ માનવાથી એક દાહડો કૉનવેન્ટમાં છુટ્ટી થવાને ટાઇમે તે પાછો પોતાની મીલાકાતની જગાએ એક મીઠી મીલાકાતની આરજુમાં આવી ઉભો, કે જે રીતે ઉભેલો આપણે તેને આ

ફેબરૂઆરીની શરૂઆતમાં જોઇ આવ્યાં છીએ,

પણ નહીં. તે એમ આવ્યો ખરો, પણ તેની હીંમતની પછીથી જલદીજ પાછી ઓટ થતી ચાલી. ફ્રેનીએ તેનાં ગ્રહસ્થપણાંની તેને યાદ કરાવી તેના બાંપને મલ્યા વગર તેણીને પાછો મલવાની એક બી કોશેશ વાસ્તે સખ્ત મના ફરમાવી હતી, અને ત્યારે તે કેમ આ સરકશી કરી શકે? તેણીના બાપને મલવાની તો તે હીંમત અત્યાર સુધી કરી શકયોજ ન હતો. તે તો ઘણું ખાતું થાય! તે ટૉમને મલીને એકવાર તેની બેટીના હાથની ઉમીદવારી જાહેર કરે તો પછી પાછું ના કેમ કહી શકે! ટૉમને પોતાનો વાંધો નહીં હોય, પણ તેનો પીતા અદુબા કેમ એવાં એક લગન વાસ્તે બાહાલી આપી શકે?

અંતે, તેથી, હીંમત હારી સ્કુલ બરખાસ્ત થાય તે આગમચ તે નાઉમેદ ત્યાંથી પાછો ખલ્લીજ જવાનું કરતો હતો, જેવામાં તેને તેનો એક દોસ્ત મલી ગયો.

"હોલ્લો, પેસી, આજે એટલો જલદી? કાહાં ચાલ્યો!" તેણે ઉલટમંદ પુછયું. તેને ફ્રેનીને લગતી નાઉમેદી ભુલવા એવાંજ કોઇ સાથણની તલબ થતી હતી.

"કલબમાં," તે પેસીએ જવાબમાં કહયું; "ચાલની, તું બી આવેછ કેની?"

"નહીં બા, હું તો ધરઇ ગીયો," ફલીએ જવાબ કરયો. "હું ગેઇ રાત્રે મારી ગુજાસ ઉપરાંત ખેલીને હેરાન થયલો છેઉ."

"અરે બઘડા; તેજ તો તાહરે તાહરી ભુલ છે!" તે કોઇ અમીરાદ-જાદાએ તે ઉલ્લુને ઉસ્કેરયો. "ખોટ કરીને કોઇ ખસી જાએ બી ખરો કે? જીતીને અલગા થઇએ, ચાલ, ચાલ, હું બી કાલે ઘણું હારયો તેથી તો આજે જલ્દી જાઉંછ. આજે તો એક વળી નવું સખ્ખર બીહલુ બી જાલ ઝવેરી ત્યાં આવવાનો છે."

"તે કોણ?"

"પીરમહમદ નામનો એક કોઇ લખપતી ખોજા બાપનો બેટો છે," પેસીએ સમજાવ્યું. "બાપ ઘણો માલદાર છે."

ફલીએ, એમ છતાં, હજી આનાકાની કરી, તેને ના કહેવા બી

ગમતું ન હતું. તે પૈસા ટકાને લગતાં એક મજણુ સંકડામણમાં હતો તેમાંથી બચવા એક બે બીજી બાજી ખેલવા ચાહતો હતો તો ખરું, પણ રખે જાસ્તી ખોહારી થાએ તેથી ડરતો હતો. વળી તેને ફરેનીને લગતા પોતાના ગમખ્વાર વિચારો સાથે એકલો પડવા બી નજ ગમતું હતું, અને તેથી અંતે સ્કુલ છુટવાની રાહ જોવા ખોટી થવાને બદલે તેણે પેસી સાથે કલબમાં નસીબ અજમાવા જતો રહેવાનુંજ જયાદા પસંદ કરયું.

## પ્રકરણ ૧૯ મું.



તે એક ખડખડપાંચમ ખડયા હોજરી પારટી હતી. હીરાજી કોચમેનનાં આવાં ડોસાં આજે લેહેરમાં આવ્યાં હતાં. તેવણુને આજે ખડયા હોજરીનું તપીલું ચુલે ચઢાવાનું ભાવ્યું હતું, અને એમ હોય ત્યારે ખસરૂ ભાઇને બી જલ્દીજ ઘેર પાછો ફરવાનો હુકમ મલતો હતો. એમ તો સારી ને પુરતી કમઇ થતી ત્યારે ખસરૂ ગાડી લઇને અવારનવાર પોતાને ઘર જલ્દી સાંહજે પાછો ફરતો, પણ તેમ વળી જરૂર પડે ત્યારે રાત્રે નાટકો ખલાસ થાય ત્યાં વેર બી ઘોડો બદલીને પોતાની ફેરી ફરવાનું તે બાજે વખત ચાલુ રાખતો, આજે, મગર, ખડયાહોજરીનું ખાસ તપીલું કરેલું હોવાથી આવાં ડોસાંએ ખસરૂને જલ્દી ઘર પાછો ફરવાની વરદી કરી હતી, અને તે જલ્દી આવ્યો હતો.

આજે, તેથી, નજી બી ખાસ તજુમલથી તરીમતરાક ઇશકી ટાટ તૈયાર થઇ હતી. તેણે બાલ સફા હોલ્યા હતા, મજાહનો મોટો પોલી જેવો અમોડો માથાંબાનાંનાં ઘોરસ્તાનમાં છુપાવ્યો હતો, ને માથંબાનું બી આવાં ડોસાંના ડર વગર જરા જાસ્તી ઉંચે સેરવ્યું હતું તે તેની જુની ખખ લાલ ચટક જેવી ચટની કલર સાડીમાં આજે ઘણી મજાહની દેખાતી હતી, ને ખસરૂભાઇ રાજી થતો હોય તેમ હસીહસીને આંખના પલકારા અવારનવાર તેણીને આપ્યો જતો હતો, જે તે ભોલીભાલી છોકરીને વાસ્તે આ દુન્યાનું બુલંદ બેહે-

સ્ત હતું.

તેઓ જમવા બેઠાં હતાં, અને રોજની ફેરી ફરીને ખસરૂભાઇ વેહેલો ઘેર આવતો ત્યારે કંઇ ને કંઇ તે દિવસના પોતાના અનુભવની વાત કહીને બધાંને હસાવી હસાવીને મારી નાંખતો તેમ આજ બી તેની હસવાનું કરવાની વારણુ ને વકી હતી. નજી તો કેહતી જે "મરે, આપરા ખસરૂભાઈ તો એટલું હસાવે એટલું હસાવે કે બીલારી સાંભલે તો તે બી મુઇ હસ્તાં હસ્તાં ખુશાલીની મારી તફરીને મરી જાય !" પણ આજે ખસરૂભાઇ તેમ કોહેલું કોહેલું હસાવાના હયુમરમાં હોએ એમ લાગ્યું નહીં. આજે તે ખડયાહોજરી પર સડપ સડપ હાથ ચલાવતો પુરતો ગંભીર દેખાયો.

"એ કાંએ રે, પોયરા, આજે કંઇ તું બોલતો નથી? છે શું !" અંતે ખડયાની એક ગુર પોતાના બોખા બોખા દાંતે કડવાની મિથ્યા કોશેશ કરવા પછી હીરાજીએ ખજાડીને પુછ્યું.

"હું કંઇ વિચારમાં ઉતો, બાવાજી," ખસરૂએ જવાબ કરયો.

"વિચાર! હાંનો—પયણુવા અદરાવાનો?"—અને નજી એ સાંભળતા ચેહરામાં લાલ થઇ, અને જમવાનાં પાથરણાં પર જ્યાં તે બેઠેલી હતી ત્યાંથી મોઢું ફેરવી બીજી તરફ જોવા લાગી.

"અરે પણુવાને કાંહાં અત્યારે સેકો તાંણોચ?" ખસરૂએ કહ્યું.

"ઓ વાય, પણુ તાહરે જે હોય તે ખરી ખંખારીને બોલી પરની?" હવે આવાં ડોસાં છેડાયાં.

"જોવો, આજે એમ થયું કે સહવારે રાજાબાઇ ટાવર આગળથી એક પારસી સાબે માહરી ગારી લીધીતી. તે તો ચાલી જતોથો; પણુ મેં આણુક ઉચો કરીને "ગૅરી, સાબ!" પુકારયું, ને તરત તેણે એસારતથી બોલાવ્યો ને બેઠા ને પછી——"

"ગારીમાંથી ઉતરી ગીયો ને ગારીમાં કંઇ વીહરી ગીયો, એમજ કેની?" અનુભવી હીરાજીએ આબાદ નિશાંણુ ટાંકી.

"એમજ. બાપા, તમો જબરા હો! આબાદ પકરી આપ્યું," ખસરૂ પોતાના દોઢચતુર બાપની હુસ્યારીથી મલકાઇને ખુશમીજાજી હસ્યો.

"પણુ મરે, શું ભુલી ગીયો? લાવની? બતાવની!" આવાં

ડોસાં ઉલટમંદ મર્યાં.

"ને ભુલી બી ગીયો, ખસરૂભાઈ, તો તે તમારે ધારા પ્રમાણે તો પોલીસનેજ લઇ જઇને આપવું પરસે કેની?" નજીએ નરમાસથી યાદ કરાવ્યું.

"તમે બધાં ધીરાં પરો," ખસરૂભાઇએ સમજાવ્યું. "તે પોલી-સને આપવું પરે તેવું કંઇ નથી."—અને અવાજ ધીમો કરીને—"તે તો એક ખાનગી કાગલ છે."

"કાગલ!" હીરાજીએ નાઉમેદીથી ધુરકીને કહ્યું.

"જોરે, ખહરૂ દીકરા, માહરૂં માંને તો તાહરા બાપ કને તે કંઇ ખાન ઘીની વાત હોય તો કરતોજ રખે," તે માતાએ તાકીદ કરી. એવણુનાં પેટમાં કોઇ ખાનઘીની વાત રેહવાની નહીં. એવણુ તો જઇને અરધી મંભઇને કેહી આવવાના!"

"હવે જોહે કે અમોલી, વાતની વચ્ચે જુઠું જુઠું વલોરૂં પારતી!" હીરાજી છેડાયા; અને પછી ખસરૂ તરફ ફરી વધારયું, "આગલા હાંકો. કાગલ હાંનું? તેં વાંચ્યું? તેમાં હું લખેલું છે?"

ખસરૂએ એ પછી વીસ્તારીને ખુલાસાથી બધી વાત કહી. પેલો ખરશેદજી લશકરી (જાંહગીર નરીમાનનો દગલબાજ ભાઇ જમશેદ નરીમાંન) સાઉથ આફ્રીકાથી મોટો દલ્લો મારી, પોતાનું રંગ રોગાણુ બદલી, અત્રે નવેજ નામે લખપતી થયલો પાછો ફરયો હતો, ને જેનું ઠામઠેકાણું ખસરૂ મુતલગ જાણુતો ન હતો તે પારસીએ તેની ગાડી સહવારે ભાડે કરી લીધી હતી, ને સરકલમાં એક ઠેકાણે જઈ બીજે ઠેકાણે રસ્તામાંજ તે પાછી છોડી દીધી હતી, તે ગાડીમાંથી ઉતરી જવા પછી તેનું એક કાગળ જે પડી ગયલું મલી આવ્યું હતું તે વાત તેણે કરી, અને ઇંગ્રેજી ભાશાનાં પોતાના ભાગાંતુટાં ગ્યાન છતાં પોતે જે વાંચીને સમજ્યો હતો તે હવે હાલમા તેણે પોતાના ઘરડા બાપને વાંચી સંભળાવ્યું. તેને એ ડોસાની બુધ્ધી ને સલ્લાહને વાસ્તે ઘણું માન હતું. ડોસો હતો તો એક સીગરામ ભાડે ફેરવનાર અભણુ આદમી, પણ ખસરૂને લાગતું હતું કે તેના જેવો દુરઅંદેશ જમાનેખાયેલ બાહોશ માણુસ તો આખી દુન્યામાં બીજો કોઇ થયો નહીં હશે.

હીરાજી ફાયર્મેને તે ઉપર, તે સાંભળી, ગંભીરાઇથી થોડોક દરયાફ્ત ચલાવ્યો. "ફથેરાઇન"ની સહીનો તે એક કાગળ હતો, ને તેમાં કોઈ મી૦ ખરશેદજી લશકરી નામના જે આસામીને તે લખ્યું હતું તેમાં જાન લેવાની મજબુત ને ભયભીત ધમકી આપેલી હતી, એટલે દીસ્તુંજ હતું કે ખસરૂનાં કેહવા મુજબ આ જો પેલા કોઇ ઇંગ્રેજ દેખાતા પારસીની પાકીટમાંથી પડી ગયું હોય તો તેનેજ વાસ્તે તે લખાયલું હોવું જોઇએ. તે પરદેશમાં કોઇને દગો કરીને અત્રે ચાલી આવ્યો હોય તેથી તેની પરણેતર તેનીપર કીનો લેવા તેની પછવાડે અત્રે ધસડાઇ આવી હોય એવી કાંઇ તે કાગળની લખાવત વંચાતી હતી, અને તે ઘરડો બાપ ખસરૂનાં અનુમાનને બીલકુલ એકમત થયો કે એ કાગળ પોલીસને સપુર્દ કરવાં કરતાં સાચવી રાખેલો ને જો તે પારસીનો કદીને પત્તો મલી જાય તો તેને હાથોહાથ સપુર્દ કરેલોજ ભલો હતો. તેમાંજ ખાટવાનું હતું. તે જેટલો ભયંકાર તેટલોજ કીંમતી દસ્તાવેજ પેલોજ પાછો મોટાં દામ બદલ ખરીદી લેવાને ખુશી થાએ એમ સહજ સમજાતું હતું.

"હવે તમોને નહીં લાગતું, બાપા, કે જો આપરે હાથોહાથ એ કાગલ તે પારસીને પુગારી દેઇશું તો એ કોઇ ખરશેદજી લશકરી સારી જેવી ધરખમ રકમ એની આપુને તોલી આપશે ?"

"યે, પણ ગાંડો પોયરો છે! અવવલ તો એ ખરહેદજી લહકરી કાંહાં રીએ ને કોણ સુવોછ તેજ તું જાણુતો નથી. વારૂં, ને તે કદી જાએણું તોબી તેના પાહે ખાવાની ખાખ નહીં હોહે તો તુંને હારી જેવી ધરખમ રકમ તે આપકે કીયા ચુલામાંથી ને બરતાંમાંથી ?"

ખસરૂ કાબેલ્યતથી હસ્યો।

"આપરૂં નસીબ ખીલેલું. બાપા, નસીબ ખીલેલું!" તેણે કહયું. "હું બી પહેલાં તો એમજ મુંઅવાતોતો, પણ પછી આજે સાંહજે નવરો ઉતો ને બે પઇસાનું "સાંહજ વરતમાન" લઇને કોચ—બાકસપર બેઠો બેઠો બાંબે કલબ આગલ વાંચતોથો, તેવામાં એ મારા બાપ! તેમાં લખેતું કે" નેપ્યેન સી રોડ પરનો અસલ વારેનો સાસુનવાલો મોટો બંગલો કોઇ સાઉથ આફ્રીકા તરફથી અત્રે આવેલા લખપતી પારસી ગ્રહસ્થ નામે શેઠ ખરશેદજી લશકરીએ મોટે દામે ખરીદયો છે, ને મોટી તજુમલથી હાલમાં અપ–ટુ–ડેટ કીંમતી રાસરચીલાં સાથે તે તેને વાસ્તે ખાસ તૈયાર કરવામાં આવે છે."

ખરડો હીરાજી આ સાંભળી ઓછો ખુશી થયો નહીં. આ તો સંજોગોજ ઉપરાસાપરી એવો બન્યા ને બનતા હતા કે જાંણે લક્ષ્મી તેના "પોરયા"ને ચાંદલો કરવાજ આવી હોય, કેમજે કશા બી સંદેહની વાત નહીંજ હતી કે જયારે આ પારસી કોઇ એવો મોઠો લખપતી હતો, અને આ કાગલ ઘણુંજ કામનું ને મોટા ભેદનું તેનુંજ પડી ગયલું હતું ત્યારે તો જરૂરકરીને તે એક ઘણાં મોટાં ઇનામ બદલ ખસરૂ પાસેથી પાછું સ્વાધીન લેવાને ખુશી થવાનો!

અને એ રીતે તે ખડયામુડી કાઉનસીલ તે રાત્રે મોડેથી બરખારત થઇ. અલબત એ બાપ બેટાની લાંબી મસલત ને કોનસલકુનસલમાં પછીથી બૈરાંઓએ ઝાઝો ભાગ લીધો ન હતો—બૈરાંઓની બીચારાંઓની અક્કલ કેટલી?—તેઓએ વાત અગતની ને ગંભીર ચયલી જોઇ એટલે દાનાઇથી ચુપ થઈ ગયાં હતાં; અને જોકે પોતાના રીત રીવાજ મુજબ ઘણીમુઆં આવાંડોસાંએ વચ્ચે વચ્ચે કાંઇ કાંઇ ટાહુકા ટુચકાના ચપકા મુકયા હતા ખરા, પણ હીરાજી ને ખસરૂભાઇએ તે પોતાનાં કામની વાત વચ્ચે નો કોથાં કરેલાં હોવાથી અમે બી—હીરાજી કેહે તેમ વાતમાં વલોરૂં નહીં પડવા દેવાની મતલબથી—તે ઉતારવાના અખાડાજ કરયા છે.

અને અત્રે આ ખડયામુડી પ્રકરણ ખતમ કરવા પેહલાં હજી એક બીજી વાતપર વાંચનારનું ધ્યાન ખેંચેલું યથાર્થ થશે. એ ખરશેદજી લશકરી—જેમી નરીમાન—જાંહગીરનો જોડભાઇ હોવાને લીધે ચેહેરામા ઘણી હદ સુધી જાંહગીરને મલતો આવતો હતો, જોકે જયારે જાંહગીરનાં મોંહપર એક મોટી ભરાવદાર મુછ હતી ત્યારે તે (જેમી) સફા મુછ બોડાવેલો બરમુછયો હતો. એટલા માટે એ સારૂંજ થયું કે ખસરૂએ ઉપલા મજલાના પોતાના બાપના ભાડુત જાંહગીરને આજ તક કદી જોયોજ ન હતો. ખસરૂ જલ્દી ગાડી પર જનાર હતો ને જાંહગીર તો ઘણો મોડો ઘર પાછો ફરનાર હતો. વળી દાદર બાહેરથીજ હોવાને લીધે બી આજ તક તે ભાડુત ખસરૂના જોવામાં આવ્યો ન હતો. આવતે તો બનવાજોગ હતું કે જેમ એક વખત ફીરોઝ શેઠના જાંગીરને જોઇને તેને ખરશેદજી લશ્કરી (જમશેદ) સમજવાની મુજવનની થાપ ખાઇ ગયો હતો—જ્યારે કે જાંહગીર

વેસાવામાં ફુમીને ફુષ્પો જોવા ગયો હતો તેમ આ પોરચોબી જરા એવા એકમલતા ચેહેરાનાં કારણથી અજબ થતે ને ગુંચવાતે.



## પ્રકરણ ૨૦ મું.

—:o:—



સુ સરકારી બજીદ થઇને ફલી વીમાદલાલને કલબમાં ઘસડી ગયો. તેઓ બંને એ ચોરાંત્યા કલબના મેમ્બર હતા, કે જ્યાં સાંહજને છેડે ફૅશનેબલ જુગારીઓ રોજ એકઠા થતા, ને એ ખોહારીના અંધાપામાં છતી આંખે પામાલ થતા. પેસુના કહેવા મુજબ જાલ ઝવેરી (જે અરધીક દજન એવી નામાંકીત કલબોનો મેમ્બર હતો તે) એ "રાઇઝીંગ સ્ટાર" કલબમાં તે દહાડે પીરમહમદ નામના એક લખપતી ખોજા જવાંનને લાવીને નવેસરથી ઇન્ટ્રોડયુસ કરનાર હતો, એટલે એ બધી ઉપરાસાપરી લાલચોથી ફલી પેસુની સાથે પોતાની મરજી ઉપરાંત તે રાત્રે ત્યાં જવાને લલચાયો, અને તેઓ ગયા.

પરીણામમાં. મોડી રાત્રે ખોહારીમાં ગલાં સુધી ગરક જવા પછી ફલી પોતે પોતા સાથે ખીજવાયલો કાર્ડ ટેબલ પરથી ઉઠયો. ને વ્હીસકી સોડાનો પેગ મંગાવી તે ગ્લાસ સાથ બાજુમાંના એક સોફા પર પછડાઇ પડયો, કે જ્યાં જરા વારે પેલો પીરમહમદ, નવરો પડેલો, આવીને તેને વાત કરાવતો બેઠો. તેઓની અરસપરસ તેજ સ્હાંજે ત્યાં ઓળખાણ થઇ ચુકી હતી.

એ પીરમહમદને જાલ ઝવેરી આજે પેહલ્લોજ એ 'રાઇઝીંગ સ્ટારમાં" લાવ્યો હતો—જોકે ત્યાંના ઘણાખરા મેમ્બરો પીરમહમદ-વાલી કલબના બી જાલની માફક મેમ્બર હોવાથી તેઓ બધા એ ખોજા જવાંનને ઓળખતા હતા. સૌ તેથી તેને દોસ્તીના એખલાસથી મલ્યા, કે જ્યારે બે ચાર વધારે ઘરાબો ઘરાવનારામાંથી એક તો પુછયું વટીક, "પછી ત્હારૂં અમેરીકા જવાતું શું થયું? કયારે પાવડો ઉંચકવોછ?"

હવે તેજ તૈયારી છે,” પીરમહમદે હસીને જવાબમાં કહ્યું. “મને એક કંપેન્યન જોઈતોતો, ને મી૦ ઝવેરીએ એક જણને તૈયાર કરયોછ તેને મલવાનીજ ખોટી છે. કાલે જાલને ત્યાં ડીનર છે ને ત્યાં મને તેની સાથ એવણુ મેલવવાના છે.”

તે થસ્સામાં હતો—એ પીરમહમદ લખપતી બાપના એકના-એક બેટા તરીકે તેનો તાપ ઘણો હતો, તે ઇંગ્રેજી પોશાકમાં, ઉંચી કીમતનાં મોતીની એક ટાઇપીન સાથે, એક પારસી જેવોજ લાગતો હતો, કેમકે જોકે જરા ભરેલાં આંગનો ને બેઠી બાંધણીનો હતો ને મોંઢાપર સહીયડનાં ચાથાં ઘણાં હતાં, તોપણ ચામડીમાં ઉઘડતો હતો ને બાલ બી સફા હોલીને બાજુમાંથી સેંટો પાડેલો હતો.

“અને પેલા મંચી ફકીરા સાથ પછી ત્હારૂં કેમ પટયું, પીર?” એક બીજા જીવેજાનના દોસ્તે તેવામાં પુછ્યું.

“એ, નો ફીઅર,” તે બોજાએ તુચ્છકારથી કહ્યું. “વરસ દહારાનું પ્રીમ્યમ ભરી દઇને તેને ૩) લાખની મોટી લાઇફ પોલીસી મેં માહરે નામની તેની ફેવરની ઉતારી આપી તેથી તેનું કલેજું તો આઇસ જેવું હવે ઠંડું થઇ ગએલું છે!”

અને એ સઘળી વાત જેમ બીજાઓએ તેમજ ફલીએ બી સાંભળેથી હતી, જેથી હાલમાં હારેલો મારેલો કાર્ડ ટેબલથી અલગ થઇ જયારે તે સોફાપર લાંબો થઇ પોતાનાં સુકકાં પાત્રાં જેવાં ગલાંને વ્હીસકી સોડા સીપ કરીને ભીંજવ્યા કરતો હતો તેવામાં પીરમહમદ તે સોફાની પાસેનીજ ખાલી આરામ ચેરમાં આવીને તેને વાત કરાવતો ગોઠવઇ ગયો તેથી તે ( ફલી ) રાજી થયો. તેને કાંઈ પુછવાનું પેટમાં ઉભાયાજ કરતું હતું.

“તમે આજે આહીં આયા, મી૦ પીરમહમદ, ત્યારે મંચી ફકીરાની વાત કરતા હતા,” તેણે તેને અલારપેલાર થોડીક વાત થઇ રહયા પછી ધીમે સ્હાદે પુછયું. “મે આઇ આસ્ક એ ધીરધારનાં બીઝનેસમાં એ ફકીરો કેવો આદમી છે તે? આપનો શું અનુભવ છે?”

પીરમહમદ મોટા તુંચ્છકારનું હસ્યો.

“મોટો પીંઢારો,” તેણે કહ્યું, “એક લોહીતરસ્યું વરૂંજ! તમારા પારસીઓમાં એક વ્યાજખાઉ ને નીચમાંનીચ લોભ્યો મારવાડી જેવો

હોય તો એ મંગલ મુરત છે! તમે બી કંઇ એ મુછીને હાથ વેચા-યલા છેઓ શું ? "

"હા," ફ્લીએ ચેહરામાં લાલ થતાં ઓશકાઇને કહયું. "હું કંઇ ઘણો ફસેલો નથી કેમજે હું કંઇ તમારા જેવા પૈસાવાલા ને લખપતી બાપનો બેટો નથી, પણ એ લુચ્છાની ધીરધારમાં થોડુંક ફસેલો છેઉં, ને હમણાં હું અવેજ પાછો ભરી નથી શકતો તે માહરી લાચારીનો લાભ લઇ મને એ ઘણો સતાવેછ."

"શું કેહછ જે?"

"મેં એક હુંડી લખીને અવેજ લીધોછ તે ગઇ પરમની પાકી ચુકીછ," ફ્લીએ ઘણી ઉદાસી સાથે જવાબ કરયો. "ને મને કેહેછ જે જો જલદી ભરી નહીં આપશે તો તાહરી પર ફોજદારી ચલાવશ."

"ફોજદારી?"

"હા."

"વૅલ, તે તો ઘણું નૅસ્ટી છે," પીરમહમદે જરા શંકાશીલ રવેસે તે નવી ઓલખાણવાલા જવાંન ભણી જોતાં કહયું. "કાંઇ એવી ફસાવત છે ખરી?"

"હું તો કંઇ જાણુતો બી નથી!" ફ્લીએ નિર્દોશતાથી ખાત્રી આપી. "મેં તો ફકત અંગત જામીનગીરીપર એની પાસ પૈસા ઉછીના લીધાથી કાંઇ જયાદા કીધુંજ નથી."

"ત્યારે તો અમથો દબરાવતો હોશે" પીરમહમદે મત આપ્યું; "અલબત, આદમી પૈસાનો ગુલામ ને ખરોજ નીચ છે. તમારૂં નામશું કહયુંતું તમે?"

ફ્લીએ પોતાનાં નામનો કાર્ડ આપ્યો, જે ઉપર નીચે મુજબ હતું:—

ફરાંમરોઝ અરદેસર વીમાદલાલ, વેસાવા

અને તે વાંચીને પીરમહમદે પોતાના ખીસામાં મુકયો.

"હું ધારૂંછ જે જો અમથી હુંડીજ લખી આપી હોય તો એવું ડરવા જેવું કંઇજ નથી," પીરમહમદે તે કાર્ડ સ્વાધીન લેતાં નરમા-સથી સધ્યારો આપ્યો, અને તેવામાં તેને જાંલ સોહોરાબતો આવ્યો એટલે તે તેના જોડે વાત કરતો ઉઠી ગયો, અને ફ્લી એ પછી ઘણું મોડું થયલું' હોવાથી રડમસ પોતાને ઘેર પાછો ફરયો. તે મંચીનું દેવું અદા કરવાની ઉમીદથી આજ બી અત્રે આવાને ઘણું રંગ્યો ને ઘણું હારયો

હતો. હારયો જુગારી બમણું રમે. જુગારમાં ને સટામાં કોઇબી જુગારી કે કોઇ બી સટોલ્યો આયંદા ફાવીને તરીપાર ઉતરેલો કોઇએ બી સાંભળ્યો છે ?

'મુવો હું કમબખ્ત!' તે મન સાથ એકલો એકલો પટપટયો; હું છતી આંખે આંધલો થયો. માહરા ભલા બાપ! તેવણુ કેટલા ખફા થશે! તેવણુ કેમ મને માફ કરશે! જે બને તે બને, પણ હવે તો કાલે તેવણુ આગલ જઇ બધી માહરી મુશ્કેલી કબુલ કરી દઉં ને તેવણુની માંફી ને મદદ માંગી લઉં. માહરે અત્યાર આગમચજ તેમ કરવું હતું. એક વખત એ મદદ થઇ જાય તો પછી આએ જાહનમના ગારમાં માહરે કદી ફરીથી પગ મુકવો નથી. ને મંચી જેવા મુજીનો પલીદ આશરો ગમે એ સંજોગમાં કદી સોહોધવો નથી.'

તે આ ઠરાવથી થોડોક સબ્બારો પામ્યો, ને તેવામાં ફરેનીની મીઠી મનોહર સુરત તેના ખ્યાલોના ખાબમાં ખડી થઇ એટલે થોડીક જારતી નિરાંત પામેલો, હજી ભીનાયલી આંખો સાથ જ્યારે તે ઘર પાછો ફરયો ત્યારે તેણે પોતાની રાઇટીંગ ડેસ્ક પર એક પોસ્ટમાં આવેલો કાગળ પડેલો જોયો. તેણે તે ખુલ્લો, તે ટુંકમાં લખાયલો હતો, પણ તે વાંચતાં તેનો દમ બંધાઇ ગયો, તે આ મુજબ હતો:–

"શેઠ ફરામરોઝ અરદેશર વીમાદલાલ, મુંબઇ

" જત તમારી હુંડી પરમ દિવસની પાકી ચુકેલી છતાં તમે તે હજી ભરી આપી નથી, એટલે મેં આજે તમારા બાવાજી શેઠ અદુબાને વેસાવે તે બાબે પરભારું લખ્યું છે. હુંડીની પછવાડે તમારા બાવાજીનાં એંડોર્સમેંટ (જામીનગીરી)ની સહી છે એટલે તેવણુ એ અવેજને વાસ્તે તમારા જેટલાજ જવાબદાર છે. મેં તેથી તેવણુને લખ્યું છે કે તેવણુ એ અવેજ ભરી આપે તો ઠીક છે, નહીં તો પછી તરત કાયદા પ્રમાણે પગલાં લેવામા આવશે.

લી૦ તમારો તાબેદાર,

મનચેરશાહ ફકીરા.

ફલી ધોએલી સફા ચાદર જેવો ફીકકો પડયો. આ કેવી ભયંકાર દગાબાજી! તેના બાપનું હુંડીની પછવાડે એંડોર્સમેંટ શું ને વાત શું? "કમજાતે મને કહયું જે હુંડીની પછવારે તમારા બાવાજીનું

નામ ને ઠેકાણું માહરી પતીજને વાસ્તે લખી આપો, તેમ મેં માહરે પોતાને હાથે લખી આપ્યું, માહરી પાસ તારીખ ભરાવી તે ભરી, ને હવે શું એ મુજી એમ કેહવા માંગતો હોશે કે મેં બાવાજીનાં નામની ફોરજરી કરી ! ઓ ખુદા ! ઓ ખુદા ! બાવાજી માહરૂ હવે તો માનશે બી નહીં ! મેં આએ શું ભુલ કીધી ! મેં આએ શું જખ મારી !"—અને તે ટેબલપર માથું પટકી ઘણી ગમખારી વચ્ચે એકલો એકલો બેઅખ્તયાર રડી પડયો.



## પ્રકરણ ૨૧ મું

——:o:——



ઇદ્દુ ભંડારી એક તેના વર્ગમાં મોટો, શ્રીમંત જાણીતો આદમી છે. તે મોટો માણુસ લેખાય છે. માહાલક્ષ્મીમાં વીઠોબાનાં મંદીરવાલી ગલીમાં તેનું પીઠું મુંબાઇમાં સૌથી અસલવારેનું ને પુરાણું ગણાય છે, ને પીઠાંના મુરબ્બીઓ બધા જેલખાનાંના સાહુકારોજ હોય છે. ઇદ્દુ પોતે બી તેજ વર્ગનો એક નામદાર છે, મગર તે ઘણી સંભાલથી કામ લેવાવાલો છે એટલે પોલીસના સપાટામાં આવતોજ નથી, જોકે પોલીસનો તેના પર વરસોનો કરડો ડોલો છે. તેનું લાઇસન્સ છીનવી લેવાની ધમકીઓ અપાય છે ને વાતો થાય છે ખરી. પણ તેમ કદી થયું નથી, કેમજે તે પોંહોંચેલબુત્તી બધાને છુટ્ટે હાથે વરતાવીને રાજી રાખે છે, ને વળી પોતે બધા લુચ્ચા લોફરોપર મજબુત દાદાગીરી કરી જાણે છે.

તે પીઠાંવાલી ગલીજ એ ગલીચ વર્ગના અધમ લોકોના ગીચ વસવાટની છે. કોઇને ઝીલી લેવો હોય ત્યારે પોલીસ વટીક એક બેની સંખ્યામાં તે તરફ જવાની હીંમત કરતી નથી, કેમજે પોલીસપર તુટી પડીને તેમને કોહરી ઝીલાવાની એ મીયાં માણુસોની એ તરફની ભલાઈ મહશુર છે. વળી એ મીયાં માણુસોમાં બી કાંઇ બધા એકજ જાતના આસાંમીઓ નથી ત્યા એકઠા થતા, કે જે એ ઇદ્દુ ભંડારીના પીઠાના ઘરાક અને મુરબ્બીઓ છે. દરેક ગ્નાત ને દરેક જાતનાં ઘરાકો ધરાવાનું એ ભંડારીને માન છે, અને તેમાં કોળી, દુબળા, હિંદુ, ખોજા,

મુસલમાન ને પારસીઓ વટીક શામીલ છે. એ મુરબ્બીઓમાં બીજા મજુરો, ચોરો, ઘરફાડુઓ વિગેરે નેકનામો ઘણા છે, ને છઠ્ઠુબા પોતે તેઓનો ખાસ મુરબ્બી છે. ચોરીનો માલ રાખી લેનાર, ગીરવી મુકાવનાર, ચાંદી સુન્નુ ભઠ્ઠાથી ગલાવી નખાવનાર તેના જેવો એકકો આખા મુંબાઇમાં બીજો એકકે નથી, ને તે છતાં બાહેરથી તો તે એક ઇજ્જતદાર ને પ્રમાણીક ધંધાદારી ભંડારીનોજ દેખાવ કરી જાંણે છે. કે જે જાંણે ગરીબ વર્ગને ફુલ્યું એ ફુલ્યાં રોજ દારૂ વેચીને પોતાનો ગુજારો ચલાવતો હોએ !

આજે રાત્રે જ્યારે કે ખાસકરીને અમો વાંચનારાં સાહેબોને આ બુગીનાં ખોર્વાં સાથે મેલવ્યે ને ઓલખાંણ કરાવ્યે છીએ ત્યારે મોડીરાત થવા છતાં પીઠાનું બારણું વાંકુ કરી, બતીઓ ધીમી કરી નાખી, હજી તે ઓરડુમાંનાં એક સ્ટેંડપર બીડી ઓરતો બેઠેલો હતો. તેની બાજુમાં એક મુસલમાન પોરયો, વરસ ચોવીસેકનો, પણ બીડી ખેંચતો ઉભો હતો. "કાઇ દાહરે નહી ને આજે એને મોરૂં કેમ થયું ?" છઠ્ઠુ તેને કહતો ને પુછતો હતો. "તુંને કેટલે વાગે અહીં આવવાનું તે રાજાએ બરોબર કહયુંતું કેની, અમદુ ?"

"બીલકુલ બગાબર. રાત્રે દસ વાગા સુધીમાં પોતે અત્રે આવી લાગવાનું કહીને મને દસની આગમચ અહીં હાજર થવા તેણે વરદી આપોતી, છઠોબા," અમદુએ જવાબ કરયો.

"ત્યારે તો આવતોજ હોશે," છઠ્ઠુએ ચુકાદો આપ્યો. "એ વાયદો ચુકે તેવો સુમારો નથી તો. હજી તો દસ હમણાંજ વાગ્યા. એનો ધંધોજ એવા કીસમનો છે કે—"

અત્રે પીઠાંના બાહેરના નાધલા દાદરપર ભારી બુટનાં પગલાં વાગ્યાં, ને છઠ્ઠુ કાંઇ બી આગલ કહે કે બોલે તે પહેલાં તો રાજો અંદર આવ્યો.

એ રાજા બાહદુરને અને અમદુ નામદારને અમારાં વાંચનારાઓ ભુલી નહીં ગયાં હોય ? એ બંને કાચીના સાહુકારોની અમો આ અમારી વારતાનાં પહેલ્લાંજ પ્રકરણમાં પુરતી ઓલખ આપી ચુકયા છીએ. કદાવર, કાલો, મજબુત બાંધાનો ને જોરાવર હતો. તે ઘણી મોટી મોટી નામદારીઓ આ આગમચ કરી ચુકયો હતો, પણ તે

સઘળી એટલી સીફતથી કે તેના જમના હાથનું કરેલું ડાબા હાથને તેણે ખબર પડવા દીધું ન હતું, તો પોલીસના શા ભાર? તે પાંચ સાત વખત એમ તો જેલખાનાંની હવા ખાઇ આવ્યો હતો ખરો, પણ તે ઘણું તો ઘર ફાડવા કે ચોરી કરવાના વાંક સારૂ; ને તે બી જ્યારે તેના તારા સીતારા થોડીક આસાએસ કરવા સુઇ ગયલા હોય ત્યારેજ. બાકી ઘણું કરીને તો તેનો પાસો સવલોજ પડતો, ને તે આ અમદુ ને છઠ્ઠુ ભંડારીની મદદથી આયંદા પકડાયા વગર ફાવીજ જતો!

હાલ બી તેમજ હતું. હાલ બી પેડર રોડ પર એક ઘરખમ ઘર ફાડવાની તેની યોજના હતી, કે જે શુભ કારજમાં શરીક થવા, આપણે યાદ કરશું કે, એ ભલો માણ ચાહીને પોતાના જેલનાં સાથી જાંહગીર નરીમાનને ઑફર કરતો ગયો હતો. જાંહગીર ગરીબ બીચારો—તેના કરપીણુ ભાઇની દગાબાજીનો ભોગ—એક ભયંકાર ખુનની સજામાં આવી મોટી જેલ ભોગવી આવ્યો હતો, એટલે તે તેને પોતાનીજ પંકતીનો માની લેવાની થાપ ખાઇ ગયો. અને જાંહગીર તેને મજબુતીથી નો કોઠાં કરયાં ત્યારેજ તેને પોતાના ધીકતા ધંધામો ભાગીદાર બનાવવાનો નેક એરાદો એ માણતેમીયાંએ પડતો મેલ્યો હતો.

તે, ખુશ મિજાજી, પોતાના સાથીઓને સલાંમ કરતાં હસ્યો, અને પછી છઠ્ઠુની નજદીકમાં એક ખાલી સ્ટેંડ ખેંચી વાત કરતો બેઠો. અમદુ ઉભોજ રહયો.

"મેં આજેજ રાતને વાસ્તે નકકી કીધું છે," તેણે તે બેઠક લેતાં અવાજ ધીમો કરી નાંખી કહયું.

"આજેજ?" અમદુ ને છઠ્ઠુએ એક અવાજી પુછ્યું.

"હા. એમ તો પછી નાહક વાત દીલમાં પડયાજ કરેછ ને મામલો છટકી જશે," રાજાએ ફીકર બતાવી. "અલબત. હલ્લો મોટો છે તેમ જોખમ બી ઘણો મોટો છે. ને આપુને ઘણી સંભાળ-થીજ કામ કરવાનું છે."

"જોખમ શું જે?"

"જોખમ એ શેઠીયાના એક દીકરાને લગતો છે," રાજાએ સમજ આપી. "એમ તો અંદરને વાસ્તે મેં બધું પાકેલાં અંદર

જેવું પકકું કરી મેલેલું છે. તીજોરી કીયા ઓરડામાં કઇ તરફ છે, ને ત્યાં કીયે રસ્તે ને કીયે બારણે જવાનું તે વટીક મેં એવું પકકું કરેલું છે કે કીલ્યાણુ અંધારામાં આંખે પાટાં બાંધીને તમો મને લઇ જાઓ તોબી હું આબાદ ત્યાંજ તમોને લઇ જઇ શકું, પણ—"

"હા, પણ?"

"પણ એનો એક પીરમહમદ નામનો પોરયો બડો રખડેલ છે, ને તે કમજાત સમેસમા વખતે ઘેર આવીને ઘોંટાઈ મરતો નથી," રાજાએ ચીંતા જાહેર કરી. "કોઇ વખત દસ અગ્યાર વાગતાંમાંજ આવી જાએછ, ને કોઈ વખત બારતો કોઇ વખત બે ને ચાર બી વાગી જાએછ!! એના ઘેર પાછો ફરવાના વખતનો કંઇ મેરજ નથી. હવે આપણે રોકાયલા હોઇએ તેવામાં જો એ આવી લાગે તો લેહણુના દેવા થઇ જાએની? ન તો કાંઇ હાથમાં આવે ને બેફાયદા હાથમાં સોનાની જંજીર પડે! તમારાં ધ્યાનમાં આયું કેની?"

પણ અવેજ મોટો છે એ તો ખરૂં કેની?

"બીલકુલ ખરૂં, કમમાંકમ ચાલીસ લાખનો આસામી છે, ને રાંડયાંઓનું ઝવેરાતજ કાંઇ પાંચથી સાત લાખનું કેહવાયછ! ડોસો ખોજા જાતનો છે, ને સરકારી ખેતાબનો બીલ્લો ધરાવેછ. એના નોકર કાસમેજ બધી બાતમી લાવી આપી!"

"પણ તું તો કેહજે એ કાસમને તો એને ઘરથી પાણીચું મલેલું છે?" અમદુએ યાદ કરાવી.

"હા, પણ એ લોકના ઘરમાં અમીના કરીને એક આયાની પોત્તી છે તેના જોડે એ કાસમને ઘણું સારૂં છે, જેથી અવારનવાર છુપો હજુ બી એ ત્યાં જતો આવતો છે, ને આજે બી જઇને તેણેજ મને એ બધી બાતમી લાવી આપી," રાજાએ ખુલાસો કરયો. "બધું બરાબર છે—સિવાય કે આએ દુકતો મોડો અને અચોક્કસ વખતે ઘેર પાછો ફરી મરેછ તે. તેજ એક રસ્તામાં બડી મુસ્કીલ છે!"

"મુશકીલ તો ખરીજ," અમદુ એકમત થયો.

"મગર તેથી કાંઇ દગમગયા કરતા પાલવે નહીં," રાજાએ ઠરાવથી ચુકાદો કહી સંભળાવ્યો. "કમમાંકમ એક મહીનો થયો હું એ સોદાને સારૂ વામાંટામાં કરયા કરતો ટીંગાઇ રહેલો છું!"

"પણ તેને તે આવે એવો માથાં પર એકાદ મજબુત હાથે આપીજ દીધો હોય તો?" ઈઠ્ઠુએ સુચવ્યું.

"તેમાં તે શું મોટી વાત?" રાજાએ નફકરો જવાબ દીધો. "એમ તો માહરા હાથમાંના લોખંડી સળ્યાનો એક ફટકો, ને તે માહરા મુવા બાપને મલવા ચાલતોજ થાય; પણ કમજાત હાથમાં આવે ત્યારેની? મેં કેટલીક રાત તક જાશુક થોભીને માંજણું તપાસ્યું. ભાડેની કે પોતાની ગાડીમા આવેછ, ને આવેછ તેવો ગરપ દઇને ઘરમાં ઘુસી જાએછ. ગાડી પાછી ચાલી જાય તેટલાં જરા થોબતો હોય તો આપદાજ શાંની? તમારાં ધ્યાનમાં આયું કેની?"

"ત્યારે રસ્તો શું?"

"મને ખ્યાલ થવાથી મેં બીજા એક રસ્તાની બી તરકીબ કીધીતી," રાજાએ સમજાવ્યું. "એક મારી સાથે જેલમાં પારસો ઉતો. મજાહનો ઉતો. દરેસ બી એવો કરેછ કે જેલનું પાણી પાં આવેલો હોવાનો કોઇને કદી સ્વપ્નો બી નહીં થાય. મેં તેને સીસામાં ઉતારવાનું કીધું. મેં અચ્છો લાભ બી બતાવ્યો. મેં જોયું કે તે જો દોસ્તી પારે ને કલબમાંકે કેથે રોકી રાખે તો આપરે તેટલાં કામ થામ પારી સરંજામ કરી લઇએ, પણ તે હેમક ઘધેરાએ માન્યું નહી. હવે તેથી જે બને તે ખરી. આજ રાત પરજ મેં ઠરાવ નકકી રાખ્યો."

"ફત્તેહ કરો! વીઠોબાની મદદ!" ઇઠ્ઠુએ દુઆ આપી. "તું દાગીના મને લાવી આપ ને હું તુંને વાજબી વાજબી કીંમત તરત ચુકવી આપશ, ને દાગીના તો તે ને તે રાત્રે એવા થામ પારી આપું, માહરા દોસ્ત, કે પોલીસનો દાદો બી વેહેમ ખાઇ શકે નહીં!"

"તે વાતમાં તું અક્કો ખરો," રાજાએ પોતાનો આગલો અનુભવ યાદ કરી કહયું. "એમાં તુંને કોઇ નહીં પુગે. એમ છે ત્યારેજ તો હું તુંને વલગી રેહયોછની! પણુ આએ તો દરદાગીનો એટલે તરત ઝીલઇ જઈએ હં—જો હુશ્યારી નહીં રાખી તો! હીરા મોતી વધારે કરીને, એટલે તે કંઇ ગળાવાનું નથી."

"તું બેફીકર રેહે. ગામમાં કોઇ નહીં આપે એવો ભાવ તે જોતાંની સાથે નક્કી કરીને હું તુંને આપશ," ઇઠ્ઠુએ ધીરજ આપી,

"અને સહવારે જુસ્તેજોમાં બાહેર પડશે તે આગમચ તો દુર દેસાવર વગે લાગી જવા અરધે રસ્તે ઉતરી બી ગયલાં સમજ."

"પણ બધાં તે આગમચ બેઠકમાંથી છુટાં કરવાં પડશે." અમદુએ સુચના આપી.

"રૅજેરેજ. માલાઓ તોડીને મોતી બધું છુટ્ટું કરી નાખશું, ને હીરાઓ ઉખેડી નાખીને કાટલાં ગાળી નાખશું," ઇઠ્ઠુએ ખુલાસો કરયો; "પણ રોકડ બી બડી ધરખમ હોશે?"

"તે કંઇ બધું ઘેરમાં નહી હોશે," રાજાએ ઉડાવ્યું; "છતાં જે હોશે તે કંઇ સાફ થયા વગર રેહવાનું છે? અમો બેથી બનશે એટલું કરશું. તું તો આએ વખત બી સાથે નથીજ આવતોની?"

"ખચ્ચીતજ નહીં, રાજા," ઇઠ્ઠુએ કહયું. "તેમાંજ સલામતી છે. મ્હારો ભાગીદાર હોવાનો આજવેર કોઇ ભોંસ્યાને એક સ્વપ્નો વટીક કદી થયો નથી તે એટલાથીજ કે હું કોઇ બી વખત મ્હારી સાથે કેથે બી જણાયો કે પકડાયો નથી; ને એમાંજ આપુને બેઉને લાભ છે."

"બેહેતર છે ત્યારે, હું બજીદ થતો નથી," રાજાએ નાખતી કરી. "ચાલ, અમદુ, હજી તો ઘેર જઇને બધાં હથ્યાર લેવાં જોઇશે."

"તીજોરીની ડુપલીકેટ ચાવી તો હું લેતોજ આયોછ," અમદુએ કહયું—ને તે બતાવી. ઇઠ્ઠુએ પણ તે તપાસી ને તે ઘણો છક થયો.

"આએ ખરીજ ચાવી છે?" તેણે અજબ થતાં પુછ્યું.

"બીલકુલ ઠીટ. અસલ મેં મીનપર છાપ ઉતરાવી મંગાવ્યો જે પરથી એ કરાવી લીધી," રાજાએ હસીને કહયું. "એ બધી મુસ્કેલ કાંઇ નથી. એક વખત ઘરમાં ઘુસ્યા તો બાકીની તો બધી બચ્ચાંની રમત છે. પેસો પોરયો ઘેરમાં આવી જાય ને ઘોંટાઇ જાય એટલીજ વચમાં મુસ્કેલ છે."

"પણ કંપાઉંડમાં કોઇ ચોકીદાર હોશેની?"

"હું નથી ધારતો, ને એકાદ હોય તો તેનો કાંઇ ભાર નથી," રાજાએ કહયું. "તેને તો મેલવી લેવાનો એટલે તે દાંયમાંય થઇ જશે, અને નહીં મેલવી લઇ શકાય તોબી તે એક એકલ્લાને ચુપ કરતાં કંઇ વાર લાગતી નથી."

એ પછી ઇઠ્ઠુએ ઘણી અલમનસાઇભરી રવેસે રાજાની થોડીક મેહમાનદારી કરી. તેણે બેવડો રજુ કરયો, ને આંગમાં ગરમી ને હુસ્યારી લાવવા રાજાએ તેમજ અમદુએ નવટાંક નવટાંક નાખી લીધો; જે પછી મોઢું મચમચાવતા ને મુછો સફા કરતાં ઇઠ્ઠુની રજા લઇ તેઓ તે પીઠાંમાંથી બાહેર પડયા. તેઓએ હજી તો રાજાને ઘરથી હથ્યારો લેવાંનાં હતાં.

તે બે ઘર રાખતો હતો—એ રાજો એક પોતાની બૈરી સાથે રેહવાનું પોલીસને બતાવાનું ને બીજું છુપું અને પોતાનાં હથ્યારો–છરી કુહાડો, હથોડો, કુંચીના ઝુરા વિગેરે વિગેરે તે પોતાનાં એ છુપાં ઘરમાંજ રાખતો હતો, કે જયાંથી તે સઘલું સ્વાધીન લઇને સરદાર કરીમખાન સી. આઇ. ઇ. ના પેડર રોડ પરના બંગલા પર ધાડ પાડવા તે બે બદમાશો મજકુર રાત્રીએ નીડર ચાલતા થયા.

એ તો તેમનો ધંધોજ હતો, ને તેથી તેમને જરા એ વસમુ લાગતું ન હતું. તેઓએ અત્યાર આગમચ અનેક એવી મોટી મોટી ચોરીઓ કરી હતી, ને મોટા મોટા દહલા મારયા હતા; પણ ચોરની માનું મોંહ કોથીમાં. તેઓએ એમ છતાં દલીદ્ર ને કંગાલ રેહતા, ને પોતાનો ઉદય કરપીણ રાજાએ વટીક કદી જોયો કે જાણ્યો ન હતો. એવાઓને સ્વચ્છ સુખની પાક ખુદાને બારની મનાઇ હોય છે, ને એ હરાંમ દઉલતની કમાઇ હરાંમ રસ્તે જોતાં જોતાંમાં પાછી ઉડી જાય છે !

"મને તેં એ ડાસાંના આએ પોરયા પીરમહમદને વાસ્તે ઘણો બીહીધરાવ્યો છે," અમદુ રસ્તે જતાં કેહતો હતો. તેઓ પોલીસની નજર છટકાવવા લાંબો ચકરાવો લઇને મામા અરજાનીને રસ્તે પેડર રોડમાં દાખલ થયા હતા.

"બાયલો છે ? ચીતળ ચુડા પેહરયાછ ?" રાજાએ તે સાંભળીને બબાહયું. "આએ જોરાવર હથોડાનો ઓસ્તવાર હાથે મારેલો એકજ ફટકો જો આપણે તેના હાથ પર ફસી જઇએ તો તેની જબાં સદાની સીવી લેવા શું બસ નથી થવાનો ? તું શું જાણતો નથી કે એવા ફટકા આએ આગમચ આપણે કચ કંઇ મારી ચુકયાછ ?"

અમદુએ જવાબ દીધો નહીં તે ચોરીમાં શરીક થવા ખુશી

હતો, ખુનમાં નહીં મગર તે મકસદનું બોલીને રાજાને ખીજવવા તે અત્યારે ખુશ ન હતો માટે ખામોશ રહયો, અને તેઓ બરકત ચાહતા, ધંધાની મતલબથી, સરદાર કરીમખાનના બંગલાની બાજુમાં આવી લાગ્યા.

## પ્રકરણ ૨૨ મું.



લખપતી ખરશેદજી લશ્કરી (જેમી નરીમાન) જ્યારે ખસરૂની ગાડીમાંથી ઉતરી પોતે જે તરફ જવા ધારયું હતુ ત્યાં જઇને પોતાનાં હૉટેલમાં એક બીજી ગાડીમાં પાછો ફરયો ત્યારે તે પુરતો ખુશાલ હતો. પેલો ભયભીત દસ્તાવેજ તેની પાકીટબુકમાંથી સરી પડેલો હોવાનો તો તેને અત્યાર તક કશો ભય થયોજ ન હતો, કે જે એ રીતે ગાડીમાં પડી ગયલો હીરાજી કોચમેનના દીકરો ખસરૂને હાથ ચઢયો હતો, ને જે બાએ પોતાના તે દુરઅંદેશ બાપ સાથે એક આગળાં પ્રકરણમાં તેને મત કરતો આપણે જોઇ આવ્યાં છીએ.

તે હાટેલ પર ખુશાલ પાછો ફરયો. "લન્ચ" ને હજી પા કલાકનો વાર હતો. તે જેનરલ ટેબલ પર ન જતાં "લન્ચ" પોતાના ઓરડામાં એકલોજ લેનાર હતો.

તેનો વેટર ઓરડામાં આવ્યો, ને કશા બી ઘોંઘાટ વગર ટેબલ માંડવા લાગ્યો. તે કામ ઘણો અદબવંતો ગોઆનીઝ લાગતો હતો, અને ખરશેદજી લશ્કરીને ગમી ગયો તે પોતે પેહલી નજરની પસંદગી કે અપ્રિયપણામાં માનવાવાલો આસામી હતો. લોકને જોતાં સાથે તેમના પર ભાવ કે અભાવ મેલવી શકે એવી ખાસ પ્રકૃતીનાં જે થોડાંક નમુનેદાર નુકતેચીન આદમીઓ થઇ શકે છે તે માંહેલો આ લખપતી લશ્કરી એક હતો. તેને આએ ગોવાનીસ વેટર મારટીન ખાસકરીને ગમી ગયો હતો. તે ઇંગ્રેજી ઘણું અચ્છું બોલતો હતો તેથી બી તે લખેશરીને કદાપી જ્યાદા ગમ્યો હોએ?

લન્ચ પછી તે એકલો પડયો. તેને એકાંત સહવાસજ જયાદા ગમવા લાગ્યો હતો. તે એકલો પડેલો બાબજા પોતાની દુરાંણી જીંદગીની આગલી પાછલી યાદ કરતો બેસતો હતો તેમજ હાલમાં બી તેનું મગ્જ એ "રીવ્યુ"માં દોડતું પાછું થયું હતું. પોતાનાં ભાઇબેહેનને પાયમાલ કરી ન્હાંઠેલો તે જોહાન્સબર્ગ ગયો ત્યાં બી દગા ફટકાથીજ તે અંતે આબાદ ને લખપતી થયો હતો. તેણે તે તરફ એક જરમન નામે મૅકસ ફેલીગ્રાથની ત્યાં જવા પછી જલદીજ પીછાંણ કરી હતી. ઘણો મજાહનો માણસ હતો—એ મૅકસ. પ્રમાણીક નિષ્ટાનો ને જોરાવર બાંધાનો. તે જરમનીથી મુંબાઇ અને મુંબાઇથી જોઆનસબર્ગ આવ્યો હતો. ગરીબ આદમી હતો, ને તે તરફ ધંધા સારૂ ગયલો પાછળથી ઘણું અચ્છું ખાટતો હતો. તેણે નેવામાં જેમી જોડે પીછાણ કરી, ને અરસ પરસ એકમેકને ગમી જવા પછી તેણે તેને પોતાનો ભાગીદાર કરયો, કે જયાં તે પોતાનાં નવાં ધારણ કીધેલાં ખોટાં નામ ખુરશેદજી લશ્કરી તરીકેજ જણાયલો ને ઓલખાયલો હતો.

પછી તેની (જેમીની) બુધ્ધી પાછી દગલબાજ થઇ. કીંમતી હીરાનાં પડીકાં સંબંધી એ એક તેનો અતી ઘણો નજીસ દગો હતો, કે જેથી તે દલ્લો મારી શકયો, એટલુંજ નહીં પણ જયારે દગલબાજી પકડાઇ ત્યારે ઘણી બાહાદુરી ને ચીલઝડપ સીફતથી બધા અપરાધનો ટોપલો તે આસાની સાથે નિર્દોશ મૅકસને ગલે ઓલાવીને પોતે તમામ અલ્લગ થઇ શકયો. એ બધાથી થતું નથી. એવા નેહેરત છતાં તેજસ્વી બુધ્ધીમાન બધાનેજ થતાં આવડતું નથી. ખરસેદજી લશ્કરી એક તે અસાધારણ રકમનો ગણત્રીબાજ લુચ્ચો હતો, ને તેથી તે ફાવ્યો. તે હીરાનાં પડીકાં નિર્દોશ મૅકસને ત્યાંની જડતીમાં તેનેજ ત્યાંથી પકડાયાં, ને તે બાપડા માર્યો ગયો. તેણે પોતાની નિર્દોશતા પ્રદરશીત કરવા ઘણું એ કરયું, પણ લુચ્ચા લસ્કરીએ તેને સપડાવાની જાલ એવી તો કામેલ્યતથી વણી હતી કે સઘળી જુબાનીઓ તેની વિરૂધ્ધમાંજ પડી, અને અંતે તેને લાંબી મુદદતની જેલની સજા થઇ, જયાં તે નિર્દોશ જરમન, તુટેલાં દીલે, કેદમાં પડયા પછી થોડું એકમાંજ મરીને બિચારો માર્ગે લાગી ગયો.

તે પછી બે વરસે—જયારે કે ખરસેદજી લસકરી લગભગ આબાદ અને લખપતી થઇ ચુકયો હતો ત્યારે—તેને મુંબઇથી "કૅથેરાઇન"

ની સહીમા પેલો કાગળ આવ્યો, તે લખનારી એ મરનાર મેંકસની અદરાયલી મોહરદાર તરીકે પોતાને ઓળખાવતી હતી. તેણીએ લખ્યું હતું કે મૅકસે બંદીખાનેથી ખરા ખુલાસાનો એક કકલાતભરયો કાગળ તેણીને લખી એ લુચ્ચાની દગાબાજી આયના પેરે ખોલ્લી કરી આપી હતી, જેથી પોતાના ભવિશના ભરથારનાં ખુનનું તે વેર લેવા ચાહતી હતી. તેણીએ રેપુ છોડેલા હોવાથી તે ખબર મેલવી ચુકી હતી કે ખુરશેદજી લશકરી લખોપતી થયલો હાલમાં હવે મુંબાઇ પાછો ફરવાની તૈયારી કરતો હતો. ને તેની તે પોતે તેની આગમચ ખરચ ખાતી જરમનીથી મુંબાઇ આવી હતી. તે એક વફાદાર વ્હાલી હતી. મૅકસને તે ખરાં જીગરથી ચાહતી હતી, ને અદરાયા પછી પુરતું પેદા કરીને પાછો જરમની આવી પરણવાની ઉમીદથી તે મુંબઇ ને જોઆન્સબર્ગ ગયલો વ્હાલો જેલમાંજ ખતમ થઇ ગયો તેનું તેણીને ઝેર ઘણું જખુન લાગ્યું હતું. તેણીએ, તેથી, પોતે મરવાં પેહલાં પોતાના વ્હાલા ધણીની ખરાબી સોહોધનાર તે દગલબાજ ભાગીદારને જાનથી મારવાના કસમ લીધા હતા, ને તે મકસદનો પોતે મુંબાઇ આવ્યા પછી તરત લુચ્ચા જેમીમ તેણીએ પેલો યાદગાર કાગળ લખી વાળ્યો હતો.

તે કાગળ છેક બે વરસે આવ્યો હતો, કેમજે મરનારને કાગળ લખવાની ને મોકળવાની જેલમાંથી તકજ નહીં મલી હતી. એ તો નજદીક દોઢ વરસ પછી એક જેલનો સાથી જેની મુદત ખતમ થવાથી છુટી પામનાર હતો તેની આહયતાથી તેણે એ પોતાની મોહરદાર જોગો ખુલાસો લખ્યો, ને જેલમાંથી તે છુપાવીને બાહેર પડયા પછી તે સાથીએ તે કથેરાઇનને પુગાડયો, ને તેથીજ એ દગાબાજી પછી વાતમાં બે વરસ એ મુજબ વહી ગયાં હતાં.

તે કાગળ વાંચીને પેહલી હરેલમાં ખરશેદજી ઘણો તરખાયો, પણ પછી ધંધાની ધમાલ ને પૈસો જમા કરવાના લોભમાં તે ધમકીની વાત સમુલગી તેનાં ધ્યાંનમાંથી નિકળી ગઇ. તેણે તે કાગળ સાચવી રાખ્યો હતો. જો તે જાણે કે તે અબળા મુંબઇમા આવેલી કયાં હતી તો તે એવી એક ધમકી લખવા માટે તેણીના કદાપી બુરા હાલ કરાવી પણ શકે, પણ તેણીની ભાલ મેલવવી મુશ્કેલ હતી. તે એ કાગળ પોતાની પાકેટબુકમાં સાચવી રાખેલો લઇને તે કાગળ મલવા પછી તો છેક ઘણું એ મુંબાઇ પાછો ફરી શકયો.

તેણે મુંબઇ આવીને હવે એ બાલ મેલવવી હતી, અને જેના પાસે જરતું જોર તેને કોઇ વાતની મુસ્કીલ થતી નથી. એક તો તેનો બાઇ જે જેલમાંથી અત્યારે છુટી પામેલો હોવો જોઇએ તેને મલીને તેણે મેલવી લેવાનો હતો, ને બીજી આ કેથેરાઇનને કેથેરાઇનના કરતાં બી પોતાના ભાઇના સંબંધમાં એ નાલાયક આસામીને પુશકલ રંજ થઈ, કેમજે તે માયજણ્યાની પડતી ને પછીની તમામ પાયામાલીનો એકલો જવાબદાર તે મનથી જાણુતો ને કબુલ કરતો હતો કે તે પોતે હતો. એ જવાબદારી તે પોતાનાં ગમે એવાં અશુધ્ધ અંતકરણને ના પાડી શકયો નહીં. તે જાંગીરને, એટલા માટે, પોતાની મોટી દોલતમાંથી એક મોટો હીસ્સો ઘણી—એક મારીનાં પગપાણી સાથે એનાયત કરવાનો ને તેને સુખી કરવાનોજ રૂડો ઠરાવ કરી ચુકયો હતો.

તેને પોતાનામાં વિસ્વાસ ન હતો. પોતે કરેલી કરણીનાં પરીણામમાં તે "શોક" ના સબબથી તેનું હૃદય બીગડી ગયું હતું, ને ડાકટરો તેને "હાર્ટ ડીઝીઝ"ની ખુલ્લી ધમકીઓ આપી ચુકયા હતા. તે ઘણાએક માલ ચઢે કે જાસ્તી કાંઇ જેહમત કરે અથવા ગુસ્સાથી ઉસ્કેરાઇને કોઇ સાથે બી બોલે તો ઝટ હાંફો આવતો ને બીમાર થતો, ને એવે કોઇ તબકકે અચબુચ ઉંઘમાં ઉંઘી રેહવાની તેને ઘણી ફકર થતી હતી. તેણે પોતાના પઇસાને બળે નામાંકીત ડાકટરોની દવાઓ લીધી હતી, પણ એ તે થોડાંક જાલીમ દરદો માંહેલું એક છે કે જે લાગુ પડવા પછી પોતાના શીકારનો પીછો મુકતુંજ નથી, ને જેનો નામાંકીત વઇદક વિદ્યામાં ખાસ કોઇ ઉપાયજ હોતો નથી.



## પ્રકરણ ૨૩ મું.

—:o:—




લ ઝવેરીને ત્યાંનું ન્હાનું ડીનર બડી ધામધુમથી પાર ઉતરયું. મંડળી કાંઇ મોટી ન હતી. ફકત જાલ, પીરમહમદ ને જાંહગીર નરીમાન એ ત્રણુજ એકઠા મલ્યા હતા. પીરમહમદને જાંહગીર જોડે મેલવવાનીજ આ બધી ધધુખર હતી ને વાત ખાનગી રાખવાની એટલે ઘુચ્છા જાસે બીજા કોઇને નોતરયાજ નહી હતા.

બીજાઓની તો દરકાર નહીં પણ ખુદ પોતાની મોહરદાર શીરીનને વટીક તેણે સહીમીતાંને ત્યાં જમવા ધકેલી આપી હતી. તે એક તાબેદાર ઘર ધણયાંણીની અદાથી એ ડીનરને લગતી દરેક બંદોબસ્તી પાકકી કરી રહાંજથી જતી રહી હતી. તે જાલમાં અખંડ વિશ્વાસ ધરાવતી હતી, ને તેને ઘણો અહરસ્થ માણુસ જાણુતી હોવાથી તેનાં કામકાજમાં કદી કશુંજ માથું મારતી નહીં, ને આ ડીનર-તેણીએ તેને રમાડી લીધી હતી તેમ—કાંઇ કામકાજની ગોઠવણને લગતું જાણી તે સંતોશ માનેલી ઘરધણ્યાંણી ઘણી ખુશીની સાથે પોતે સહીમીતાં જોડે જમવા જતી રહી હતી.

જાંહગીર નરીએ ઘણી ગણત્રીથી કામ લીધું. તે મલ્યો ને મલ્યો પીરમહમદને ગમતો થયો. ગમતો થાએ તેજ રીતે જાંહગીર નરી વરત્યો. તેની દયાનત જાલ ઝવેરીને આ તેના ખુની પ્રપંચ માટે મજબુત સંકજામાં લઇને જાલીમ ફટકો મારવાની હતી, અને જાલને પોતાને તો પુરતાં ઘીન્કેલાં થઇ પડયાં જે આ બધું તે ચાહે તેવીજ કીસમે પાર ઉતરતું હતું. જાલ તો પ્રમાણીકપણે એમજ માનતો હતો કે ૨૫ હજારનો મોટો તડાકો પોતે મારવા જાંહગીર એ પીરમહમદનું જરૂર કાટલું કાઢી નાખશે. એ બુરાને હવે એમ ખાત્રી આવતી હતી. જાંહગીરે પોતેજ તેને એ ખાત્રી આપી હતી. "માહરા પર ફાકાફાકી ચાલેછ, ને કોઇ બી રસ્તે વધતો ઓછો જોખમ કરતાં બી એવી એક ધરખમ રકમ હાથ આવી જાય તો હું પાછો સુખી થઈ શકું," તેણે ઘણી નિર્દોશતાના દેખાવથી જાલને કહયું હતું.

તેની મકસદ પીરમહમદ સાથ મુંબઇની બાહેર અવલ તો જતોજ રેહવાની હતી. તેની મેહરાં ને કુમી—તે ધર્માવતાર પત્ની ને પાકજાદ પુત્રી—તેને ઘણાંજ હૈયે ચઢતાં હતાં, ને તેમની જુદાઇ વિરહ વેદના તે ખમી શકે તેથી જયાદા હતી. વળી તેને ઘણી તંગી સેહવવી પડતી હતી, ને તે બધાંનો સામટો વિચાર કરી હાલ તો તે મુંબઇથી જતોજ રેહવાનો હતો. તેની મતલબ કોઇ તરકીબથી અત્રેથી જવા પછીથી કમીના મંચી અને જાલ પાસે એ ખોજા જવાંનનો ખુંનનો એક ખુલ્લો એકરાર લખાવી મંગાવવાનો હતો, કે જેથી પાછલથી તે તેમને નખપર નચાવી શકે, ને તે મુજીઓને લાયક ફેજે પુગાડી શકે એ તેનો અરમાન હતો.

"તમો બેઉ સાહેબો એકમેકને ગમ્યા એટલે હું ખુશી—માહરો ખોદા ખુશી," છેવટે જ્યારે તે મંડળી વિસરજન થવાની તૈયારી થતી હતી ત્યારે જાલે હસીને કહયું "મેં માહરી ફરજ અદા કરી—હવે તમો લોહાર લોઢું ફોડયા કરજો. અલબત, પીર, મી૦ જાંહગીરશાના મેં તને કહયું તેમ ઘણા ઇજ્જતદાર પણ ગરીબ આસામી છે, ને તેવણને એવી મોટી મુસાફરીની તૈયારી કરવા બને તેથી તારે આંગપર ખરચ જોગું, મેં કહયું છ તેમ, આપવુંજ જોઇશે."

"ઓ યસ, તે કોણ કાફર ના કેહેછ?" પીરમહમદે સીગારનો ધુવો ખેચતાં ઘણી દીલદારીથી કહયું. "એવણની સાથે મે પુરતી વાત કીધીછ, ને હવે એવણ હા કેહે તો હું આજે રાત્રેજ એવણને તેટલો અવેજ સ્વાધીન કરી દેવા ચાહુંછ."

"માહરે કબુલ છે, શેઠ," જાહગીરે જોઇતી નમનતાઇથી જવાબ કરયો. "હું કોઇ એવીજ તક સોહોધતો હતો. પ્લેઝરની પ્લેઝર ને નોકરીની નોકરી—"

"હું તે જાણતો હતો તેથીજ તો મેં શેઠને તમારી ભલામણ કરી," જાલ ઝવેરી વચ્ચે કુદી પડયો.

અને એ રીતે તે પારટી ખતમ થઇ, જ્યારે પીરમહમદ અને જાંહગીર લુચ્ચા જાલ સાથ શેકહેન્ડ કરી બાહેર પડયા.

"માહરો બંગલો પેડર રોડ પર છે; પાસેજ છે," પીરમહમદે કહયું—અને હસીને વધારયું, "મેં એવી રખડેલ જીંદગી ગુજારેલી છે જે ૧૧ વાગતામાં ઘેર જવાનું માહરે મન તો ઘણું સફારૂં લેખાએ મને તો અત્યારથી ઉંઘ બી નહી આવશે! ચાલશો? આવો માહરી સાથે માહરે ઘેર, ને હું હમણાંજ તમને એક પગાર ને ખરચના રૂ. ૩૦૦ આંગપર આપી દઉં. સારાં નસીબે એટલો અવેજ હાલમાં માહરે ઘર માહરી પાસ મોજુદ છે તમને કંઈ અડચણ તો નથી?"

"લેશ માત્ર નહી," જાંહગીરે સખારો આપ્યો. તે બી કામ રાતોરાત પાકકું થઇ જાય તે બેહેતર જાણતો હતો.

"વેરી વેલ ધન. હવે મને કેહો, મી૦ જાંહગીરશાહ, તમે જલ્દીમાં જલ્દી માહરી સાથ અત્રેથી ઉઠાંગો કરીને કયારે આવી શકો?" પીરમહમદે રસ્તે ચાલતાં પુછયું. હું પોતે તો તદન તૈયાર છું. હું તો તમારાં એકસેંદ મુંબઇથી ઘણો વીઅરીડ છેઉં ને જેમ જલ્દી

અત્રેથી ન્હાસવા માંગુંછ. મેં તો માહરા પોતાના ગાડી ઘોડા બી વેચી નાખ્યાછ, ને અસબાબ બી પૅક કરી લીધોછ. ખોટી ફક્ત તમારીજ છે. તમો જહદીમાં જહદી કયારે નિકલી શકશો? હું, અલબત, કાંઈ અયોગ્ય ઉતાવલનું દબાંણુ કરવા કે તમને અગવડમાં મુકવા ચાહતો નથી."

"હું ફક્ત જરૂર જોગી ખરીદીઓ કરી લેઉં એટલીજ માહરી તરફની ખોટી જાંણુવી, પીરમહમદ શેઠ," જાંહગીરે જવાબ કરયો; "હું ઉમીદ કરૂંછ કે ફક્ત ત્રણુ દિવસમાં હું આપ સાહેબ શાથે ચાલી શકશ."

"ત્યારે પી. ઓ. ના આવતા મેલમાં પૅસેજ મલી શકે તો હું બે બર્થ બુક કરશ," પીરમહમદે કહયું. 'હું નથી ધારતો જે એટલી શૉર્ટ નોટીસમાં પેસેજ મલે—સિવાય કે કોઇ એનગેઝ કરેલી છોડી દેવા ચાહતાં હોય. તેમ નજ થશે તો કોઇ મોટી ફાલતુમાં હું લખાવી લેવશ."

તેઓ ખુશાલ વાતચીત કરતા પાંઉપ્યાદા જતા હતા, અને પીરમહમદ તે બાજુએ ઘણો જાણીતો હોવાથી એક લખપતી મોટા માણુસના બેટા તરીકે તેને જોઇ પેહરા પર ઉભેલા રાતપાલીના સીપાઇદાદાઓ અદબથી સમા થતા ને માનથી ટપલી ઝાડતા હતા. તે યુરોપ્યન લેબાશમાં એક ઇંગ્રેજ કે પારસી જેવોજ લાગતો હતો, ને મોંઢામાં પકડેલી એક મોટી સલગાવેલી સીગારનો ધુમાડો આસપાસ ઉડારતો ખુશાલ આગલ વધતો હતો. ઘડીની પછી શું થવાનું છે તેની તે અભાગ્યાને શી માહીતી હોય?

જાંહગીર તેની બાજુમાં મનથી ઘણો અજબ થતો ચાલતો હતો. એ આએ દોરંગી દુન્યાનો ખેલ હતો કે જયારે તેને ખાશ કરીને તે જોડેજોડ ચાલતા આસામીનું ખુંન કરવા રોકવામાં આવ્યો હતો ત્યારે તે બે દોસ્તો વાત કરતા જતા હોય તેમ તે રસ્તાપર બેઓછ્‌ આગલ વધતા હતા! એ રીતે આ દુન્યા દોરંગી કેહવાયલી છે. પ્રમાણીક અને ગુન્હેગાર, ખુંની અને તેનો ભોગ, લુચ્છો અને મુર્ખો એ બધા જોડેજોડ બાજે વખતે રહે છે, છતાં એકમેકની ઉલટી સુલટી પ્રકૃતી અને મતલબોથી આગાહ હોતા નથી. તેઓ કોણુ છે તે રસ્તેથી જતાં આપણે જાણુતાં નથી. તેઓ બાતેનમાં ગમે તે બી હોય પણુ

આપણી ગોરદ્ધાંની આ[illegible] બ[illegible]ની[illegible] [illegible] જા
છે, ને આપણે તેમનું હૃદય વાંચવા એક મિનીટ માત્ર પણ ફાજલ પારવાની દરકાર ધરાવતાં નથી ? આખી દુન્યા ગોયા એ જાતનાં ચોરયાસીનાં ચક્કરમાં છે, અને જાંગીર નરીમાન એ[illegible] એવા એક ચોરયાસીનાં ચક્કરમાં અવ્વલથી આખર ટક શી રીતે ધકેલા ખાતો થએલો છે તે આ આખી વારતાનાં દરમ્યાનમાં આપણને જોવા વારાનું છે.

તેઓ આવી પુગ્યા પેડર રોડના ફેશનેબલ લતામાં સરદાર કરીમખાનનો તે કુશાદે ને દમામદાર બંગલો મહશુર છે. તેને લગતો એક મોટો કંપાઉંડ હતો, અને "આએ માહરો બંગલો" એમ કેહતો પીરમહમદ કંપાઉંડને લગતો મોટો દરવાજો જે અલબોજ બંધ કરેલો હતો તે એક હડશેલાથી ખુલી નાખી જાંહગીર સાથ અંદર દાખલ થયો.

"આએ માહરા બંગલો" તેણે કહ્યું. "માહરાં માતપીતા બડી ફજજર ઉઠવાવાળાં છે તેથી વ[illegible] જ[illegible] સુઇ જાર[illegible]બી છે. વળી માહરો ઘેર આવવાનો વખત એટલો ઇરરૅગ્યુલર કે માહરા પોતાના ખીદમતગારને બી બગાંસાં ખાતો જાગતો બેસી માહરી વાટ જોવાનો હુકમ નથી. બચાં સુઇ જાય છે. કોઇ વખત તો બીરાદર, મને ઘેર પાછો આવતાં પાછલી રાતના ચાર બી વાગે, ત્યારે કેમ આપરે ગરીબ આદમીઓને નાહક સતાબ્યે ? આ વરંડાપરનું મોટું ફાનુસ આખી રાત ધમધમ બલતું રાખવાનો અમારા ધારો છે, ને માહરી પાસે આએબાજુમાંનાં બારણાની ડુપલીકેટ ચાવી છે તે ખુલીને હું અંદર જઇ શકું છું."

તેણે હાલમાં બી એમ કેહતાં તેજ રીતે બારણું ખોલ્યું ને તેઓ અંદર ગયા, એટલે બાજુમાં એક મોટાં ઝાડની ઓથે છુપાયલો એક આસામી તરત બાહેર દોડયો. ત્યાં એક બીજો એક અંધારાં ખુંણામાં છુપાયલો હતો તેને તે જઇને મલ્યો.

"કેમ ?" ત્યાં ઉભેલાએ પુછ્યું.

"આવી ગીયોછ, રાજા, સરદાર કરીમખાનના બંગલાના કંપાઉંડમાં છુપીને ચોકી રાખનાર પેલા પેહલા (અમદુ)એ જવાબ કરયો.

"ત્યારે આજે તો વેહલો આવી ગીયો ખરો; ચાલ સારં, આપણું

રપણું એટલું આછું થયું."

"હા, પણ એકલો નથી! સાથે કોઇ દોસ્ત બી વાત કરતો આવેલો છે. બેઉ સાથેજ અંદર ઘુસ્યા."

"તે કાંઇ અચ્છી બાત નથી," રાજાએ જરા ખીજવાઇને કહ્યું; "મગર તે તો જે બી હોશે તે એને ઘર પોંહોંચતો કરીને હાલ્યો જશે. તું જા પાછો, અમદુ, ને બરાબર ચોકી રાખ. જેવો તે પાછો ચાલી જાય કે તરત દોડતો આવી મને ખબર કરજે."

"તું અહીંજ છે?"

"હું અહીંજ છેઉં. જાઓ, જલ્દી કરો. તે જલ્દીજ જશે. તે જાય કે આપરે અંદર ઘુસવાનું હવે આસાન થશે."



## પ્રકરણ ૨૪ મું.

—:●:—




રોઝ શેઠના પાછો વેસાવે આવ્યો.

તે છેલ્લો અત્રે આવી ગયો હતો ત્યારે તે ધારતો હતો તેમ નોકરીની જુસરીમાં જોડાવાનું હોવાથી છેલ્લોજ આવ્યો હતો એ ભ્રાંતીમાં આવ્યો, ને એજ મકસદનું કુમીને અને તેને ઘેરનાંઓને કહી ગયો હતો; પણ તે મુંબાઇ પોતાને ત્યાં પાછો ફરયો ત્યારે વેના શેઠનો તેને તાર મળ્યો હતો, જેમાં તો જણાવેલું હતું કે તેઓને હજી આંઠેક દિવસ અગતની રોકાંણ હોવાથી તેઓ પોતાના બંગલાનું પઝેશન લેનાર નથી, જેથી તેણે હાલમાં તરત નોકરી પર આવવાનું ન હતું. તે, તેથી, ઘણો ખુશી થયો હતો, અને હાલમાં પાછો અદુબાને બંગલે "તેઓની ખબર લેવા" આવ્યો હતો.

તે અદુબાને અવલમાં મળ્યો. "માહરા શેઠે હજી બંગલાનું પઝેશન લીધું નથી, મુરબી," તે સમજાવતો હતો "તેવણ અત્રે પોતાની ગોઠવણો કરતા બીલકુલ ખાનગી આસામી તરીકે રહેલા છે, અને તેથી મને આંઠેક દિવસની હજી છુટી છે. હું તેથી માહરાં માસીમાયને ત્યાં રોજ આઉંછ તે મકુ જરા આપ શેઠજીને ત્યાં બી—"

"એવા કોઇ ખુલાસાની જરૂર નથી, બેટા ફીરોઝ, "અદુબાએ ઘણી મમતા ને મુરબ્બીગીરીથી કહ્યું. "તું સુખેથી આવ. તું આવેછ તે મને ને માહરાં ઘરનાંઓને ગમેછ, હું બી આએ પગની મોહકાનમાં સબરદબર કેદ પરયોછ એટલે તું રોજ બી આવશે તો મને બી થારો લવો કવો થશે ને તે મને જય દા ગમશે. મને લાગેચ કે આએ બઇરાંઓના સોસાયટીમાં પરી રહેલો હું બી નહીં તો જલદી બાયલો બની જવશ."

"પણ હવે પગમાં આરામ તો છેની, મુરબ્બી ?" તેણે પુછ્યું.

"આરામ તો છે જરા તરા, પણ યાદ આવેછ કે તરત કર લાગેછ," અદુબાએ સુકયાણો જવાબ કરયો; "યાદ નથી આવતીની ત્યાં વેર તો જરા જરા હવે મજાહનું લાગેછ."

"ત્યારે યાદ કરોજ ના," ફીરોઝે હસીને કહયું," "ભુલીજ જાઓ કે એ અકરમાત થયોતો. હવે જરા જરા બાહાર બી નિકલો. કેહો તો રોજ સ્હાંજ સ્હાજે હું આઉં, ને આપ સાહેબને બાહાર દરયે કાંઠે જરા ફેરવી લાઉં ?"

"ચાલ, કે કાલે મરતો હોઉં, તો આજેજ ચાલ બાઇ પોઇસ !" અદુબાએ ફકર કરી. "તું બી કેથો માહરાં આંથરાંમાં દેખું ! ઘેરમાં તો હજી વાંદરની કાંની થેકરા મારી મારીને ફરૂંછ ને તેવામાં બેટીબાપ ઉપલું તું મને બાહાર ફરવા લઇ જવાની નરમ ઘી જેવી વાત કરેછ !"

"છટ, છટ, એ બધી તમારી ફીકરો બેવજુદ છે, સાહેબ" ફીરોઝે નરમાસથી સમજાવ્યું.

"તું પોતે તો કેથો ત્યારે પોણયોજ દેખું !" ડોસાજીએ અરધા ખીજવાઇને કહયું.

"હવે એ તો એજ. પગની મોહકાનમાં પાળ્યાની પબે બેસીને ખીચરો ખાતાં આંગ બધું ફેલઇ જશે, ને મોહેકાનપર મોહકાન વરી જવાની! એ અમારે ઓધે ઉતરેલું છે— મરતી વખતે ફેલાઇ જવાનું ને જારા થવાનું. રખે માહારાં રવાંનની જેઆન કાહારતી વખતે તકલીફ થાએ, ને નસેસાલારે બાનણાંમાંથી જેઆન બાહાર કાહરતી વખતે કંઇ વાંકી ચુકી કરે ને હું બાહાર ઉછરી પરૂં તેની બી ઘણી વખત મને ઘણી ફકર થાએછ! આંએ તો રૂવાંન રજરી જવાની વાત થવાની તો મારા બાપ !—પણ જાની બાપુ, તું પેલાઓને મલની—મને કાંહાં

સોકો તાણ્યા કરશો?"—અને એ છુટ્ટી મલવાથી રાજી થયલો ફીરોઝ શેઠના "કંઇ નહીં સાહેબ –જાઉં છ મુરબી" કરતો તરત ત્યાંથી ખલ્લીજ ગયો. તેને બે વાર કેહવું પડયું નહીં. એ તો દરદીને જોઈતું હતું તેવુંજ વૈદે ફરમાવ્યું !

તે ડોસો સમજી ગયો હતો. ફીરોઝ ને કુમી એકમેકને ગમી ગયાં હતાં તે એ પોંહોંચેલબુત્તી બુઢો પાંમી ગયો હતો, ને તેને પોતાને એ લાયક અને મોટી કેળવણી પામેલો જવાંન ગમેલો હોવાથી તે આગળ રહીને છોકરાંઓને એ મુજબ ઉમીદ ને ઉત્તેજન આપતો હતો.

કુમીએ, એ દરમ્યાન, ફીરોઝ આવેલો હોવાનું જાણ્યું હતું, ને તે સુઘડતાભરી તૈયાર થઇને નીચેના ન્હાના બગીચામા ઉતરી હતી, જ્યાં ફીરોઝ ઉલટમંદ તેણીને પછીથી જઇ મળ્યો, ને તે બે પ્યારાઓને એમ મલતાં ને સેહેલ કરતાં બારીમાંથી ચીમાઇને જોતી અસીલ મેહરાં, ઉપરના પોતાના ઓરડામાં ઉભી હતી.

તેણીએ એક સરદ હાય ખેંચી. તેની કુમી હવે દાહડે વારેની થઇ હતી, ને પરણવા લાયકની ઉમરના ભી વેશમાં પોંહોંચી હતી. તે અજબ જેવી દીલકસ ઉઘરી હતી, અને છતા બાપે બાપ વગરની થયલી તે હીણનસીબ બાળા આ જંગલનાં એકાંતમાં પોતાનું સૌંદર્ય હરાંમ ગુમાવતી હતી, કે જયારે તે માહાન માલીકે અજબજેવી દયાળુ દસ્તગીરી કરી એક આવા લાયક જવાંનને તેણીને રસ્તે પ્રેર્યો હતો.

પણ અરે, આયંદા શું એ જોકું એક થઇ શકશે ? મોટા શકની વાત હતી ! હાલ તો ફીરોઝ તેને અદુબાની ભાણેજજ જાણતો હતો, ને તેનો બાપ મરી ગયલો માનતો હતો; પણ જો તે કુમીના હાથની ઓફર કરે તો ખરી હકીકત તેને જાહેર કરયા વના કાંઇ ચાલે? અને ત્યારે શું એવા એક અધમ આદમી—સાત વરેસની જાલેમ જેલની સજા પામેલા ખોટી સહી કરનાર અપરાધીની દીકરી વેરે વરવા એ શુધ્ધ આચારવીચારનો અને પ્રમાણીક હેતુઓનો જવાંન કદી બી એકમત થઈ શકે ?

અને હમણાં પણ એજ વિચાર કરતી તે બે પ્યારાંઓને જરા વાર નીચે બગાચામાં સેહેલ કરતાં અખંડ હેતની ખેદયુકત લાગણીઓથી જોઇને તે મમતાળુ માવીતર હઠી ગઇ, ને પછી પાધરી પોતાના બીમાર બાઇના ઓરડામાં ગઇ.

તે ડોસો વાંછટવે લેડલોનાં એક કેટલગનાં પાનાં ફેરવતો પડેલો હતો. અશક્ત બીમારોને ઘેરમાં ફરવા હરવાની મદદ કરનારી લાઇટ (હલકી) પૈડાંવાળી ખુરસીઓનાં તેમાં ડાએગ્રામ્સ હતાં, જે તે ઘણાં ધ્યાનથી જોતો હતો. તે ચક્કમ ધાંખરાને હવે એજ ધખારો લાગ્યો કે તેને જલદીજ એ જાતની ખુરસીની જરૂર પડવાની! તેની કીંમતો વિગેરે તપાસતો હતો.

"તું આવી કે, મેહરાં? સારૂં થયું. હું તુને હમણાં હાંક મારવાનોજ હતો," તેણે પોતાની બેહનને જોઇને કહયું, "જોની, મકુંજે માહરે વરે આમાની કેઇ ખુરસી મંગાવ્યે?"

મેહરાંએ તાંજુબીમાં તે ડાએગ્રામ્સ જોયાં

"-ખુરસી? ખુરસી શાંની, ભઇ? કોણુને વરે?" તેણીએ અજાયબી વચ્ચે પુંછ્યું; "એ તો બીચારાં પગ વગરનાં કમનસીબોને વાસ્તેની ખુરસીઓ છે!"

"ત્યારે વરી હું કોણ છેઉં?" અદુબાએ ધુરકીને પુછ્યું. "માહરા તે કાંહાં પગ બરયાચ જે? એક પગે તે હું કયાંક વેર ચાલી શકવાનો હતો? હવે મરતે દાહરે આએ માહરા ઘરડા જીવપર એ સીતમ-"

"ઓવારૂં રે, ના એમ વખત બેવખત અવર વાંણી બોલ્યા કરો!" મેહરાં કકલી." તમોને બધા અમારા જી. જરા અમારોતો ખ્યાલ કરો! તમારા પછી અમારે માંથે વાંસે કોઇ છે? અમારા શું હાલ થશે તેનો કંઇ તમો ભઇજીને વિચાર બી છે?"

"એ કાંએ—એમ કાંએ બોલેછ, મેહરાં?" અદુબાએ ગુસ્સો બતાવ્યો. "માહરી પછી માહરો કૂલી છે કેની? તે થેરો તુંને ને કુમીને ઘેરની બાહાર હાંકી કાહારવાનો છે જે તેની વાત? આવો માહારો અસીલ, નેકચલણ ને કહયાસાર બેટો, તે હવે સોલીસીટર થશે, ને એને કોઇ મોટી જાણીતી ને ધીકતી પેહેડીમાં હું ભાગ્યો કરી આપશ એટલે તુંને પછી બીહીવાનુંજ શું છે?"

"હા, ભઇ, હું તે સમજુંછ, પણ ખોદાએ તમોનેજ અમો નાવારેસોને માંથે એક બીજાં દસ વરસ જીવારે તો બસ. હું તો હમણાં તમારી સાથ એ નહીં ને કંઇ બીજી વાત કરવા આવીતી. મકુંજે કુમી જીભરૂં દાહરે વારેની થઇછ, ને કોઇ તમોને અખ્ખઇ રહયાને મામાજી તરીકે કે મને એની અભાગની માએ તરીકે

અને વરે પુછતો આવશે તો આપરે શું કરશુ ?"

તે ડોસો એકદમ ગંભીર થયો તેનું ચકમપણું હાલ એ બધી ગંભીર વાતચીતમાં બીલકુલ નાબુદ થઇ ગયું હતું, ને તે પુરતો ગંભીર હતો.

"મને બી તે ખ્યાલ હમણાં હમણાં ઘણો થતો રહયોછ, મેહેર." અદુબાએ જવાબ કરયો.

"હમણાં હમણાં કેમ, બઇજી!"

"આએ પોરયો ફીરોઝ આએ તરફના ધકેલા પછારામાં ઘણો પરયોછ તે એ કેહેછ તેમ માહરી ખબર લેવા નહીં પણ ખરેખર તો એ ત્હારી પ્યારી પોરકીની ખબર લેવા વધારે છે. એ બેઉને એકમેકની મોહીની લાગેલી જણાયછ, ને ખરેખર ઘણો લાયક છોકરો છે."

"મને બી એ ખ્યાલ થયો ને તેથીજ હું તમારૂં મત પુછવા અત્રે દોડી આવી, ભઇજી," મેહરાંએ શાંતીથી કહયું. "હવે જો એ વાતને વરે આપરે આપરી બાહાલી એ છોકરો માંગે તો તમો વાહલા ભઇજીએ શું જવાબ આપવા ધારયોછે?"

"શું કરયે બેટા બધી ખરી વાત કેહવીજ પરશે!" ડોસાજીએ ફકરમંદ કહ્યું.

"ત્યારે માહરાં બચ્ચાંનો ઉઠાવ તો કોઇ કાલે થવાનો નથી!"

મેહરાંએ અરધું રડી દઇને કહયું.

"નાચારી, મેહર! આપરો એમાં બીજો ઉપાયજ શું ચાલવાનો ઉતો વારૂ? અત્યાર સુધી તો ખુદ કુમીને બી આપરે અંધારામાં પણ રાખી, હવે એ બચ્ચું બી બધું જાણશે, ને બાપનાં પાપનાં પરીણામમાં એ નિર્દોશ નાહક જનમોજનમ દુખી થવાની!"—અને તે જઇફ આદમીએ ખરાં દીલથી ઘણોગમ ખાધો.

મેહરાં રડી પડી. તે બાપ—જે આવો ખરો હેતવંતો બાપ હોવાનું તેણીને માલમ હતું તે—જો કદી જાણવા પામે કે તેના બાએસથી તે વ્હાલાં ફરજંદનું એક સુખી ભવિશ કચડાઇ જતું હતું તો તે શું કંઇ કમ દુખ પાંમે ?

"ચાલ હવે અત્યારથી એ વાતનો ગમ કરવા કંઇ જરૂર નથી," પોતાની બેહેનને આંસુપાત કરતી જોઈ, ખરાં દીલથી ઋદુ પામી, તે ડોસાજીએ તેને પેટમાં દાબી કહયું. તે જે પલંગ પર લેટેલો હતો તેની બાજુમાંજ મેહેરાં હંમેશ મુજબ આવીને બેસી ગઇ હતી.

"ખુદાપર ભરૂસો રાખો. તે માલીક હજી બી સૌ સારૂંજ કરશે. હવે તો માહરી તુંને ભલામણ છે, મેહલ્લી, કે—"

એજ વખતે એક નોકર એક પોરટમાં તરતનું આવેલું કાગળ લઇ આવ્યો. તે રેજીસ્તર આવ્યું હતું. નોકરના કેહવા મુજબ કુમીબાઇએ સહી કરી આપી હતી.

અદુબાએ તે લીધું—ચશમો તો પેલાં ખુરસીનાં ડાએગ્રામ્સ જોવા સહાવેલોજ હતો—તે ફેરવીને જોયું અને કહયું, "કોણનું હોશે ! પોસ્ટમાર્ક તો ઉપર મુંબઇનો છે, પણ દસ્તક તો પદેશ જેવાજ ને બીલકુલ અન્જાણ્યા છે. કોઇએ કંઇ છોકરીબોકરી પરણાવી આપવાની વરી અરજીબરજી લખી હોશે, બાવની જોઇએ !"

તેવણે ઍનવેલપ બાજુમાંથી એક ચીરો કાઢીને ફાડયું, તે કાગળ કાઢયું ને વાંચ્યું; પણ તે પુરૂં કરતાં તેવણે ગુસ્સાની એક બરાડ મારી, કે જ્યારે મેહરાં ભય પામેલી ચમકી ઉઠી.

"આ શું છે, બાઇ ?"

"શું છે? મરકી છે! કોલારો છે! મોહોત છે!" તેણે પોતાના ઇજા પામેલા પગની ખરાબી વટીક ભુલી જઈ એક કુદકે ને એક ઝટકે જુસ્સા સમેત ઉઠીને ઉભો થતાં બખાલ્યું. "વાંચ આએ !"–અને મેહરાંએ ઉતાવલી આંખોથી તે વાંચ્યું, તેટલાં ખાનબહાદુર ગુસ્સાની દીવાન્યત વચ્ચે, પીઠ પછવાડે હાથ કરી, એક પાંજરાંમાં પુરેલાં જંગલી ઝનુની જાનવરની અદાથી તે મોટા ઓરડામાં ઉપર નીચે ફેરા લેતો હતો તે કાગળ આ મુજબ હતો:—

તારદેઓ, ઍસલાઇટ વીલા,

મુંબાઇ, તા० ૫ મી જુન ૧૮૭૫

"તમારા દીકરા મી० ફરામરોઝે રૂ. ૧૭૫૦ ની જે હુંડી માહરી ફેવરની લખી આપી છે તે ત્રણ દિવસો થયા પાકી ચુકી છે, પણ તેવણ નાણાં ભરતા નથી, ને હુંડીપર પછવાડે આપ સાહેબનું એંડોર્સમેંટ છે, વાસ્તે એ નાણાંના આપ સાહેબ જામીન ને જોખમદાર છેઓ. એટલા વાસ્તે આ લખીને અરજ કરવાની કે આ કાગલ મલતાં પછીના ૨૪ કલાકમાં એ દેવું આપને ભરપાઇ

કરવું પડશે, અગર નહીં તો તાબરતોબ તમારી સામે કાયદા મુજબ પગલાં લેવામાં આવશે.

લા૦ હું છું, ખાનબાહાદુર સાહેબ,
આપનો નમતઈ ભરયો સેવક,
**મનચેરશાહ ફકીરા.**

મેહરાં પણ હબતી ગઇ. "આ બઇ, એ વરી મુવું શું હોશે?" તેણીએ અત્યંત ફીકરમંદ પુછ્યું. હુંડીઆ ને ફોરજરીના એંડાર્સમેંટનો શું તે હીણનસીબ અબળાને કંઇ અત્યાર આગમચ થોડો કડવો અનુભવ થયો હતો?

"મારી નાખું! તોતો પીસી નાખું?" ડોસાજીએ બખાલ્યું. "કાણુ એ એમ ભીખ માગતો ફકીર ફકીરો મુવોછ? તું સમજી કેની મેહરાં? જયાં છે ત્યાં ફલી દુકતો કંઇ સકજામાં આવી ગીયોચ, ને માહરી પાસ નાણું માંગતાં બીહીધો હોશે તે કોઇ લુચ્છા વ્યાજખાઉ પારસી મારવારીને હાથ વેચાયોછ, જે હવે અમો બાપ બેટાને દબરાવીને પૈસા કહરાવાની આએ વેતરણમાં પરયે છ. લીધા હોશે તે કરતાં ત્રણ ઘણા લખાવી લીધા હોશે, આપનું બાપ વ્યાજ ને કચરઘાણ દલાલી આંગપર કાપી લીધાં હોશે, ને હવે વળી ફલીએ માહરી સહીની ફોરજરી કરીછ એમ આપુને દબરાવીને રૂમરી મુકાવાનું કરેછ! અરે પણ હું તો મારી નાખશ, હું તો જીવથી મારીજ નાંખશ. એ એનાં મનમાં સમજતો શું હોશે? એ ચાએ શું પીતો હોશે? એ માણુસ ભુલ્યો!"

અને ડોસાજી તો એવા ઉસ્કરાયા ને એટલા બધા ખીજવાયા કે ઘણા લોહીઆલ હોવાથી રખે માંથે લોહીનો જુસ્સો ચઢી જાય ને ડોસો પટ દઇને મુવેલો ઢલી પડે તે ફીકરથી ગરીબ મેહરાં તો બીલકુલ ધ્રુજીજ પડી.

તે મોટે મોટે બખાલતો હતો—એવે મોટે ને એવા ગુસ્સાથી કે અદુબ। એટલો બધો ખીજવાયલો ને ગુસ્સે થયલો કોઇ દાહડો સંભળાયો ન હતો; અને કુમી બી તેનો મોટે મોટે દહવારો પારતો સાદ સાંભળી ઘણા ગભરાતમાં એ તરફ દોડી આવી. સારાં નસીબે ફીરોઝ તરતનોજ ગયલો હતો.

"ચાલો, મારાં બે જોરી કપરાં બાંધો, છોકરાંઓ," તેણે ગગડાત કરયો. "માહરો પોરયો ગભરાયા કરતો હોશે. માહરે મુંબઇ

જવું જોઇએ. એકદમ જવું જોઇશે. રામલા—રામલો કીયાં મસાનમાં મરી ગીયો? પેદરો, કોઇબી દોરીને જઇને એક ટાંગો લાવો. ઘોરા સારા જોઇને લાવજો. હું જાઉં ને તે ફકીરો જે મુવો હોય તેની ગલચી ધરીને ભચરીજ મેલું! હા, બસ, એતો એજ. ભચરીજ મેલું. ફુમી દીકરા તુંબી તૈયાર થાની? ત્હારી માએ બીચારી થોરી માહરી સાથે આવી શકવાની છે?—તું ચાલ. માહરી સાથ તુંને મુંબઇ આવવું પડશે. ચાલ માહરી સાથે. જલદી કર. જલદી—જલદી કરો! હમણાં ચાર ને ચોવીસની ત્રેન માહરે પકરવી છે."

ફુમી તો ગભરાઇજ ગઇ. તેણીને પેહલાં તો કંઇ એ બધો ગરબડ ગોટાલો સમજ બી પડે નહીં! અંતે આથે પાસાંમાં લઇ પેલું કાગળ તેને વંચાવ્યું ને ટુંકમાં બધું સમજ પારયું, ને તે ત્યારે મામાપર ઘણો જીવ આપતી હોવાથી એકકે બોલે તે ડોસાજી સાથે મુંબઇ જવા વાસ્તે તૈયાર થવા પોતાના ઓરડામાં દોડી.

## પ્રકરણ ૨૫ મું.

—:o:—



ટૉમ નાટકવાલાને સ્હાંજે હંમેશ થોડીક ફુરસદ રેહતી, અને તે ઘણું કરીને એ વખતે ઘરમાંજ મલતો હોવાથી ડીટેકટીવ ખાતાંનો સુપરીન્ટેંડન્ટ વીલીઅમ જોન્સ, કે જેને એ ફેમીલી સાથે ઘણું ઘરવટ જેવું થઇ ગયું હતું તે અવારનવાર એક ચા કે કોફીનાં કપનો તલબગાર, પોતાને ફુરસદ હોય ત્યારે, ટોમનાં ઘરમાં આવતો તેમ આજ પણ મલવા આવ્યો હતો. તે, આપણે આગળ વાંચી આવ્યાં છીએ તેમ, માયનાં પેટજેવો એક ખરો ભલો, સીનેફરાખ અને લાય-કીવાલો પોલીસ ઓફીસર તો, તે પોતાની લાયકી, સાલેસાઇ અને કુશળતાથી પાયરી પાયરી પોતાના ઓહ્યામાં વધ્યો અને એ રીતે આબાદ થયો હતો. તે ઇંગ્રેજી ઉપરાંત હિંદુસ્તાની મરાઠી અને ગુજરાતી વટીક ઘણું આસાનીથી બોલી શકતો હતો, અને સચ્ચાઇના એક સાથાં તરીકે લોકોમાં ઘણો જાણીતો અને માનીતો થઇ પડયો હતો.

તેને ખરેખર તો વધારે કરીને ટોમ નાટકવાલાની દીકરી ફ્રેનીનીજ એક બા પીઠાં હેતની મોહીની લાગી ગઇ હતી. ફ્રેની તેની

સાથે અચ્છી ફીસમે અને ચતુરાઈથી ઇંગ્રેજીમાં વાત કરી શકતી હતી, જે સુપ્રીનટેંડનટ જોન્સને ઘણું ગમતું, અને તે અવારનવાર, તેથી તે જ્યારે બી પુરસદે પડતો ને એ રસ્તે જવું થતું ત્યારે એ કુટુંબમાં તાહેલાં મારવા આવતો તેમ આજે પણ આવ્યો હતો.

તે એ ગરીબોને કશીજ તસ્દી આપતો કે ભારી પડતો હતો નહીં. એક બ્રૅન્ડી કે હીસ્કીનું ખરચાલુ ગ્લાસ વટીક તે બજીદાઈથી નાજ પાડતો. ઘણું તો તે એક ચા અથવા કૉફીનુ કપ માત્ર કબુલ કરતો, અને તે સીપ કરતાં થોડોક વાર નાટકોનાં અને એવા એલારપેલાર તેઓ જોડે તાહેલાં મારતો બેસતો.

"આ ફ્રેની બેટા, તું કેટલી બધી ફીક્કી પડેલી છે!" તેણે, મગર, આવતાં સાથે આજે તો ફ્રેનીનો હાલ અવતાર જોઇનો ઘણો અજબ થતાં કહયું. "તુંને શું છે? તું શું સારી પેઠે નથી?"

ફ્રેની એ પાધરા સવાલથી ચેહરામાં લાલ થઇ. તેને તો ફરી તાબરતોબ યાદ આવી ગયો, અને તેણીએ શરમાઇને કહયું, "શું છે, મી૦ જોન્સ! હું તો ઘણી સારી પેઠે છેઉં!"

"હમણાં હમણાં એ સારી પેઠે નથીજ, મી૦ જોન્સ," તેના બાપે, એમ છતાં, બગાપો કીધો. "મેત્રીકને વાસ્તે એ છોકરી ઘણીજ મેહનત કરેછ, અને હવે માહરૂં માથું ફરી જશે તો હું એને સ્કુલમાંથી સબરદબર ઉઠારીજ લેવાનો છેઉં. હું એની તબીઅતના સુધારાની ઉમેદથી તો કેટલો ખરચ ખાતો એક મહીનો વેસાવે વટીક જઇ રહયો, પણ એની તબીઅત સુધરવાને બદલે જાસ્તી બીગડતીજ જાએછ!"

મીસીસ તેહમુરસ્પ (ટામ) એ દરમ્યાન મી૦ જોન્સને વાસ્તે કૉફીનું એક કપ ખાસ તજુમલથી તઇયાર કરી લઇ આવી, જે "થેંકસ વેરી મચ" કેહતાં તે સુપ્રીન્ટેડટે હાથમાં લીધું, અને પછી કૉફી સીપ કરતાં પાછી વાત આગલ ગબડાવી.

"આએ વખતે તમો અમો ગરીબને ઘર કંઇ ઘણું ઘણું એ આયા, મી૦ જોન્સ?" મીસીસ તેહમુરસ્પે થોડોક પહરયારો કર્યો; કાંઇ નવો કેસએસ હાથ ધરયોછ કે શું? કંઇ ઘણા રોકાયલા રેહોછ?"

"કાંઇ ખાસકરીને ઘણી રોકાણ જેવું તો નહીજ," મી૦ જોન્સે જવાબ કરયો, "પણ હું એક આદમીને વાસ્તે થોડોક "વરીડ" છેઉં ખરો."

"કોણ આદમી?"

"મેં તમારી પાસે આગળ વાત કીધીતીની, ટોમ? પેલો ૭ વરસની કેદ પછી પાછો ફરેલો સારે ઘેરનો પારસી?" મી૦ જોન્સે યાદ કરાવ્યું.

"ઓ પેલો જાંહગીર નરીમાન?" ટોમે તરત યાદ કરીને કહ્યું; "જે બીચારાને એક મોટા ફ્રોડ વાસ્તે ૭ વરસ જવું પરયુંતું તે?"

"હા," જોન્સે જવાબ કરયો. "મને લાગેછ કે એ માણસ ઘણો સારો છે, અને તેને સુધારવાનો ચાન્સ મલવો જોઇએ. ખવાસે ને ખાસીઅતે જે ખરા અપરાધી ને બુરાઓ થાએ છે તે માંહેલો એ એક માણસજ નથી. અસલ ઘણે સારે ઘેરનો છે. પણ ફકત સંજોગનો ભોગ થઇને જેલમાં જઇ આવ્યોછ. પોતાની બઇરી ને એકની-એક છોકરીપર ઘણો હદ બાહર પ્યાર રાખતો હોવાથી પોતાને જ્યારે અચણુચ એક ભાઇનાં પાપની બરકતે એણે ભીખારી થયલો જોયો ત્યારે તે બીચારાં બેને દુ:ખનો ચમટો નહી તુટવા દેવાની નેક મકસદથી તે એક નેહસ્ત ચોગડયે એવો એક ફરોડ કરવાને લલચાયો અને તેથી હજી માહરી ખાત્રી થતી નથી કે તે બાતેનમાં બુરો છે!"

"ત્યારે બુરો કોણ માનેછ?"

"માહરો જોડીદાર સુપ્રીન્ટેંડન્ટ જેક બટર્સ," જોન્સે જવાબ કરયો, "તે બધામાં બુરુંજ જોયજ અને કેદીઓમાં સારૂં કશું બી હોવાની વાત કદી માની શકતોજ નથી! મેં, તેથી, તેની સાથે સરત લીધીછ. હું જાંહગીર નરીમાનને આયંદા ભલો આદમી પુરવાર કરવા માગુંછ, ને બટર્સ તેને નાલાયક પુરવાર કરવાનો છે. હવે, તેથી, આખરમાં કોણ જીતેછ તે જોવાનું છે!"

"ને હાલમાં જીત પર કોણ છે?" ટોમે વાતમાં રસ લઇને પુછ્યું.

"મને ભય છે કે બટર્સજ જીતપર છે!" જોન્સે ફીકરમંદ કહયું. "કોઇ એક મોટે ખાંચરેનું ઘેર ફાડવાની હીલચાલ એક જેલ-બર્ડ બદમાશ હાલ કરતો સંભળાયોછ તેમાં એ નરીમાન શામીલ છે એવો કોઇ સુબેહ બટર્સ ધરાવતો જણાયછ!"

"તેમ હોય તો ઘણી મોટી દીલગીરીની વાત છે," ટોમે ગરમ દીલસોજીથી કહ્યું.

"ખરેખર ઘણી મોટી દીલગીરીની વાત છે," જોન્સ એકમત થયો. "મને તો ખાસકરીને તેની બીચારી કમનસીબ બઇરી ને એક

ગુલાબ જેવી દીકરીની ઘણી કદર લાગેછ. આપરી ફ્રેનીનીજ ઉમ્મરની એક ગાય ગોલાબ જેવી તે એક છોકરી છે."

"ઓ ખુદા, એવી દાદરેવારેની દીકરી બી છે શું?" ટૉમે વધતી દીલગીરીથી કહ્યું; "દેશપારની એવી મોટી સજા પાંમેલા એક કેદીની બહેરી ને દીકરી કેહવાવાની સરજત બી કેટલી બધી કમનસીબ ને બુરી લેખાવી જોઇએ?"—અને જરા થોભીને વધારયું, "તે મા દીકરી હમણાં કાંહાં છે? એ જાંહગીર નરીમાનની સાથેજ છે કે?"

"નહી; તેઓ તો કોઇ અદુઆ નામના પોતાના સગા સાથે રહેલાં છે"

"અદુઆ?" ટૉમે વાદ કરીને પોકારયું; "ખાનબારદુર અરદેશર વીમાદલાલ તો નહી, જેવણુ વેસાવે રહે છે?"

"હા, તેજ," મી૦ જોન્સે જવાબ કરયો. "તમો લોક તેને ઓળખોછ શું?"

"હા, માહરી તો અચબુચ વેસાવેને દરીએ એ ચક્રમ ડોસાજી સાથ એક દાહરો મીલાકાત ને ઓરખાણુ થયલી!" ટૉમે તે ચક્રમ ડોસાજીનું પેલું "ચાલ ભઇ પોઇસ" વાલું ઘેલાપણું યાદ કરી રમુજ પામતા કહયું,—અને પછી પોતાની દીકરી તરફ ફરીને વધારયું, "તુને યાદ છેની, ફ્રે? તુંને મેં તે બંગલો બતાવ્યો તો તે? ત્યારે આપણે જે ગુલાબ જેવી છોકરીને બગીચામાં ફરતી જોઇ હતી તે: પણ અરે. તુને એ શું થયું?" તે બાપે ભયથી પોકારયું, કેમકે તેણે જોયું કે તે ઉજલી વાખ થઇ ગઇ હતી, અને તેના અવયવો દીસતી રીતે ધ્રુજતા હતા!

તે ઉઠીને ઉભી થઇ.

"મને કંઇ નથી, પપા," તેણીએ ધ્રુજતે સાદે કહયું; "માહરૂં માથું જરા સખ્ખત દુઃખી આયુંચ. મહને માહરા ઓરડામાં જવા દેઓ."—અને પછી સુપ્રીટેંડંટ જોન્સ તરફ ફરીને વધારયું, "વીલ યુ એકસક્યુઝ મી, મી૦ જોન્સ?"—અને તે ઉતાવલે પોતાના ઓરડામાં જતી રહી.

"માહરૂં ગરીબ બચ્ચુ! ખુદા જાણે એને શું થયું છ!" તે બાપે તેના જવા પછી બળાપાથી તેણી તરફ દીઠીને કહયું. "ખુદા જાંણે એ કેમ એટલી સુકાતી ને નખાતી જાએછ. ડાકટરો તો કહેછ

કે એને તનનું નહી પણ મનનુંજ દુઃખ છે, પણ એ માહરાં રમતાં જમતાં બચ્ચાંને મનનું દુઃખ હોયજ શાનું!"

મી૦ જોન્સ જવાબમાં કાંઇ બોલ્યો નહીં. તે એક પાકો ને બાહોશ ડીટેકટીવ હતો, અને જીણી જીણી બાતમીઓ પરથી મોટા અપરાધીનો પકડવાવાલો હતો, એટલે તે પોતાના મનથી મામલો વધતો ઓછો પામીજ ગયો. તેણે જોયું કે જાંહગીર નરીમાનની છોકરીની વાત નીકળતાં સાથે એ છોકરી ફીકકી પડી ગઇ અને માથું દુઃખવાનું બાહણું દેખાડી અંદર ચાલી ગઇ, એટલે એ બીમારીનાં બાતેનમાં એ કુટુંબને લગતીજ કોઇ વાતનો ભેદ હોય એમ તે તો તરત પામી ગયો. એમ છતાં તે કાંઇ બોલ્યો નહી, અને પછી થોડીક બીજી ત્રીજી વાતચીત કરી તે મી૦ ને મીસીસ ટૉમની રૂખસદ લઇ તે ઘરમાંથી બાહેર પડયો.



## પ્રકરણ ૨૬ મું.

—:o:—



સરદાર કરીમખાન સી. આઇ. ઇ. ના પેડર રોડ ઉપરના બંગલામાં મોડી રાત્રે બારને સુમારે જાંહગીર નરીમાન તે બંગલાને લગતા કુશાદે અને આરાસ્તા દરોઇંગ રૂમમાં સરદારના બેટા પીરમહમદ સાથે વાત કરતો બેઠો હતો. તેઓ બંને જાલ ઝવેરીને ત્યાં જમીને પાઘરા આએ તરફ ચાલી આવ્યા હતા. જાહંગીરે આ નોકરી રૂપીઆ ત્રણસોના માસીક દરમાયા બદલ કબુલ કરી હતી, અને પીરમહમદ, હાલમાં મોડી રાત થયલી હોવા છતાં, તેને એક પેહલો પગાર આંગપર આપી દેવાની મતલબથી જાલને ઘરથી પોતાને બંગલે લઇ આવ્યો હતો.

તેને મન રાત તે દીસ હતી! તે પાછલી રાત્રે ત્રણ ને ચાર વાગ્યા વગર જુગારખાનાંઓમાંથી ઘેર જવલેજ જનારો એક આસામી હતો, એટલે આજે રાત્રે અગ્યાર વાગામા તે ઘેર આવ્યો તે તેને મન ઘણુંજ જલદી હતું. તે જેમ બને એમ જલદી મુંબાઇની બહાર નાહસવા ચાહતો હતો, અને જાંહગીર નરીમાનની મતલબ બી તેજ

હતી, વાસ્તે ફુટયાં હાથમાં આવી જાએ તો મુસાફરીએ નીકળી પડવા વાસ્તે જોઇતો અસબાબ બીજે દિવસે ખરીદવા સગવડ થાય તે હેતુથી તે પણ રાતોરાત પીરમહમદ સાથે, ઘર જવા આગમચ, તેને બંગલે આવવાને એકમત થયો હતો.

પણ હવે પસ્તાવા ને પાછું હઠવાને વાસ્તે બી ઘણું મોડું થયું હતું.

પીરમહમદે હવે ઉંચી સીગારનો એક બૉકસ તેની આગળ ધર્યો, પણ જાંહગીર નરીમાને તે ઑફર માનથી નામંજુર કરી ત્યારે પીરમહમદે તેને વ્હીસ્કી સોડા આપવા માંગ્યો, અને તે તેને લીધા વના ચાલ્યું નહીં. તે પીનાર ન હતો, અને ખાસકરીને આવા કવખતે તેને છાંટો લેવાની તબેહ હતીજ નહી, પણ તેણે જોયું કે પીરમહમદ ખાનાર પીનાર હતો તેને બધુંજ ના કહેવાનું ઘણું નામુનાસેબ થઇ પડશે, ને તેથી તેણે એક પૅગ લીધો.

"ધેટસ રાઇટ," પીરમહમદે રાજી થઇ કહ્યું. "હું જાણું કે તમે એ બી ના પારશો તો તમારો ને માહરો પાટલો કેમ ફાવશે !"—અને તે ખુશમિજાજી હસ્યો. વળી તેણે એક મોટું ટમ્બલર ભરીને, એમ કહેતાં, પોતાનાં હોજરાંમાં હોમાવ્યું, અને પછી તે હોઠ મચમચાવતો ઉઠયો.

જાંહગીર એ દરમ્યાન પુરતી અકરવકરમાં પડયો હતો. રાત ઘણી ગુજરી હતી, અને એટલું અસુરું ઘેર બાહેર રહેવાની તેને તબેહ ન હતી.

"મને રજા હોય તો હવે હું જવા માંગુછ." તેણે અંતે તે મોટા હૉલમાંનાં એક સુંદર નકસીદાર કાચના કેસમાં મેલેલાં ઘડયાલ પર નજર ફેરવી કહ્યું.

"હા, પણ મને કાંઇ ઉતાવર નથી," પીરમહમદે હસીને જવાબ કર્યો; "મારે લીધે જવાની ઉતાવર કરતા ના ! હજી તો બાર વાગવાના છે, અને મને સુવા જવા વાસ્તે તો એ ઘણું જલ્દી કહેવાય !"

"નહી, મી૦ પીરમહમદ, મને ઘણો લાંબો ટપ્પો જવાનો, અને તેથી હું પોતેજ જરા ઉતાવલમાં છેઉં," જાંહગીરે જવાબ કરયો. "તમે કહેશો તો હું કાલે પાછો તમોને બીજી બંદોબસ્તીઓ વાસ્તે અત્રે આવીને મળી જવસ."

"નહીં," પીરમહમદે જવાબ કરયો; "આવતી કાલે હું તમોને મલી શકશ નહીં. આવતી કાલે તો પુનામાં મોસમની છેલ્લી રેસ છે, અને ત્યાં હું છેલ્લીજ વાર નસીબ અજમાવવા જનાર છેઉં."— અને તે જરા ખરચાણું હસ્યો.

"ત્યારે કાલે રાત્રે આવી જાઉં ?"

"રાત્રે બી હું મલુ કે નહીં મલું. હું તો રમતા પંચી! ભુતનો ભાઇ!" પીરમહમદ હસ્યો; "પરમ દહારે બપોરે બાર વાગે તમો અહીં આવજો. હું ઘેરમાંજ રેહેવશ, તમોને તે સુટ થશે ?"

"ઘણુંજ સારી રીતે," જાંહાગીરે તાબેદારીથી જવાબ કરયો.

"ત્યારે સારૂં," પીરમહમદે કહ્યું. "હવે ત્યારે તમે તમારા પેહેલા પગારના રૂપીઆ આંગપર લઇ જાઓ, અને કાલે બધી તઇયારીઓ કરીજ નાખજો. મારે જેમ બને તેમ જલદીજ અત્રેથી નહાસવું છે. જો પેસેજ મલે તો આવતાં વિકમાંજ આપણે ઉપડી જઇએ. હવે તમે થોભો—હું એક મિનીટમા રૂપીઆ લેઇ આઉં રૂપીયા ત્રણસો બસ થશે કેની ? વધારે જોઇએ તો વધારે લેઓ ?"

"નહીજી, ત્રણસો તુરત વેલાના ખરચ વાસ્તે ઘણા પુરતા થશે," જાંહગીર નરીમાને શાંતીથી કહ્યું—અને ત્યારે પીરમહમદ પાસેના લાઇબ્રેરી રૂમમાં તે અવેજ લેવા ગયો, ને એજ મિનીટમાં પાછો ફરયો ત્યારે તેના હાથમાં સો સોની નોટના ત્રણ ટુકડા હતા.

"લેઓ આએ," તેણે તે જાંહગીરને પાસ કરતાં કહ્યું. "હવે પરમ દાહરે મલીને આપરે બીજી ડીટેલ્સ નક્કી કરી નાખશું."

જાંહગીરે તે નોટો લીધી, અને તેનું ધ્યાન ખેંચાયું કે નોટોની પછવાંડે પીરમસમદે પોતાનાં નામની સહી કરેલી હતી.

પીરમહમદ હસ્યો.

"નોટોની પછવાડેની માહરી સહી જોઇને તમો અજબ થયા ?" તેણે ખુલાસો કરયો. "આજે એ નોટો કેશ કરાવીને મારે નાધલી નોટો જોઇતીથી તે લેવા મેં મારા હેમક સીપાઇને મોકલ્યો, અને કોઈ વાંધો નહી કરે તેથી પછવાડે માહરાં નામનું એન્ડોર્સમેન્ટ આગલથી કરીજ આપ્યુંતું, પણુ તે ગાવડી રખડીને પાછો આવ્યો કે નાધલા ટુકડા કોઇ આપી શકતું નથી. મને લાગેછ કે તે કમપખ્ત કેઠે ગીઓજ નહીં હશે,—બાકી વટાવ લઇને કોઇ બી તે કેશ કરતે !"—અને તે પાછો હસ્યો, જ્યારે જાંહગીર નરીમાને એ

ખુલાસો સાંભળી સંતોષ પામતાં તે નોટો ઘડી વાળી ગજવાંમાં મુકી, અને પછી પીરમહમદને "થેંક" કરી તે તેની રૂખસદ ચાહતો ઉઠયો.

પીરમહ તેને બારણાં વેર વળાવા ગયો, અને ત્યાં તેઓ શેકહેન્ડ કરી છુટા પડયા, કે જ્યારે તે પછી પણ જવાંન પીરમહમદ, હજી ઉંઘ નહીં આવતી હોવાથી બીડીનો ખુશાળ ધુમાડો ખેંચતો આગલું બારણું બંધ કરી આગલાજ ઓરડામાં ઇઝીચેર પર પડી રહયો!



## પ્રકરણ ૨૭ મું.

—:•:—



જ વખતે તે અંધારા કમપાઉન્ડમાંથી એક આકાર બાહાર નીકળ્યો. અને જાંહગીર નરીમાન જે બાજુએ ગયો હતો તેથી ઉલટીજ દીશાએ ઝડપી કદમે આગળ વધ્યો. તે પેલો અમદુ હતો.

"કાંય, અમદુ?" તેને જોતાં સાથે "રાજા" જે તે બાજુએ એક અંધારા ઓથામાં તેની હજી વાટ જોતો ખોટી ને છુપાયલો હતો તેણે ઉલટમંદ પુછ્યું.

"પેલો ગીયો!" અમદુએ ધીમે સ્હાદે જવાબ કર્યો. "એ હમણાંજ તે બંગલામાંથી બહાર નીકળ્યો, અને હું તરત તમોને ચેતાવા આએ તરફ દોડી આયો."

"ત્યારે ઘણું બેહેતર છે," રાજાએ ખુશી થતાં કહયું. "હવે એક અરધો કલાક આપુને જાસતી થોભવું પરશે. એ પોરયાને વગેસગે થવાનો અને ગોંટાઇ જવાનો વખત આપવો જોઈએ. એનાં માયબાપ તો ઉપર માળ પરજ ઘોંટલો લેછ, પણ એ પોરયો નીચે સુવેછ એટલે એને વાસ્તે આપુને સાવચેતીમાં રેહેવાની ઘણી જરૂર છે."

ટુંકમાં, તે અરધો કલાક વાતચીતમાં ગબડાવી નાંખતાં તે બે લુચ્ચા બદમાશોને કશો વીલંબ થયો નહીં, અને પછી જુદે જુદે રસ્તે તેઓ બંને સરદાર કરીમખાનના બંગલા તરફ વળ્યા. તેઓને, એમ છતાં, રસ્તામાં સાદાં કપડામાં રોણ ફરવા નીકળેલો એક જમાદાર મલ્યો ખરો, કે જેના હાથમાં "બુલ્સ આઇ", રોશની

ફેંકનારૂં એક તેજસ્વિ માણસ હતું; પણ સારાં નસીબે તેણે તેઓને જોયા નહીં. તે રોશની સામી બાજુઓનાં બંગલાઓના કમ્પાઉન્ડમાં ફેંકતો એવાજ કોઇ રાતના પરોણા નેક નામદારોની જુસ્તેજોમાં આગળ વધતો હતો, કે જ્યારે આ બન્ને કોચીના સાહુકારો સામી બાજુની દેવાલમાં સંભાળથી દબાઇ રહયા અને બચી ગયા, જે પછી તેઓ પાછા આગળ વધ્યા.

તે બંગલામાં ઘુસવું કેવળ સેહેલ હતું. સરદાર કરીમખાન વરસોથી એ બંગલામાં એવા કોઇ ચોરાંટયા હુમલાની ફકર વગર નીડર રહેતો હતો, અને તેને ત્યાં રાતપાલીની ચોકી જેવું કશું હતુંજ નહીં.

પણ તેઓ ફસ્યા! જેવા તેઓ ઘણી સંભાલથી ઓટલા પર ચઢયા કે તરતજ પીરમહમદ જે હજી અંદર, ઉપર કહેવા મુજબ, તદન જાગતોજ બેઠો હતો તે તેઓનો સંસારો સાંભળતાં સાથે ઘણો અજબ થઇને બારણું ખોલી બહાર આવ્યો, અને તે બે લુચ્છાઓને જોઇને દબાયલો પોકાર કરે અથવા હીંમતથી સાંમો થાય તે આગમચ તો જે કાંઇ બન્યું તે ફકત એકજ સેકંડનું કામ હતું! રાજો જે એ જાતની ચોરી ચખારીમાં ઘણો બહાદર અને પ્રવીણ હતો, અને સમો સમાલી કયાં ને કેમ કામ લેવું તે બરોબર જાણતો હતો તેણે પીર-મહમદને જોતાં સાથે પોતાનો મોટો ભય અને જોખમ જોયો, અને ત્યારે જરા પણ અચકાયા કે થોભ્યા વગર, એક વીકાળ વાઘનીજ અદાથી ઉછલીને, તેણે તે ખોજા જવાંનને તેની ગળચીમાંથી પકડી નીચે નાંખ્યો, અને તેને એકદમ—એક અવાજ વટીક કરવાને વખતજ નહીં મળે તે કીસમે—તેનું ગળું તે કરપીને ઘુંટીને પીસી નાખ્યું!!

તે એક ખુંનખાર ખરો ભયભીત બનાવ અને દેખાવ હતો! ગરીબ પીરમહમદ તે બે ખુંનીઓના હીચકારા બસથી બચવા ઘણી અફડાતફડી કરવા ચાહતો હતો, પણ તે "એક કરતાં બે ભલા" હોવાથી કશા બી ઘોંઘાટ કે ગરબડ વગર સઘળું એક ઘડીમાં સરંજામ પાર ઉતરયું, અને તેઓ તેને પુરતી રીતે બેહોસ થયલો જોઇ, હવે ત્યાંજ પડતો મેલી, બેખોફ તીજોરીવાળા ઓરડામાં ઘુસ્યા. તેઓને માટે સઘળું તદનજ સેહેળ અને આસાન હતું.

તેઓ તીજોરીવાળા ઓરડામાં ઘુસ્યા. તે એક મોટી, વજનમાં ઘણી ભારી, લોખંડી તીજોરી હતી, કે જે ખરી ચાવી વના ઉઘડવીજ

મુશ્કિલ હતી; પણ રાજાએ બુઠ્ઠુ ભંડારી આગળ ખુલાસો કર્યો હતો તેમ તેણે તો મીણ પર ખરી ચાવીનો છાપ મંગાવીને ખરી જેવીજ ડુપલીકેટ ચાવી બનવાવી લીધી હતી. એટલે તેઓને તે મોટી તીજોરી ખોલવાનું જરા એ મુશકેલ થયું નહીં.

એમ તો તે તીજોરીમાં આગલજ કીંમતી કાગળ્યાંઓ વિગેરે ઘણું હતું, પણ તેનો પોંહચેલબુદ્ધી રાજાએ કશોજ લોભ કર્યો નહીં. તેની દયાન્ત તો ફકત સરદાર કરીમખાનને ત્યાંનું ઝવેરાત (જે કમમાં-કમ પાંચથી છ લાખનું અંકાયલું કહેવાતું હતું તે) હાથ કરી લેવાની હતી. તેણે, તેથી, તેજ ઢુંડવા માંડ્યું, અને અંતે એક મોટા ચોર વંડારામાંથી એક મોટી શોભીતી ઇસકોત્રી તેણે ખેંચી કાઢી, કે જેની ચાવી પોતાની પાસનાં હથ્યાર વડે ખુલી નાખવાનું તેને વાસ્તે એકજ મિનીટનું કામ હતું!

અને તે ફાવ્યો. તે ઇસકોત્રી ખુલતાં સાથે એવું એ કીંમતી જર જવ્હાંન—હીરા, મોતી, માણેક, પાણાં વિગેરે—તેની નજરે આવ્યું કે તે જોતાં સાથે તે બેઉ પીંઢારાઓની આંખ મોટી ખુશીમાં ચમકી રહી!

અને એટલુંજ બસ હતું. તેણે તે બધું ઝવેરાત પોતાના મોટા ખીસામાં ઉતારયું, અને પછી ખાલી બૉકસ જેમને તેમ પાછો બંધ કરીને અસલ જગ્યામાં બેસવી દીધો. વળી તીજોરીમાં કોઇને પેહલી નજરે કશો વેહેમ નહીં જાય તેમ બધું પાછું ગોઠવીને તેઓએ ઠીક ઠાક કરી નાખ્યું. તે એક, ઉપર કહયું તેમ, ઘણી મોટી અને ઉંડી તીજોરી હતી—એવી કે એક માણુસ અંદર આસાનીથી ઉતરીને સીધો ઉભો રહી શકે; અને, તેથી, તેમા પાછું બધું દુરસ્ત કરી નાખવાનું તેમને વાસ્તે ઘણુંજ સેહેલ થઇ પડયું,

તેઓ ઉતાવળમાં હતા. પીરમહમદ જેવું ગળું ઘુંટી નાખીને રાજાએ બેહોસ કર્યો હતો તે પાછો સુધીમાં આવે તે આગમચ તેઓએ ત્યાંથી ખલ્લી જવાનું હતું, જેથી એક ઝપાટામાં પોતાના એ મોટા ચોરાંટયા કારોબારથી પરવારી, તીજોરી બંધ કરી, બધાં બારણા પાછાં હતાં તેમ આસ્તેથી ને સંભાળથી બંધ કરતા તેઓ પીરમહમદ જે ખુંણામાં બેહોસ પડયો હતો ત્યાં આવ્યા.

તે હજી ત્યાંજ પડેલો હતો, તેથી તીરી જવા આગમચ બંને બદમાશોએ એક વધારાનું પુનનું કામ કરયું. તેઓ બંને ખુદ તેનાં બદન ઉપર વાંકા વળ્યા, અને તેનાં ખીસાંનો ભાર તેઓએ તદન હલકો કરી નાખ્યો. તેઓએ તેનાં ગજવામાં ગીની અને રૂપાં નાણું વિગેરે જે વેરવાર પડેલું હતું તે કાઢી લીધું, અને થોડીક બૅંક નોટસ તથા સુનાનો ઘડીઆળ છેડો પણ પોતાના ખીસામાં થેલવી દેવાને તેઓ જરા થઇને ચુકયા નહી.

અને પછીજ વેહેમ પડયો ! પારમહમદ લાકડું થઇને પડેલો હતો, અને હાથ ત્યાં હાથ અને પગ ત્યાં પગ જેવો મામલો હતો જે જોઇને રાજને એક અચબુચ ખ્યાલ થતાં એકદમ તરખાયો અને ચોંકયો. તેણે તરત જોઇ લીધું તે બેહોસ થયલો નહીં પણ ભયભીત કરીને મરણ પામેલો હતો ! બેશક. ખુંન કરવાની અને તેને જાનથી મારી નાખવાની તેની મકસદ નહીજ હતી, પણ દેખીતું હતું કે ઉશ્કેરણીના આવેશમાં તેણે તેના ગલાંમાં જોઇએ તે કરતાં વગારે આંગળાં ભોંકી દીધાં હતાં, અને અમદુએ મરનારના હાથ પગ દાબી દઇ તેને તરફડવાને બી તક નહીં આપેલી હોવાથી તે બાપડો જોઇએ તે કરતાં ઘણો વધારે જલ્દી-એક બે દચકાંમાંજ આખર થઇ ગયો હતો !

એ ઘણું બુરૂં થયું, અને તે મરણ પામ્યો હતો એમ માહીતી અને ખાત્રી થતાં તે બંને ખુની બદમાશો તમામ થથરી ગયા. રાજાએ તરત પોતાના ખીસામાંનું ચોર ફાણુસ કાઢીને કાંડી વડે સળગાવ્યું અને બહાર ઉજાસ નહી જાય તેમ બંને હાથના ઓથાઓથી સઘળું અજવાળું તે લાશનાં મોંહ ઉપર નાખ્યું, કે જ્યારે ખાત્રી થવાની કશીજ બાકી રહી નહી. તે મોહોતનાં "કનવલઝન્સ" સાથનો ચેહરો, મોહોત જેવોજ ફીકકો પડેલો, ઘણો ભયભીત દેખાતો હતો, અને આંખના ડોળા બીલકુલ ફાટી ગયલા હતા ! !

"શું મરી ગયો ?" અમદુએ થરથર ધ્રુજતાં પુછયું,—કેમકે ચોરીમાં ફાવીને નેહાલ થવાની અથવા પકડાઇને જેલમાં ચાંચરા મારવા જવાની એક વાત હતી. જ્યારે ખુંનમાં સપડાઇને ત્રણ લાકડે હીંચકા ખાવાની તદન જુદીજ અને દીગર વાત હતી !

"હવે કરવું શું ?" રાજાએ વિચારવંત અદાએ ગભરાતથી કહયું; "સહવારે આ લાશ પકડાઇ આવતાં આપુને આએ ખીસા-

માંતું વગેરગે કરવા અથવા કોઈ લાંબે ટપ્પે તીરી જવા જેટલો બી વખત રેહવાનો નથી !"

અમદુને એવામાં અચણુચ એક નાદર વિચાર સુઝયો.

"એને આપણે પેલી મોટી તીજોરી ઉંઘાડીને તેમાંજ ફેંકી દઈએ તો કેમ !" તેણે સુચવ્યું, "ગડબડ થતાં આસપાસના રૂમમાંથી કદાપી કોઇ જાગી ઉઠવાનો જોખમ તો થશે, પણ એ પોતે રોજ એમ મોડા આવવાથી એ જાતની ગડબડ વાસ્તે તેઓ તો નજરવસ થયલાં હોશે એટલે આપણું ફાવશું, અને જો ફાવશું તો રોજ તો કંઈ તીજોરી ઉંઘાડનાં નહીં હોશે તેથી કમમાંકમ એક બે દાહરાની આપરા હાથમાં છુટ્ટી રેહશે !"

રાજાએ, એ સાંભળતાં, ખુશી થઇને અમદુનો બરડો થોકયો.

"ઘણો નાદર ખ્યાલ છે એ તાહરો !" તેણે રાજી થતાં કહયું. "તું હવે માહરી તાલીમ ને તરબીઅત હેઠલ માહરા કરતાં બી જાસ્તી પાહવરડો બનતો જાએછ !"

તે પછી તે બંનેએ સંભાલથી તે લાશને ઉપાડી, અને પોતાની વચ્ચે સઘળું મૅનેજ કરીને બન્યું એટલી ચુપકીદી વચ્ચે તે મોટી ઉંડી તીજોરીમાં તે છુપાવી. તેઓએ કાચે પાયે કશુંજ કામ કીધું નહીં. તીજોરીવાલા ઓરડામાંજ મરનારે પોતાનો કોટ, ટોપી ને લાકડી મુકયાં હતાં તે વગેરે જોતાં સાથે તેઓએ તીજોરીમાંજ છુપાવ્યું, કેમકે, આપણે જોયું તેમ, પોતાને ઉંઘ ન આવતીજ હોવાથી હજી તેણે બુટ વગેરે ઉતારયાં નહી હતાં, અને આગલા હૉલમાં સીગારનો ધુંવો ખેંચતો તે એ નામદારો એ મકાંનપર હુમલો લાવ્યા ત્યારે હજી જાગતો પડેલો હતો. તેથીજ તો બાહેરનો સંચારો સાંભળી અજબ થતો તે એકદમ બાહેર ધસી આવ્યો હતો—તેનું મોહોત તેને સીતાબીથી ખેંચી લાવ્યું હતું !

ગરીબ તે ! તેનાં મોહને એ ધારેલી સેતાબી કરી હતી. જ્યારે જાંહગીર નરીને એક પગાર આંગપર આપીને યુરોપ જેમ બને તેમ જલદી તે ઉપડી જવાનું કેહતો હતો ત્યારે બીજા પા કલાકમાં જાલીમ જમ તેને એમ ઉતાવલે ઉપાડી જવા આવનાર હતો તેનો તેને એકે ભય અથવા ખટકો થયો ન હતો; અને તે આદમીની જીંદગીની નાપાયદારીનું ઘણુંજ અસરકારક મહત્વ બેતકરાર પુરવાર

કરે છે. તેના પર મંચી ફકીરો અને જાલ ઝવેરી પેલી પૉલીસીના પાપી લોભ થકી ખુંની અદાઓથી ટાંપતા હતા, અને તે યુરોપ જાએ ત્યારે તેને જાંનથી મારવા તેઓએ જાંહગીરની નોકરી એક મોટી લાલચે ભાડે વટીક લીધી હતી, અને તે છતાં તે બીચારો તો ઘરનેજ આંગણેથી આટલી બધી સીતાબી સાથે પેલી જેહાન પુગી ગયો, અને તે પાપીઓને ત્રણ લાખ નહી ધારેલા પચી જવાનો એ એક અતી અજબ પ્રસંગ થયો !

રાજો અને અમદુ તે પછી પણ સઘળું ઠીકઠાક કરવા ત્યાં થોડાક જારતી થોભ્યા. પીરમહમદ રાત્રે ઘેર આવ્યોજ ન હોય તેવું તેઓ બતાવવા માંગતા હતા. કોઇ બી કીસમે પેલું બેકીમતી ઝવેરાત વગેસગે કરી નાખવા અને આ માંથે ચઢી આવેલું મોટું વાદલ આસાંનીથી વીખરાઇ જાએ ત્યાં સુધી સલાંમતીની કોઇ જગ્યાએ જઇને છુપાઇ રહેવા જેટલો વખત હાથ કરવા તે બંને ખુંનીઓ આતુર હતા, અને તેથી સઘળું બરાબર હતું એ વાતની ખાત્રી કરીને, તે ખુંન થઇ ગયલું હોવા વાસ્તે કાંઇક કરાર જીવે તેઓ પોતાનાં પલીદ પગલાં સાથે નાબુદ થતા તે મોટા બંગલામાંથી બાહર પડયા.

## પ્રકરણ ૨૮ મું.

—:o:—



જમશેદ નરીમાનના જીવને કશી કળ વલતી ન હતી. તેણે હજી પોતાના બંગલાનો કબ્જો લીધો ન હતો, અને હજી તે હૉટલમાંજ પડી રહેતો હતો, પોતે એક લખોપતી શેઠીઆ તરીકે જાહેર થઇને પોતાનાં બંગલામાં થર પડયા આગમચ તે એ વાતની બ્યવસ્થા કરી લેવા વાસ્તે ઘણો ખંતી હતો. એક તો પેલી જરમન ઓરત, જેણે તેને જાંનથી મારવા વાસ્તેના કસમ લખી વાલ્યા તેનો પત્તો મેલવી તેને શાંત કરવા, અને બીજું તો પોતાનો હીણભાગ્ય ભાઇ, જે તેનાં પોતાનાંજ કરપીણપણાના એક નિરદોશ ભોગ તરીકે જેલની ઘણી જાલીમ

સજા ભોગવી જેલમાંથી હવે છુટ્ટો થયલો હોવો જોઇએ તે જો અગ્રેજ કેદે હોય તો તેની ભાલ મેળવીને તેને મનાવી લેવો; અને તે સઘળું પોતાના પૈસાની મદદથી ઘણું આસાન ને સહેલ થઇ પડવાની તેને ખાતરજમા હતી.

દીલના ડંખનું દુઃખ ઘણું જબુન છે, અને તે જે બે મોટામાં-મોટાં પાપોનો જવાબદાર હતો તે પાપોની યાદ તેને હાલમાં ઘણો સંતાપતી હતી. તે દીલનો ઘણો પોચો હતો. તેનું હાર્ટ ઘણું નબલું હતું, અને ગુસ્સાથી બોલવા—જોરથી દોડવા અથવા ઉંચાઇએ ચઢવાની તેને મોટા ડાકટરોની ઘણી સખ્ત મના- હતી, તે એવું કાંઇ કરવા જતાં પટ દઇને પ્રાણ મુકી દેશે એમ તેને ઉપરાછાપરી ચેતવણીઓ વટીક મળી હતી, અને, તેથી, પોતાનાં દીલનો ચમટો જેમ બને એમ દુર કરવા, અને પછી સુખથી ને આરામથી પોતાની દોલત ભોગવવા વાસ્તે પોતાને બંગલે જઇને ઘર પડવાનો તેનો અરમાન હતો.

તે હોટેલમાં પડયો પડયો અવારનવાર એ ને એ બે ખ્યાલનોજ વિચાર કરયા કરતો હતો. ધારો કે તે જરમન ઓરત હમણાં મુંબાઇમાં હોય બી તો તે શું કરી શકે? ઘણું તો તે આવીને તેને દબરાવે, અને તે તેને એક મોટી રકમથી ચુપ કરી શકે: અથવા તો પોલીસના હાથમાં આપી હોય તો કોઇ તેની એ ઘેલીગાંડી વાત માનેજ નહી. વરસો તે વાતને વહી ગયા પછી તે બેહુંદો એવો એક દાવો રજુ કરતી આવે તે સામું તેણીને પોતાનેજ મુશેકલીમાં ઉતારી દે! જેઆ-સબરગ ખાતે તેના ભરથારની ધારાથી તપાસ થઇ હતી, અને કાયદાએ તેને અપરાધી ઠેરવ્યો હતો એટલે લોકો સરબસર તેને ઘેલીજ માને: મગર, એમ છતાં, તેના દીલનો ડંખ તેને મુકતો ન હતો એ વચમાં મુશ્કેલ મોટી હતી!

તે ઉઠયો અને તૈયાર થયો. તે જરમન અબળાની ફીકર કરતાં બી તેને તેના નિરૂદ્દેશ ભાઇની કાલજી અને ફીકર હાલમાં વિશેષ હતી, વાસ્તે તેની ભાળ મેળવવા તે એક "પ્રાઇવેટ ઍનકવાયરી ઑફીસ"માં ગયો. તે કોટમાં બેન્ક સ્ત્રીટમાં એક ખાસી મોટી ઑફીસ હતી, અને તે યુરપની ઍનકવાયરી ઑફીસોનાં ધોરણપરજ મુંબાઇમાં કાંમ કરતી હતી, પોલીસનું એક ડીટેકટીવ ખાતું કરો તેજ

ઢપ ને ધોરણનું અ એક ખાનગી ખાતું હતું, અને ઘણી અચ્છી જુસ્તેજોથી કોઇને કાંઇ ખબર અથવા ભાળ જોઇએ તે ઘણાં વાજબી કમીસનથી તે મેળવી આપતી હતી.

તેનો મૅનેજર મી૦ વેસ્ટન નામનો એક ઘરડો સારા દેખાવનો યુરોપ્યન ગ્રહસ્થ હતો, અને એક કલાર્કે જમશેદ નરીમાનને લઇ જઇને તેના રૂમમાં દાખલ કરયો, એટલે તેણે સભ્યતાથી તેને ખુરસી બતાવી પુછ્યું, "કાંઇ હુકમ છે, સાહેબ?"

"હું સાઉથ અફ્રીકાથી આવેલો છું," જમશેદ નરીમાને કહ્યું, "અને માહરૂં નામ ખરશેદજી લશ્કરી છે. આએ માહરાં હાલનાં ઠેકાણાં સાથનો કાર્ડ છે. માહરે ઘણી તાકીદથી કાંઇક ખબર મેળવવી છે, છે, અને મને એક ફ્રેન્ડે તમારી ઑફીસની ભલામણ કરેલી છે."

"ઠેકયુ," તે યુરોપ્યને ઉપકાર માનતાં કહ્યું; "મને વીગત નોંધાવશો?" અને તેણે જમશેદ નોંધાવે તેની નોટસ લખી લેવાની તૈયારી કરી.

જમશેદ નરીમાને હવે તે ઉપરથી જાંહગીરને સજા થવાની તારીખ નોંધાવી, અને તે હાલમાં જેલથી છુટો થયોછ કે નહીં, અને છુટો થયો હોય તો તે મુંબાઇમાં છે કે નહી અને કયાં રહેલો છે તે સઘળી તલાસ કરવાનું તે ઑફીસને સોંપ્યું.

"ઘણી સેહેલ વાત છે," મી૦ વેસ્ટને કહ્યું. "સજા થવાની તારીખ અને સજાની અવધ જોતાં એ આદમી જો જીવતો હોય તો હાલમાં જેલમાંથી છુટેલો હોવોજ જોઇએ; અને જો તેમ હશે તો એક "ટીકેટ-ઓફ-લીવ" કેદી તરીકે તેને હર મહીને પોતાનું ઠેકાણું પોલીસમાં જઇને નોંધાવવું પડતુંજ હશે."

"અને તમો પોલીસ તરફથી ત્યારે એ બાતમી મેળવી શકશો?"

"બચ્ચીતજ," મી૦ વેસ્ટને ખાત્રી આપી. "અમારૂં ખાતું રેજીસ્તર કરેલું છે, અને પોલીસ અમોને મદદ આપવા અને અમોથી બનતી મદદ મેળવવા હંમેશ ખંતી રહે છે."

"સારૂં, તાહરે તો ઘણું સારૂં," જમશેદ નરીમાને રાજી થઇને કહ્યું. "તમે ધારોછ કે ચોવીસ કલાકમાં તમે એ ખબર મેળવી શકશો? હું કાલે અત્રે આએજ વખતે જવાબ લેવા પાછો આઉં?"

"જી, હા, હું ધારૂંછ કે હું કાલે અત્યારે આએજ વખતે સઘળી બાતમીથી તૈયાર થઇ શકશ," તે યુરોપ્યને જવાબ કરયો.

"ઘણી મહેરબાની," જમશેદે ઉઠતાં કહ્યું. "હું કાલે અત્યારે ત્યારે આજ વખતે માહરા જવાબને વાસ્તે અત્રે પાછો આવશ. તમો તે દરમ્યાનમાં તમારૂં બનતું કરજો. ખરચ જો કાંઇ કરવો પડે તો કશીજ વાણ કરતા ના. એકને ઠેકાણે જરૂર હોય તો, દશ ખરચજો. હું ઘણાં લીબરલ કમીશન સાથે તમારૂં ખરચનું જે બી બીલ હશે તે તાબરતોબ કાલે પગાર કરશ."

મી૦ વેસ્ટને એ સાંભળી ઘણું હેસાન જાહેર કરતાં પોતાની બેઠક પરથી ઉઠીને તેને શેકહેન્ડ કીધી, ને તે વગી બારણાં વેર તેને વલાવા ગયો.

ચોવીસ કલાક વહી જવા પછી બીજે દહાડે તે આગલેજ દાહડેના વખતસર તે "એનક્વાયરી ઑફીસ"માં પાછો હાજર થયો, કે જયારે મી૦ વૅસ્ટને બધી વીગતવાર ખબરોનો ટાઇપ કરાવેલા કાગળનો એક કલીન તાર તેના હાથમાં મેલ્યો.

જમશેદ નરીમાને તે ઉપર નજર દોડાવી. તેણે જોયું કે તેનો ભાઇ હાલમાં કેદથી રીહાઇ પામ્યો હતો એટલુંજ નહી પણ સારાં નસીબે મુંબાઇમાંજ હતો, અને પરેલના ભોઇવાડા સ્ટ્રીટમાં હીરાજી કોચમેનનાં ઘરમાં રેહતો હતો.

તેણે, એ ઉપરથી, મી૦ વેસ્ટનનો ઘણો ઘણો ઉપકાર માન્યો, અને ખરચનાં બીલ અને કમીશન તરીકે ઘટે એ કરતાં એક વધારે મોટી રકમની ફીની એક નોટ તેની ટેબલપર મુકી, જયાર કેડે મી૦ વેસ્ટનના ઘણા ઘણા વળતા ઉપકારો વચ્ચે તે એ ઑફીસ છોડી ગયો.

"માહરે તાતે બાએજ ફટકો મારવો જોઇશે," તે દાદર ઉતરતાં મનમાં પટપટયો. "હું આજેજ જાઉં ને જાંહગીરને મલું. ઠામ ઠેકાણું એવી અચ્છી રીતે મેલવેલું છે કે એનું ઘર સોહોલથી કાહડતાં મને કશુંજ મુશકેલ થવાનું નથી."

તે મનથી ઘણો રાજી થયો. આખો દાહડો ફુરસદ હોવાથી અવારનવાર કોટના મોહલ્લાઓમાં જુની યાદો તાજી કરવા તે રખડવા નીકળતો, અને ત્યારે તેણે આએ "એનક્વાયરી ઑફીસ"નું પાટયું વાંચી લીધલું તેને બર વખત યાદ આવ્યું, જે તેને ઘણુંજ કામનું થઇ પડયું હતું.

તેણે હવે પોતાની પાકેટ—બુક ખેંચી કાઢી, અને મી૦ વેરટનવાળો પેલો કાગળનો તાવ તેમાં મુકવા તે ખોલી, જ્યારે ઘણી અજાયબી અને ઘણા ગભરાત વચ્ચે તેણે જોયું કે પેલી જરમન અગળા કેથેરીન વેબરનો કાગળ તેમાં હતો નહી ! તે કયાં ગયો ? તે કયારે પડી ગયો? તે તેના જાન લેવાની ખુલ્લી ધમકીનો એક કાગળ હતો, અને તે એમ ગેરવલ્લે જવાથી તે પાણી પાણી થઇ ગયો. તે કોણના હાથમાં ગયો હશે ? રખે કોઇનાં વાંચવામાં આવ્યો હોય ? તેને કયાંથી યાદ થઇ શકે કે હીરાજી કોચમેનના દીકરા ખસરૂભાઇની વીકટોરીયામાં પડી ગયલો હાલ તે ખુદ ખસરૂના સ્વાધીનમાં હતો ?

પણ તેણે મન મોટું કરયું. કદી તે કાગળ કોઇનાં વાંચવામાં આવ્યો બી હોય તોબી પણ શું થઇ ગયું ? ઘણું તો તે પૈસા કઢ—ડાવવાને વાસ્તે ધમકી આપનારો કાગળ કોઇએ લખ્યો હતો એમ તે કહી શકે, અને તે વાત કોઇને નહી માનવાનું ખરેખર કાંઇજ કારણ નહી હતું. હાલ તો તેણે, તેથી, જે વાત હાથ ધરી હતી તે પરજ તાકીદનું જ ધ્યાન આપવાનું હતું, અને તે વાત પોતાના જોડભાઇ જાંહગીરને મલીને પોતાની પક્ષમાં જેમ બને એમ મનાવીને પાછો જીતી લેવાની હતી.

તેને, એમ છતાં, દીસાદીસ પોતાના ભાઇને સોહોધતો જવાનું ગમ્યું નહી. હાલ તો તે ઘરમાં મલે કે નહી બી મલે, અને ઘણે લાંબે ટપ્પેનો નાહકનો એક ફેરો ને જંજાલ થાય ! તેણે, તેથી, તેજ રાત્રે સાત વાગતા પછી પોતાના ભાઇને રૂબરૂ મલવા જવાનું મનમાં ઠરાવ્યું.



## પ્રકરણ ૨૯ મું.

——:૦:——




રાજી કોચમેનનો બેટો ખસરૂ એસકોટાટ થઇને એ લખપતી ખરશેદજી લશકરીને બંગલે પોતાની ઇક્કી વિકટોરીયા ફડકાવતો ગયો તે પેલું પડી ગયલું કાગળ તે શેઠયાને પાછું સ્વાધીન કરવા જતો હતો. તે બાપ બેટા એકમત થયા હતા કે ખસરૂ જઇને જો તે ધમકી—પત્ર તે શેઠયાને પોતાનેજ હાથોહાંથ

પાછો આપે તો તે ઇનામમાં તે છોકરાને એક મોટી સારી ધરખમ રકમ આપ્યા વગર રહેજ નહીં.

ખુદ ખુદરત ખસરૂને જાણે નેહાલ કરવા માંગતી હતી ! સારાં નસીબે તે કાગળ તેની ગાડીમાં પડી ગયલો ખસરૂને હાથ લાગ્યો. અને વધારે સારાં નસીબે ખસરૂએ સ્હાંજના એક ન્યુસપેપરમાં તેજ શેઠયાનું નામ અને તેણે મલાબાર હીલપર એક મોટો કુશાદે બંગલો ખરીદયો અને પોતાને વાસ્તે ખાસ આરાસ્તા કરાવ્યો હતો તે સઘળા શુભ વર્તમાન વાંચ્યા. ત્યારેજ તેણે જાણ્યું. તે કાંઇ જાથુકનો ન્યુસપેપર વાંચવાવાલો નહી હતો, પણ, આપણે આગળ જોઇ આવ્યાં તેમ, તે કોઇ ભાડાંની વાટ જોતો કોટમાં બોમ્બે કલબ આગળ ઉભેલો હતો તેવામાં બે પૈસા કડવા કરીને તેને જરા ન્યુસપેપરમાં માથું ખોસવાનું અચબુચ મન થયું, અને પરીણામ આટલું બધું લાભકારક આવ્યું ! જો એ નહીં થવા પામતે તો એ કાગળ મલવા છતાં, તેમાં ઠામઠેકાણું કશું દર્શાવેલું નહીં હોવાથી, તે તેને કશાંજ કામનો થઇ પડતે નહી.

અને એ મુજબ હાલમાં ખસરૂ એક મોટાં ઇનામની લાલચપર ઓસકોટાટ થઇને પોતાનીજ વિકટોરીઆ ફડકાવતો નેપ્યનસી રોડપર મી૦ લશકરી ને બંગલે પેલું કાગળ આપવા જતો હતો. તેને આજે કોઇ ભાડું મેળવવા બી પરવાહ નહી હતી. તે ઘણીજ તજુમલથી તૈયાર થયો હતો, અને ઘણું સારૂં ખાતીને પાછો ફરવાની ઉમેદમાં હતો.

પણ તેને સખ્ત નાઉમેદી થઈ. મી૦ લશ્કરીનો ઘણો નામીચો બંગલો તેને મલ્યો ખરો, પણ તેને કહેવામાં આવ્યું કે શેઠ હજી બંગલાનું પઝેશન લેવા આવ્યાજ ન હતા, અને કયારે આવશે તે તેનાં માનમાં આગમચથી ત્યાં એકડા થયલા તે નોકર નફરોના રસાળા-મસાળામાંથી કોઇ કંઇ જાણતું પણ ન હતું.

ખસરૂ, તેથી, ઘણોજ નાઉમેદ પાછો ફર્યો. તેને ઘણુંજ અજબ લાગ્યું. તે એક લખપતી મુંબઇમાં છતાં કેડે બહાર રહેતો હતો, અને પોતાના ખાસ તૈયાર કરાવેલા બંગલાનું પઝેશન નહીં લેતો હતો તેનું કારણ શું ? તેના તબેલામાં તેના ગાડી ઘોડા તૈયાર હતા, અને તે છતાં તે ભાડુતી વિકટોરીઆમાં દમકયા કરે એ શું ?

તે રાત્રે તે ભાડું કરીને પરવારેલો જ્યારે ઘેર પાછો ફરયો ત્યારે તેણે પોતાના બાપ સાથે એકાંતમાં તે બાબે પાછી મસલત કરી, અને તે બાપ પણ તેટલોજ અજબ થયો. છેવટે તેઓ એકમત થયા કે કાગળ હાલ તરત તો થાવો. ઉંચોજ મેળવો, અને થોડા દહાડા ગયા પછી પાછી પેલા શેઠયાની તેને બંગલે જઇને જરા ખબર લેવી.



## પ્રકરણ ૩૦ મું

—:o:—



નજી એકલી હતી. હીરાજી કાચમેનના કાકાના છોકરાના છોકરાનું વરસ હતું, અને વરસ ખાવા હીરાજી, આવાં ડોસાં અને ખસરૂભાઇ સ્હાંજથી ભપકોસપકો કરીને ગયાં હતાં. નજીને તેઓ સાથે લઇ ગયાં નહી હતાં. આપણે આગળ વાચી આવ્યાં તેમ તે ગરીબ માબાપ વનાની છોકરી હીરાજીને ત્યાં પોતાની વાઉ મારી હસ્તક એક ટુકડખોર જીંદગીએ જીવતી હતી. આ નાકદર દુન્યામાં મુફલીસ અને વળી માબાપ વગરના થવું એના જેવી જાલીમ કમનસીબી બીજી કઇ થઇ શકતી હશે? તેઓ તેને ઘર તપાસવા એકલી બેધડક ઘરમાંજ છોડી ગયાં હતાં.

પણ નજી બી પોતે કાંઇ કાચીપોચી નહીં હતી. તેઓની પીઠ ફરી એટલે, સાલ્લો ઓઢવી, નજી આગલાં બારણાંને તાળું મારીને બેધડક ગલીને નાકે હોરમજજી દુબાસ કરીને એક બીજો પારસી રહેતો હતો તેને ત્યાં વખત ગુજારવા ચાલી ગઇ. તે પારસીની દીના કરીને નજીનીજ ઉંમરની એક છોકરી હતી તેની સાથે નજીને ઘણાં સારાં સહીઆરાં હતાં, અને આવાં ડોસાં નજીને કંઇ કામેકાજે (બજારમાં કાંઇ લેવા મુકવા) મોકળે ત્યારે બી દસ મિનીટ દીનાને ત્યાં આવાં ડોસાંની હરસે ડોકું ખોસ્યા વના ઘેર પાછી જવાનો તેનો ધારોજ ન હતો. એટલા વાસ્તે હાલ પણ નજીએ ત્યાંજ હેરયું લીધું, અને તે બેઉ સમ વયની સહીઓ આગલી નાથલી, ઓટલી પર, જાલી બહારથી બંધ કરીને, ખુરસીઓ મુકી વાતે બેઠી.

એ મુજબ વીસેક મિનીટ એલારપેલાર વાતચીત કીધી હશે તેત્રામાં નજીએ દીનાને અચબુચ કોપરચું મારયું.

"પેલો જાયછ તે જોયો કે ?" તેણીએ કહયું.

"એ કોણ છે જે ?" દીનાએ આસ્તેથી પુછ્યું,—કેમજે તેણીએ જોયું કે ઇંગ્રેજી લેબાસમાં ઇંગ્રેજ જેવોજ કોઇ જવાંન, નીચી મુંડીએ, રસ્તાની સાંમી સાઇડેથી ચાલી જતો હતો. "એ ઇંગ્રેજ છે કે પારસી ?"

"નહીરે મરે, પારસી છેને !" નજીએ કહયું. "એ અમારાં ઘેરમાં પહેલે માલે પેલો ભારૂત રહેલો છે તે બહાર જયેછ ત્યારે તો સાહેબનાં કપરામાં ભપકો કરીને ઘણા તાપમાં જાયછ, પણ છે ત્હારે તો બીચારો ઘણો ગરીબ. સાત રૂપીઆ માસીને ભારાંનાં આપેચ, અને ઓરડામાં ફર ફરનીચરની તો કંઇ જાત બી નથી."

"તે તું કાંહાં જોવા ગેઇ ?"

"મને માસી અવારનવાર કામેકાજે એની આગળ ઉપર મોકલેચ," નજીએ સમજાવ્યું. "ભારૂં ચહરી ગયલું તે માસીએ મને તે દાહરે તકાજો કરવા મોકલી, પણ આપરે તો જઇને એવી સાલેસાઇથી વાત કીધી કે બીચારાએ તર ને ફર તરત ભારૂં ફેંકી દીધું !"

જાંહગીર નરીમાને, અલબત, તેને વિષે થતી તે વાતચીત કશી સાંભળી નહીં. તે તો નીચી મુંડીએ ચાલ્યોજ ગયો. તે તેનાં ધ્યાનમાં હતો. તેણે તો તે છોકરીઓને તે ઘરની ઓટલી પર ખુરસી માંડીને વાતચીત કરતી બેહેલી વટીક જોઇ ન હતી. તે તો પીરમહમદે આપેલા પેલા સો સોની નોટના ત્રણ ટુકડા કરનસી બેંકમાં વટાવીને પાઘરો ખરીદીએ ગયો હતો, અને ત્યાંથી હાલમાં ઘર પાછો ફરતો હતો. તે તો પીરમહમદ સાથે યુરોપની મુસાફરીએ જવાની તૈયારી કરવા પડેલો હતો. તેને શું ખબર હોય કે પીરમહમદને આગલી રાત્રે તે છોડી આવ્યો તે પછી એકજ કલાકમાં તે બીચારો જાનથી બેજાન થયલો દુન્યાપર થઇ ગયો હતો, અને દોજખી રાજાનાં તે નેહેસ્ત પાપનો બોજ મોડે વહેલે તે ચોરયાસીનાં ચકકરમાં ફસેલાનાં નિરદોશ શીર પર આવીને ચોંટવાનો હતો ?

તે પોતાનાં ઘરમાં દાખલ થયો. નજી નીચેનું બારણું તો બંધ કરી ગઇ હતી. પણ તે પોતાના દાદર પરથી પોતાના માલ પર જઇ શકયો, જેવામાં પેલા હાથ પર તે બે છોકરીઓની વાતચીતે એ પછી એક નવીજ વલાંણુ લીધી.

તે એક દીલખુશ ચંદણી રાત હતી, અને હીરાજીવાલાં જમવા ગયલાં રાત્રે છેક અગીઆર વાગા પેહેલાં ઘેર પાછાં નહી ફરી શકે એમ હતું, એટલે દીનાએ દરખાસ્ત કરી કે આજે નાજાંએ રાત્રે તેની સાથેજ તેને ઘેર જમવું, અને પછી તેના ભાઇ હોમીને લઇને તેઓએ ત્રામમાં કોલાબા સુધીની એક સહેલ કરી આવવું.

"ઓ માય, માસી જાણે તો મારૂં ડોકુંજ મરડી મુકે તે હું કેમ આઉં?" નજીએ ફીકર બતાવી—જોકે તેને જવા તો ઘણુંજ ગમતું હતું.

"હવે માસી કાંહાં જાણવા આવવાનાં છે?" દીનાએ ટણુકો કરયો. "સારા નવથી દસ વાગામાં તો આપરે ઘેર પાછાં આવતાં રહીશું."

"પણ તારાં માય બાવા કલ્લો નહીં કરશે?"

"નહી રે, તે લોક શાંનો કલ્લો કરે?" દીનાએ જવાબ કરયો. "સાથે માટીડા જેવો મારો હોમી ભાઇ આવશે કેની?"

"પણ મુનું તારે ઘેર જમતાં મને ઘણું ખરાબ લાગશે!"

"હવે તું બી અમથી એમ ચીબી ના થયા કરની, નજી!" દીનાએ ખરાં દીલથી ગુસ્સો કીધો; "મારાં માય બાવા કાંહાં તારી બધી વાત નથી જાણતાં જે તેની વાત? તારાં માસીનો તારી પરનો જુલમ જાણીને એ લોક તો બીચારાં કેવી તારી કદર બાયચ! તું મારી સાથે જમશે તે એ લોકને તો સાંચું ઘણુંજ ગમશે."

અંતે થોડી વધુ તકરાર પછી એજ નક્કી થયું—અને ત્યારે દીનાની રજા લઇ ઘેરમાં દીવો લોબાંણુ કરી આવવા ને સાડી બદીઆંન બદલી આવવા નજી પોતાને ઘેર ઘડીચપકો પાછી ફરી.

તેને ઘણી વાર લાગી નહીં. તેણે દીવા કીધા, ઓટલા પરનું મોટું ફાનસ સલગાવ્યું, લોબાંણ ફેરવ્યું અને ચુલો પાછો ભારી દઇને બીછાણાં કીધાં. તે પછી એક ઝપાટામાં તેણે એક સોનજી સાડી અને એક ચટાપટાનું વાસકુટ પેહેરી લીધું. સાથે દીનાનો ભાઇ હોમી

બી તો આવવાનો, ત્યારે "કંઇ મરે, જરા ભપકો કરયા વગર ચાલે ?"

અને તે એમ તૈયાર થઇને ચુપચુપ સટકી જવા અલકસે તાલુ મારતી હતી. તેનાં મનમાં કે ઘેરમાં મોડી રાત સુધી તે નહીં હતી તે ઉપરવાલો બાહુત બી નહીં જાણે તો વધારે સારૂં, કેમકે તે ભુલે-ચુકે બીજે દહાડે જો માસા માસી આગળ એ વાત વારી દીએ. તો કાલનો દુકાળ આજેજ પડે! તે પોતાની જીવતી દાકણ જેવી માસીથી ઘણી થથરેલી ને બીહીધેલી રેહેતી હતી.

પણ અરે, મોહકાન પર મોહકાન! તે હજી તો તાળાંમાં ચાવી ફેરવે તેટલાંમાં બાજુમાંના દાદર પર પગલાં વાગ્યાં, અને નજીની ઘણી હભતઘસક વચ્ચે તે બાહુત પોતેજ ભુત જેવો નીચે ઉતરી આવ્યો!

"કથે જાઓછ, માય?" તેણે નજીને બારણું બંધ કરતી જોઇને નરમાસથી પુછ્યું.

"જી હા," નજી ગભરાઈ ગઇ; "કંઇ કામ છે?"

"હા જી, જરા મને મેચ-બોકસ જોઇએછ," જાંહગીર નરીમાને કહ્યું. "મને યાદ નહીં રહયું, નહીં તો હું લેતોજ આવતે. મારે ત્યાંની દબ્બી પુરી થઇ ગેઇછ."

"કંઇ નહીજી, હું આપુંચ," નજીએ પાછું બારણું ઉઘાડી નાખતાં કહયું—અને તે અંદર મેચબોકસ લેવા ગઇ. તેટલાં તેને એક અજબજેવો વિચાર આવ્યો. આ કોઇ દેખીતો ઘણો ભલો માણસ હતો, અને તે તેને ખરી વાત કહી દઇને પોતાના વિશ્વાસમાંજ લઇ લે તો કેમ? તે સૌથી બેહેતર થઈ જાય!

"લેવોજી," અંદરથી મેચબોકસ લાવીને જાંહગીરને આપતાં તે બોલી;—અને પછી બોશકઇ બોશકઇને વધારયું, "જી, એક વાત કેહુ?"

"હા, બેલાસક બોલો," જાંહગીરે જરા મનથી અજબ થતાં કહયું.

"મકુંજે હું જરા મારી એક સહી સાથે ત્રામવેટમાં કોલાબા સુધી ચાંદરનાંમાં ફરવા જાઉંચ તે વાત કાલે મારાં માસાંમાસીને મેહરબાની કરી ને ના કહેતા," તેણીએ માંગી લીધું.

જાંહગીર હસ્યો. વારુ, હું નહી કહેવશ," તેણે કહયું—અને હસીને ઘણી મુરબીગીરીથી વધારયું, "ત્યારે તો તમોને ખરચ જોગું કંઇ જોઇશે. આએ લેશો?"—અને અજબ થતી નજીના હાથમાં ત્રણ રૂપીઆ સેરવી દઇ, તેના જવાબને વાસ્તે જરા બી થોભ્યા વગર મેચબોકસ લઇ તે ઉપર ચાલી ગયો.

નજી તો અજબ અજબ થઇ ગઇ. તેના તો જાણે માન્યામાં બી નહી આવે ? તેણીએ તે રૂપીઆ ખરંગ ખરંગ ઓટલા પર વગાડી જેયા, અને ત્યારેજ તેની પકકી ખાત્રી થઇ કે રૂપીઆ ખરા હતા ! [illegible] "અરે, આએ તો કાઇ ખરેખરા બાદશાહજ છે!" તે હરખાતાં તે જીગરે રૂપીઆ ગજવામાં સાચવીને ઉંચા કરતાં મનથી પટપટી, અને તે ઉપરના ભાડુતને તેણે પોતાનાં વીશ્વાસમાં લીધો હતો તેથી તે હવે નીરાંતના જીવે દીનાને ઘેર જવા પોતાનાં ઘેરથી બહાર પડી.

તેણીએ વળી ધણુંજ લેહરી જીવે રસ્તેથી જતાં બે આનાની લેવડી લીધી ! આજે મન ભાવતી મોજ કરી લેવાનાજ રંગમાં તે આવી ગઇ હતી, અને પાસે ત્રણ રૂપીઆની બાદશાહી દોલત, ખોદાની મોકળેલી, તેનાં ગજવામાં આવી ગઇ હતી તો પછી પરેલથી કોલાબા જતાં અને કોલાબાથી પરેલ પાછાં આવતાં ત્રામમાં કચર કચર ખાવા બે આનાની લેવડી તો લેવી જોઇએ કેની ?

તે ગઇ, અને તેને જવાને અરધો કલાક ભાગ્યેજ થયો હશે કે જ્યારે હીરાજી કાચમેનનું બારણું કાઇએ આવીને જોસથી ઠોકયું અને જાંહગીર ઉપર ઘણો અજબ થયો. એ કોણ ? હીરાજીને ત્યાં તો કોઇ હતું નહી, બારણે તાળું હતું, તે છતાં તે જેયા વગર એ ધપરધપર બારણું કોણ ઠોકતો હતો ?

તે બારણું ઠોકનાર, વાંચનાર પામી ગયાં હશે તેમ, કોઇજ નહીં પણ જમશેદ નરીમાન હતો, જે પોતાના ભાઇને સોહોધતો, ઠરાવ મુજબ, અત્રે હાલમાં તેને મલવા આવ્યો હતો. રખે જાંહગીર ઘરમાં નહી મલે તેની તેને આખે રસ્તે ઘણી ફીકર થતી રહી હતી, પણ તે છતાં તે આવ્યો હતો.

તેને હીરાજી કાચમેનનું ઘેર સોહોધી કાઢતાં કશીજ મુશ્કેલ થઇ નહીં હતી. ફકત તેણે એ ગલીમાં ગાડી આવ્યા પછી એક બે દુકાનો પરજ પુછી લીધું હતું, અને ઇધાણીબંધ હીરાજીનાં ઘેર આગળ વિકટોરીઆમાંથી ઉતરી પડી તેણે હીરાજીનું આગલું બારણું ઉપર મુજબ જોસથી ગબડાવ્યું હતું. જે સાંભળી જાંહગીર ઉપર એ મુજબ ચોંકયો ને અજબ થયો હતો. છેલ્લે, તે કોણ હતું તે જેવા અને નજીની તરફથી નજીની કદર બાઇને જવાબ કરવા તે પોતે સર

સર દાદર ઉતરી નીચે આવ્યો.

"અહીં કોઇ મી૦ જાંહગીર નરીમાન નામના પારસી—"તેને દાદર પરથી આવતો જોઇ જમશેદ નરીમાન પુછવા જતો હતો, પણ તે એકદમ અચકી ગયો! બંને ભાઇઓએ એકમેકને જોયા અને તાબરતોબ પીછાંણ્યા, જ્યારે જાંહગીર નરીમાનનું હઇયું ઉછાળો મારી તેનાં ગળામાં આવી ખુટયું.

"મારા ખુદા—તું અહીં?" તેણે ગુસ્સાનાં ગુંગવાટથી પુછયું-જ્યારે જમશેદ નરીમાન, શરમીંદો અને ખસ્યાનો, પોતાના જીવથી ગભરાતો તેની સામે ઉભો હતો!

અને, એ મુજબ, તે બે જોડભાઇઓ—એક દેવાદાર અને બીજો દાવાદાર—સામસામા, રૂબરૂ, વરસો પછી મલ્યા અને એકઠા થયા!!

## પ્રકરણ ૩૧ મું.

—:o:—



મરનાર પીરમહમદનું ખુન થયા પછીની બીજી સહવારે પોતાના શેઠને જમાડનાર મરનારનો ખાસ ખીદમતગાર અને હજુરયો અલી તેના ઓરડામાં ગરબડ કરયા વગર આસ્તેથી દાખલ થયો. બારણું અળગુંજ હતું. તેણે તે બાહેરથી પહેલ ઠોકયું, ને જ્યારે જવાબ અંદરથી નહિજ મલ્યો ત્યારે તે અજબ થતો તે ઓરડામાં દાખલ થયો, કેમ જે પોહર દાહડો ચઢયો હતો, ને તે ગમે એટલો મોડો સુવા જાય તો પણ ઉઠવાને એટલું મોડું કદી કરતો ન હતો.

ઓરડો ખાલી હતો, અને ત્યાં કોઇ હતું નહિ! તે સમજયો કે ઘણી વખત બનતું હતું તેમ તેનો શેઠ આગલી રાત્રે બહારજ કેઠે સુતો હશે, અથવા કલબમાંજ છાકટો થઇ પડયો હશે! એમ આગળ ઘણીક વાર બન્યું હતું. પીરમહમદ જુગારની ટેબલ પરજ રોકાઇ રહેલો ઘણીએક વખત રાત ત્યાંજ ગુજારી છેક બીજી સહવારે કે બપોરે પાછો ફરતો હતો, અને તેથી તે નબરવસ થયો.

સરદાર કરીમખાંન પણ તે રાત્રે તેનો દીકરો ઘર નહિ આવ્યો હતો તે જાંણીને કશીજ રીતે અજબ થયો નહિ. તે હવે એ

રખડેલ અને નાલાયક દીકરાને વાસ્તે સદંતર બેપરવાહ બની ગયો હતો. ખરી રીતે તો તેણે યુરપની મુસાફરીએ નિકળવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો ત્યારે તે ઘરડો બાપ મનમાં ને મનમાં સૌથી ઘણો રાજી થયો. તેને એમજ લાગ્યું કે જો કાંઈ બી તે છોકરાનું તેની બુરી સંગતો અને રોજની ખરાબીઓથી તેને બચાવીને તારણ કરી શકે તો તે એજ હતું, અને તેથી તેને જવાની તૈયારી કરતો તે એક વારનો કાલજીવંત પીતા ઘણી આતુરતાથીજ છુપી તપાસથી જોતો હતો. કાંઈ નહિ તો તેની તબીયત જે અનિયમીત રખડેલપણાંથી રોજ બીગડતીજ આવતી તેમાં તો સુધારો થશે ?

તે બાપ દીકરાઓ વચ્ચે આ આગમચ અનેક કજ્યાઓ થઇ ચુકયા હતા. જવાન પીરમહમદ મોટાં મોટાં કરજો કરીને બાપની મદદ સોહધતો પાછો ને પાછો આવતો, અને તેને જે મોટી રકમનો દરમાયો દર મહીને ને ડોસા તરફથી મલતો હતો તે ઉપરાંતની એ રકમો તોલવી પડવાને લીધે તે ઘરડો બાપ હરહંમેશ ઘણો ગુસ્સે થતો હતો. તે બબડી ભભડીનેજ આપતો, ને આપતો ત્યારે તે છેલ્લુંજ હોવાની તાકીદો પર તાકીદો કહીને આપતો, અને તે છતાં વળી પાછું ને પાછું તે આપતો રહેલો હોવાથી તે છોકરો જાસ્તી બીગડતો ગયો હતો.

એમ છતાં દુન્યામાં દરેક ચીજની હદ હોય છે, અને તે મુજબ સરદાર કરીમખાનની એ જાતની પોતાના બેટા જોગી ભલાઇ અને ધીરજની પણ હદ આવી ચુકી; અને ત્યારે મુર્ખ પીરમહમદ મોટાં બ્યાજે "બાપ મરે બમણા" લખાવી લેનારા મારવાડીઓનો અથવા મારવાડી જેવા લોભ્યા સાહુકારોનો આસરો સોહોધતો ગયો. તેની મોટી ખોટ હર પ્રકારના જુગાર અથવા સરતોમાંજ થતી હતી, અને એજ સંજોગોમાં તે જાલ ઝવેરી અને મંચુ ફકીરાના કરપીણ ફાંસમાં ફસી ગયો. તે લોકોએ તેને નાણું ધીરયું ખરૂં, પણ તે રકમ માટે ત્રણ લાખની એક મોટી પાદશાહી પોલીસી તેની જીંદગીના વીમાની તેના કને ઉતરાવી લીધી, અને તેનું પ્રીમીયમ, એક વરસનું, તેને ધીરેલા અવેજમાંથી તેના પાસે ભરાવી દઇને તેઓ તેની જીંદગીની આખેરીનીજ પાપભરી ગણત્રીઓ ને યોજના કરતા બેઠા. !

હવે ખુંન થયું તે રાતની બીજી બપોરે સરદાર કરીમખાન પોતાના કીંમતી રાચરચીલાંથી સજાવેલાં ડ્રોઇંગરૂમમાં એકલો હતો. તે એક ઘણો સુસ્તી પેદા કરનારો ડલ દહાડો હતો. તેણે તે દિવસનું "ટાઇમ્સ" ખોલ્યું અને જાણે વખત ગુમાવવા વાંચતો હોય તેમ એક છેડેથી બીજા છેડે સુધી તે વાંચવા માંડ્યું, જેવામાં પીરમહમદનો ખાસ નોકર અંદર આવ્યો. તેણે આવીને ખબર આપતાં કહયું કે કોઇ આસાગી પીરમહમદ શેઠને તાકીદનાં કામસર મળવા આવેલો બહાર ખોટી હતો.

"તેનું અહીં શું ભેજું ખાવા આવ્યો ?" સરદારે ગુસ્સાથી બબાડયું; "તેનેજ જઇને કાંય નથી કેહતો ?"

"જી હા, મુરબ્બી, પણ પીરમહમદ શેઠ ઘરમાં નથી," તે નોકરે માનથી જવાબ કરયો.

"ત્યારે જઇને તે જે મળવા આવ્યો તેને એમ કેહે !"

"તે કંઇ લઇ આવ્યોછ, મુરબ્બી; હું ધારૂંછ કે પીરમહમદ શેઠની પોતાનીજ કંઇ મતા છે," તે ખીદમતગારે બીહીતાં બીહીતાં સમજાવ્યું.

"અચ્છું ત્યારે, જે હોય તે લઇ લે, અને ત્હારો શેઠ આવે ત્યારે તેને સ્વાધીન કરજે ! મને કંટાળો ના આપ !"

તે નોકર બાહેર ગયો, અને જરા વારમાં વળી પાછો ફરયો.

"તે એમ કહેછ, સાહેબ, કે જો પીરમહમદ શેઠ ઘરમાં નહિ હોય તો આપ મુરબ્બીને પોતાનેજ મળવા તેને ઘણી જરૂર છે," તેણે કહયું;—અને સરદાર કરીમખાન જરા ગુસ્સે થયો. તેને તેના ભુંડા દીકરાને લીધે એ જાતનો બીનહાંસલ કંટાળો ખમવાનું જરા થઇને પસંદ નહી હતું.

"તે કહેવા શું માંગેછ ?" તેણે ખીજવાઇને પુછ્યું; "તેનું નામ શું છે ? એમ કરીને કોઇ એનો માંગનાર ઘરમાં ઘુસવા મંગતો હોશે !"—અને પછી જરા વારે કકડાતના ગુસ્સાથી વધાર્યું, "બોલાવ !"

તે નોકર બાહેર ગયો, ને તે મલવા આવનાર અંદર આવ્યો. તે એક મોટાં પેટનો લીલાધર નામનો વાણયો ઝવેરી હતો. તેની બાહારકોટમાં ઝવેરાત વેચવાની એક ધીકતી દુકાંણ હતી, અને મારગીજ દાગીનાપર ન્હાની મોટી રકમોની ધીરધારનું

પણુ તેને ત્યાં ખાતું હતું. તે હાલમાં એશકોટાટ થઇને આવ્યો હતો. હાથપર મોટા રાજવંશી હીરાઓની વીંટીઓ ઝલઝલ થતી હતી, ને બનાતના ડગલાપર મશીન પૉલીશ સુન્નાનો એક જાડો (ઘડયાળનો) છેડો લટકાવેલો હતો. માથાંપર સાઇકલ કેપ હતી.

"માફ કરજો, મુરબ્બી સાહેબ," તે ફીકકું હસતો અંદર દાખલ થતાં કેહવા લાગ્યો; "હું આપને તસ્દી આપતે નહી—"

સરદાર કરીમખાન પોતે જે સોફા પર અઢેલાયલો હતો તેની બાજુમાંની તેણે તેને ગંભીરતાથી એક ખુરસી બતાવી. શેકહેન્ડમાં તેને હાથ આપવાની તેણે કશી દરકાર દેખાડી નહીં.

"શું છે આ!" સરદારે તેને માફ માંગવાનાં તાઝીમતવાઝવાળા તેનાં તાહેલામાં રોકી નાખી પુછ્યું.

તે ઝવેરીએ પોતાની અને પોતાની ઝવેરાતની મોટી ધીકતી દુકાણુની એક અંદરખબરરૂપી ઓળખ આપી, અને વધારયું, "આજે સહવારે હું માહરી દુકાણુપર નહી હતો તે વખત કોઇ આએ એક ઘડીઆલ છેડો માહરે ત્યાં મારગીજ મુકી ગયો, મુરબ્બી."—અને તેણે ઝવેરીઓને ત્યાં હોય છે તે જાતનાં પતલાં સુફેદ-બલુ કાગળમાં તે જે ઘડયાલ છેડો પોતાની સાથે બાંધી લાગ્યો હતો તે પેકેટ ગજવામાંથી કાઢીને છોડવા માંડયું.

"તમારી કંઇ ભુલ છે, મી૦ જવેલર," સરદારે કંટાલાથી કહયું; "એ વાત સાથે મને શું નીસપત હોય?"

"આપ સાહેબ એક મિનીટ ધીરજ રાખશો?" તે ઝવેરીએ માંગી લીધું;—અને તરત આગલ ચલાવ્યું, "હું દુકાણુમાં હોતે તો એ મારગીજ લેતેજ નહી, કેમજે ચોરીના માલ પીછાણુવાની ખુદાએ મને ઘણી અજબ જેવી શેણુ આપેલી છે—"

"ત્યારે એ કોઇ ચોરીનો માલ તમારે ત્યાં મારગીજ કરી ગયું?"

"જી હા, મુરબ્બી; ને તે માહરા મુરખા જેવા મદદનીસે આપજી કરીને લીધો, કેમજે દેખીતી ૫૦૦ ની મતા પર ફકત ૨૦૦જ ધીરવાના હતા."

"ને મારગીજ કરવા કોણુ આવ્યો હતો?"

"કોઈ મરાઠા જેવો હતો એમ કેહવામાં આવેછ," લીલાધરે સમજાવ્યું. "ચોપડામાં સહી બાલાક્રિશના ગોવીંદને નામની કરેલી છે, ને ફરીરોડનું ઠેકાણું નોંધેલું છે. કેહછ કે તદન ગ્રહસ્થ દેખાવનો ડરેસ કરેલો હતો. કાંઇ થોડાક અવેજની તાકીદની જરૂર પડી હતી તેથી ફક્ત આઠ દહાડાને વારતે પોતાની મતા મારગીજ કરતો હતો એમ સમજાવી ગયો, ને મહીનાનું પુરૂં વ્યાજ ટકા લેખે આપવાની ઓફી હતી."

'વારૂ પછી ?"

"પછી મેં આગીને ઘડયાલ જોયું એટલે મેં તો તરતજ ઓલખ્યું," લીલાધરે હુશ્યારી મારી; "આએ જોવો, સાહેબ, અંદર નામ છે. મલબાર હીલપરના રીડજ રોડપર મી૦ બકલી બ્રાઉન નામના ઇંગ્રેજની ધરપકડ થઇ હતી તે નાદાર થયા પછી તેની બધી કીંમતી મતાનું લીલાંઉ થયું ત્યારે હું ત્યાં હાજર હતો, ને એ ઘડયાલ પોતાને ઘણું ગમવાથી આપ સાંહેબના સાહેબજાદા જેવણુને હું સારી પેઠે ઓલખું છું તેવણે તે મોટી બીડથી વધીને પોતે ખરીદયું હતું તે મેં નજરે જોયું હતું. જોન જેન્સની ભરૂસેદાર મશીનરીનું એ ઘડયાલ છે, ને પીરમહમદ શેઠે તે રૂ. ૩૫૦ નાં દામે ખરીદયું હતું."

' અને તેજ એ ઘડયાલ છે, ?"

"તેજ એ ઘડયાલ છે, મહેરબાંન," લીલાધરે જવાબ કરયો. "આ અંદર "પ્રીઝાન્ટેડ ટુ મી૦ બકલી બ્રાઉન"નું જે ઇનસ્ક્રીપ-શન છે તે મેં ત્યાં બરાબર જોયલું હતું તેથી એ બધી હકીકતની મને યાદ થઇ."

"અને તમો ધારોછ કે એ માહરા બેટા પાસથી ચોરાયલું કોઇ તમારે ત્યાં તદન ભલતું નામ ઠેકાણું આપીને મારગીજ કરી ગયોછ ?"

"એકએકટલી, સરદાર સાહેબ !"

"જોઉં ?"

લીલાધરે તે ઘડયાલ છેડો સરદારને જોવા આપ્યાં, જે તે સી. આઈ. ઇ. સરદારે થોડાક વાર ધ્યાનથી જોયાં.

"મને ધ્યાનમાં નથી," તેણે અરધું મોટે—અરધું મનસેં કહયું; "એ જાતનું ઘડયાલ એ પહેરેછ ખરો, પણ મેં હાથમાં

લઇને ચોકસાઇથી તે આગલ કોઈ દહાડે જોયલું નથી, પણ સબર કરો—એનો ખાસ ખીદમતગાર મબાદા એ ઓલખશે."—અને તેણે ઘંટ વગાડ્યો જેના જવાબમાં પીરમહમદનો તેજ હજુરીઓ દોડી આવ્યો, કે જેણે લગાર અજબ થતા લીલાધરને તે ડોસા આગલ દાખલ કરયો હતો, ને જે પછીથી બારણાં આગલ એ શું ઝમેલો હશે તે માટે તાજુબ થતો ખોટી થઇ રહયો હતો.

"અલી, આએ ઘડીઆળ જોની; તું એ ઓલખેછ?"

અલીએ તે એકજ મિનીટ હાથમાં લીધું, ને જોતાંની સાથે તે પોતાના માલીકની મતા હોવાનું જાહેર કરયું.

"એ શેઠ પાસ તેં છેલ્લું કયારે જોયલું?"

"ગઇ સ્હાંજે તેવણ બાહેર સીધારયા ત્યારે, મુરબ્બીજી"

"ત્હારી પકકી ખાત્રી છે?"

"તદદન પકકી ખાત્રી," અલીએ જોશથી કહ્યું; "એવણનો દરેસ વેસ્ટકોટ તયાર કરી આપ્યો ત્યારે તેમાં એ પોરવનાર હુંજ હતોની, મુરબ્બીજી? ઘડીઆળ વેસ્ટકોટમાં નાખીનેજ એવણને વેસ્ટકોટ હું પેહડાવુંછ, શેઠજી."

"વારૂ, ને આજે ત્હારો શેઠ કંઇ બોલ્યોતો? ઘડીઆળ પડી ગયું કે ચોરાઇ જવાની કંઇ વાત કાઢી હશેની?"

આજે રાત પછીથી શેઠ અતયાર તક ઘર આવ્યાજ નથી, શેઠજી."

"હજી સુધી નહીં?"

"બીલકુલજ નહીં," અલીએ જવાબ કરયો. "કદાચ મોડી રાત્રે આવ્યા હશે ને મોડે સુધી પોહોડી રહયા હશે કરી સહવારે છેક નવ વાગતે હું એવણને જગાડવા ગયો ત્યારે ઘરમાં ન હતા, ને હજીબી આવ્યાજ નથી."

લીલાધર ગંભીર થયો.

"હું આપને બીહીવરાવા નથી કેહતો, સરદાર સાહેબ," તેણે કહયું, "પણ મામલો રસ્તાસર લાગતો નથી. મને લાગેછ કે કોઇ બદમાશોએ ગઇ રાત્રે તમારા સાહેબજાદાને લુટયા હોય, અને—"

"અને માહરો છોકરો કંઇ કેથે હેરાંન હોશે—એમ?" તે સરદારે હવે જરા લગાર શંકાશીલ ને ફકરમંદ થતાં કહયું; "હું ધારતો નથી."

"મને બી હવે થોડો ડર માલુમ થાય છે, મુરબ્બી," હવે વળી અલી વચ્ચે પુરાયો; "એવણ રાત્રે નહીં આવવાના હોયછ ત્યારે હંમેશ મને કહી જાયછ, ને કપડાંની હેન્ડબેગ બી સાથે લઇ જાયછ. આજને વાસ્તે તો, ઉલટું, મને કહી ગયલા કે મને જલદી ઉઠાડજે ને ઘણો મોડે સુધી સુવા ના દેતો; ને ત્યારે હજી ઘેર આવ્યા

કેમ નહીં હોય?"

હું ધારૂછ જે પોલીસના હાથમાં આપવા જેવોજ આ એક કેસ છે," લીલાધરે ફેરફારને સુચવવાની હીંમત કરી.

તે સરદાર ચીતાતુર ઉઠીને ઉભો થયો,

"કાંઇ બી ગંભીર બુરૂં થયું હોય એ હજી બી માહરાં માન્યામાં આવતું નથી," તેણે કહ્યું; "પણ થોડીક તલ્લાશ કરવી જોઇએ."

"રાત્રે પીરમહમદ શેઠ કાંહાં જમ્યા હતા તે મને રોશન છે, મુરબ્બીજી," અલાએ કહયું. "અહીં નજીકમાંજ જાલ ઝવેરી નામનો એવણનો એક પારસી દોસ્ત છે તેને ત્યાં એવણને જમવાનું હતું એમ કેહતાતા. આપનો હુકમ હોય તો હું ત્યાં પગ મારીને—"

સરદાર કરીમખાન ગંભીરતાથી લીલાધર ભણી ફરયો.

"મને માફ કરજો—મેં તમોને પેહલાં હરોળમાં ઉતાવળથી કાંઇ માઠું લગાડયું હોય તો," તે ડોસાએ પ્રમાણીક સાદાઇથી કહ્યું; "તમે મને ખબર આપતા તસ્દી લઇ અહીં સુધી તરત આવ્યા તે ઘણી મેહરબાની થઇ, હું હવે તલ્લાશ કરશ."

"તમોને નહીં લાગતું, મુરબ્બી, કે પોલીસને એકદમ ખબર આપવા જેવોજ આ કેસ થયો છે!" લીલાધરે પાછી સુચના કરી.

સરદાર આનાકાની કરવા લાગો. અસલી જમાનાના આસામીઓ પોતાને લગતી કોઇબી વાતના જાહેરમાં ચુનોચેરા થતા સાંભળી કે સાંખી શકે નહીં તે માંહેલો તે એક માન પામેલો ઇજ્જતદાર આસામી હતો, અને પોતાના કપાત્ર દીકરાને લગતી નાલેશીઓ જાહેરમાં આવવાથી પોતાને ઘણું નરસ લાગશે તેની તે વૃધ્ધ આસામીને ઘણી ગંભીર ફીકર થઇ. તેના બેટાને કોઇ હોનારત થઇ હોએ એવી દેહસ્ત તો હજી બી તેને થઇજ નહીં. ઉલટો તેને એમ વેહેમ થયો કે તે પોતેજ કાંઇ સખ્ત તંગીમાં આવી ગયો હોય, ને તેથી તેણેજ

કાં ન એ મારગીજ સારગીજની પરભાડા હાથોએ ત્રેવડ કરી હોય ? તે રાતથી ઘર ન આવ્યો હતો એ એક લગાર ચીંતાતુર સવાલ હતો ખરો, પણ તોબી તે એકદમ એ અનુમાન પર કુદી પડવા તૈયાર ન હતો કે તેના દીકરાનો જાન કોઈ ફસાવતમાં હોય. તે દુન્યાથી ઓખલી ગયલો હતો ને નહીં ધારેલું કોઇ બી મારમસ્તીમાં રોકાઇ ગયો હોય, એજ તે ઘરડા બાપને વિશેષ સંભવીત લાગતું હતું. તે સામો, બની શકે તો, બોહારી ને ખરાબી સોહોવનાર પીરમહમદ પર મનમાં થોડુંક જાસ્તી ઘીલવાયો ને ખીજવાયો !

"તમે એ ઘડયાલ માહરે જોખમે મુકી જાઓ, મી૦ જવેલર," તેણે માંગી લીધું: "મને જરા તલ્લાસ કરવા દેઓ, ને પછી જરૂર જણાશે તો હું પોતેજ પોલીસને ખબર આપશ. તમે જોખમથી છુટયા !"

"જે મરજી આપ સાહેબની," લીલાધરે તે મોટા માણસના સુખનનું માન રાખી સખ્ખત તાબેદારીથી જવાબ કરયો-અને તે નમીને બાહેર જતો હતો ત્યારે તે સી. આઇ. ઇ. એ તેને શેકહેન્ડમાં હાથ આપ્યો, કે જ્યારે તેના જવા પછી સરદાર પેલા ખીદમતગાર અલી સાથ એકલો પડયો.

"હું એ વાતની કાચે પાયે કશી ઘરમાં ગરબડ થવા દેવા ચાહતો નથી, અલી," શેઠે તેને તાકીદ ફરમાવી; "એની માએ નાહક બીહી જશે, જ્યારે ખરેખર તો બીહવા જેવું કંઈ બી હોય એ હું ધારતોજ નથી. એ વાસ્તે આપણને કોઇ બી ગરબડ થવા દીધા વગરજ તેહકીક કરવાની છે, ને તું હમણાં ત્હારા કોઇ બીરાદરો આગલ બી અત્રે એ વિશે કશીજ વાત કરતો ના."

"જેે હુકમ, મુરબ્બી સાહેબ," અલીએ સખ્ખત તાબેદારીના બારથી ઝુકીને સલામ કરતા કહ્યું.

"અને હવે તું એમ કર," જરા વારે વિચાર કરી લઇને તે શેઠયાએ ફરમાવ્યું; "આએ માહરો કાર્ડ લે ને અહીંનાં પોલીસ સ્ટેશન પર જા, ને જે બી ઇન્સપેક્ટર ઇન ચાર્જ હાજર હોય તેને મને અત્રે મલવા બોલાવી લાવ."

અલી કાર્ડ લઇને દોડયો.



## પ્રકરણ ૩૨ મું.

—:o:—



એ પછી એકલો પડતાં તે ધનાઢય ગ્રહસ્થ જેમ જાસ્તી વિચાર કરતો ગયો તેમ જે બન્યું હતું તેથી થોડોક જ્યાદા ને જ્યાદાજ ફીકરમંદ થતો ગયો. પીર ઘર નહીં આવ્યો હતો એ તો દમ વગરની બીના હતી, પણ ગઇ સાંજે છેક મોડેથી તે જે ઘડીયાલ છેડા પેહડીને બાહેર ગયો તે આજ સહવારે આ લીલાધર ઝવેરીને ત્યાં કોઇ લુચ્ચો મારગીજ કરી ગયો એ શું બતાવતું હતું? એ વાત પીર ઘર ન આવ્યો તે બાબદ સાથ નીકટ તાલુકો ધરાવતી હોવી જોઇએ કે નહીં? એમ કાંએ નહીં બન્યું હોય કે મોડી રાત્રે પીર ઉપર કોઇ લુચ્ચાઓએ હુમલો કરયો હોય, તે બેહોસ થયો હોય, ને પોલીસ તેને ઓલખ્યા વગર પરભાડી કોઇ ઓસ્પીટાલમાં લઇ જઇ નાખી આવી હોય?

પણ તે બી કેમ બને? તેના બેટાને ઓલખવાલા તો કદમ કદમ હોય ને હોયજ. ખુદ પોલીસ બી તેને ઓલખતી, ને સરદારના એકનાએક ગાદીવારસ બેટા તરીકે માન આપતી હતી તે કેમ ભુલી જવાય?—અને તેવામાં અલી તે બાજુની પોલીસના ગોરા (વડા) સાથ ભાડુતી વિકટોરયામાં ત્યાં પાછો આવી લાગ્યો.

તે પોલીસમેનના પુછવાથી અલીએ અત્રે આવ્યા આગમચ તેની આગળ ઉપરટપકેનો ખુલાસો કરી દીધો હતો, જેથી થોડીક તલ્લાસ ઘણી હુસ્યારીથી તે કરતોજ આવ્યો હતો. તેણે તે તરફના પોલોસ સીપાઇઓને ત્યાં આવ્યા પહેલાં જમા કરીને તેહકીક કરી હતી, અને ત્યારે પેદર રોડના નાકા પર ( ખંબાલા હીલ પર ) આગલી રાત્રે પાહરા પર રહેલા સીપાઇ અહમદ બીમજીએ પત્તો આપ્યો કે અગ્યારેકને શુમારે તેણે પીરમહમદને ખુશાલ રમોઝ કરતો એક બીજો જે પણ ઇંગ્રેજી દરેસમાંજ હતો તેના જોડે વાત કરતો પોતાના બંગલા તરફ પેદર રોડ પર પાંઉપ્યાદો જતો જોયો હતો. તેઓ બંને દોસ્તો હોય તેમ હસીહસીને વાત કરતા રસ્તે જતા હતા,

ને એહમદે પીરમહમદને ટપલી ઝાડી તે સલામનો તે જર્વાને સરેસ્તાની નમ્રતા ને સભ્યતાથી હાથ ઉંચકીને વલતો જવાબ પણ કરયો હતો.

આ ઘણી ચોંકાવનારી બીના થઇ પડી ?

"ત્યારે એ તો પુરવાર કરેછે," સરદારે જરા દબાતાં સવાલ કરયા, "કે રાત્રે માહરો બેટો ઘર આવ્યો હતો ?"

"બેશક," તે ઇનસ્પેકટર—ઇનસ્પેકટર મી૦ કોલીન્સે જવાબ કરયો. "સીપાઇએ વે લોકને પેદર રોડ પર વલાંણ લેતા જોયા, ને બેઉ પાકિઓાદા વાતચીત કરતા આવતા હતા ત્યારે એટલું તો નકકી થાયછે કે રાત્રે તેઓ અહીં તમારા બંગલામાં આવેલા હોવાજ જોઇએ."

"બડી તાજુબ !" સરદાર પટપટયો. "અલી તો કેહેછે કે તે સહવારથી અત્રે જણાંયોજ નથી, ને હમણાં તો"—ઘડયાળ જોઇને—"રહાજના પાચ વાગવા આવ્યા ! તે ગઇ કાલે રહાંજે અત્રેથી ઇવનીંગ દરેસમાં ગયેલો સારો દહાડો ઇવનીંગ દરેસમાંજ દમકયા કરે એવો તો આણુઘડ છેજ નહી, ને બદલવા જોગાં કપડાંની જોડ બી કેહેજે સાથે લઇ ગયો નથી, કે પાછળથી મંગાવી નથી !"

"વાત ગંભીર તો છે, સરદાર સાહેબ," મી૦ કોલીન્સે એ સાંભળીને કહયું; "હું ધારૂંછ કે એકદમ વાત જાહેર થવી જોઇએ કે જે લોકો એ સંબંધમાં કાઇ બી જાણતાં હોય તે પત્તો આપે."

"મને લોકોમાં વગર અગતે ચકચાર થઇ પડે તે ગમતું નથી, મી૦ ઇનસ્પેકટર," તે શેઠયાએ માંગી લેતી ઢપે કહયું.

"ત્યારે તમો કહો તો હજી બે ચાર કલાક કાઢી નાખ્યે, ને અમો ખાનગીજ પરપુછ ને જુસ્તેજો ચલાવ્યે !" તે ઇનસ્પેકટર તે મોટા આદમીની લાગણી તપાસીને કામ લેલા (એક મોટાં ધરખમ ઇનામની ઉમીદ પર) તરત નાખ્તીથી એકમત થયો. "અવલ તો આપુને ખાત્રીપુર્વક જાણવું અને નક્કી કરવું જોઇએ કે મી૦ મહમદ અત્રે બંગલામાં ગઇ રાત્રે આવી ગયા યા નહીં ? તેઓ પેદરરોડ પર વલાંણ લઇ અંદર આવ્યા. અને પછી બંગલામાં આવ્યા કે સીધા બાહરોબાહાર કેથે નિકળીજ ગયા તે સમજવું જોઇએ, ને તમારો હુકમ હોય તો હું નોકરોને તેડીને એ વાતની તલ્લાશ કરવા માગું છું."

સરદારે રજા આપી.

તે ઇનસ્પેકટરે તે ઉપરથી એક પછી એક બધા નોકરોને બોલાવ્યા, પણ કોઈ નવું અજવાળું કશુંજ નાખી શક્યું નહીં. તેનો રાત્રે ઘર પાછો ફરવાનો વખત એટલો બધો અનિયમીત ને અચોક્કસ હતો કે તેની વાર જોતો બેસવાને કોઇને હુકમજ નહીં હતો. અલીને વટીક નહીં.

ફકત જે બાતમી મલી શકે તે અલીનીજ તરફથી મલે એમ દેખાયું. તેણે કહ્યું કે આગલી સ્હાંજે તઇયાર થઇને તેનો શેઠ ઘરમાંથી જવા પછી તેણે ઓરડો સાફ કરયો, તેનો પલંગ પાથરયો ને બતી સલગાવીને ધીમી કરી જે પછી ધારા મુજબ પોતા પાસની ડુપલીકેટ ચાવીથી તેણે દરવાજો બંધ કરયો હતો.

"ને આજે સહવારે તે બતી સલગેલી હતી કે બુજવેલી?"

"હું સહવારે શેઠને ઉઠાડવા ગયો ત્યારે ગેસ લાઇટ બળતી હતી, ને વળી સ્હાંજે મેં રાખી હતી, તેથી ઘણી જાસ્તી તેજ બલતી હતી," અલીએ યાદ આવતાં કહ્યું—અને વળી તરત બીજી એક અગતની યાદ થતાં જોશથી વધારયું, "એક બીજી વાત છે, સાહાબ. દારૂની બાટલીઓ ને ગલાસો પલંગની બાજુનાં ખુણામાં એક ટીપાઇ છે તે પર રોજ કાહડી મુકવાનો મને હુકમ છે તેમ તે ગઇ સાંહજે બી ત્યાંજ મુકેલાં હતાં, પણ આજે સહવારે તે બધું વચમાંની રાંઉંડ ટેબલ પર હતું. એક ટંબલરમાં પાણી હતું, ને બે બીજાં ટંબલર આગલી રાત્રે ઉપ્યોગમા આવ્યાં હોય તેમ પડેલાં હતાં!"

હવે ઝાડુ કાહડનાર માધુ વચ્ચે પુરાયો. તે સહવાર પછી ઓરડાની ઝાડુ કાહડવા ગયો ત્યારે ત્યાં બીડી પીધી હોય ને રાખ ખંખેરી હોય તેમ ગલીચા પર તાજી રાખ પડેલી હતી, ને "ઍશ-ટ્રે" (બીડી રાખવાની રકાબી)માં અરધી પીધેલી બીડીનુ ઠુંઠું વટીક હતું!

"ત્યારે એ તો હવે નક્કી થઇ ગયું કે રાત્રે મી૦ મહમદ પોતાના કોઇ દોસ્ત સાથ પોતાના ઓરડામાં આવી ગયા છે," તે ઇનસ્પેકટરે તરક ચલાવી, "ને પછીથી તે દોસ્ત જે બી હોય તેની જોડે પાછા બાહેર ગયલા હોવા જોઇએ."

"પણ ત્યારે તો ધારા પ્રમાણે બારણું બંધ કરી ચાવી દઇને જાય," અલીએ સુચના કરી, "જ્યારે આજે સહવારે તો બારણું

અલગુંજ બંધ હતું ?"

તે ઇનસ્પેક્ટર જરા ગુંચવાયલો દેખાયો. અલીની તકરારમાં ઘણું વજુદ હતું.

"કોઈ બી સુરતે એ સાથે આવનાર ફ્રેન્ડ કોણ હતો તે બાતમી આપણને તરત મલવી જોઇએ," તે પોલીસના સાભે કહ્યું; "તેથી ઘણા ખુલાસા પકડાશે."

"અલી જાણેછ," સરદારે હવે વધતાં દર્દમંદ દીલે ને દબાતે સાહદે કહ્યું; "ગઇ રાત્રે એ છોકરો કાંહાં જમવા જનાર હતો તે તેણે એને કહેલું હતું."

"તે એણે મને ચોકીપરજ જણાવ્યું," તે ઇનસ્પેકતરે જવાબ કરયો, "ને તેથી મી૦ જાન ઝવેરીને બંગલે એ બધી વાતની તપાસ કરવા હું એક કાનસ્તેબલને મોકળીનેજ અત્રે આવેલો છું. તેની સાથે ત્યાં કોણ કોણ જમ્યા ને એ કોણ સાથે પછીથી ઘેર આવવા નિકળ્યો તે બાતમી મલી જશે તો ઘણી પોઇન્તસ એકદમ કલીઅર કરી શકાશે."

"મને તો લાગેછ કે આએ ફકત ચોરીનોજ એક મુકરદમો છે, ને માહરો દીકરો કેથે બી સલાંમત છે," તે સરદાર બાપ મન મનાવતાં કેહતો હતો.

"હા, પણ આએ કોઈ સાધારણ ચોરી નથી લાગતી," તે ઇનસ્પેકટરે જયાદા સમજ આપી. "ચોર લોકો એટલો જલ્દી એક દાગીનો ગીરવી મુકવા કે વેચી નાખવા જાએજ નહીં, ને ખાસકરીને આએ ઘડયાલમાં માલેકનાં નામનું ઇનસક્રીપશન છે એટલે તો ખચ્ચીતજ નહીં, જેથી મને બીહીક લાગેછ કે આ કોઇ સાધારણ ચોરી નથી, ને બાતેનમાં કાંઇ વધારે ગંભીર છે."

"પણ ત્યારે એ ઘડયાલ ગીરવી મુકનારના હાથમાં આવેજ કેમ ?"

"તે કદાપી ચોરનારના હાથમાંથી પડી ગયું હોય, ને નાણાંના કોઈ ગરજાઉને હાથ લાગ્યું હોય જેણે તે તકનો તાબરતોબનો લાભ લઇ લીધો હોય એ ઘણું બનવા જોગ છે," તે પોલીસવાલાએ મત ઉચારયું.—"વારૂ, પણ ખીદમતગાર,"—અને હવાં તે અલી તરફ પાછો ફરયો, "એ ઘડયાલ ઉપરાંત મહમદ શેઠ પાસ બીજી કંઇ કીંમતી અવેજ તેવણ રહાંજે બાહેર ગયા ત્યારે હશેની ?"

"જી હા, સાહબ; હીરાનું એક કોલર બટન, સુનાનાં શર્ટસ્ટડસ અને સ્લીવલીંકસ બી મોટી કીંમતનાં હતાં."

"રોકડ ખીસામાં ઘણું હશે!"

"તે હું નથી ધારતો, સાહાબ."

"શા ઉપરથી નથી ધારતો?"

"એવણુ પાસે બધી સોસોની બધી નોટ હતી, ને તે વટાવીને નાખલા ટુકડા લાવવા મને હુકમ કરયો હતો," અલીએ ખુલાસો કરયો. "વગી કોઇ નોટ લેવાનો વાંધો ન કરે તેથી મને આપેલા ત્રણુ ટુકડાની પછવાડે પોતાનાં નામની પોતે સહી બી કરીનેજ આપી, પણુ આંએ તરફની કોઇ દુકાંણુ પર વટાવ આપવા કેહવા છતાં બી મને નાખલા ટુકડા નહીંજ મલ્યા, ને મેં તે અનામત તેવણુને પાછી લાવી આપી, જ્યારે તેવણે તે નોટ પોતાના કેશબોક્સમાં પાછી નાખીને લાયબ્રેરીરૂમમાંની પોતાની કબટ બંધ કીધી તે મેં પોતે જોયું હતું. તે વખતે હું આગલજ ઉભેલો હતો. કબટ બંધ કરીને ચાવી દીધી તોબી કાંઇ વેહેમ પડયો તે તૈયાર થઇને સીઢી પરથી ઉતરી જતાં જતાં પાછા આવ્યા હતા કે "મેં કબટને ચાવી બરાબર મારી વારૂ, અલી?"—ને જોકે મેં હા કહી તોબી પોતે આવી કબટ ખેંચી જોઇ ખાત્રી કરીને પછીજ બાહેર ગીયા."

"હવે ત્યારે એ બી એક ખુલાસો મલે છે," ઇનસ્પેકટરે અનુમાન કરયું. "તેવણુ કોઇ ગેમમાં હારયા હોય તેથી અથવા તો રમવાની મતલબથી કલબમાં જવા આગમચ તે અવેજ સ્વાધીન લેવાજ પેલા કોઇ દોસ્ત સાથે રાત્રે ઘેર પાછા આવી ગયા હોય!"

"હા, એ ઘણું બનવા જોગ છે," છુટકારાનો એક દમ ખેંચી સરદાર કરીમખાન એકમત થયો.

"હું એ મહમદ શેઠનો ઓરડો તપાસવા માંગુછ," તે ઇનસ્પેકટરે અંતે ઠરાવ પર આવતાં કહયું—અને તે ધરડો બાપ તે પોલીસવાલાને સાથે તેડી ગયો. અલી પુઠે ચાલ્યો. પેલા લાઇબ્રેરીરૂમમાં તેણે પેહલાં મરનારના ઓરડાની બાજુમાંની પેલી કબટ તપાસી; જે તેણે ખેંચી જોઇ તો તે ખુલ્લી હતી!

"બસ બચ્ચીતજ ત્યારે તો શેઠ આવી ગયલા," તે નોકરે એ જોતાં વિસવાસના ભારથી કહયું. "હું તમો સાહેબોને તદન ખાતરજમા આપુંછું કે એવણુ ગઇ સ્હાંજે બાહાર સિધારયા ત્યારે કબટને બરાબર ચાવી દઇનેજ ગયા હતા."

"નોટનાં નંબર એ તને કાંઇ ખબર નહીંજ હશે?"

"નહીં સાહીબ; તે હું શાંનાં જાણું?"

"પણ તું કહેછ કે ત્રણે નોટસ પર તેવણે પોતાનાં નામની સહી તો કરીજ હતી?"

"બેશક."

"ત્યારે તો જો એમને લુટનારાઓએ ઘડીયાલ ઉપરાંત નોટ બી સ્વાધીન લીધી ને વતાવી હશે, તો તેમનો પત્તો આસાનીથી મલીજ જવાનો. કોઈ બી સુરતે મહમદ શેઠનો મને એક ફોટો મલવો જોઇએ."

સરદારે તરતજ આલબમ મંગાવી મરનારની છેલ્લામાંછેલ્લી છબી તે પોલીસવાલાને સ્વાધીન કરી, ને તે બે ચાર કલાકમાં બને એટલી બાતમી મેલવી પાછો આવવાનું કહી તુરતવેલા તો રૂખસદ લઇ ચાલતો થયો.

એ બધો વખત—એટલે બપોર પછીની—પીરમહમદની માતા સારાં નસીબે ઘરમાં તે દહાડે ન હતી. તે પોતાના કોઇ ખેશીને ઘર બપોરની ગાડી જોડાવી ગયલી તે પોલીસ મેન જવા પછીજ પાછી આવી, ને જયારે તેની દાયાથી ઘરમાં એમ કાંઇ ગરબડ સરબડ થયલી હોવાની કેફીયત તેણીએ સાંભળી ત્યારે ગભરાતમાં તે પોતાના ખાવંદને સોહોધતી ડરોઇંગરૂમમાં દોડી ગઇ.

"પોરયાનું ઘડયાળ કોઇ ચોરી ગયુંછ તેની ફકત ગરબડ છે." સરદાર કરીમખાન જે. માંહલે ભેદે વધતો ઓછો તરખાયલો હતો તેણે પોતાની મોહરદારને ધીરજ આપવાની મતલબથી સઘળું તદન દમ વગરનું હોય એવોજ દેખાવ કરયો.

"પણ પીર કાંહાં છે?"

"તે હું શું જાણું? તે ઘેરમાં વળી હોયછજ કે દાહડે જે! વળી કેથે એની રીત પ્રમાણે રોકાયો હોશે. ગઇ રાતનો ઘેર આયોજ નથી. જા, તું ત્હારૂં કામ કર. બધી દમ વગરની વાત છે."—અને ત્યારે તે મોટા માણુસની મોહરદાર ધીરજ પાંમેલી પાછી પોતાના ઓરડામાં ગઇ.

તે રાત્રે તે એક નાટકમાં જનાર હતી, પોતાનાં સહીમીતાં સાથે તે બાતની બંદોબસ્તી તે કરતીજ આવી હતી, અને તેથી તેણીએ પોતાની વીશ્વાસુ ઘરડી દાયા મરયમ (જે વરસોની તેની નોકરીમાં હતી) તેને બોલાવી મોટી ત્રીજોરીની ચાવી આપી. તેમાં

પોતાનું ઝવેરાત જે એક ન્હાની સેફમાં તે રાખતી હતી તે કાઢી લાવવા તેણીએ તેને ફરમાવ્યું. રાત્રે કઇ જણસ પેહડવી તે બધી જણસો જોઇનેજ તે નક્કી કરવા ચાહતી હતી.

તે ઘરડી દાયા એ ઉપરથી તે મોટી ત્રીજોરીવાળા ઓરડામાં ગઇ. ત્યાં અલી કાંઇ કામ કરતો હતો, તેની સાથ વાત કરતા કરતાં તેણીએ ત્રીજોરીને ચાવી લગાડી, ને તે મોટી ભારી ત્રીજોરી અરધી ઉંઘાડી.

"પછી કંઇ નવું જણાયું કે, અલી?" તેણીએ તેમ કરતાં અલી ગમજ મોઢું રાખીને પુછયું.

"હજી તો કંઇજ નથી જણાયું," અલીએ જવાબ કરયો; "રખે કોઇ કમઃનતે પીર શેઠને મારયો હોય!"

તે દાયા હસી.

"એમ મારવા અંગ્રેજી રાજ્યમાં સહેલ નથી તો!" તેણે કહયું. "એ માહરો બેટો હાલ કોણ જાણે કાંહાં મોજમાં ઉરાવતો હશે, ને અહી આપણે નાહક ફીકરથી—"

અને એમ કેહતાં તે અત્યાર સુધીમાં અરધું ઉંઘાડેલું બારણું પોરપખાલ ખુલી નાખી વાત કરતી કરતીજ તે દાયા ત્રીજોરીમાંથી પેલી ઇસ્કોતરી લેવા તે તરફ ફરી, કે જયારે પીરની લાશને અંદર ટેકવીને બેસાડેલી જોતાંજ તેણીએ આખું ઘર ઘમઘમી રહે એવી બીહીક ને ગભરાતની "આ માહરા અલ્લાહરે?" એમ એક અતી મોટેથી બુમ મારી!

અલી તીજોરી કને દોડી ગયો, અને તેણે બી શું જોયું! એક બી લોહીના છાંટા વગરનો તેનો શેઠ—દેખીતો મુવેલો—તીજોરીમાં બેઠેલો ડોલા ફાડીને તેઓને જોતો હતો!

હવે ગભરાત ને આખા બંગલામાં શોરબકોર થવામાં બાકીજ શું રહે? આખું ઘર એક મિનીટમાં તલે ઉપર થઇ ગયું, ને નાકાપરનો પોલીસ સીપાઇ બી દોડી આવ્યો, કે જયારે ઘરડા સરદાર કરીમખાન સી. આઇ. ઇ. નાં બાપડાનાં હાડેહાડ ધ્રુજતા ખુલ્લાં દેખાતાં હતાં! મરનારની માતા તો ઓરડામાં દીવાની અદાથી ધસી આવતાં ને તે કમકમાતભરયો ભયંકર દેખાવ જોતાં એક હીસટેરીક ચીસ સમેત બેહોસજ થઇ ગઇ હતી.

ડાકટરો આવ્યા અને ગયા. તેઓએ તે કમબખ્ત મરનારને નજદીક વીસ કલાકોથી મુવેલો જાહેર કરયો. "કોઇએ તે ગરીબ બીચારાનો ટોટો પીસી નાંખી તેને મારી નાખ્યો હતો" એ તેમનો દીલ ધ્રુજાવનારો અભિપ્રાય હતો !

## પ્રકરણ ૩૩ મું.

—:o:—



પેલોજ પોલીશ ઇનસ્પેક્ટર હવે તેને ખબર થતાં સાથે પાછો દોડી આવ્યો. તેને મન હવે સઘળું દીવા જેવું દીસ્તું હતું. પીરનું ખુન તેના બાપીકાં બંગલામાંજ કોઇ કરપીણ અથવા કરપીણોએ કરયું હતું. ત્રીજોરીની ચાવી બંગલામાંથીજ તેઓએ મેલવેલી હોવી જોઇએ, અથવા તે ચાવીની ડુપલીકેટ બનાવી લાવેલા હોય, કેમજે ત્રીજોરી ભાંજી તોડીને ઉઘાડવામાં આવી ન હતી ને કળ પાછી દઇ દીધેલી જેમની તેમ અખંડ હતી. ત્રીજોરીમાંથી ઝવેરાત તમામ ઉપડી ગયું હતું, જે એ અનુમાનને મોટો ટેકો આપતું હતું. ઝવેરાતની નાખલી સેફ તમામ ખાલી હતી. એમ લાગતું હતું કે તે બદમાશો એ હીંમતભરેલી ચોરીમાં મધરાત્રે રોકાયા હોય તેટલાં પીરમહમદ ઘરમાં જલદી આવેલો હોવાથી સણુસારો સાંભળી ત્યાં દોડી આવી લાગ્યો હોય, ને તે કરપીણો પકડાઇ જવાની દેહેસ્તથી તેને ત્યાંજ પુરો કરી નાંખી એ ત્રીજોરીમાંજ પુરીને ચાલતા થયા હોય! તેઓ લાશ બાહેર છોડી જાય તો પોતાની લુટ વગેસગે કરીને તીર થઇ જવા જેવો ઝાઝો વખત તેમને ન મલે, અને તેથી ખાખસુસ તેઓ લાશને ત્રીજોરીમાં સંતાડી ગયલા હોવા જોઇએ.

પણ ત્રીજોરીની ચાવી આગલી રાત્રે તે બદમાશોને હાથ આવેજ કેમ ? પીરની માતાએ પોલીસની પરપુછના જવાબમાં તદન ખાત્રીપુર્વક જણાવ્યું કે છેલ્લી તે તેણીએજ ખોલી હતી, અને તે ત્રણ ચાર દીવસની વાતપર બન્યું હતું. તે પછી તેણીએ ત્રીજોરીની ચાવી પોતાની કબાટના ચોરખાનામાં પોતાને હાથે સાંતી હતી, ને આજે

ઝવેરાતની ઇસ્કોત્રી લાવવા તેણે ઘરડી મરચમને તે તેજ વકોરામાંથી પાછી કાઢી આપી હતી. તેણે કહ્યું કે "આગલ હું એ ચાવી એટલી સમાલતી ન હતી, પણ થોડાક દિવસોની વાતપર બે દાહડા તક તે ગુમાઇ ગઈ હતી, ને પછીથી માહરાજ ઓરડાના ગલીચાની તલ્યેથી તે મલી આવી હતી. એ ઉપરથી મને લાગ્યું કે માહરી બેદાદીથી તે પડી ગઇ હશે, ને ત્રીજોરીમાં જોખમ મોટા હતા ને શેઠ ઘણા ગુસ્સે થયા ત્યારથી મેં તે સાચવીને ચોરવકોરામાં ઉંચી રાખવાનું કીધું હતું."

હવે ત્યારે સાર ખેંચવાનું મુસ્કીલ શું હોય? કોઇ ઘરના ઘોઘા-એજ આંખ ફોડેલી હોવી જોઇએ, જે એ દિવસ તે ચાવી ગુમ થઇ ગઇ હતી તે દરમ્યાંન કોઇએ લઇ જઇને તે ચોરોને સ્વાધીન કરેલી હોય, ને તેઓએ તેનો મીનપર છાપ લઇને પછીથી ધીરજથી તેની ડુપલીકેટ કરાવી લીધી હોય!

મરનારને—ફકર રાખવામાં આવી હતી તેમ—તમામ લુટી લેવામાં આવ્યો હતો. પેલું ઘડ્યાલ છેડોજ માત્ર નહીં પણ સ્ટડસ ને સ્લીવ તેમજે કોલર બટન વિગેરે સઘળું કાઢી લઇ જવામાં આવ્યું હતું. તેનાં વેસ્ટકોટનાં ગજવાં ઉલટાવીને બાહેર ખેંચી કાઢવામાં આવ્યાં હતાં જે તે લુટ કેવી હીંમતવાન તે જાસ્તીભરી હતી તે સઘળું પ્રત્યક્ષ પુરવાર કરતું હતું

ફકત મુંજવણ એકજ હતી. પેલું ઘડયાલ ગીરવી રાખનાર કોણ હોવો જોઇએ? ચોર પોતે તો કદી હોયજ નહીં. પોતાની ધરપકડની ફીકરથી કોઇબી ચોર બીજીજ સહવારે ચોરેલો માલ ગીરવી રાખવા જાયજ નહીં, ત્યારે એ ગીરવી ઘડ્યાલમાં શો ભેદ સમાવલો હતો?

હવે ફકત મરનારની સાથે મોડી રાત્રે ઘર કોણ આવ્યો હતો તેજ જાણવું જરૂરનું હતું. જાલ ઝવેરીને ત્યાં તલ્લાશ કરવા પોલીસ બે વાર જઇ આવી હતી, પણ તે ઘરમાં ન હતો, ને કયાં ગયો હતો તે કોઇ જાણતું નહતું. એવું ભાસતું હતું કે તે સાથે આવનાર આદમીનેજ કદાપી ત્રણ નોટો મરનારે આપી હોય, ને તે આપવાજ તેને ઘર લાવ્યો હોય. કદાપી આ ચોરીમાં, તેથી, તે સાથે આવનાર શરીક હોય? તેણે બીજાઓને આસપાસ રાખ્યા હોય, ને પછી લાગ જોઇ સઘળું ધારયું કર્યું હોય—કેમજે એકજ આસામીની એ હીંમતભરી ચોરી હોય એ તો બનવા ને માનવા જોગ હતુંજ નહી; ત્યારે તે મરનાર જોડે ઘર આવનાર તેનો મજકુર "દોસ્ત" કોણ હતો?

હવે આ ચોરી ને ખુંનના ડબલ અપરાધની ખબર મુંબઇનાં દરેક પોલીસસ્ટેશન પર તાબરતોબ કરવામાં આવી, કે જેથી ગુન્હેગારોને પકડી કાઢવામાં કશીજ દેરી ન થવા પામે; અને તેમ થતાં તે પેલા ડીટેક્ટીવ ફોર્સના સુપ્રીન્ટેંડંટો વીલ્યમ જોન્સ ને જેક બટર્સને કાને પોહોંચી, કે જેઓની વચ્ચે જાંહગીર નરીમાન માટે એક ખાસ હરીફાઇ ચાલતી હતી. જોન્સ જાંહગીરને સુધરતો ને સારી રાહે ચાલનાર એક આસામી પુરવાર કરવા માંગતો હતો, જ્યારે બટર્સ તેને વધારે ગુન્હેગારીમાં ગરક જતો પકડી આપવા માંગતો હતો; અને મરનાર જાલ ઝવેરીને ત્યાં ખુંનની રાત્રે પીરમહમદ સાથે તે જમ્યો હતો એટલુંજ તે બંનેને કાન ફફડાવા માટે બસ હતું. ખુંનનો તે રીપોર્ટ ઑફીસમાં આવ્યો ત્યારે નસીબસંજોગે બંને પોલીસસ્ટેશન પરજ હાજર હતા.

બાતમી એમ આવી હતી કે જાલ ઝવેરીની મીલાકાત હજી સુધી થઇ શકી ન હતી. તે ઉપર કેહવા મુજબ ઘરમાં ન હતો ને કયાં ગયો હતો તે ઘરમાં કોઇ જાણતું ન હતું. શીરીન (મીસીસ ઝવેરી) ને પુછતાં તેણીએ જણાવ્યું કે ગઇ કાલે તે પોતે બી બાહેર જમી હતી, ને તેના વર સાથ કોણ કોણ જમ્યું તે કાંઇ તે જાણતી ન હતી, કેમજે પોતાનાં ખાનગી કામકાજની વાત જાલ કદી તેની આગલ કરતો ન હતો, ને તેને માથું મારતી સઘળું પુછતી જવાની મુતલગ તયેહ ન હતી.

ફકત કુમલા મધરડા (શીરીનના બાપ) તરફથી થોડીક બાતમી મલી. તે સદરાની બાંહે ઉંચે ચઢાવતો વગર પુછ્યે પોતે જે જાણતો હતો તે પોલીસને કેહેવા ને કાંગળો થવા બાહેર દોડી આવ્યો. તેણે કહયું કે તેના જમાઇની કંપનીમાં તેને માથું ખોસતો જવાનો હુકમ ન હતો, પણ તે જાણતો હતો કે તે (જાલ) સુધ્ધાં ત્રણનીજ તે એક ન્હાની પારટી હતી. તે બાયલાએ તે આસામીઓને જમવા આવતા ને જતા પોતાના ઓરડાનાં બારણાંમાંથી ચીમાઇને બઇરાંઓની માફક જોયા હતા. તેઓમાં એક એ ખોજો હતો, ને બીજો જાહગીરશાના નામનો કોઇ પારસી હતો. તે આગલે દહાડે બી જાલને મલવા આવ્યો ત્યારે તેણે તેને જોયો હતો, ને તેણે જાલ પાસ લઇ જવાનું નોકરને એજ નામ (જાંહગીરશાના) આપ્યું હતું.

અલબત એ "જાહાંગીરશાના" કોણ તે પોલીસમાં બધાજ કાંઇ સહમજયા નહીં, પણ બટર્સને જોન્સ તરત પાંમી ગયા, ને બટર્સ

તરત પોતાના ગોઠયાને આંખ મારી, જે પછી તે તેને બાજુમાંથી પકડી બાહેર ઓટલાપર ઘસડી ગયો.

"સાંભળ્યુ કે, જોન્સ ?" તેણે કહયું. "જાલ ઝવેરી એ ખુંનમાં શામીલ છે કે નહીં તે અત્યારે હું કહી શકતો નથી, પણ તાહરો માનીતો નરીમાન કોઇજ નહીં પણ એ જાંહગીરશાનાં નામે આ કેસમાં જે દેખાવ કરે છે તે છે, ને એ ખુંનમાં તે લુચ્ચાનો હાથ છે એમ પુરવાર કરવાને હું હવે તાહરી સાથ પાંચ હજાર સુધીની શરત લેવા તૈયાર છું! આએ હું તો ચાહલ્યો મારતી વિકટોરયાએ પરેલ ભોઇવાડામાં એ નેક નામદારની ધરપકડ વાસ્તે—જોકે માહરી તો સોએ સો ટકા ખાત્રી છે કે હવે તે કાંઇ ત્યાં મલવાનો નથી, ને હાથ મારીને તે પોલીસને મજબુત હાથતાળી આપતો અત્યાર આગમચ કેથે તીરી ગયલોજ હોવો જોઇએ!"

સુપ્રીન્ટેડંટ જોન્સે નાઉમેદીનો એક નીસાસો નાખ્યા, ને જાંહગીર નરીમાન એટલી હદ સુધીનો અધમ, પાપી ને અદદયાનતી ખુરો થઇ શકે એમ તેનાં ધ્યાનમાં ઉતરતું નહી હોય તેમ તેણે હજી બી ગંભીરાઇથી ઘણું શંકાશીલ માથું ધુણાવ્યું.

અને એ રીતે વાંચનારાં સાહેબો જોશે કે કમબખ્ત જાંહગીર નરીમાનની આ ખાલી શક પરથી નવેસરની ધરપકડની પાછી ત્રેવડ ચાલતી હતી, અને ત્યારે તે વખતે જાંહગીર પોતે શાં દોહરાં ડોહોળવતો હતો? જોહાન્સબર્ગથી નસીબસંજોગે લખપતી થઇને પાછો ફરેલો જમશેદ નરીમાન (તેની ખુહારી કરનાર તેનો બદમાશ જોડયો ભાઇ) તેને ખાસ સોહધતો મલવા ગયો, ને તે બંને ભાઇઓ ત્યારે વરસો બાદ જીંદગીમાં પાછા એકવાર રૂબરૂ થયા; અને પછી?



## પ્રકરણ ૩૪ મું.

—— :: ——



તે એક ઘણો અજબજેવો દેખાવ હતો—તે દેવાદાર ને દાવાદારનો વરસો પછી પાછા એક વાર એ મુજબ એકઠા થવાનો! તેઓ વરસોની એ મોટી જાલેમ જુદાઇ દરમ્યાન પોતપોતાની યાદમાં તો, બેશક, હજારો વાર મલ્યા ને એકઠા થયા હતા. વધારે ખરી

રીતે બોલ્યે તો જાંહગીર જમશેદને વાસ્તે કેવળ અજાંણુ ને અંધારાંમાં રેહતો હતો, પણ જમશેદ તો અત્રેનાં પેપરો મારફતે જાંહગીરની પડતીપર પચાશની તમામ કેફયતથી આગાહ થઈ શકયો હતો. તે જાંણી શકયો હતો કે પોતાની એકનીએક સકુમારી બાળકબેટી અને પુજ્ય પરણેતરને દુખનો ચમટો નહીંજ તુટવા દેવાની હદ બાહેર હેતવંતી પણ ભુલભરેલી કાલજીમાં તેણે નહીં કરવી ઘટતી દીવાન્યતો કરી દીધી, ને પરીણામમાં, તે બાપડો બુરામાંબુરી ફેજે પોંહોંચ્યો; અને, તેથી, ત્યાર કેડે એ ભાઈઓ પોતાનાં એકલાં એકાંતમાં ખ્યાલો કે ખાબમાં જ્યારે બી મલતા ત્યારે એક ખીજવાયલો અને બીજો પરેશાન ને પશેમાનજ રૂબરૂ થતો હતો!

અને હાલમાં હવે આજે તેઓ જીવતી જીંદગીમાં ખરેખરા પાછા મલ્યા!! જમશેદ તો પશ્ચાતાપ ને દીલના દુખારાનો મારયો તેને ખાસ સોહોધતોજ ઠેઠ પરેલ તક આવ્યો હતો, જ્યારે જાંહગીર તેને પાતાળનાં પેટાંમાં ગરક ગયલો પાછો એકદમ અને અચણુચો એમ ફુટી નિકળેલો અથવા આભના ગાભમાથી નિચે ધરતીપર તુટી પડેલો પોતાની સાંમે આવેલો જોઇ હેરત, દંગ, બેજબાન બની ગયો!

અંતે જાંહાંગીરેજ જબાંન ખોલી. તે બુરા ભાઇને બામુદદત જોતાં તેની છાતીમાં તો ગુસ્સાના છોલમાર દરયવ બધા ધસી આવ્યા, પણ અત્યારે દાદર પર તે શું બોલે? તે દાદર લગભગ રસ્તા પર પડતો હતો, ને ત્યાં રસ્તા પર–મરાઇ પડવાનો "સીન" કરવા તેને ગમ્યું નહીં, તેણે, તેથી, લોહીનો ગોટ ગળી એટલુંજ કહ્યું, "હું અહીં ઉપર રેહુંછ. ઉપર આવ મ્હારી પુઠે"——અને એમ કહી તે પોતે પીઠ ફેરવી દાદર ચઢી ગયો, એટલે શણુંગત તાબેદારી સાથે, એક કુતીનાં કુત્રાં કોહલાંની અદાથી, તે લખ્ખોપતી શેઠયો પણ તે ખુહારી પામેલા ભાઇની પુઠેપુઠ ઉપર ગયો.

"હું માફ માંગવા આયોછ, જાંહગીર," ઓરડામાં પોંહોંચતાંજ-રખે જાંહગીર એકદમ ઉધરો લે તે ફીકરથી વાહીલો પડેલો—તે ખત્તાવાર દેવાદાર ભાઇ એકદમ બોલી પડયો; "હું લખોપતી થઇને મુંબઇ ગઇ કાલેજ પાછો ફરેલો છેઉં, અને અત્રે હજી કોઇને બી મલ્યો નથી. સૌથી પેહલ્લો ત્હારીજ શોહોધખોલ કરીને તુંનેજ મલવા આયોછ. તું

મને માફ કરશે? તું માંગશે તે કીસમે માહરા પૈસાથી હું ત્હારી તરફનાં માહરાં કીધાં કરતુકોની તોજેશ કરવા ચાહુંછ!"

જાહંગીરે જવાબ દીધો નહીં. તે આખ્ખાં ઘરમાં જોકે તે બે ભાઇઓ એકલા હતા, તો પણ સંભાલના વિચારથી તેણે પોતાના ઓરડાનું દાદર આગલનું મોટું બારણું પેહલ્લાં બંધ કરયું અને અંદરથી અલડરાપ ચઢાવ્યા.

જમશેદ હયા ને શરમથી પાણી પાણી થયો. તેણે પોતાની આંખો દોડાવી તે ઓરડાની અકસર કંગાળયત જોઇ, ને તેનું જીગર ભીત્તરે આકચાક થતું ઝુમી પડયું. તેણે—તે તકસીરવારે પોતે—આ જાતની કંગાળયત કદી જાણી ન હતી. ભાગ્યદેવી તે અત્રેથી ન્હાસતાં સાથેજ તેનાપર પ્રસન્ન થયેલી હોવાથી તેણે તો એક મોટાં સુખનોજ દાયકો ગુજારયો હતો, જયારે આ બેગુન્હા બીરાદર બીચારો છેક આ હદની મુફલેસી ને મોહતાજીને કાબીલ થયો હતો!

"મને—મને ઘણું દુખ લાગે છ, જાંહગીર, આએ તાહરો હાલ જોઇને," જમશેદે માથું નીચું નમાવી કહયું; "હું તુંને મદદ મોકળવા ચાહતોતો, પણ તું—પણ તું જેલમાં ગયલો હોવાનું હું જાણુતો હતો એટલે નાચાર થયો."

"એ ત્હારી લબાંસ છોડી દે!" જાંહગીરે ગુસ્સાથી કહયું; "બેસ"—અને તેણે તેને તે ઓરડામાં જે એકપુરી ખુરસી હતી તે પલંગની પાસે ખેંચીને પટકી આપી, કે જયારે તે જે ભાગાભુલા પલંગપર સુતો હતો—તે બધુંજ ફરનીચર, કંગાલ જેવું, તેણે માસીક ભાડાથી રાખ્યું હતું— તે પલંગની કીનારી પર તે પોતે ગોઠવાયો.

"એ તાહરી લબાંસ બધી જવા દે," તેઓ બંને એ મુજબ ગોઠવાયા પછી જાંહગીરે પાછું કહયું; "તું લખ્ખોપતી થઇને પાછો ફરયો હોય કે કરોડપતી તે માહરે મન હવે બધું ઝેર જેવું ને તુચ્છ છે. હું ફકત માહરા ફાલાની પેહડીમાંની માહરી પાદશાહી રકમ જે તું ફનાફાટયો કરીને ન્હાસી જઇ મુવોતો તેજ પાછી લેવશ—જોકે મારી ગરીબ મેહરાં ને ફુમી——" અને તે આગલ બોલી શકયો નહી. તેની આંખો તે વ્હાલી મીઠી યાદથી પાછી આંસુઓથી ભરાઇ, ગઇ ને સરદ દુખનું એક દચકું, બે અડકાવ, તેની મરજી ઉપરાંત તેનાં મુખમાંથી બાહેર પડયું.

" ક્યાંહાં છે તે માય દીકરી?" જમશેદે આતુરતાથી પુછ્યું.

તે બીચારાં પરાયે આશરે પલાય છે." જાંહગીરે ગમ ખાતાં કહ્યું. "મેહરાં વેસાવે પોતાના ભાઇ અદુબાને આશરે રહેલી છે, ને હું સાત વરસે જેલમાંથી આવ્યા ને છુટવા પછી કદી તે લોકોને મલ્યો નથી."

"નહી ?"

"નહીંજ મારી ફુમી પોતાના બાપની નામોશીની વાત જાણુતી નથી," જાંહગીરે મોટી સખ્તીથી કહ્યું–અને તેનો અવાજ દબાયલો હતો. "આજે તો તે દાહરેવારેની મોટી બધરી થયલી છે, પણુ અત્યાર તક તે જે પોતાનાં બચપણુમા જાણુતી હતી તેજ જાણેછ ને માનેછ કે હું પરદેશ કામેકાજે ગયલો ત્યાંજ મરણુ પામ્યો ને તે મા બેટી રવડી પડયાં એટલાવાસ્તે હવે તેઓને મલીને તેનું ભવિશ મ્હારે કચડી નાખવું નથી, ને મેં સદા એઓથી અલ્લગજ રેહવાના ખુદાને બાર કસમ લીધા છે, જે માહરે સેવટ સુધી પાલવાના છે. માહરે, તેથી, હવે તું જોહા તું કેહેછ તેમ, લખ્ખોપતી થઇને અત્રે પાછો ફરયોછ તો ત્હારી મારફતે માહરા પૈસા પાછા મેલવી તેઓને તેમની આગલી સુખી ને સ્વતંત્ર સ્થિતી પાછી સપુર્દ કરાવાની છે.—બસ એટલુંજ !"

" તું રાજી થાય તેમ કરશું," જમશેદે માયાથી ને નાખ્તીથી કહ્યું " તેજ મતલબથી તો મુંબાઇ પાછો ફરવા પછી તરતજ હું તને સોહોધતો અત્રે આવેલો છેઉ."

" "મને બધી વીગત ખરેખરી માંડી મેળી ને કેહે," જાંહગીરે એક હકદારના હકની રાહે તકાજો કરયો. " તું કયાંથી એટલું ધન મારી આયો ?"

"સાઉથ આફ્રીકાથી; હું જોઆન્સબર્ગમાં રેતો હતો"

" પ્રમાણીકપણે તો હોયજ નહી," જાંહાંગીરે ચપકો મુકયો, "તું શું ત્યાં જમશેદ નરીમાનને નામે ગયો ને રહ્યો, ને શું જમશેદ નરીમાનનાંજ નામે હાલમાં તું કેહેછ તેમ લખ્ખોપતી થઇને અત્રે પાછો ફરયોછ? તેમ હોય તો પોલીસ એક દહાડો બી તુંને—"

જમશેદ હસ્યો.

"હું તું ધારેછ તે કીસમનો ઉલ્લુ ધપેરા નથી," તેણે કહ્યું.

"મેં અત્રેથી નાહસવા પછી માહરાં અસલ નામને તો સદાનીજ રૂખસદ આપી દીધેલી છે."

"ત્યારે તું શું નામે ઓલખાએછ?"

"હું ખુરશેદજી દીનશાહ લશકરીનાં નામે અત્રે પાછો આવેલો છેઉ."

"અને ત્હારી કને આજે અવેજ કેટલોક ગણાય?"

"છત્રીસ લાખ."

જાંહાંગીર એ તેનાં ધારવા કરતાં બી અતી ઘણી મોટી રકમનો તેનો હીમતવાન એકરાર સાંભળી દીસ્તી રીતે ચોંકયો. નસીબ કેવું દગાબાજ ને ફાંટાબાજ બાજે વખત થઇ શકે તેના આ એક પ્રતયક્ષ પુરાવાથી તે સખ્ત હયરત થયો. તે કપટીણ ન હતો, છતાં પોતાના માજાયાને આ વેલાતે કપટ વના જોઇ શકયો નહી. અરે, તેજ તો તેની બધી પડતીને ખરાબીનું મુળ હતો, ને તે જયારે પૈસાની રેલછેલમાં મોજયાં મારતો હતો ત્યારે તે (જાંહગીર) પોતે પથ્થર ફોડવાની જાલીમ મજુરી કરી આવ્યો હતો, અને ગરીબ મેહરાં ને કુમી ગમે એવા ભલા, હેતવંતા ને દયાલુ ભાઇ અને મામાને આશરે તોપણ ઓશ્યાલી રોટલીએ મોહતાજ પળાંયા જતાં હતાં! આ, તે કેમ એ બધું માફ કરીને ભુલી જઇ શકે?

તેનું ઘણું મન થયું કે તે તેના જોડે એક સખ્ત વીઢ્ઢું લીએ, ને તેને બાઝી પડી તે બુરાની ગલચી દાબી દીએ, પણ તે દાનવા દુશમન હતો, ને એ બીન હાસલ જાસ્તીથી એકાદ પલની શાંતીનો મનશે વિચાર કરી લઈ તુરત બાઝ આવ્યો. હવે તો તેણે પોતાના અનાથ વ્હાલાઓને—પૈસો જો સુખ આપી શકતોજ હોય તો—સુખી કરવાં હતાં!

"મને ધીરજથી બધું બરાબર સહમજવા દે," તેણે મુશ્કીલથી પાછો શાંત થતાં કહ્યું; "તું કેહેછ કે તું સાઉથ આફ્રીકાથી ધનવાન થઇને અત્રે પાછો ફરેલો છે?"

"હા."

"ને હવે અહીંથી પાછો જવાનો છે કે અહીંજ રહેવાનો છે?"

જમશેદ હસ્યો.

"ઘેલો છે! હવે પાછો કાંએ જાઉં! પાછો જવાનો હોઉં તો અહી ધકેલા ખાતો આઉંજ શું કરવા?"

"હું જાણું જે ચાહીચીતીને ફક્ત મને મલવા ને માહરી સાથનો હીસાબ ચોખ્ખો કરવાજ આવ્યો હોશે," જાંહગીરે થોડીક નાઉમેદીથી કહ્યું.

"નહીં; ત્યાં તો બધું વેચી સાટી, સઘળું રોકડ બનાવી, તે અત્રેની બોંબે બેંકમાં મેં માહરાં નવાં નામે પરભાડું તે તરફની બેંકો મારફતે જમા કરાવ્યું, અને પછીજ હું અત્રે આવેલો છેઉં. મેં બધું તારથી ને કાગલપત્રોથીજ કામ લીધું. માહરા સોલીસીટરો વટીક મેં ત્યાં બેઠા બેઠાએ નેમ્યા, ને તે લોકની મારફતે નેપ્યનસી રોડ પર અત્રેના માહરા જાથુકના વસવાટ વાસ્તે મેં એક નવો બંધાયલો મોટો કુશાદે બંગલો ખરીદયોછ. જે આગલ અતરે "રતી વીલા" ને નામે જાણીતો હતો."

જાંહગીર તે લુચ્છાનાં એ ઠંડાં કલેજાંથી ઘણો હેરત રહ્યો.

"પણ તું અહીં આવશે ને ધરાઈ પકડાઇ જશે એવો ડર શું તને થયોજ નહીં ?" તેણે કચવાતથી પુછ્યું; "તું કોણ કોણને ત્હારી ભયંકર ઠગલબાજીથી ભોંય કરીને અતરેથી ગીયોતો તે કાંઇ યાદ બી છે? ત્હારી પછવાડે પોલીસનાં વારંટો ને હાઇકોર્ટની ડીક્રીઓ——"

મને કોઇ અતરે હવે ઓલખી શકવાનું નથી," જમશેદે બીલકુલ નફકરાઇનાં નભેરવસપણાંથી કહયું. "હું અતરેથી ગયો ત્યારે માહરાં મોંઢાપર ભરાવદાર મુછ હતી તે કાઢી નાખ્યા પછીથીનો હું નવોજ આસામી બની ગયેલો છેઉં. તુંને યાદ નથી, આપરે બેઉ ઘેરમાં બી ભેરઈ જતાતા વાસ્તે તેં મુછ ઉપરાંત દાહરી રાખવાનું ને મેં અમથી મુછ રાખવાનું આપરા વચ્ચે નક્કી કરયું હતું ? હવે તે વાતની તું ફકર ના કર. એ માહરો જોખમ ને માહરૂં કામ છે, ને માહરી નાડ ઠેકાણે છે. તું ત્હારીજ વાત કર, કે જે મતલબથી આજે રાતરે હું અહીં સુધી આવેલો છઉં. મને બને એટલું ત્હારૂં ભલું કરી માહરી છાતીપરનો બોજ ઉતારવા દે!"

"ઑલ રાઇટ, કેહે ત્યારે, તું માહરાં બૈરી છોકરાંને શું આપવા માંગેછ?"

"પહેલાં તો મેં વાપરી ખાધેલી ત્હારી પોતાની દોહોર લા મુદ્દલ સુદી," જમશેદે ખરાં દીલનાં જોશથી કહયું; "અને તે માહારી તરફના એક લાખ રોકડા. બોલ, હાલને કાજ ?

"હાલ તે કાજ એટલે ?"

"એટલે એમ કે માહરી પછી માહરો વારસ તુંજ છે," જમશેદે જવાબ કરયો; "હવે હું પનતો અદરાતો મુવો, ને માહરૂં ત્હારા સિવાય બીજું કોણ છે? સાંભળ: હું કાયદાપુર્વક માહરૂં વીલ કરી ચુકયોછ, ને તેમાં મેં તને માહરો વારસ બનાવેલો છે, એટલે માહરાં મુવા પછી માહરૂં જે બી છે તે બધું ત્હારૂં છે ને તું જો માહરી આગમચ મરે યા પછી, તો ત્હારા પછી મેહરાં આપરી એ બધી અસકેયામત ને દોલતની માલીક થાએ!"

"અને એ બધું તું ત્હારાં વીલમાં એજ મુજબ પ્રોવાઇડ કરી ચુકયોછ?"

"ત્યારે હું તુંને જુઠું કેહવા આવ્યોછ?" જમશેદ લગાર તરડાયો; "અલબત, મને જીવવા ગમેછ, ને જે બીસ્યાર દોલત માહરા જેવા નાલાયકને ખુદાએ આપેલી હું ગાંઠે બાંધી લાવ્યોછ તે શાંતીથી થોરાં વ્રરસ ભોગવવાનો મને અરમાન છે ખરો, પણ હવે માહરી તબ્યતનું કંઇજ ઠેકાણું નથી. મોટા મોટા ડાકટરોનો અભિપ્રાય છે કે માહરૂં હાર્ટ ઘણું વીક થઇ ગીયુંછ, ને કોઇ બી દાહરો હું ચાલતાં ચાલતાં ટપ દઇને મરી જવશ. મને જોરથી દોરવા, માળો ચહરવા કે તપીને બોલવાના ડાકટરોની સખ્ખત મના છે. એટલા વાસ્તે જે માહરૂં છે. તે આયંદા બધું તમો ત્રણનુંજ જાણો!"

"તે વીલ કહાં છે? મને જરા જોવા દેશે?"

"માહરો બધો અસબાબ જે જોહાન્સબર્ગથી આવેલો પરભાડો માહરા સોલીસીટરોએ માહરે બંગલે ગોઠવાવ્યો તેમાં એ માહરાં જરૂરી કરકાગજ્યાંની ઠરકોચી બી છે," તેણે સાદાઇથી જવાબ કરયો.

"અને તેં હજુ તે બંગલાનું પઝેશન લીધુંજ નથી?" જાંહગીરે જાસ્તી અજબ થતાં પુછ્યું.

"આજે રાતરે હવે અહીંથી પરભાડો હું તાંહાંજ જવાનો છેઉં," જમશેએ હસીને કહ્યું, અને ખીસામાંથી કુંચીનો ઝુમખો કાઢી બતાવ્યો. "આજેજ મેં ચાવીઓ સોલીસીટરોને ત્યાંથી મંગાવી લીધી. બધા નોકરનફરોને બી ખબર મલી ચુકીછ. આજે ફકત હવે માહરે જઇને પઝેશન લેવાનીજ ખોટી છે."



# પ્રકરણ ૩૫ મું.

——:o:——



જાંહગીર વિચારોના વમળમાં એકાદ પલ ઉતરી ગયો. યા પરવરદેગાર, આ કેવી બધી નહીં ધારેલી નવાઈશ તેને પાછી ધરબેઠાં અચબુચ સોહાધતી આવી હતી! જો એ બધી વાત ખરીજ હોએ. જો તેનો ભાઇ બધું ખરૂંજ કહતા હાય, જો તે લખપતીજ થઇ આવ્યો હોય, અને તે પ્રોમીસ કરતો હતો તેમ તેને ૨ાા લાખ રૂપ્યા એક નડાકે સ્વાધીન આપવા ઉપરાંત તેને ને તેનાં વ્હાલાંઓને તેનાં વીલમાં તેણે વારસ કરયાંજ હાએ તો તેનું ભવિશજ બધું એક સ્વપ્નના મીસાલે પાછું સુખમાં બદલાઇ જાએ! તો પછી તેણે પીર સાથ જવાની શું કરવા જ જાસ કરવી જોઇએ? તો તે કાંએ નહીં લુચ્છા મંચી ફકીરા અને જાસ ઝવેરીને ખુંની કસ્દથી તાંપનારા કરપીણા નરીકે હીંમતથી ઉંઘાડા પાડે? તે કાંએ નહીં બધી ખરી હકીકત પીરમહમદને જાહેર કરી દે કે તે તો તેની સંભાલ કરવાની રૂડી મકસદથીજ તેની નોકરી ઉપાડી તેની જોડે જવા તૈયાર થયો હતો? તે મુંબઇમાં પોતે હવે રહેજ શું કરવા? એની મોટી દોલતની સગવડે કાંએ નહીં વ્હાલી મેહરાં ને મીઠી કુમીને લઈ તે કોઇ દુર દેશાવર જતો રહે, કે જ્યાં તે કુમીને ધીરજ આપી સઘળી ખરી હકીકત કહી સંભળાવી શકે, ને પછી તે ત્રણુ સંપમેલનાં સુખમાં પુરતાં અમનચમન સાથે સુખી રહી શકે? બચ્ચીત, એ બધા ખ્યાલો વિજળીને વેગે તે કમનસીબ ને પુરતા દુખી જવાંનનાં મગજમાંથી પસાર થઇ ગયા, ને તેણે ત્યારે મોટા છુટકારાનોજ એક દમ ખેંચ્યો.

"તું કેહેછ, જસી, કે તું અતરેથી પરભાડો ત્હારે બંગલે જાયછ; વૅલ, ત્હારી સાથે હું આઉં તો તુંને કંઇ અરચણ છે?" જાંહગીરે જરા વારે પુછ્યું.

જમશેદ આનાકાની કરતો દેખાયો.

"તે ઠીક નહીં થશે," તેણે કહ્યું. "તું આજ રાત ને રાત આવે તે

મને ઠીક પરવાતું નથી. મુળમાં હજી મનેજ કોઇ ત્યાં માલીક તરીકે ઓલખવાતું નથી! વળી રાતોરાત હું કાંહાં માહરો લગેજ જોઇ લેવા ને તને વીલ બતાવા બેસું? આવવું હોય તો કાલે આવજે."

"ઑલ રાઇટ, કાલે," જાંહગીરે નાખતી કરી; "મને બરાબર ત્હારા બંગલાનું ઠેકાણું લખી આપ. લે આએ કવર. લખ!"

જેમાએ તે લખ્યું. પોતાના ઘડયાલના છેડામાં જે સોનાની પૅનસીલ હતી તે વડે તે શેઠયાએ પોતાના નેપ્પનસી રોડપરના નવા બંગલાનું શરનામું લખી આપ્યું, જે જાંહાગીરે સંભાલથી વાંચી લીધું. એમ કરતાં તે કડવાસથી હસ્યો. તે પીરમહમદના બંગલાવાલા લત્તાપરનોજ એક બંગલો હતો! જ્યારે કે ગઇ રાતરે પીરમહમદને ત્યાં તે ત્રણુસો રૂપરડીને વાસ્તે મોહતાજી બેઠેલો હતો ત્યારે તેને સ્વપને બી ન હતું કે તેના લખપતી માજણ્યા બીરાદરનો બંગલો એટલો નજીકમાં હતો, ને તેને રૂ. રા લાખ પોતાને થોડાજ કલાકમાં મલવાના હતા!

"વૅરી વૅલ, હું કાલે આવશ," તેણે તે શીરનામાંવાલો કવર ખીસામાં સેરવતાં કહયું; "ક્યારે આઉં? કેટલે વાગે?"

"હું ધારૂંછ જે રહાંજ પછી. તેજ ઠીક પડશે. કાલનો આખો દાહડો તો હું ઘણો કામકાજની રોકાંણોમાં રહેવશ તેથી તું રાત્રે ૭ પછીજ આવજે. આપરે સાથેજ જમશું ને ધીરજથી બધી વાતચીત કરશું. કાલે તો બેંકમાં જઇને મેં જે ત્યાંની બેંક મારફતે માહરો મોટો અવેજ અત્રે ત્રાન્સફર કરેલો છે. તેની માલેકી માટે માહરી આઇડેનટીટી માહરે પુરવાર કરવી જોઇશે. હજી તો હું મારા સોલીસીટરોને વટીક મલ્યો નથી હવે કાલેજ હું ખરશેદજી લશકરી તરીકે બધાંને જાહેર થવશ ને બધે મલશ. ડુ યુ સી?"

"આઇ સી," જાંહગીરે જવાબ કરયો. "એ જરૂરનું છે. ત્હારે ખાત્રી કરવી જોઇએ કે જમશેદ નરીમાન તરીકે તુંને કોઇ લોકો ઓળખી શકેછ કે નહીં."

"નહીં; તે વાતની તો મને ફકરજ નથી," જમશેદે સમજાવ્યું. "એમ તો અતરે બે દાહડા થયા હાટેલમાં રહેલો છેઉં તેટલાં હું આપરી આગલી પીછાંણુવાલા થોડાકોને ખાખસુસ મલ્યો. પણ કોઇએ બી મને ઓલખ્યો નથી; મગર હવે આપુને હાલ તો ત્હારે લગતીજ બધી

ગોઠવણો કરવાની છે. હું બી તેટલાં વિચાર કરી મેલશ. ત્હારે હરી લાખનો અવેજ લઇને જીંદગી કેમ ને કયાં નવેસરથી શરૂ કરવી તે વિશે"–

"તે વિશે હું પોતે બી ધીરજથી વિચાર કરી મેલશ," જાંહાંગીરે ઉતાવલે કહયું, "ને તું કહેછ તેમ કાલે રાતરે સાત વાગે હું તુંને મલવા ત્હારે બંગલે આવશ."

જમશેદ હવે, એમ સઘળું સંતોષકારક રવેસે નકકી થઇ ચુકેલું હોવાથી, રૂખસદ ચાહતો ઉઠયો. તે પુશકલ ધીરજ પામ્યો હતો. તે તો ધારતો હતો કે જાંહગીર તેને જોતાં ને મલતાં સાથે તેનાપર ગુસ્સાનાં ઝાડ ને ઝાડ તોડી પાડશે, પણ તેવું કાંઇજ ન થતાં આ સુલીનું વિઘ્ન કાંટે ગયું તેથી તેને મનમાં છુપી ઘણીજ ખુશાલી ઉપજી.

"લે ચાલ, સાહેબજી, હું જાઉંછ," તેણે હવે ઉઠીને ઉભો થતાં કહયું–ને શેકહેન્ડમાં હાથ લંબાવ્યો.

પણ જાંહગીરે તે લીધો નહીં. તેણે તે બાહાલ રાખવા સાફ ના કહી.

"હું હમણાં તુંને શેકહેન્ડમાં માહરો હાથ આપી શકતો નથી, જસી," તેણે મજબુતીથી કહયું; "કાલે આપરે પાછા મલ્યે, ને તું તાહરી મને બદલો વાલી આપવાની ખરેખરી નેક દયાનતની પુરતી પુરવારીઓ બતાવી આપી મ્હારી ખાત્રી કર પછી વાત."

જસી તુચ્છકારનું હસ્યો.

"વૅરી વૅલ," અને તે જવા ફરયો, જ્યારે સ્હેજ યાદ થતાં પાછો થોભી જઇ તેણે કહયું, "બાઇ ધી બાઇ, તું મને મલવા આવે ત્યારે ચપરાસી નામ માંગશે, ને તુંને નામ કેહવારવું પરશે. તું શું નામ મોકલશે? ત્હારૂં પોતાનું ખરૂં નામ તો નહીંજની?"

"નહીં; કાંએ?"

"તે ઠીક પરવાનું નથી," જસીએ દ્રઢપણે કહયું. "તું જોતો નહીં? ત્હારો કંઇ જેવો તેવો કેસ થયલો? કોઇનાં બી મનમાં તે તાજો હોય, ને આવી મોટી સજા થયલી તેજ નામ મોકલીને મને તું માહરાં નવાં મકાનમાં એટલો જલદી મલવા આવે તે ચાલેજ કેમ?"–અને એમ કેહતાં તે જરા ઉશ્કેરાઇને ગરમ થયો, એટલે જાંહગીર પછી એંટપર ચઢી જઇને બેવડો ગરમ થયો.

"માંહરે ખોટું નામ કંઇ આપવુંજ નથી," તેણે ગુસ્સાથી કહ્યું. "જે માહરો માયજણ્યો ભાઇ ને જેણે દેખીતી આંખના અંધાપાથી જાણીબુજીને માહરી ખરાબી કીધેલી તેનેજ હું મલવા આઉં તે ચોરી-છુપીથી કે સાહુકારીથી? હું તો માહરૂં ખરૂં નામજ મોકલશ!"

પણ જમશેદ દબી ગયો નહીં. તેણે બી જોયું કે એમ છેકજ જાંહગીરને હાથ ડરી ગયલો ને કચડાયલો રેહવાનું આયંદા કદાપી ગરમ પડશે. એમ બી હોય કે તે બીહીતો આવ્યો હતો તે મુજબ જાંહગીર તેનો ખબરે લીધો નહીં તેથી હવે તેને એકદમ ઘણી હીંમત આવી ગઇ હોય! એમ બી તેને કદાપી લાગ્યું હોય કે જાંહગીર ઠાલો દમ કસતો હતો, ને આવી મોટી પાદશાહી રકમ જે તે આપવા તૈયાર થયો હતો તે પોતાની બેરી છોકરીના ભલાંને વાસ્તે હવે તે કજયો કરીને કદી હાથથી જવા દેજ નહીં? ગમે તે હોય, પણ સેહતાન અચબુચ તેને માથે ચઢયો એ તો ખરૂં, અને તેણે, તેથી, મસ મોટા તુમાખમાં [illegible] કહ્યું, "જેર એન, તું એમ દમસમથી બધીજ વાતમાં મને [illegible] પકડીને ચલાવવાની ઉમેદમાં હોશે તો સુજમાં રોજા ખોલશે. તે [illegible] ચાલવાનું નથી. આએ મેં કહ્યું તે બધું કરવા હું કબુલ થવા [illegible] જે પોલીસના કેદીઓની બુકમાં રેજીસ્તર થયલાં નામે, તું [illegible] માહરે બાર મને નહીં મલવા આવવા કબુલ થાય ત્યારેજ! ખ્યાલમાં આયું?"

"જરા બી નહીં," જાંહગીરે જાસ્તી જુસ્સાથી જવાબ કરયો; "હું તાહરાં જુઠા નામે તુંને પુછતો ને મલતો આઉં તેજ હીણ-પસ્તી માહરે વરે પુરતી છે. માહરૂં પોતાનું તો હું સચ્ચાઇની હદમાં રહીને તાહરા દરવાજા પર ખરૂંજ નામ આપશ!"

"ત્યારે આવતોજ ના! જાહનમમાં જા!" જમશેદ, જે કમબખત ગુસ્સાનો હંમેશ આકલો હતો ને જરા જરામાં તપી જનાર હતો તેણે ગુસ્સાથી બરાડ મારીને જીવ ઝીકાટયો; "જો તું માહરી મના છતાં મને એ રીતે મલવા આવશે તો હું સફા ના કહેવશ જે હું તુંને ઓલખતો નથી ને મલવા માંગતોજ નથી, ને માહરા નોકરો તુંને હાંકી કાહડે તે ત્હારા જોખમે!"

"તું હાંકી કહડાવજે તો ખરો! પછીની વાત પછી થઇ રેહશે!", જાંહગીર હજી જયાદા ઉશ્કેરાઇને વધતો તેજ જવાબ કરયો.

" એટલે, તું શું કરી મરવાનો છે જે ?"

" શું કરશ ? હું તેજ ધરીએ ત્હારાં ખરાં નામે ત્હારાં બધાં તરકટો સાથે તુંને ઉઘાડો પારશ ને પકરાવશ! હવે સમજ્યો ? "

તે આ ફકત ઉશ્કેરણીનું—દમ ભરાવાજ બોલતો હતો. તે ખારીલો .મુતલગ હતો નહીં. તેનાથી એવું અધમ કદી થાએજ નહી. તે એવો આસામીજ ન હતો. તે તો પોતાના આ ખતાવાર ભાઇને માફ કરીજ ચુકયો હતો, પણ હેમક તે ! તેનાથી ગુસ્સાના આવેશમાં એ બોલતાં બોલાઇ ગયું, અને પરીણામ? જમશેદે તે કેવી રીતે સાંભળયું ? તે શું તે સાંખી ગયો ? તે શું ડરીને દબી ગયો ? નહીંજ. તેણે એટલુંજ જોયું કે ડાહયો થઇને તે આ ભાઇ પાસ નમતો આવ્યો, ને પોતાનો ભેદ તેણે જાહેર કરયો તેમ કરી તેણે પોતે ઘણી ગંભીર ભુલ કરી ને પોતાના પગપરજ કોહાડી મારી! તે તેથી પસ્તાયો, એકદમ ઉશ્કેરાઇ ગયો, ને અત્યંત ગુસ્સે થયો.

" તીજ કમીના ! હું તુને નમતો આયો તેથી ? હું ત્હારી પાસ માફ માંગતો ને ત્હારા કપાલમાં એકદમ રા લાખનો દાહામ દેતો આયો તેથી ! " તેણે બરાડા પાડયા; "તું મને પકરાવશે ? તું ? તું ? "— અને એમ કહેતાં તે એટલી ઉંચી હદ સુધીના ખીજવાયો ને ઉશ્કેરાયો કે તેણે તરત હાર્ટ પર દાબીને એકદમ હાથ મુકી દીધા, એક જોરથી લપેડો ખાધો, ને બીજીજ પલે ઘોડ્યા પર ટુટી પડયો !

જાંહગીર ધ્રુજી પડયો ! તે ભાઇએ થોડીજ મિનીટ આગમચ તેનું હાર્ટ ઘણું નબળું હોવાની તેના કને વાત કરી હતી, ને હાર્ટ પર હાથ દાબી હાલ તે ઘોડ્યા પર ઢલી પડયો હતો તેથી તે તમામ થથરી ગયો.

"જસી, જસી ! " તેણે પોકારયું; "મને માફ કર ! હું તો અમથું બોલ્યો. I never meant it. ગુસ્સો ના કર. ઠંડો પર. માહરા હાથ પગ ધ્રુજી આવેછ. બોલની, તું સારી પેઠે છે કેની ? મને જવાબ દેની, જસી ? "

પણ જસી શું જવાબ દે? એ તો બધું તદન નહીં ધારેલું નખ્ખોદ વલી જતું હતું ! તે પોતાના ભાઇપર ખીજવાતાં અને ઉશ્કેરાતાં હદમાંજ ન રહયો હતો. તે પોતે પોતાને ગુસ્સાના આવેશમાં ભુલીજ ગયો હતો. જાંહગીરે જોયું કે તે પસીના પસીનો થઇને બરફ જેવો

ઠંડો થતો જતો હતો ! યા ખુદા, એ શી આફત ! એ શું નહીં ધારેલું કાંટાનું કરેસર ! !

તે જાંહગીરની કાકલુદીના જવાબમાં જેહેમતથી એટલુંજ બોલી શકયો, "બ્રાન્ડી ! જરા જલ્દી મને થોરો બ્રાન્ડી પીવાર !"

બ્રાન્ડી ! અફસોસ, બ્રાન્ડી ઘરમાં કયાં હતો ? બ્રાન્ડી રાખવા ને પીવાની કીશુનસીબ જાંહગીરની સ્થિતીજ કયાં હતી ?

તે છલાંગ મારી, બારણું એક ઝટકે ઉઘાડી નાંખી, બાહેર નિકળ્યો, તે દાદર પરથી ગબડીજ ગયો. ચાર ચાર ફાંડયે સોલ વરસના છોકરાનાં જોરથી તે કુદી ગયો. તે દોડયો નહીં પણ ઉડયો.

સારાં નસીબે તેને તરત યાદ થઇ કે હીરાજી કોચમેનનાં (તે રેહતો હતો તે) ઘરની સાંમેજ એક શ્રીમંત ભંડારીની દુકાંણ હતી, જે ગામઠી તેમજ ઇંગ્રેજી બંને દારૂ છુટક તેમજ હકબંધ વેચવાનું વરસોથી લાઇસન્સ ધરાવતો હતો. વરસોથી તે ત્યાંજ રેહતો હતો, ને ત્યાંજ દુકાંણનો થરીઠામ પથારો માંડી પડેલો હતો, કેમજે એવડાં લાઇસન્સના પ્રતાપે, તે તરફ લત્તો ગરીબ છતાં, તેનો ધંધો ધીકતોજ ચાલતો હતો.

જાંહગીરે, તેથી, ત્યાં દોડી જઇને હેનીસી બ્રાંડીની એક પેંટ માંગી, ને તે દુકાંણવાલાઓ તેનો ગભરાત ને બીહીધેલો ચહેરો જોઇ દઘાઇ ગયાં.

"કોઇ બીમાર થયુંછ, શેઠજી ?" તે દારૂવાલાએ તે બાટલી પાસ કરતાં નમનતાઇથી પુછયું; પણ જાંહગીરને તે જવાબ કરવા જેટલી હોસ કે ધીરજ હતીજ કયાં ? તે ચેન્જ લેવા વટીક થોભ્યો નહીં. રૂપિયા પાંચની એક નોટ પેલાને આપી તુરતવેલા તો તે પાછો ઉતાવલે ઘરપરજ દોડયો.

તેવામાં ન્યુસપેપરનો "વધારો" (એકસ્ટ્રા) વેચનાર એક પોરયાની ચીસપર તેનું ધ્યાન ખેંચાયું. "આએ વધારો ! સાંહાંજનો વધારો ! પેદર રોડપર સરદાર કરીમખાન સી. આઇ. ઇ. ના દીકરાનું કમકમાતભરયું ખુંન !"

યા મઝદાં, આ વળી શી નવી આફત ! ગરીબ જાંહગીર તે વખતે મનની ઉપરાસાપરી એવી ચાલુ ઉશ્કેરણીઓ વચ્ચે ઘેલો ન થઇ ગયો તેજ એક અજાયબી હતી. તે એક સેકન્ડ થોભ્યો, ને ઉંઘમાં કામ કરતો હોય તેમ એક ટબ્બુ પેલા પોરયાના હાથમાં

સેરવી દઇ વધારાનું એક પાનું—તે ફકત છ સાત લીટીનો એક ન્હાનકડો વધારો હતો!—તેણે જુટવી લીધું, ને પછી બ્રાન્ડી ને તે વધારાનું કાગળ્યું લઇ તે એકદમ ચાર ચાર ફાંડયે કુદીને ઉપર દોડયો.

પણ તે ઘણો મોડો થયો. તે આવ્યો ત્યારે જમશેદને ધીમો ઘરટલો ચાલુ થઇ ચુકયો હતો, અને જાંહગીર બ્રાંન્ડીની ફલારક ઉપેડી તેને પાઇ શકે તે પેહલાં તો સઘળું તમામ થઇ ગયું !! કમબખત જમશેદ નરીમાન આખર થઇ ગયો. હજારો મોજ કરવાની ઉમીદોની મિથ્યા હસ્તીમાંથી તે એકદમ નાબુદગીની નીસ્તીમાં સદાબરો પસાર થઇ ગયો. જમશેદ નરીમાન તેના કકલાત ને વીલાપ કરતા તે ભાઇના ખોલામાંજ, તે કશી બી મદદ કરી શકે તે પેહલાં, ગુજરી ગયો. અરે, કેવા સંપમેલથી બધી વાતચીત ને સુલેહભરી ગોઠવણો કરી તેઓ બંને છુટા પડતા હતા તેટલાં નજીવી બોલાચાલીનું આ કેવું નેહેસ્ત, કેવું નહીં વકી રાખેલું, કેવું ભયંકાર પરીણામ!!

જાંહગીર નરીમાન પોતાનાં માથાંમાં એક જોસથી મુક્કી મારી, દુખનાં એક મોટાં દચકાં સાથ, તે અકાળ મોહોતથી મરણ પામેલા પોતાના એકપુરા ભાઇની લોથ પર તુટી પડયો!



## પ્રકરણ ૩૬ મું.

—:o:—



અંચી ફકીરો—મંચી મારવાડી—તેની ઓપીસમાં એકલો હતો. તે એક ન્હાનો કંગાલ ઓરડો હતો, જેને ઓપીસનું ભપકાભરેલું નામ છાજે એ પણ શક ભરેલું હતું. તે ત્યાંજ રેહતો હતો. તેનું ઘર (ગૅસલાઇટ વીલા) અને ઓપીસ સાથેજ હતાં. ખડકીની એક પાસે તે એક નાઘલો કેદખાનાં જેવો ઓરડો હતો, જેની બારીઓને સળયા જડેલા હતા, ને જે બારીઓ ગીલડર સ્ટ્રીટ પર ઉઘડતી હતી. તે ઓરડામાં તેની બેઠક —ઓપીસ!—હતી. બારીઓને વળી લાલ બનાતના પરડા કરેલા હતા, ને ઓરડામાં હવા ઉજાસની જેટલી જોઇએ એટલી મારામાર હતી!

તે એક પારસી મારવાડી હતો—એ મંચી લુચ્ચો બલકે લુચ્છાનો પીર તે "પારસી" નાં માન પાંમેલાં નામને શરમાવતો હતો. ઠેક ઠેકાણે ન્હાની દુકાંણોનાં ખોપટાં માડી બેઠેલા ગરજાઉ ઘેલાઓનાં લોહી પીનારા કાળમુખા મારવાડીઓ આવે છે તેથી આ પારસી કોઈ કીસમે ચઢયાતો આસામી ન હતો, ચઢયાતો જો હોય તો તે ફકત બદમાશીમાંજ હતો. ઘણાખરા મારવાડીઓ એકનું બમણું વસુલ કરનારા, વ્યાજનાં ઓથાંથી ને લખાંમણીનાં નામથી મોટી રકમો જમી જનારા લુચ્છાઓ થાય છે, પણ આ મંચી ફકીરો હતો તે કીસમના તેઓ ખુંની થતા નથી!

તે મોટાં પેટનો, કાળો મસલોતાં જેવો, મોટા ગુચ્છાનો એક હલ્લાવાલો આસામી હતો, જેનો લોભ માત્ર રૂપેયા એકમાં બીજો ઉમેરી બે કેમ ને કયારે કરવા તેજ હતો! તે તેનો લોભ નહીં પણ દીવાન્યત હતી—એક ખુદાવંદતાલાને ઘરનો શ્રાપ! પૈસો પેદા કરવાનો હવસ ધરાવનારા દુષ્ટો પૈસો કદી ભોગવી જાણતાજ નથી. તેઓનું કરતવ્ય તે પેદા ને જમા કરવામાંજ પુરૂં થાય છે, ને તે જાતનાં નીચ નેહેરતપણાંનો એક નાદર નમુનો આપણી આ વારતા માંહેલો મંચી ફકીરો હતો, તેનું આખું નામ મનચેરજી ફકીરજી માખણયા હતું, પણ તે તેનાં કુલ ને ઘરાકો વચ્ચે તેમજ અડોશપડોશમાં તો એ "મંચી ફકીરા"નાં ન્હાનાં, તોચ્છડાં, સગવડભરયાં નામેજ જાસ્તી જણાયલો હતો.

તેણે પોતાનાં ઘરની અરધી ખડકી બી આફીસમાંજ ઘેરી લીધી હતી, ને તેમાં પાટયાનું પારટીશન કરી એક વાણ્યા કલાર્કને તેણે બેસાડયો હતો. તે ચોપડા રાખતો, હીસાબો તપાસતો, પાકતી તેરીખો સોહોધી કાઢતો, કાગળપતરો લખતો, ઘરાકો આવે તેને બાહેર બેસાડીને શેઠને ખબર આપતો, ઇત્યાદી. તે એક પોરયો નામે મનસુખરામ હતો. મનચેરજીબા જેમ ઘરમાં તેમજ આફીસમાં જામો પીછોડી સુધ્ધાં—એટલે સદરા લેંઘા પર સપોતે ને દપોતે—બેસતા, પણ મનસુખ આવીને કોઇ ધપધપયો કુલ આવેલો હોવાની જો ખબર આપે તો સદરાને તરત બોરયું પોતા, પેટની છેક હેઠે ઉતરી ગયલી જાડાં દોરડાં જેવી કરતી ઉંચકીને પેટ પર સરખી કરતા, અને એક પાલમાટાનો ખબ્બર જેવો ડગલો દીલપર ઓઢાવી દેતા. તે ડગલાનાં

બટન પોવાની કડાકુટ તો તેવણુ કદી કરતાજ નહીં. હવાની આવજા તેવણુનાં ભેંસ જેવા મોટાં જાડાં બદનને માટે અનિવારય જરૂરની હોય તેમ બટન તો, અલબત, ઉપરગી હેઠલ સુધી ખુલ્લાંજ રહેતાં.

મનસુખને ખડકીમાં પારટીસન ભરીને જે ન્હાનકડા ઓરડો ભરી આપવામાં આવ્યો હતો. ત્યાં તેની ટેબલ ખુરસી ઉપરાંત બીજી બે ત્રણુ ખુરસો ને બે બાંક પણુ આપેલા હતા. તે એક દવાખાનાને મલતો આવતો ઓરડો બનાવવામાં આવ્યો હતો.

તેનો (મંચીનો) બાપ ગણુ એક "મોટા માણુસ" થઇ ગયો હતો. તે ખેતવાડામાં તાડી વેચવાનો ધંધો કરતો હતો, ને તેમાં તેણુે સારૂં કમાવ્યું ને જમાવ્યું એટલે તે બી પછીથી એ મંચીવાલોજ—ગરજાઉ શ્રીમંતોને આંગ ઉધાર ન્હાની મોટી રકમો ધીરવાનો—ખીકતો ધંધો ચલાવતો હતો. તે તાડીના ધંધાની ઉપરાંતનો તેનો એક વધારાનો ધંધો હતો, ને પોતે માણુસ સાફ, દીવાની જોત જેવું, તે એ ધંધામા કાંઇ એવી નામદારી કરી નાંખી કે તેને સરકારની હાઇ કોર્ટના એક જજ સાભ સાથ વાતચીતનો પ્રસંગ પડયો, ને તે સાભે તેને સરકારને ખરચે એક મોટી ઉંચી દીવાલના કીલ્લા જેવાં મકાનમાં મુફત રેહવા ને ખાવા પીવાની સગવડ કરી આપવાની નવાજીશ ફરમાવી, કે જયારે મંચી ફકત ૧૫ વરસની કુમળી વયનો એક પોરયો હતો. સરકાર તો ઘણી મહેરબાંન હતી. પેલા જજ સાભે તો તેને એકદમ પાંચ વરસ સુધી એમ સરકારને ખરચે હવા ખવાડવાનો હુકમ આપ્યો હતો, પણ ફકીરાને તે બોજ્યું નહીં, સરકાર તેના કને ખાધા પીવાનો ખરચ વટીક ન લીએ તેથી તેનાં મનમાં ઘણું ઓછું આવ્યું કે કેમ તે એ દીલગીરીનો મારયો ઝુરપંજર પડીને એ મોટાં ઘરમાં જવા પછીનાં બેજ વરસમાં તેણુે તાકો ઘડી ઘડી કરી નાખ્યો ને માર્ગે લાગી ગયો!

એ પછી મંચીએ તેના મરનાર બાપનું નામ ને નોંક રાખ્યાં. તે કાંઇ થોડો કાફર હતો? તેણુે થોડા વરસ જવા દઇને એ બાપીકાજ ધંધામાં ઝોંકાવ્યું, ને છેલ્લો ઘણાંક વરસોથી તારદેઓ પરનું આ ન્હાનું બેઠું ઘર—"ગેસલાઇટ વીલા"—વેચાતું લઇ તે આ ખુંણામાં હંમેશને માટે થર પડયો હતો. પરીણામમાં, તે પણુ જલ્દીજ મંડાઇ ગયો. ગરજુઓ હંમેશ ગરજના મરાયા ઘેલા અને આંધલાજ થાએ

છે, ને તેઓ આગલ કે પાછલનું જોવા માંગતાજ નથી ને જોવા થોભતાજ નથી. એટલામાટે મંચીને સધધર શિકારો માટે કાંઈ ઝાઝુ ટપવું કે થોભવું પડયું નહીં. તેણે આંગડીઆર અવેજ ધીરવાની અને લોકોની ઇજ્જત સચવાય તેમ કામ લેવાની ખાત્રીઓ એકાદ બે આગેવાન પેપરોની પોતાની જાહેરખબરોમાં જાહેર કરી, એટલે પછી જ્યાદા શું જોઇએ ?

તેણે પછીથી "ટાઉટસ" ( દલાલો ) રાખ્યા. જાલ ઝવેરી જેવા બાહેરથી ધોલાધોતા બદમાશો જેઓ ઉંચી સોસાયટીમાં ફરતા હોય તેઓ પીરમહમદ અને ખાનબાહુર અદુબાના દીકરા ફલી જેવાં બોઘલાં ઢુંડી લાવે, ને તેને ઘણું અચ્છું કમીશન આપે. એ રીતે બી આ ફકીરાનું કામ ઘણું જામ્યું ગયું. તે ગરજુ ગવેડાઓ પાસે હાથ પેગ બાંધી લઈને લખાંણુ એવું તરકીબથી કરાવી લેતો કે તે વ્યાજુ આપેલી રકમો ટાઇમસર ન ભરી શકે તો ને માંગતાં લેહણાંની દીવા-નીની કોર્ટમાંજ નહીં પણ પોલીસમાં ફોજદારી બી માંડી શકે; ને તે નાણાં કરજુ લેનારા જવાન્યાંઓના ઇજ્જતદાર વડીલો પોલીસનાં લફડાંથી બુજી પડીને તે લુચ્ચાને તે બધી બનાવતી રકમો કાઢી આપતા એટલે તેનો બેહરો પાર થઇ જતો !

અને એવોજ એક તાગડો તેણે ખાનબાહાદુર અદુબાના દીકરા ફલીના સંબંધમાં કરયો સતો તે આપણે આગલ વાંચી આવ્યાં. પીરમહમદને ત્રણ લાખની જીંદગીની વરખમ પોલીસી પર એક અવેજ તેણે ધીરયો હતો, અને તે અને જાલ તે બાપડાના જાન પર ટાંપતા બેઠા હતા તે વાત આપણને રોશન છે, અને તેઉપરાંત તે દગલબાજ પેલા ફલી વીમાદલાલ સાથ જે દગોરમ્યો હતો તેની પણ આપણે પુરતી માહીતી મેલવી ચુકયાં છીએ. તે છોકરાએ ૭ મહીનાની હુંડી પર ફકત રૂ. ૭૦૦ લઇને ૧૭૫૦ લખી આપ્યા હતા ! તેન એમજ હસીને સમજાવામાં આવ્યું હતું કે એ તો ડબલ પેનલ્ટી બોંડ એ જાતનાં બીઝનેસમાં હંમેશ લખી લેવાય; બાકી ૭૦૦ ની ઉપર જાસ્તી એક બી રૂપીઓ હરાંમ !! અને ઓહ્યાબોટ ફલીએ તે બધું ખરૂં માન્યું હતું. !

પણ એટલેથીજ કયાં પત્યું ? "હવે પછવાડે તમારા બાવાજીનું નામ ઠેકાણું બી લખો. તમો માહરો અવેજ મને પાછો નહીંજ ભરી શકો તો હું ગરીબ મતીખ મારયો જાઉં કેની ?" તે લુચ્ચાએ હઠ લીધી.

"પણ તમે માહરા બાવાને તો નહીં લખો કેની?"

"અરે કંઇ ભોલા થયા? હું શું જખ મારવા લખતોતો!" મંચી સતો થયો. "એમ લખી શકાય બી ખરૂં? એ તો એમ અમસથું લખી લેવાય."—અને પોતે પોતાના બાપની સહીની ફોરજરી કરતો હતો એવા એક બી ભય કે ભ્રાંતી વગર હેમક ફલીએ પછવાડે તેના બાપનું નામ ને ઠામઠેકાણું ચીત્રી આપ્યું હતું!

અને મંચી ફકીરાને એટલુંજ ઘણું હતું. તે એ ગરજાઉ ગધેડાઓની નાડ જોતાં સાથે પારખતાં શીખી ગયો હતો, ને તેને સોએ સો ટકા ખાત્રી હતી કે છ મહીના પછીની પાકતી તેરીખે ફલી કદી એ અવેજ પાછો ભરી શકવાનોજ ન હતો. વળી ફલીને તેણે હીંમત આપવાની સરકશી કરી હતી કે "પાકતી તેરીખે નજ ભરી શકશો તો મુદત ફેરવીને વધારી આપવામાં આવશે;" પણ પાકતી તેરીખે તેવું કશું ન કરતાં, "મને હાલમાં નાણાંની ઘણી બરકત છે ને તેથી ઘણીજ જરૂર છે" એ ઓથું વચ્ચે લાવી તેણે તે ગરીબ પોરયાને નોટીસથી ગુંગલાવ્યો ને જરા બી થોભ્યા વગર તેજ વખતે અદુબાને પણ વેસાવે તેણે એક રેજીસ્તર્ડ નોટીસ મોકળી આપી તે આપણે વાંચી ચુકયાં છીએ. તે તો હજી એ પોરયાને જાસ્તીજ વેતરતે. એ મુંદત લંબાવી આપી સો બસો જાસ્તી આપી ત્રણેક હજારનું બોંડ લખાવી લેતે, ને તેમાં બી પછવાડે બાપનું નામ ચીતરાવી લેતે, પણ ફલી પુરતો ધુજી પડયો હતો એટલે તેણે ફકત પેમેન્ટ કરવા થોડોક જાસ્તી વખતજ માંગી લીધો, ને હુંડી ફેરવવા કે બીજો અવેજ સ્વિકારવા ચોખ્ખી નાજ કહી. આથી મંચીની ધીરજ ખુટી. તેણે જોયું કે એવું એક બોધલું તેને કામનુંજ ત્યારે નહીં, ને તેથી વધારે ટાઇમ આપવા સાફ ના કહી તેણે વસુલાતનાંજ તકીદનાં પગલાં લીધાં. તેણે જોયું કે અદુબા જેવો સરકાર દરબારમાં માન પામેલો ખાનબાહદુર શેઠયો પોતાના પુત્રને કોઇબી રીતે પોલીસનાં ફોજદારી લફડાંમાં પડવા દેવાનો નથી, અને ગલે ગાંઠ ને મોઢે ડુચો મારીને રૂ. ૧૭૫૦ ચુકવીજ આપવાનો! તેણે, એ ઉપરથી, એક હાથ પર ફલીને ધધરાવીને લખ્યું, ને બીજા હાથ પર તેણે તેજ વખતે વેસાવે ખુદ તેના બાપને પણ લખીને ફફડાવ્યા.

અને તે ચકમ ડોસો એ લુચ્ચાની તે નોટીસ વાંચી કેટલો ઉસ્કેરાયો તે વાંચનારને યાદ કરાવવું જોઇશે? તે પગ હલરાવા કે લચ-

કાવાની વાતજ વીસરી ગયો, ને તાબરતોબ તજવાર પણ એ વાત ની તલ્લાશ કરવા તે મુંબઈ આવતો રહયો, અને કુમી તેની સાથે આવી.

## પ્રકરણ ૩૭ મું.




ને હાલમાં મંચી ફકીરો પોતાની 'ઓફીસમાં એકલો હતો તેવામાં મનસુખ અંદર આવ્યો. તે વરસ અઢારેકનો, દેખીતી ચંચલ ઝેણનો ને સોહામણા દેખાવનો ગરીબ મા બાપનો છોકરો હતો.

"કેમ, મનસુખ?" મંચીએ પુછ્યું;

"જી, ખાનબાહદુર આવેલા છે."

"હું; આયો ખરો કે? એખલોજ છે કે?"

"નહીંજી. સાથે કોઇ જવાંન બાઇ છે. વરસ વીસની અંદરની છે, અંદર બોલાઉં?" મનસુખે પુછ્યું,

"નહીં રે, થોડુંક બાહાર ટપવાજ દે; તરત અંદર શાનું બોલાવે? કેહ કે શેઠ ઘણાં કામમાં છે. આજનું "જામે" ડોસાને વાંચવા આપ. કીયું પાણું ગોઠવીને હાથમાં આપવું તે માહરૂં શીખવેલું યાદ તો છેની?"

"જી હા, સાહેબ; પોલીસ કોર્ટ કેસીજનું."

"બરાબર; જાઓ, હું ઘંટ વાજાડું ત્યારે અંદર મોકળી આપજે."—અને મનસુખ તાબેદારીથી બાહેર ગયો.

"મજાહનો પોરયો છે. વીસ રૂપરડીમાં મોંઘો નહીંજ," મનસુખ બાહેર જવા પછી મંચી એકલો એકલો મનસે પટપટયો, દેખાવલો ને નમાનો છે તે મોટી વાત છે. વળી હીસાબ કીતાબમાં આટલી ઉમરે પાહવરદો છે. મેહતાનો દીકરો મેહતોજ થાએ. એની જગે પારસો કદી પાલવતે નહીં પેહલાં તો રૂ. ૨૦ માં બોચી ખજવાલીને સહવારના આંઠથી રાતના નવ સુધી એમ નોકરી કરતેજ નહી. પાંચ વાગતે કે એશકોબાટ થઇ, ટાઇકોલર બાંધી, બેંડસ્ટાડ કે ચોપાટીની લટાર વાસ્તેજ જવાનું મન થતે! ઉંહું આએજ ઠીક છે. હું ધરાકાને કેહુંછ કે દીકરાઓ માહરા, એમ મનથી મુંજાયા ના

કરો; માહરે ત્યાં તમારી વીપતમાં મને સોહોધતા એવરક ચાલ્યા આવો, ને માહરા ઉંબરમા પેસતાંજ તમને મનસુખ મલશે!"—અને તે ધુતારો હાથ મસલીને એ પોત્તાની મજાક ઉપર પોતે એકલો એકલોજ ગમત પામી હસ્યો.

એ મનસુખનો બાપ પણ એ લુચ્છા મંચીને હાથ પુરતો વેતરાયો કતરાયો હતો, અને તે બાપડો તેનાં ચક્રવરધી વ્યાજ સાથનાં મોટાં દેવાંમાંનો એક ન્હાનો હીસ્સો અદા કરયા વગર સ્મશાંન સિધારયો ત્યારે મંચીએ તેના બેટાને આ નજીવા પગાર બદલ વેઠે પકડયો હતો. મતલબની મતલબ ને ધરમનો ધરમ! લોકમાં તો એમજ બોલાવની કે "મરનાર બીચારો મંચીના પૈસા દાબીને મરી ગયો તોબી મંચી એવો મીયાં માણુસ કે મરનારના દીકરાને બીચારાએ સામો પોતાને ત્યાં નોકરી રાખ્યો?"

પેલા હાથ પર ધરડા અદુબા ને કુમીનો ખુબ તહરીસે-નજદીક પા કલાક!—ટપાવી ટપાવીને પછી તે ગણુત્રીબાજ લુચ્છાએ પોતાની ટેબલપરના કોલબેલ પર આંગલી મારી, ને ટીંગ કરતી કે એક ટકોરી બાહેર સંભળાતાં મનસુખે પેલાંઓને રજા આપતી ઢપે કહયું. "અંદર જાઓજી."

તે મામા ભાણેજ, તે ઉપરથી, વચમાનું સ્પ્રીંગનું અરધું બારણું ઉધાડી અંદર ગયાં, કે જયારે મંચી પલમાટાનો પીલો પચક ને જાડો ખબ્બર ડગલો ઓલવી, શાંન સોગતનો થઇ, નાક પર ચશ્મો ટેકવી, કાગળયાંઓના ઢગમાં માંથું ખોસી ઘણોજ કામમાં પડયો હોએ તેમ બેઠલા હતા.

મંચી ઉઠયો. "આવો ખાનબાહાદુર સાહેબ; આવો માએ, બેસોજી," તે બલો થયો.

તેઓ બેઠાં. ખાનબહાદુર સુંદર કુમીના હાથનો ટેકા લઇને ચાલતો અંદર આવ્યો હતો. તેનાં કદમનાં સાબુતી કમ દેખાતી હતી.

મંચી તે છોકરીની સુંદરતાથી મોહીત થયો. તેને! આખી જીંદગીનો એકજ મોહ પઇસામાં વસેલો હતો, અને તેમ છતાં તે—એ કાલો લેવટો!—કુમીની છક કરનારી મીઠી મોહકતાથી હેરત થયલો તે મધુરા મુખડા પરથી એકાદ બે પળ આંખજ ઉપાડી શકયો નહીં.!

"આપ સાહેબ માહરાં કાગળ બાબે વાત કરવા આયાછ, ખાન-

બાહદુરજી!" તે ચીસો થયો; "તેમ હોય તો તે નાજુક વાત છે, અને આ બેહેન—"

"ફકર નહીં," ડોસાજીએ ઘુઘરાયલા રહાદે જવાબ કરયો; "એ માહરી ભાણેજ છે. એ માહરી દીકરી છે. ભલે એ બધું જાણે. એમાં એવું ખાનગી છેજ શું જે?"

તે ડોસાનું ભરાઇ રહયું હતું. તે જમાનેખાધેલ બુઢો પામીજ ગયો હતો કે કાંઇ બી કામ નહીં હોવા છતાં ખાલી ભપકો કરવા તે અંદરના ઓરડાવાલો લુચ્છો તેઓને એમ બાહેર તપાવતો ને ખોટી કરતો હતો; પણ હાલ બને ત્યાં સુધી તે કળેવળે કામ લેવા ચ્હતો હોતો.

"સારૂં ત્યારે, હવે આપરે કામનીજ વાત કરયે," મંચીએ તેનાં કદરબીહામણાં કદરૂપાં મોઢાંથી ફીકકું હસતાં કહ્યું. "આપ સાહેબના સાહેબજાદા ફરાંમરોઝે માહરી પાસે હુંડી લખીને રૂ. ૧૭૫૦ લીધેલા છે, ને હુંડી છ દાહરા થયા પાકી ગયલી છતાં અવેજ ભરતા નથી, એટલે આપને તસ્દી આપવા મને ફરજ થઇ પરી. આપની ગેરંટીની બીલની પછવારે સહી છે, એટલે માહરે આપ સાહેબને ચેતાવવા તો જોઇએની—કેમ બેહેન?"—અને વળી તે બુતારાએ તાપસીંમાં કુમીને બોલાવવાની બેઅદબી કરી!

ખાનબહાદુરે પોતાની જેફ છાતીમાં ઉકળતો રોષ માહા મુશ્કેલથી સમાવ્યો.

"હું માહરા ફલીને મલીનેજ અત્રે આવેલો છઉં," તે ડોસાજીએ બન્યું એટલો શાંત સ્વભાવ રાખીને જવાબ કરયો; "તે મને જણાવે છે કે તમે રૂ. ૧૭૫૦ નો તદ્દન જુદો દાવો કરોછ, કેમજે ખરૂં પેમેન્ટ ફકત ૭૦૦ છે, ને તેમાંથી બી વ્યાજ વટાવ ને ધુલધમારાના મલીને તમે ૧૫૦ રૂ. આંગપર કાપી લીધેલા છે!"

"તમારા દીકરાએ પુરા રૂ. ૧૭૫૦ ની હુંડી પર પોતાની મને સહી આપેલી છે, ને તે પર વરી તમારૂં પોતાનું એંડાર્સમેન્ટ છે," ફકીરાએ પાક બેહયાઇ ને ઠંડાં કુલેજાંથી રોકડો જવાબ આપ્યો.

"માહરૂં એંડાર્સમેન્ટ હું કેહુંછ જે——" અને ખાનબાહાદુરનો પીતો ઉછળી આવ્યો.

"હં, ખબરદાર! ખાનબાહાદુર શેઠ, એમ કેહવાની ભુલ કરતાજ ના કે એ "ઍંડોર્સ" તમારૂં નથી, કેમજે એમ જો તમે કહયું તો ખરાબી ઘણી ને ઘણી ગંભીર થશે!"—અને તેણે મોટા દયામણા દેખાવના ઢોંગથી સુંદર કુમીના ચેહેરા સમ જોયું. "તમારૂં પોતાનું ઍંડાર્સ નહીં હોય તો બી હાજ કેહજો, નહીં તો તમારો પોરયો દુન્યાથી ઉખરી જશે! આવો ગુલાબ જેવો છોકરો! કંઇ જેવો તેવો છોકરો? આપ સમજ્યાની? આપ સાહેબ તો સહમજુ છેઓ."

ખાનબાહાદૂર તે કેમ ખમે? તે સ્વભાવમાં દારૂગોળો હતો, ને ઉછળીને કાંઇ નવું જુનું કરી નાખશે એમ ફકર થતાં કુમીએ તે ઘરડા મામાનો સાથ લઈ હેતથી પસવારયો "મામાજી!" તેણીએ કાકલુદીથી યાદ આપતાં કહયું, ને તે મીઠી સમજાવતથી તરત સુદ્ધ ઠેકાણે લાવી તે ડોસો પાછો શાંત ને સાવચ થયો. તેણે યાદ કરયું કે આ દગલબાજ ધુતારાને હાથ ફલી મજબુત વેચાયલો હતો.

"લાવો, હુંડી કાહારો," તેવણે તેથી સમો સમાલી જેમ તેમ જેહેમતથી કસયું; "હું તમારા પૈસા ભરી દેવા માગુંચ"—અને ગુસ્સાની રીસાયલી અદાથી તેવણે પોતાના મોટા ડગલાનાં કુશાદે ગજવાંમાંથી રબરનાં બેન્ડે બાંધેલું નોટોનું એક બંડલ ખેંચી કાઢયું.

"ઠેંક યુ—આપ દાનાવ છેઓ," લુચ્ચા મંચીએ કહયું; "બધા મલીને હવે ૧૮૧૧-૬-૬ થશેજી"—અને તેણે એક કામળીથી કાપલી બાજુમાંનાં કાગળોમાંથી ઉચકીને ખાનબાહાદુર બેઠો હતો તેની નજીકમાં ટેબલ પર મુકી.

"એ વરી હજુર વધતો સાએ જાએછ?" અદુબાએ એ સાંભળી મોટા ગુસ્સાનાં નેણુ જમાવી પુછયું.

"એ તો બીઝનેશ છે, મુરંબી, હેં—હેં—હેં! બજારમાં ભાજી તરકારી લેવાનું નથી," મંચીએ મોટે સ્હાદે હસીને સહમજ આપી. "હુંડી પાકીને છ દિવસ ઉપર થયા તેનું વ્યાજ, હુંડીનો સિકાર નહીં થયો તેથી મેં તે "નોટરી પબલીકને ત્યા કાએદા મુજબ નોટ કરાવી તેની ફી, માહરી ઓફીસનો ખરચ વિગેરે—"

હવે ગનપાઉડર સળગ્યો ને ફાટયો!

"લુચ્છા, લબાડ, કમીના!" ખાનબાહાદુરે પોતાની રૂપાની મુઠની જાડી દાંગ તેનાં માથાંમાં ઘુમાવીને કહયું, કે જ્યારે કુમી એક ચીસ સમેત ચમકી ઉઠી તેવણુને શાંત કરવાની વ્યર્થ કોશેશ કરતી હતી; "તું શું ત્હારાં મનમાં ચાહે પીએછ? તું બોલબેછ તુ કોણુને એમ છેડેછ તે? અરે હું તો ત્હારી ઇનપીલને ઉખેરી નાખી શકશ! બચ્ચા, જંગલમાં નહી પરવા જેમ હું નમતો આઉંચ તેમ તું છેકજ ફાસ્ત જાય છે? બેહયા, માહરા દીકરાએ કબુલ કીધુંછ કે ત્હારી પાસે ફકત રૂ. ૭૦૦ લીધાછ, ને તાહરી આબરૂમાં નિર્દોશ ભોલાઇથી તેં કહયું તેમ હુંડીની પછવારે તેણે માહરૂં નામ ઠેકાણું લખ્યુંતું!"

"શું એમ કહયું?" મંચી જે આટલા વાર તે ખાનબાહાદુરના ઘુમાડા ને ઘસારાથી જરા બી ડરયા કે દબ્યા વના ફીકકું હસતો એક કાચના પેપરવેટ સાથ નફટાઇથી ને ઠંડ કલેજે રમતો બેઠી રહયો હતો તે હવે ઉછલી ઉઠયો. તેને એ જાતના "સીન"ની કોઇ નવાઇ નહીં હતી. એવા બખેડા તો તેની ઓફીસમાં રોજના હતા! તેને લાગણી જેવું કાંઇ હતુંજ નહીં, ને ભેસનાં ચામડાં જેવું તેનું જાડું કાલું ચામડું તદન સુન મારી ગયલું સતુ.

"શું એમ કહયું?" તે ઉછલી ઉઠયો. "વેલ, ત્યારે તો હવે માફ કરો! ત્યારે તો હવે એ કેસ પોલીસનાજ હાથમાં સોંપાશે. માહરીથી આએ તમારો અરેજ કબુલ રખાશેજ નહીં, તમો વધારાનાં બ્યાજ ને ખરચ સાથે આપો તોબી નહીંજ. આએ તો "ફોરજરી"નો ઘણોજ ગંભીરને કલીઅર કેસ છે. એનો નાપાક પોરયો! એટલો જુઠઠો! મેં તમારી સહી વગર આપવા ના કહયું, ત્યારે કેહજે લેઓની, હું માહરા બાપની સહી લાવી આપું કરીને હુંડી રાતરે લઇ ગીયો ને બીજી સહવારે પાછી લાયો, જે આએ પપાજીએ સહી કરી આપીછ! આપરે શું જાણ્યે રે બા! હું તો બધા દાહરાનોજ એવો ભોલોભટાક! હું પોતે ચોર નહી એટલે ચોરને પીછાંણું બી નહી. આપરે જાણ્યે જે હોશે, ને એવા મોટા માણુસ-સરકાર દરબારમાં માન પામેલા ખાનબાહાદુર જેવા શેઠયાએ જ્યારે પોતે એંડોર્સની સહી કરેલી છે તો——"

"અરે બેશરમ લબાડ, જરા શરમા! તું જરથોસ્તી છે કે ઢેર? જરૂથોસ્તીનાં નામને બી તું એબ પોહોંચારેછ!" તે ડોસો

જાસ્તી ગરમ થયો.

"જો મામાજી ડીઅર!" વળી કુમી, અરધી રડેલી, કાકલુદી-ભરી વચ્ચે પુરાઇ.

"હુંડી આપીને મ્હારે પઈસા લેવાછ કે નહીં?" ખાનબાહાદુરે પાછો ગભડાત સાથે તકાજો કરયો,

"તમારી આવી ગાલગલોચ પછી તો નહીંજ; પણુ શું કરૂં જે આએ બચ્ચાંની દયા આવેછ," મંચીએ મોટી દીલસોજીના દેખાવથી કુમી ભણી જોઇને કહયું. "હું તો અત્યારે જઇને તાબરતોબ વોરંટ કહડાઉં, ને તમારા જુઠાલુતરા દુકતાને ઝીલાવી દેઉં, પણ આએ ગાય-ગોલાબ જેવા ચેહેરાની શરમ કરૂંછ. જાઓ, તમે કાલે આવજો. મને માહરા સોલીસીટરનું મત લેવું જોઇએ. કાલે આવજો, તેટલાં હું જે તે નકકો ઠરાવ કરી રાખશ. કાલે આએજ વખતે અહીંજ; પણુ હવેના આવો ત્યારે એખલા આવજો. આએ બાઇને સાથે લાવતા ના. લેવદેવનાં કામમાં બૈરાં મલીખનું કામ નહીં; ને કાલે આવો ત્યારે જરા જબાંનાં નખ લેવારીનેજ આવજો, કેમજે આજે જે ગાળગલોચ લોહીના ગોટથી હું ગરી ગીયોછ તે કાલે થવાનું નથી. જાઓ!"——અને તેણુે તેઓને રૂખસદ કરવા આગળ આગળ ચાલી તે રર્પીમ પર ઉંઘાડ બંધ થતું બારણું પોતેજ ઉંઘાડી આપ્યું; "કાલે આપરે પાછા મલશું ત્યાં સુધી પોલીસનું કંઇબી લફડું નહીં કરવા હું તમોને દયાને ખાતર પ્રોમીસ કરૂંછ."

અને ખાનબાહાદુર, કુમીના હાથનો ટેકો લઇ, ઘણું, દુખ પામેલો તે ઘર—દોજખ-માંથી બાહેર પડયો. તેણુે જોવું કે તેણુે અનેરૂં કરયું હતું, ને તેના તીખા સ્વભાવે વળી ઘણો ઘાણુ બગાડયો હતો. હુંડીનું ડોકયુમેન્ટ મોજુદ હતું, જે રૂ. ૧૭૫૦ નું હતું, ને તેપર તેના દુકતાની સહી હતી. વળી પછવાડે તેણુેજ બાપનાં નામની એંડાર્સ ભરી હતી, ને કોર્ટમાં મંચીનું કાવતું પુરવાર કરવાનું ખરેખરજ મુશ્કીલ થઇ પડે! કોર્ટ તેની સામે રજુ થયલા સંજોગો વચ્ચે તે ફુલીએ કરેલી ફોરજરીજ જાસ્તી માને, અને તે મુજબનોજ ચુકાદો આપે એ દીવા જેવું દીસતું હતું! તે, તેથી, નાચાર થયો. તે ગમ ખાઇ ગયો, ને તુરત વેગા હરે કાંઇ બી જયાદા કહયા બોલ્યા વગર કુમીને લઇને ત્યાંથી જતો રહયો.

અને તેના ગયા બાદ મંચી ખુશાલીથી હાથ પર હાથ મારતો ને હાથ મસલતો પોતાની ટેબલ કને પાછો આવ્યો.

"અચ્છી બજાવી, મંચી દીકરા!" તે એકલો એકલો મનસે પટપટયો; "હવે કાલ છે ને સાહેબ છે! કાલે એજ હુંડોના એજ ગનપાઉંડર રૂપીઆ ત્રણ હજાર આપવાનો? હવે સતરસો ને અઢારસોની તો વાતજ નહીં હવે કાલે તો "આપો ત્રણ હજાર—એક પાન પાવલો બી ઓછો નહી, નહીં તો આએ તમારા દીકરાની ફેરજરી—"

એવામાં તેની નજર એક ન્હાના રેશમી રૂમાલ પર પડી. તે કુમીની ખુરસી પર રહી ગયો હતો. કુમી કેથી તે વીસરી ગઇ હતી.

તેણે તે મઘમઘતો રૂમાલ પોતાના નજીસ રાથોડી હાથમાં લીધો ને ધ્યાનથી તપાસ્યો.

તે ઉપર તેનાં એક ખુંણામાં સુંદર ઇંગ્રેજી દાણાદાર હરફનું એક નામ ગુંથેલું હતું જે તેણે વાંચ્યું:-

"કુમી નરીમાન."

"નરીમાન? નરીમાન?" તે યાદ કરતી હપે પાછું પટપટયો; "નરીમાન તો પેલો ફેરજરીને વાતે જેલમાં જઈ આવેલો પારસી, જેને જાલ ઝવેરીએ માહરી સંમતીથી પીરનું કાટલું કાહાડવા હાલ રોકયોછ! તેજ તો નહીં હોય? તેજ હોય તો વાહ વાહ! તેજ હોય તો નવુંજ અજવાળું થશે!"—અને મંચીનું ગેંડાનાં માથાં જેવું કદરૂપું મોહનું એ નવી ઉમીદની ખુશાલીમાં હસ્તું-બની શકે તો-જ્યાદા કદરૂપું બન્યું!

મગર તે જ્યારે એમ તેની ઓફીસના ઓરડાનાં એકાંતમાં જાંહગીર નરીમાનની યાદ કરતો હતો ત્યારે તેની—જાંહગીર નરીમાનની પોતાની શી કેફ હતી? તે કયાં હતો? તે શું કરતો હતો? તેના જોડયા ભાઇ જમશેદનાં મરણથી છેકજ હારી ખાધેલો ને હડબડી ગયલો તે તેની લોથ પર પછડાઇ પડયો ત્યાં આપણે તેને છેહલો છોડી આવ્યાં છીએ. તે અત્યારે એક નહીં પણ બબ્બે મોહોત વચ્ચે ગભરાયલો ને ઘેરાયલો હતો! જમશેદનુંજ માત્ર નહીં પણ પીરમહમદનું મોહોત થયલું બી એજ ભયંકાર વખતના અજબ સંજોગ વચ્ચે તે જાણતો થયો હતો. એક સાહસીક પેપરવાલાએ એવા એક

મોટા સી. આઇ. ઈ. શેઠયાના બેટાનું એ બેહદભરમોમાં વીંટલાયલું ખુંન થયલું જોઇ તાબરતોબ વધારો બાહેર પાડયો હતો. તે પોતાની રોટલી તળે અંગાર ખેંચવા વાસ્તે પુરતો સાહસીક ને શુરો હતો. ફકત છ લાઈનનો એક નજીવો તે "વધારો" હતો, અને "પેદર રોડ પર સી. આઇ. ઇ. શેઠયાના દીકરાનું ખુંન!" એવાં બુમરાંણુ સાથે છોડી મુકેલા ધાટી પોરયાઓ દોઢયે દોઢયે બી હજારોની સંખ્યામાં તે કાગજ્યાં વેચી મોટી વકરી કરતા હતા, જે માંહેલી એક નકલ અનાયસે તેના (જાંહગીરના) હાથમાં પણ આવી હતી; અને ત્યારે! અને હવે?



## પ્રકરણ ૩૮ મું

—:o:—

જાંહગીર નરીમાન, પોતાનાં માથાંમાં જોસથી એક મુક્કી મારી, તે અકાળ મોહતથી મરણ પામેલા પોતાના ભાઇ જમશેદ નરીમાનની લોથ પર તુટી પડયો હતો. તે બીલકુલ બેગુન્હા કમબખ્ત, સંજોગોનો ભોગ, એક નહિ પણ એકકી વારે બબે જવાંન જુલમગાર મોહતેખુંનો!– વચ્ચે ગભરાયલો ને ઘેરાયલો હતો. એક બાજુએ પીરમહમદનું ખુંન, ને બીજી બાજુએ તેના જોડયા ભાઇનું મરણ! એ બંને મોહોતો એવા જુલમગાર સંજોગો વચ્ચે થયાં હતાં કે તે બંનેની જવાબદારી તેને શીર આવી ગઇ હતી એ તે પોતે આયના પેરે જોઇ શકયો, ને તેથી અર્ધ બેફામીની બેખુદી વચ્ચે તે જસીની લોથપર પછડાઇ પડયો.

આખર પોતાના જીવસતોસત જોખમોનો ખ્યાલ થતાં તે ઉઠયો. તેણે પોતાનું માથું જોસથી દાબ્યું, ને પોતાના વેરાયલા વીખરાયલા વિચારો થોડીક શાંતી સાથે એકઠા કરવાનો પ્રયાસ કરયો. હવે તેણે શું કરવું હવે તેણે કેમ કામ લેવું?

તે પીરમહમદનાં ખુંનને લગતો ન્યુસ પેપરવાલાનો "વધારો" ને બ્રાન્ડીની ફ્લાસ્ક લઇને જ્યારે પોતાના ઓરડામાં ઉતાવલે પાછો ફરયો ત્યારે જમશેદને ધીમો ઘરટલો ચાલુ થઇ ચુકયો હતો, જે વાતનાં ગભરાત વચ્ચે "વધારા"નું તે કાગજ્યું તેના ધ્રૂજતા હાથોમાંથી જમીન પર સરી પડયું હતું તે ઉપર હવે, જરા શાંત થતાં, તેનું પાછું ધ્યાંન ખેંચાયું. તેણે તરત તે વાતનું ભાન થતાં ધ્રુજતા હાથોએ

તે જમીન પરથી ઉચકયું, ને ઘુમતાં મગજે તે દીવા આગલ પકડી નિચે મુજબ વાંચ્યું:—

'સરદાર કરીમખાન સી. આઇ. ઇ.ના બેટાનું કમકમાત્ત ભરયું ખુંન.

"જણાવાને ભારે ખેદ ઉપજે છે કે આપણાં શેહેરના માનવંત અને જાણીતા ખોજા ગૃહસ્થ સરદાર કરીમખાન સી. આઇ. ઇ. ના એક પુત્ર ટા મી૦ પીરમહમદનું ઘણી કમકમાત ભરી રીતે ગઇ રાત્રે ખુંન થયલું જાહેર થયુ છે, ખુનીઓ લાશ ખુંન કરવા બાદ સરદાર સાહેબની મોટી તીજોરીમાંજ છુપાવી ગયા હતા. બીજી વીગતો હજી મલી નથી, પણ એટલું ચોક્કસ છે કે ખુંની હજી પકડાયા નથી, ને પોલીસ ચાંપતી જુસ્તેજો ચલાવે છે."

અને—તેણે ફાટ ફાટ થતી છાતીએ તે હરીહાક ઓરડાનાં એકાંતમાં એકલા એકલાએ વિચારયું કે-એટલુંજ શું બસ ન હતું? તે એક જેલજાત્રાએ જઇ આવેલો આદમી હતો, કે જેને પોતાનું ઠામ ઠેકાણું હર મહીને પોલીસ ચોકી પર જઇને નોંધાવી આવવું પડતું હતું —તે એક ખોટાં નામે જાલ ઝવેરીના ઉશ્કેરવાથી આગલી રાત્રે તેને ઘર ગયો ને પીરમહમદ સાથ જમ્યો હતો.—તે પીરમહમદ જોડે મોડી રાત્રે તેને બંગલે ગયો, ને પીરે સો—સોની ત્રણ નોટસ તેને આપી હતી, કે જે બધી પછવાડે કમભાગ્યે મરનારે પોતાનાં નામની પોતાના દસ્કતે સહીઓ કરી હતી. હવે પોલીસ એ બધી ભાલ તો મેલવવાનીજ, અને ત્યારે ખુંની તે હતો અથવા ખુંનમાં તે શરીક હતો એમ નહીં માનવાને કોઇને બી કારણુજ શું રેહશે? તે પોતે તો તેને લગતું ખોટારૂં ઘણું એ કહે ને ઘણું એ કહેશે, પણ તેનું માનવાનું કોણુ છે? તે થથરી ગયો. નવેસરથી તેનાં આગલાં પાપના પોથા પેપરવાલાઓ ખુલ્લા કરવાના!—પેપરવાલાઓને કાંઇ પુછવું પડે?—અને તે ગરીબ મેહરાં ને વ્હાલી કુમીનાં વાંચવામાં આવશે! હવે?

તે બધો પાણીપાણી થઇ ગયો. પરસેવાથી તે નિર્દોશ જવાંનનું કપાલ બધું તર થઇ ગયું. બીલકુલ બેગુન્હા છતાં આ કેવું બધું તેને આ દોરંગી દુન્યામાં સોસવું પડતું હતું તે વાતની માહીતીથી એ ગેરઇનસાફના ગજબ તળે તે છેકજ હડબડી ગયો. જાંણે ખુદાજ તેની

સામે રહયો હતો! જાણે ખુદાની ખુદાઇ વટીક તે દુખથી પુકારીને સાવ ના પાડે એવુંજ બધું આ અધમ ઉપરા આપરી બનતું ને તેનાપર ગુજરતું આવ્યું હતું!

તેને ન્હાસી જવા મન થયું. દરેક મિનીટે બાહેરના દાદરપર પગલાં વાગવાના ભણકારા તેને કાંને આવતા, ને પોલીસ તેની ધરપકડમાં આવી લાગવાની ફીકરથી તેની છાતીનાં પાટયેપાટયાં બેસી જતાં હતાં; પણ તે ન્હાસી બી કેમ જાય? કયાં જાય? તેના ભાઇનાં રવાંનને તે કેમ ત્યાં એકલું છોડે? કદી છોડે પણ, તોબી ન્હાસી જવાથી તેની સલાંમતી શી હતી? ગામેગામ પોલીસ તાર છોડીને શું તેને જલદીજ પાછો પકડી ન લીએ? ન્હાસી જવાથી તો આરોપોની ગંભીરતા વધારે તે પોતાના ગલામાં નહીં લઇ લીએ?

અંતે એક અજબ વિચાર તેને એકદમ સુઝયો. જોખમી અને ઘણોજ અજબ વિચાર! તેનો ભાઇ તેને મલવા આવ્યો તે કોઇજ જાંણતું ન હતું. સારા નસીબે નીચેવાલાં (હીરાજી કાચમેનનાં ત્યાંનાં) પણ બધાં બારણાંને તાલું મારી જતાં રહયાં હતાં. રહી સહી નજી બી ગામમાં ફરવા ગયલી હજી પાછી ફરી ન હતી, અને ત્યારે કાંય નહીં તે એ ચાન્સનો લાભ લીએ? તેઓ બંને જોડયા ભાઇઓ હતા—તેમના ચેહરામાં એક અજબજેવું મલતાપણું હતું, ને તેથીજ તો જયારે આગળ જમશેદ ફકત એક ભરાવદાર મોટી મુછ રાખતો હતો ત્યારે તેને પોતાને દાઢી રાખવી પડી હતી. હવે હાલમાં જમશેદ પાછો ફરયો હતો ત્યારે લખપતી ખરશેદજી લશકરી તરીકે તે મુછ બોડાવીને બોડોબાડો મુંબઇ પાછો ફરયો હતો તો કાં નહીં તે પોતે બી મુછ કાઢી નાખી તરત ખરશેદજી લશકરી બની જાય? ખુદાની બક્ષેશથી સંજોગો તેને અજબજેવી યારી આપતા હતા. તેના ભાઇએ હજી પોતાના બંગલાનો ચાર્જ લીધો ન હતો, ને તેને કોઇએ તે તરફ ખરશેદજી લશકરી તરીકે જોયો ને જાણયો વટીક ન હતો, બધું તેણે કાગળપત્રોથીજ કામ લીધું હતું, ને જો કદી એકમલતા ચેહરાનાં કારણથી પોલીસ તરફથી ટબલ થાય તો ખુરશેદજી લશકરીને નામે જોઆન્સબર્ગથી તેણે સોલીસીટરો મારફતે કરેલો ગોઠવણો તેને મજબુત યારી આપે એમ હતું, તો શું કરવા તે એ નાદર ચાન્સ આવા ભયભીત સંજોગો વચ્ચે હાથથી જવા દે?

આદમીપર આવીજ બને છે ત્યારે તેની બુધ્ધી એકદમ અસાધારણ તેજ થઇ પડે છે, અને તેજ હાલ હાલમાં જાંહગીર નરીમાનનો હતો. તેણે હવે તાબરતોબનું કામ લીધું. તે થોભ્યો નહીં એક પલ સોનાને તોલની હતી. તે પોતેજ પોતાને રોજ "શેવ" કરતો હતો એટલે હજામતની તમામ સામગ્રી ઘરમાં મોજુદ હતી, જેની મદદ વડે તેણે તરતજ પોતાની મોટી ભરાવદાર મુછ સફા નાખી, એ પછી સાબુ, પીછી, અસ્ત્રો, મુછના બોડેલા બાલ સદા વિગેરે સઘળું તેણે તે ટેબલપરજ ખાખસુસ પડતું નાખ્યું, અને પછી તેણે તે બેહુરમત પામેલા ભાઇનાં ગજવાં સંભાલથી તપાસ્યાં, એ ઘણું અપવિત્ર એક લેખે હતું ખરૂં, પણ તેણે પોતાનું મન વાળ્યું. જમશેદ બીચારો મરણ પામી ચુકયો હતો, ને તેણે જીવતાએ પોતાનો બચાવ કરવાની જરૂર હતી. વળી જમશેદનાં મરણથી જમશેદનાં કેહવા મુજબ તેનાં છેલ્લામાંછેલ્લાં વીલની રાહે તેજ હવે તેની તમામ દોલત ને અસકયામતનો વારસ થતો હતો, તો તે બધું એ મુજબ વગર ગરબડે સ્વાધીન લેવામાં તે ભુરાઇ શી કરતો હતો? બનવાજોગ હતું કે હવે પોલીસનાં લફડાંથી તે બચશે, ને પૈસે પુર થવાથી સુખથી અને શાંતીથી પોતાની બાકીની જીંદગી જીવી શકશે તેને તે વાતની શું કાંઇ થોડી જરૂર હતી? હદ વગરની હાડમારીઓ ને બેશુમાર હાદેસાઓ ખમવા પછીથી એવી થોડીક શાંતીની તેના જેટલી જરૂર બીજા કોણને હોએ? તે (મરનાર) જ્યાં બેંકમાં પોતાની મોટી દોલત જમા આપી ચુકયો હતો ત્યાં વકીલ હજી ગયો ન હતો તે શું થોડું નસીબદાર હતું? તે આવતી કાલે હજી તો ત્યાં જનાર હતો, ને તે આગમચ તે ગરીબ કમબખત આ શરાએ ફાનીથી ફારેગ થઇ ચાલતો થયો હતો, તો તેની જગ્યે તે પોતેજ કાંએ નહીં આવતી કાલે જઇ શકે? થોડી હીંમત ને હીકમતથી મા ત્રકામ લેવાવાનીજ ખોટી હતી!

મરનારનાં ગજવાંમાંથી તેને તેની ખાનગી ચાવીઓનો જુમખો ને બંગલાને લગતી ચાવીઓ મળી કે જે બંગલાનું પઝેશન લેવા તે તેજ રાતરે ત્યાથી પરભાડો જનાર હતો. વળી એક નોંધપોથી ને કાગળોનું રબર બેન્ડથી બાંધેલું એક બડળ બી તેને મળ્યુ. તેમાં ઉપરજ

તેના સોલીસીટરોનું કાગળ હતું, કે જેઓએ બંગલો તેની ખીદમતમાં નોકરનફરો સુધ્ધાં તઇયાર થયલો હોવાની તેને વીગતો લખી વાલી હતી. એ સઘળું તેણે કબ્જે કરયું, ને પછી મરનારનાં કપડાં બધાં ઉતારી લઇ પોતે પેહડયાં, જ્યારે પોતાનાં તે બેહસ્ત પામેલા બીરાદરને પેહડાવ્યાં. એ કારજ રહેલ ન હતું, ને તે કામ કરતાં કરતાં તેની આંખમાંથી આંસુઓ ઉપરાસાપરી ટપકતાં રહયાં હવાં; પણ જે પડયું તે હવે તો પંજેરવાનું હતું !

તે એક બી બારીકી ચુકયો નહીં. તેણે ઘણાંજ શાંત મગજે અસાધારણ સંભાલથી કામ લીધું, કેમજે જોખમ ખરેખર ઘણો મોટો ને જીવસતોસતજ હતો, અને બધું પરીપુર્ણ કરતાં તેને ખાસ્સો એક કલાક થયો; મગર તે થઇ રેહતાં તે હીંમત હારી હડબડી ગયો, ને થાકેલો—મુશ્કીલથી દમ લેતો—ખુરસી પર ફસડાઇ પડી બેસી ગયો.

પણ હવે એમ બેસીને વખત ખોહવાનો ન હતો, અને તે ફીકકો, બીહીધેલો, કાયર, દુખી પણ તુરત પાછો બે ચાર મિનીટમાં ઉઠીને ખડો થયો. મરનાર હુબહુ તેણે પોતાના પેહડાવેલા પોશાકમાં હવે તે પોતે હોય તેમજ જાણે દેખાતું હતું, ને તેણે પેલી પીરનાં નામની અહીની જે સો--સોની બે બેંક નોટ ને ત્રીજી નોટનું બાકી બચેલું પરચુટણ હતું તે બધુ એમનું એમ અનામત તે રવાનના આંગ પરનાં કપડાંનાં ગજવાંમાંજ રહેવા દીધું. વળી તે જેલમાંથી છુટયો ત્યારે તેને જે ટીકીટ આપવામાં આવી હતી (કે જે પર બ્રીટીશ હદમાં તે જયાં બી હોય ત્યાં દર મહીને પોતાનું રેહઠાંણુ પોલીસમાં જઇને નોંધાવી આવવાનું તેના જેવું ફરમાન હતું ) તે પણ તેણે તે ગજવાંમાં હતી તેમ રેહવાજ દીધી. ટુંકમાં, તે મરનાર કોઇજ નહીં પણ જાંહગીર નરીમાન હતો એમ બતાવા ને પુરવાર કરવા જોગી એક બી બારીકી પાછલ છોડી જવા તે ભુલ્યો હતો નહીં.

અને એ રીતે તૈયાર થઇ તેણે પોતાની એકપુરી આરસીમાં ડોકાવ્યું, જ્યારે ખુદ પોતે પોતાને જોઇને ચોંકયો. આબાદ તેનો મરનાર ભાઇ ! તે મળવા આવેલો ઘણે વરસે જોવામાં આવેલો જેવો તેણે જોયો હતો, ને જેવો તેને લાગતો છાપ તેના મગજમાં છપાઇ રહયો હતો તેજ તે આયનામાં નજરે આવતું હતું !!

તેણે હવે તે કંગાલ ઓરડામાં એકજ છેહલી નજર નાંખી.

ખાત્રી હતી કે પોલીસજ પેહલ્લી તે ઓરડામાં દાખલ થવાની, ને તે બતાવવા માંગતો હતો કે પોતે ઓલખાઇ ન આવે તેથી મુછ બોડી નાંખી તે નાસવાની તૈયારીમાં હતો તેટલાં જાણે મોહોતે તેને પકડી પાડયો હતો, તે ગભરાત ને ફીકરમાં પરીણામનાં હાટની ગતી બંધ થવાથી તે જાનથી જતો રહયો હતો.

તેણે પોતાની કનેના પૈસા, ઉપર કેહવા મુજબ, કશાજ લીધા નહી. હવે તેનું તેને કામજ શું હતું? જમશેદનો વાગો જે તેણે દીલ પર ઓલવી લીધો હતો તેનાં વેસ્ટનાં ગજવામાં એક પર્સ ખચખચ ભરેલી હતી, જેમાં નોટસ, ગીની ને રૂપાં તેમજ ત્રાંબાનાણું જોઇએ તે કરતાં જયાદા બીસ્યાર મોજુદ હતું.

તેણે હવે, તેથી, ત્યાંથી રૂખસદ લીધી. તેણે તે માજાયાની લાશ જે આવા સંજોગો વચ્ચે તે ફરજયાત છોડી જતો તેનો સેવટનો સૈઝદો કીધો. તે છાતી જે ઘણો વારની ધપકતી સદાની બંધ થઈ હતી તે પર પોતાનું ગમીથી ધુમતું માથું નમાવી તેણે માંરી અને મદદની આરજુની એક ટુંક બંદગી કરી, અને પછી રડતી આંખોએ તે એ ઘરમાંથી સદાનો બાહેર પડયો.

તેને એકજ ફીકર હતી કે રખે પોલીસ અથવા તો પેલી ત્રામમાં પરેલથી કોલાબા સુધીની સેહેલ કરવા ગયલી છોકરી તેને સામી મલે; પણ નહી. સઘળું નીચે સ્મશાન જેવું શાંત ને ચુપ હતું, ને તે સંભાલથી રસ્તા ઉપર ઉતરી ગયો.

એ રસ્તો—પરેલનો ભોઇવાડા સ્ટ્રીટ—રાતને એ વખતે અસાધારણ ચુપ થઇ જાય છે, ને તે તેના લાભનું હતું. તે અંધારા ઓથાઓમાંથી ચાલતો પરેલના સરયામ રસ્તા પર નીકળી ગયો, ને ત્યાં પછી જે પેહલી વીકટોરયા મલી ગઇ તેમાં બેસીને નેપ્યનસી રોડ પર એકદમ હંકારી ગયો.



# પ્રકરણ ૩૯ મું.

—:•:—



રાજી કોચમૅનની સાલીની છોકરી નજી જેકે પોતાની સહી દીના ફ્રુઆથ નેતેના ભાઇ જોડે, રાત્રે તેઓ-નેજ ઘર જમીને, છેક પરેલથી કોલાબા સુધીની "ટ્રામ રાઇડ"ની ચાંદણીમાં મોજ ભોગવવા ગઇ હતી અને જાંહાંગીર નરીમાને એક રાજાનાં દીલ જેવાં ફુલ્લાં દીલથી તે ગરીબ બાળકીને રૂ. ૩ ની નવાજીશથી હરખાવી મેલી હતી–કે જેમાંથી બે આનાની તો તેણીએ ટ્રામમાં ફુરફુર કરયા કરવા રસ્તામાં બેઠેલા લાલાજી પાસેથી કડક લેવડી વટીક લઇ લીધી હતી—મગર એ સઘળી મોજ છતાં નજીના જીવને જોઇએ એવી નીરાંત કે રાહત ન હતી. તેની જુલમગાર માસી જો કદી જાણવા પામે કે તેણીને ઘર તપાસવા બેસાડેલી નેઘરમાં રાખેલી ને બારણાંને તાળું મારી એમ મોડી રાત તક ઘરની બાહેર ભટકવા ચાલી ગઈ હતી તો બનવા જોગ કરતાં બી વધારે બનવા જોગ હતું કે તે ડોસીને માંથે તે જાણતાંજ લોહી ચઢી જાય, ને તડ ને ફુડ તફડીને તે ત્યાં ને ત્યાં મરીજ જાય! તે, એટલાવાસ્તે, પોતાની એ આખી સેહેલગાહમાં જોઇએ એવી શાંત, ખુશી કે સુખી ન દેખાતી હતી, ને દીના તેની એ ઠાલી ફીકરો સાંભળી સાંભળીને ઘણી ગુસ્સે થતી ને તેને ચીડવીને ઘણી પજવતી હતી–એટલે સુધી કે એકાદ બે વાર તો તે બે સહીપીતાંની કચેરીમાં કચરો વટીક પડયો, ને બેઉ ટ્રામમાંજ લડી પડવાથી ઘરે આવ્યાં ત્યારે વધતાં ઓછાં એકમેકથી કચવાયલાંજ પાછાં ફરયાં ને છુટાં પડયાં.

"મરે, એ તે વરી શું?" દીના ફ્ફડાત કરતી હતી; "એટલી બધી તે શાંની બીહાકરેછ? ને એમ બીહવાની ને આખે રસ્તે ધ્રુજયા ધપકયા કરવાનીજ ઉતી તાહરે ફરવાં આવીજ શું ધુર મુકવા?"

"એ તું શાંની ઉચકાઇ ઉફણાઈ જયા કરતી હોશે, દીના?" નજી ખભડી. "મુવાં શીરે બેઠલાંઓને મરી ગીયાં તરકાંમાં કામ કરવાવાલાંઓની અપજારની શું ખબર હોય?"–અને તેણીએ મોઢું ચઢાવ્યું, જે પછી તે વધતી બેકરાર થઇ. એમજ છે. આપણે માથે લટકતી એક આપદા

જ્યારે આપણે ભુલી જઇએછ ત્યારેજ તેના બસથી આપણે બચ્યેછ મગર જો આપણે બીહીકનાં મારયાં તે ને તે વાતનો ખ્યાલ કરયા કરયેછ તો તે આપણુને જરૂર જ્યાદા સતાવેછ, ને જાસ્તી ગંભીર રૂપ અખત્યાર કરી તે આપણુને વધુ નાસબર બનાવી મેલેછ!

ગરીબ નજીનો તેજ અવતાર હતો. "મરે ચુલો મેં બરાબર વધેરયો હોશે કે? ઉતાવલમાં એકુ અરદીમેસ્ત બાદશાહ બાહેર રહી ગયા હોશે, ને પાસે, મરે, પોતું રખેને પરેલું હોય?" તે એકલી એકલી ત્રામમાં બેઠેલી બીહીધેલી મનથી દરયાફ્ત કરતી. "રખે આગ લાગે ને કોઇ માકાંનાં માગતાંનાં ઘેરમાં બધું સાતરેસાત થઇ જાય! એમ તો ઉપરવાલો છે, પણ ભારવટયા સલગે નહી ને દાદર આખો બરી નહી રેહે તાંહાં વેર તેને ઉપર બંધ બારણે ખબર બી શું પરવાની જે તેની વાત?"

વળી પછી તેને તે "ઉપરવાલા"નો વીચાર થયો. "મરે લાગેછ તો કોઇ રાજા કે બાદશાહ!" તે વમાસન કરતી ત્રામની બાહેર ડોકું કાઢી દીના સાથ અરધી રીસાવલી બેઠી હતી. "રાજા કે બાદશાહજ હોશેની? રાજા કે બાદશાહ નહી હોય તો ટપ દઇને ગજવામાં હાથ નાખીને કચકરાં જેવા આખા ત્રણ રૂપીઆ મને કાહરીજ કેમ આપતે? પણ એ માય, માસી ધારેછ તેમ કોઇ લુચ્ચો હોશે તો? લુચ્ચો હોશે તો અત્યાર સુધીમાં માહરૂં તારૂં ભાંજ્યુંબી હોશે, ને કબટ બાણાં ફારયાં બી હોશે, ને હીરાજી માસાનાં મોહોતલાકરાં જે કાંય એકઠાં કીધેલાં હોશે તે લઇને મરીગીયો મુવો કેથે ન્હાસી બી જઇ મુવોજ હોશે!"

ટુંકમાં, જ્યારે નજી ઘેર ધુજતી ધપકતી પાછી ફરી ત્યારે સાડા દસ થવા આવેલા હતા. એટલા પરનું ફાનસ ધમધમ બલ્યા કરતું હતું, ને ઉપલા મજલાનું દાદર પરનું બારણું જે અસગું બંધ કરેલું હતું તેની ફાટમાંથી અંદર બતી તપેર જેવી હજી બલતી દેખાતી હતી, જેથી નજીએ અનુમાન કરયું કે "ઉપરવાલો" હજી જાગતો હતો. એ સારૂંજ થયું. એથી તેને નીચે એકલીને જરા હીમત આવી, ને તેણીએ ચાવી લગાડીને પોતાનું બારણું ખુલ્યું.

ત્યાં અંદર તેણીએ બતીઓ ધારા મુજબ સલગાવી, ને બધા ઓરડા તપાસ્યા. બધું જેમ તે મુકી ગઇ હતી તેમજ સલામત હતું, ને તેણીને, તેથી, ઘણી ધીરજ વલી. ચુલોબી મંજેહનો બારેલોજ હતો.

તેણીએ હવે તેથી, ધીરજ પામીને આગલું બારણું "વષતું કીધું," ને પછી બીછાંણાં બધાં હંમેસ મુજબ પાંથરીપુથરીને તૈયાર કીત્રાં.

તે હવે નીરાંત પામેલી સુવા જવાની તૈયારી કરતી હતી. દીના સાથ જરા ઉચે મોંહનેજ તે છુટ્ટી પડી હતી ને તેથી તે મનથી જરા દીલગીર હતી સહવારે પણ બજારમાં જતી વખતે તેને ઘર ફેરો મારીને તેને પાછી સમજાવી લેવા ને દોસ્તી કરી નાખવાની તેને ઉમીદ હતી.

"ઉપરવાલા"ની હીલચાલ એ દરમ્યાન કાંઇજ સાંભળી શકાતી ન હતી, હંમેશ તે અત્યારે જમીને ખાધેલું જેરવવા ઓરડામાં ફરયા કરતો હતો, જે તેનાં પગલાંના સણુસારા નીચે બરાબર સંભળાતા હતા; આજે ત્રણું "કવાએટ" હતું, પણ બતી બળતી હતી ને બારણાં પર બારણું નાખી મુકેલું હતું હજી અલગુંજ બંધ કરેલું હતું તેથી એમજ નકકી થતું હતું કે તે વાંચવા બેઠેલો હશે, ને તે જાગતો હતો તેટલુંજ તે ગરીબ અનાથ છોકરીને તે ઘરનાં એકાંતમાં નીચે હીંમત આપવાને પુરતું હતું. બધું તમામ શાંત ને ચુપ હતું. ઓરડાનાં બારણાની બરસાખમાં એકાદ કસારી તેણીની (નજીની) હીલચાલનો સણુસારો શાંત થતાંજ કીચ—કીચ—કીચ કીચ બોલ્યા કરતી હતી તે 'ી જયાદા ત્યાં કાંઇ અવાજજ થતો ન હતો.

પેલાંઓ નવજોત જોભરવા ગયલાં હજી પાછાં ફરયાં ન હતાં. રાત ઘણી ગુજરી હતી, ને એમજ લાગતું હતું કે ત્યાંથી પરભાડાં કોઇ નાટક જોવા કે સીનેમેટોગ્રાફમાં તેઓ કહડાયાં હોય. તેણીને ઘણું દુખ આવતું હતું. તેને તેઓ કદી કેથે પોતા સાથે લઇ જતાં ન હતાં. હીરાજી માસા ને ખસરૂભઇનો જીવ તેને વરે થોડાક કોઇ કોઇ વખત બલતો ખરો, પણ તેઓ જો તેણીને સાથે લેવાનું કેહતાં તો આવાંડોસાં તે બેઉને હવારીજ ખાતાં. ઘરમા રાજ આવાંડોસાનું હતું, અને જો કે ખરેખર તો તે તેવણુનાં મરનાર બહેનની માય બાપ વગરની બેટી હતી, ને માએ ને માસી એકજ કેહવાય, તોબી ડોસાંને તે પોરી માટે કશો પ્યારજ ન હતો. તેઓ તેને ઘરમાં કામ કરવા ખાધા બદલ રાખેલી એક મજુરડીથી જયાદા જાણુતાજ ન હતાં, ને ગરીબ નજીનાં દીલમાં એ માટે અવારનવાર ઘણું ઉભાયા કરતું હતું.

અને હવે " દાદારજી માહરાં સારાં ‍ચ્ચરાં કરજો મરં, " કરીને

તે બરડો હજી તો પોતાની ખાટલી પર નાંખવા જાય તેટલાંમાં તે મોટી હભત ખાઇને ચમકી ઉઠી. કોઇએ બાહેરનું બારણું ઘણા જોસથી ખખડાવ્યું. "મરે, એ કોણ અત્યારે?" તે બીહીધેલી મનસે બબડી, કેમજે તે તેનાં ઘરના પાછાં ફરયાં હોય એતો લાગતુંજ ન હતું. તેઓ એમ બારણું ગબડાવેજ નહી, ને આવાંડોસાં આવી મોડી રાતે આવે તો મોહોલ્લા જાગે તેમ મોટે સાદે વાત કરતાંજ આવે.

તેણીએ "એ કોણ છો?" કરીને અંદરથીજ પુછયું.

"ખોલો, અમે પોલીસવાલા હય," બાહેરથી જવાબ મલ્યો —ને નજીનું આંગેઆંગ ધ્રુજયું.

"ઓ માંય, પોલીસ કાંએ આવી હોશે?" તે પોતાને પુછવા પડી. "માસી કંઇ તરામ તરે ભચરાઇતો નહી ગયાં હોશે.?"—અને તેણીએ બીહીતાં બીહતાં બારણું જરા ઉઘાડયું.

ત્યાં બારણાં બાહેર ખરેખર બે હરીમ ધરીમ જેવા "જાંગલા" ઉભેલા હતા, ને નજીતો થથરીજ ગઇ. તેનાં આંગમાં સાડી ન હતી. ઘેરમાં સાડી પેહેરવાનો તેણીને હુકમજ ન હતો, કે જેમ કમભાગ્યે હજી ઘણાંએક ગરીબ વર્ગનાં ને વચલે વાંધેના પારસી ઘરોમાં હોય છે.

"કામ કાજમાં તે વરી સારી કેવી પહેરવાની?" એ તે ઘરના વડાં વડેરાઓની તકરાર રેહે છે, ને જુવાંન બચ્ચાંઓ સારો દહાડો ઘરમાં સાડી વગર બેમહલાજા અવતારથી દમકયા કરે તેનો તેમને કદી ગમ કે ખેદ થતો નથી! માન્યું કે સાડીઓ ઘરનાં કામકાજના વરવપડાસમાં ઘણી ફાટે છે, ને ઘણાક ગરીબ ઘરોને તે પાળવે નહી, પણ પારસી અબળાઓનું એ પેહરણ એટલું ઇજજતદાર અને એવું હીમાયત કરવા જોગ છે કે જેઓ છોકરીઓને એ બેમહલાજાપણામાં આગળ રહીને ઉત્તેજન આપે છે તેઓ એક ઘણીજ ગંભીર તકસીરનાં જવાબદાર બને છે. એટલા માટે જો જુની રેશમી સાડીઓ ઘરમાં પેહેડવાનું ઓજે નહી તો તે કોઇ કારણ નથી કે ઘરમાં સુતરાઉ સાડીઓ કાં ન પહેડવામાં આવે? ગરીબાઇ એ કોઇ દોષ કે પાપ નથી, ને તેથી ગરીબાઇનાં બાંહણા હેઠળ ઉધરતી બાળાઓને તેમનાં સ્વમાનમાં ઓછી ઉધારવી એ કાંઇ ઇનસાફ નથી. સમજદાર જવાંનુ છોકરીઓ નિર્દોષતામાં ભુલ ખાધેલાં પોતનાં માબાપની એ

ભુલભરેલી રાજનીતીને ઘણીખરી તાબે થતીજ નથી, અને જેઓ પલંગપરથી પગ કાઢવા સાથે તરતજ સાડીથી સજ્જ થઇ રાતરે સુવા જતાં સુધી એ અદબની સજાવતમાં માનવાવાળીઓ છે તેમને માટે આપણે સાચ્ચાં દીલનાં સાબાશનોજ એક સુખન અતરે ફાજળ કરશું.

પણ આપણે આપણી અસલ બાબદથી બહુજ વેગલે ઉતરી ગયા. નજીનાં દીલમાં—અમોએ કહ્યું તેમ—સાડી ન હતી અને તેથી તે એકદમ બારણું ખુલી બાહેર ન આવી. તેણીએ બારણાંની ફાટમાંથીજ ચીમાઇને પુછ્યું; "જી કયા મંગતા ? કીસકુ પુછતા ?"

"આ જાંહગીરજી નરીમાન જે ઉપર રેહતા હોતા વોહ અબ ભી ઇધર રેહતા હય ;" તેણીને સવાલ પુછવામાં આવ્યો.

"જી, હા. રેહતા હએ, પણ જી કયા હુવા ? એ કોઇ ખરાબ આદમી હય?"

"તુમ ડરો મત; કુચ્છ નહીં હુઆ. તુમ કયા—મકાનમાં એકીલા હએ?"

"હાજી; બધાં બાહાર નવજોત ખાવા ગીયાંછ," નજીએ ફીકરની મારી અરધી રડી દઇને ગુજરાતીમાંજ જવાબ કરયો.

"તુમ ડરો મત. તુમ બંધ કરો તુમારા દરવાજા," તે પોલીસ અમલદારે માયાથી કહયું. "દેખો એ તુમારા દરવાજાકી પાસ હમ એ.સીપાઇકુ ખડા કરતા." — અને પછી પુકારીને—

"ઇધર જમાદાર ઇધર ખડા રહો એ બચ્ચાં ડર જાયગા."—અને પછી પોતાના જોડીદાર તરફ ફરીને, "નાઉ, કમ અલોંગ, જેક."

તેઓ ઉપર ગયા. ઓરડામાં બત્તી બળતી હતી ને બારણું હજી અલગું બંધ હતું તેથી તેમને ઘણી ઉમીદ આવી.

તે બંને પેલા ડીટેકટીવ ફોર્સના નામચીન પોલીસ અમલદારો જેક બટર્સ ને વેલ્યમ જોન્સ હતાં. વડી પોલીસ ઓફીસમાં રાતરે મોડેથી પીરમહમદનાં ખુંનનો રીપોર્ટ આવ્યો ત્યારે એ બે "ગોરાઓ", અકસ્માતે ત્યાંજ હતા, ને ખુંનની રાતરે કોઇ "જાંહગીરશાહના" નામનો પારસી જાલ ઝવેરીને ઘર મરનાર જોડે જમ્યો હતો એ જાણુતાંજ બટર્સ અને જોન્સનું ધ્યાન એજ જાંહગીર પર દોડયું હતું.

એમ છતાં, પીરમહમદનાં ખુંનનો આ બનાવ એક એવો બન્યો હતો કે જેમાં કમબખ્ત જાંહગીર નરીનો હાથ હોવાનું આયના પેરે જોઇ શકાતું હતું, અને પોતાના શક પરથી કમીશનરનું વોરંટ લઇ જ્યારે રાતોરાત બટર્સ તેની ધર પકડ માટે પરેલનાં તેનાં રેહઠાંણ પર આવ્યો ત્યારે જોન્સ પણ જરા નવરો હોવાથી જીગ્નાસુ તેની સાથ આવ્યો હતો.

એ ઘણો નસીબવાન સંજોગ થયો કે પીરનું ખુંન થયલું જાહેર થવા પછીથી વડી પોલીસ ઓફીસ પર તેનો ઓફીશ્યલ રીપોર્ટ રાતરે છેક એટલો મોડેથી આવ્યો. જાલ ઝવેરી ધરમાં નહીં મલવાના કારણથી એ જીલ્લાની પોલીસને પુછ પરછ કરી જરૂરી સાર મેલવતાં ઘણાં ધક્કા પછાડાનાં કારણથી ઘણું મોડું થયું હતું, અને તેથાજ જાંહગીર નરીને, આપણે ઉપર જોઇ આવ્યાં તેમ, ન્હાસવાનો લાગ હાથ આવ્યો હતોઃ બાકી જો પાંસરેપાસરૂં બધું વખત ખોહવા વનાજ કામ લેવાયું હતે તો ઘણુંજ બનવા જોગ છે કે જાંહગીરની ન્હાસવાની તૈયારી થવા આગમચ કે તે તૈયારીઓનાં દરમ્યાનમાં તે જરૂર ઝીલાઇ જતે !

અને એ મુજબ રાતના છેક અગયાર વાગવા આવ્યા હતા. સાડા દશ વાગતે તો નજી ધેર પાછી ફરી હતી—કે જયારે આ બે ઓફીસરો હીરાજીને ધર આવ્યા હતા. તે આગમચ જાંહગીર, જો ખુંનનો તકસીરવાર હશે તો, બચ્ચોત ન્હાસી ગયલોજ હોવો જોઇએ એ તેમની ખાત્રી હતી, પણ જયારે દાદરને મથાલેના તે ઓરડામાં તેઓએ બતી બળતી જોઇ ત્યારે તેમને થોડાક ઉમેદ બરપા થઇ એ તો ખરૂં.

તેઓ તો સર ભોગ ઉપરજ જતે, પણ તે કાયદાપુર્વક ન હતું. આગળ સુપ્રીન્ટેંડંટ જોન્સ એજ ધરમાં એજ માળપર જાંહગીરને એક વાર આવીને મલી ગયો હતો એટલે તેને બધું માલમ હતું, છતાં તેઓએ કાયદાની રાહે જબ્રને તેજ બારણું ઉંઘડાવવાનો જોખમ કરયો નહીં. બનવા જોગ હતું કે જાંહગીર ત્યાંથી ખાલી કરી ગયો હોય ને હાલ ત્યાં કોઇ ત્રાહીતજ વસ્તું હોય ? જોન્સે, તેથી, પેહલાં નીચે ધરવાળાનું બારણું ઠોકી પરપુછ કરવાનું બટર્સને સુચવ્યું હતું.

ને તેજ માર્ગ સલ્લાહકારક ને સલામતીભરયો હોવાથી બટર્સ તે વાતને ખુશીથી એકમત થયો હતો, એ ઉપરથી તેઓએ બારણું થોડી નજીથી નકકી કરી લીધું કે ઉપર જાંહગીરજ હજી રેહતો હતો, ને વળી તે ઘરમાંજ હતો, અને ત્યારે તે બાતમીને આધારે તે બંને અમલદારો એકદમ હવે ઘસારા સમેત જાંહગીર નરીમાનની ધરપકડમાં ઉલટમંદ બનેલો દાદર ચઢી ઉપર ગયા.



## પ્રકરણ ૪૦ મું.

——:૦:——



તેઓની અજાયબીજ એ હતી કે જાંહગીર નરી હજી ઘરમાં હતો. જો તે નીર્દોશ ન હતો તો આટલો બધો ફાઝલ વખત મલવા છતાં ન્હાસીજ કેમ ન ગયો? "કદાચ આંગપર આવશે હું, વીહયમ," જેક બટર્સે દાદર પર ચઢતાં તેના કાન પર પડી કહયું "મુઝાયલો માનવી જીવપર આવીને શું નહીં કરે તે કાંઇ કહેવાય નહી." અને એમ કેહતાં તેણે ગજવાંમાંથી ભરેલી રીવોલવર કાઢીને હાથમાં તૈયાર રાખી. તેઓએ બારણાંને પછી દાંદરને મથાલે જઇને નરમ આંચકો મારી જોયો, ને તે તડાક દેતું ઉઘડી ગયું, જે ઉપરથી એક કુદકા સમેત તે બંને પેહલવાનો છલાંગ મારી તે ઓરડાના મધ્ય ભાગમાં જઇ ઉભા!

"અરે, એ તો ઘોંટાયલો છે!" અંદર જઇને માંજણું જોતાંજ જેક બટર્સ તાજુબી વચ્ચે પુકારી ઉઠયો.

"ઘોંટાયલો? નહી મામલો વધારે ગંભીર લાગેછ," વીહયમ જોન્સે પેલી લાશ પડી હતી તેની છેક નજીક ધસી જતાં જવાબ કરયો "સુલેલો આદમી એમ કંપલીટ બાહેર જવાને વાસ્તે દરેસ્ડ અપ હોયજ નહી."

તેઓ હવે હજી વધારે નજીક ગયા, અને તે આદમીની છાતી પર હાથ મેલી તેમજ નસ્કોરાં આગલ હાથ ધરી તપાસ્યું. શ્વાસોશ્વાસ ચાલતો સમુળગો બંધ હતો!

"હેંગ ઇટ ઓલ!" બટર્સ ખીજવાયલો ફફડયો "એ તો મરી ગીયોછ! એને જીવતો પકડી આપીને માન ખાટવાની આપણી બધી

બાજીજ બીગડી ગઇ! ખેર, તું જઇને એક ડાકટરને તેડી લાવ, વીલ્યમ. તેટલાં હું અહીજ છેઉં. પક્ષી પાંજરાંમાંથી ઉડી ગયુંછ એમાં કાંઇજ સંદેહ નથી. તોબી આપણુને કાયદાસર બધું કામ લેવું જોઇએ.

"ગરીબ કમબખ્ત!" વીલ્યમ જોન્સ જે, આપણે યાદ કરશું કે દીલનો ઘણોજ ભલો અને અજબ જેવો દયાલુ હતો તે એ દરમ્યાન તે ઓરડાની કંગાલ્યતમાં ચોપાસ નજર દોડાવી દીલસોજીથી પટપટયો મગર જેક બાટમ'માં એ સદગુણો કશા હતાજ નહી તે તો બલાપો કરી કરીને એટલોજ કરતો હતો કે આ ખીલ્લુ જીવતો હાથ આવ્યો નહી.

તેણે ટેબલ પરથી બતી લીધી ને તે લાશની લગોલગ લઇ જઇ તે ચેહરો ઘણાં ધ્યાનથી તપાસ્યો.

અરે જોયું કે વીલ્યમ!" તેણે પુકારયું કેથો ન્હાસવાની તદ્દન તઇયારીમાંજ હતો! એનાં મોઢાં ઉપરતો મોટી ભરાવદાર મુછ હતી જો–જો, મુછ બોડી નાખેલી છે? સફાયટ કરી રહ્યા પછીજ અચણુચ કેથો સધાવી આયોછ?

"ત્યારે તો આપઘાત નહીજ કરેલો હોવો જોઇએ!"

"નહીજ; હું હવે તો ધારૂછ કે હાર્ટ ફેલ્યોરનોજ કેસ છે." જેકે જવાબ કરયો. "તું જા ને મે કહ્યું તેમ, કોઇ ડાકટરને લઇ આવ. કમીશનર કને કોઇને દોડાવીને રીપોર્ટ બી મોકળાવતોજ આવજે."—અને વીલ્યમ જોન્સ એ ફરજો અદા કરવા હવે તરતજ દાદર ઉતરી ગયો.

હવે એકલા પડેલા જેકે તે ઓરડાની જુસ્તેજો લેવા માંડી. તે પણ તેની ફરજનો એક અંગભાગ હતો. તેણે લાશને મુતલગ હાથ લગાડયો નહી. ડાકટરોને લાશ તપાસ્યા પછી જુરી ને કોર્ટો સાંમે જબાની આપવી પડે છે, જેથી કોઇ આરોપી મુવો હોય તેજ હાલતમાં તેની લાશને ડાકટરો તપાસવા પામે એ વાતને કાયદામાં ઘણી અગત આપેલી હોવાનું એ જુના કાગડાને સારી રવેસે માલુમ હતું તેણે, તેથી, આસપાસની બીજી તેહકીકા કરવા ને તેની નોટસ ઉતારી લેવા માંડી.

તેણે સાઇડની ટેબલ પર હજામતની સામગ્રી જોઇ. પાણીનાં ગ્લાસમાં પેલાએ મુછના બાલ ઉતારયા હતા તે પણ તેણે તપાસ્યું, ને

સાજુનું ફીણુ હજી તાજું હતું.

"ફકત ઘણું તો બે ત્રણ કલાકની હજામત છે," ને મનથી પટપડ્યો. "તાજુબ એ છે કે એ આખો દાહડો ઘરમાં થસી રહયો. તરતજ નાહઠો કેમ નહી હોશે? શું રાત પડવાની વાર જોતો બેઠો હોશે? અથવા શું પોતે નહીંજ પકડાએ તેવું પાક્કું કામ કરેલું હોવાના સબ્બારાથી આખો દાહડો અત્રે ટકી રહયો હશે, ને રાત થતાં હીંમતની ઓટ થઇ ગઇ હશે?"

તેણે કબાટ ખાણાં ખુલ્લાં ને બધાં કરકાગળ્યાં તપાસ્યાં, પણ તેમાં આ ખુંનના અપરાધ સાથ તેનું એતકરાર જોડાણ કરી શકયા એવી બાતમી કે પુરવારી એક બી મલી નહી. તે ધારતો હતો કે જે કીમતી ઝવેરાતની ચોરી ખુંનનાં સંબંધમાં થઇ હતી તેમાનું કદાપી કાંઇ મલી આવે, પણ તેવું કશું હાથ આવ્યું નહી. પોલીસનું અનુંમાન જહગીર નરીના સંબધમાં ફકત એટલુંજ હતું કે તેના ખુનમાં આ હાથ હતો. તે દોસ્તીના દેખાવથી પીર સાથે મોડી રાત્રે તેને ઘેર ગયો, ને તેણે કોઇ ખુની લુટારા કે પીંઢારાની ટોળીને રસ્તો કરીને ઘરમાં દાખલ કરી હોય કે જેણે પાછલથી જરૂર થઇ પડતાં આ ખુન કરયું હોય. હવે એમ હોય તો તે મોટી લુંટમાંનું કાંઇ જાંહગીરને મલેલું તો હોવું જોઇએ? ને જો કદી તેવો જોખમ પકડાઇ આવવાની ફીકરથી તે સાથે ન રાખે તો તે જે અતી-ઘણો લુખ્ખો સુકકો ને તલ્યાંઝાતક હતો તેના સ્વાધીનમાં ખાસ્સો કાંઈ રોકડ અવેજ તો મલવો જોઇએ!

તેને એ સોધ ખોળ દરમ્યાન એક બી શંકા કે ડર થયો નહી. એ ધંધા વાલાઓની છાતી તદન પથ્થર જેવી ધાડી થઈ રહેલી હોય છે, ને તેથી એક મરણ પામેલા આસામીની લાશ સાથે મોડી રાત્રે તે ઉપલા મજલાના એ ઓરડાનાં એકાંતમાં એકલો હતો તેનો તેને કશોજ ખેદ થયો નહી, અને તે પોતાનાં એ અનુમાંનો ને જુસ્તેજોમાં રોકાયલો હતો તેટલાં દાદર પર પગલાં વાગ્યાં. સુપ્રીન્ટેંડંટ જોન્સ એક ગોઆનીસ ડાકરને લઇ પાછો ફરયો.

તે ડાકટર એ જીહ્લામાં મોટી પ્રેકટીસ ધરાવનાર ને ઘણો પંકાઈ ગયલો ડા૦ ફરનેનડીસ હતો. તે ઘણો બાહોસ કેહવાતો હતો. તેણે તરત લાશ પાસ જઇ તેની તપાસ કરી ને મરણ હાટે ડીઝીઝથી

ચણું અચબચ નીપજેનું જાહેર કરયું. તેણે ને પછી પોતાની ચોપડીમાં જરૂરી નોટીશ ઉતારી લીધી, ને તે ચાલતો થયો.

એ પછીજ તે પોલીસવાલાઓએ મરનારનાં ખીસાં પાકીટ તપાસ્યાં, ને પેહલીજ પેલી સો સોની બે નોટીટસ મલી આવી કે જેની પછવાડે મરનાર પીરની સહી હતી.

"પકકું!" જેક બટર્સે હાથ પર હાથ અફાલી કહયું; "આએ ખુંનમાં આએ બાંગડ શામીલ હતો એ માહરૂં અનુંમાન હવે તદન પકકું થયું. અફસોસ એટલોજ કે એ જીવતો હાથ નહીં આવ્યો! હા, જો એ જીવતો હોતે તો આએ ખુંન મુદા સમેત પકડવાની, બચ્ચા વીલ્યમ, આપણે મોટી નામના કરી શકતે!"

એ નોટશ ઉપરાંત મરનારનાં ગજવાંમાંથી બીજું ઘણુંએક મલી આવ્યું. પેલું તેને કેદમાંથી છુટટો કરવાનું લાઇસન્સ, થોડુંક રોકડ રૂપાં નાણું, ચાવીઓ વિગેરે. વળી જાંહગીર જોગાં કાગળ્યાંઓમાં એક મીઠી કુમીનું મીઠડું પ્યારૂં કાગળ હતું. તેને જેલમાં કુમીએ લખેલુ, જયારે કે તે બચ્ચું તો એમજ જાણુતી હતી કે તેણીનો બાપ તો દુર દેસાવર કામચંધે ગયલો હતો! તે "માહરા વાહલા પપા" થી શરૂં કરેલું હતું ને "તમારી સદાની હેતવંતી બેટી કુમીથી સમાપ્ત થતું હતું. એતો વાહ્લાલી કુમીની મીઠી યાદમાં ખચ્ચીત કરીને તે પોતાની કને સાચવીજ રાખને, ને એમ કરી બી પાછલ છોડી જતે નહીં; પણુ ઉતાવલા ગભરાતમાં તેણે બધાં કાગળીયાંઓ સાથે તે પણુ જેમીનાં ગજવાંમાં થેસવી દીધું ત્યારે તેને એ પ્યારાં કાગળનો ખ્યાલ રહયો હતો નહી.

હવે પોલીસવાલાઓને વાસ્તે તે બધું દીવા જેવું અજવાલું હતું. મરનાર પીરમહમદ લુચ્ચા જાલ ઝવેરીની કલબનો ને તેનો દોસ્તદાર હતો. આગલા વખતમાં વલી જાલ નરીમાનનો બી દોસ્તદાર હતો. તેણેજ નરીને અને પીરને જમવા બોલાવ્યા હતા, ને ત્યાં એ બેની દીસ્તી રીતે પીછાંણુ ને દોસ્તી થઇ હતી. ત્યાર પછી જુબાનીઓથી પુરવાર થતું હતું તેમ જાંહગીર મરનાર પીર સાથે તેને બંગલે ગયો હતો.

મગર બનવા જોગ હતું કે એ સઘળું છતાં બી તે નોટસ, પીરની સહીની, પ્રમાણીકપણેજ જાંહગીરે મેલવી હોય? બનવાજોગ હતુ કે તેઓ જુગાર રમ્યા હોય ને તેમાં જાંહગીરે અવેજ જીત્યો

હોય ને પીરમહમદે મજકુર નોટસ તેને આપી હોય? પણ ત્યારે તે ન્હાશવા કાંએ તૈયાર થયો? તેણે મુછ બોડી નાખીને પોતાની અસલ્યાત છુપાવવાનું કાંએ કરયું? એ બધું તો મજબુતીથી સામું પુરવાર કરતું હતું કે એ ખુંનમાં તે શરીક હતો, અને અંતે, તેથી, તેજ મતલબનાં સેવટ પર આવી. તેને લગતી બધી બુકસમાં નોટસ લઇ, દાદરનાં બારણાં પર લાશ તપાસવા બે સીપાઇઓનો પાહરો છોડી તે પોલીસવાલાઓ ત્યાંથી ચાવડીપર પાછા ફરયા.



## પ્રકરણ ૪૧ મું.

——:૦:——



જ્યારે હીરાજી કાચમેનવાલી ધણીઆણયાણીની પારટી સગાંને ત્યાંથી નવજોતની ધધુબર ને ધામધુમથી ફારેગ થઇ ઘર પાછીફરી ત્યારે છેક મધરાત થવા આવી હતી. હીરાજી પોતે ખાઇ પીને સારી પેઠે ટેં થયલા હતા અને ખાધાનાં કરતાં બી જાસ્તી પીધાંની બરકતે તેવણ થોડાક લપેડા વીક ખાતા રસ્તા પર ચાલતા હતા, કે જ્યારે આવાં ડોસાં તેમને ધરતાં ધરતાં ને સમાલતાં સમાલતાં મરવા પડયાં હતાં. તેઓને સારાં નસીબે છેલ્લી ટ્રામ મલી ગઇ હતી, ને તેથી એ સાહજન માહજન ભોઇવાડા લેનમાં નાકેથી ટ્રામમાં ઉતરીને પાંઉપ્યાંદુંજ દાખલ થયું હતું.

પણ આવાંડોસાં ઘર થોડેક છેટે તેમ તે બાજુ આજે રાત્રે ઘણી અસાધારણ ગરબડ સરબડ જોઇને હબકી ગયાં. તે મોહલ્લામાં અત્યારે કાલું કુતરૂં બી ન હોય, ને આજે હજી દુકાણો ખુલ્લી હતી, ને આટલે આટલે ને રસ્તે રસ્તે ઘાતાં ગરયાંનાં ટોલાં ઉભાં રહી વાત કરતાં હતાં!

"ઓ વહીરે માએ, એ શું?" આવાં ડોસાં હબતાયાં; "વગુત પરા રે તમે ધીચતા પીતા, હીરાજી? મરે જોવોની, પેલી

પોરીએ કંઇ સોબાંણુ કરતાં આપરૂં ઘેર તો કોઇ દુશ્મેનનું નહીં સળગાવી મેલ્યું હોય ? ”

“ તું તો ગાંડી મુઇ જ, આવાં, હીક ! ” હીરાજી જેવણે સદરા પર ડગલી બાંધે મારી લીધી હતી, અને માથાં પર પાંનછેરયાં જેવું ખીનખબનુ મોટું પાઘોટું પેહડી લીધું હતું તેવણે અડગરીઓ વચ્ચે જવાબ ને ગુસ્સો કરયો. “ આએ આખ્ખી ગલી લોકોથી વહાએલી છે ને તોબી આગ લાગે તો ચાલીચાલી તાહરેજ તાંહાં કાંએ લાગેરે હે ? હીક! વરી ઘર આબિવું કે પેલી પોરી હાથે કંઈ કંઇને મહે મારવાનું તુંને ફૂર છુપટું ઓહે ? તું બી જબરી ! તાડીને ખમીર ચહરે તેમ તાહરાં આએ પખાલ જેવાં મોટાં પેટમાં કકરા ઉઠતા હોહે, ને મરાઇ પરવાના તુંને બાહણાં મલતાં હોહે— એમજ ની? ”

પણ જયારે પોતાનાં ઘર આગળ આવતાં ત્યાંજ લોકોની એક સાથી મોટી મેદની જમા મલેલી હીરાજીએ જોઇ ત્યારે ડોસો બી ભડકયો, ને તેના દારૂની ખુમારી એકદમ ઉડી ગઇ, જયારે આવાં ડોસાને તો સમજ બી પડે નહી કે મોટે સાદે રડી પડવું, કે છાતી પર ધરાધર ધપકાશ લેવાનુ શરૂં કરવું, કે બેહોસ થવું, કે એ બધું સામટુંજ કરી નાખવું !!

અંતે ખબર મલિકે એતો ખુંન થયું હતું ને ખુની હીરાજી કોયમેનના ઘરમાંજ રહેતો હતો, અને ત્યારે મુવાં આવાં ડોસાંનો શું ગભરાટ ! તેવણનું ઘણું મન થયું કે પોતે એમજ માની લીએ કે તે તેવણનું પોતાનુંજ ખુંન થયું હતું, તે ખુંન તેવણના ઉપરવાલા ભાકુતેજ કરયું હતું, અને તેથી ત્યાં ને ત્યાંજ પોતાનું ને તે “ મુવા ઉપરવાલા” ને નામનું પાથરણું માંડીને બેઉને નામનું એકઠું ત્યાંજ ધબરધબેર કુટે; પણ તે બનવા જોગ ન દેખાયું ત્યારે બીચારા હીરાજી પર ઉખડીને તે ડોસાનો ઉધરો લેવામાંજ તેવણે તુરત વેલા સબર માનવી પડી.

“ આએ હાંભયરૂ ! ” તેવણે ખીજમાં ને ખીજમાં હીરાજીને એક ધમોલો વટીક લગાવી કાઢીને કહ્યું, કે જેવણ એ બબબ ને

માનવામાં નહી આવે એવા બનાવથી બીલકુલ બેઆખરાજ બની ગયા હતા; "મારૂ તો માનેજ નહીં તે! મુવાને માર ભારે આપેલો ને આપેલો માહરાં પેટમાં તો ધારના જેવો. ધહકકો પએરો જે મુવો કોઇ હારૂં મનીખ લાગતો નથી, ને તેજ અંતે ખરૂં પયરૂં કેની?"

પણ હીરાજીએ તે બકવા કે તે ધમોલા પર કશુંજ ધ્યાન આપ્યું નહી. તેવણ ખરી મનસનીથી તે ઉપરવાલા વાસ્તે સારૂંજ માનતા હતા, વાસ્તે તે ખુંની તરીકે પકડાયો હતો ને તેના પર બે સીપાઇનો પાહરો બેઠો હતો એ વાતથી તેવણના બધા હોસકોસ લેવાઇ લુટાઇ ગયા.

હવે નજીને સાહદ મારવાથી તેણીએ ધ્રુજતાં ધપકતાં દીલે બારણું ઉઘાડયું, ને ત્યારે આવાં ડોસાંને ધકેલો મારી અંદર ધકેલી દઇને હીરાજી નજીને હીંમત આપવા નીચે તેવણનાં બારણાં પર રાખેલા સીપાઇદાદાથી બધી વીગત જમા કરવા લાગ્યા; અને ત્યારેજ નજીએ ને બધાંએ ખરી વાત જાંણી કે તેણે કોઇ મુસલમાન શેઠયાના છોકરાનું પેડર રોડ પર ખુંન કરયું અથવા કારાવ્યું હતું, ને પોતે ન્હાસવાની તૈયારીમાં હતો તેટલાં હાર્ટ બંધ થઇ જવાથી મરણ પામ્યો હતો!

"મરી ગીયો! અરે, મરેરે! મરી બી ગીયો?" નજીએ સાંભળી લગભગ રડી દઇને અતવત કરી; "ને મરે હું ફરવા ગઇ ત્યારે તો કેવો સાજો તાજો ને ખુશખુશાલ ઉતો!"

"તું ફરવા ગેઇ?" આવાંડોસાંએ જીવ જીકાટી નાખ્યો.

"હા, માસીમાય, માફ કરો રે, માફ કરો! બીચારો કેવો ભલો. મને ત્રણ રૂપ્યા સૌ આપી દીધા!"

તે સિપાઇ દાદાએ, એ સાંભળતાં, ઘણી હુશ્યારી મારીને આંખ ઉંચી કરી. આ નવું અજવાલું હતું, ને તેણે એ બધી વાતની નોટસ લઇને પોતાના વડાને રીપોર્ટ કરવો જોઇએ. તેણે, તેથી, નજીને પટાવીને અને દમ બીડાવીને બધું પુછી લીધું. તે સાતેકને શુમારે ફરવા ગયલી છેક ૧૦॥ વાગતે ઘેર પાછી ફરી હતી, ને તેણે તેણીનો ફરવા જવાનો એરાદો સાંભળી તેને ત્રણ રૂપ્યા ભેટ વગીક આપ્યા

હતો. ને મેચીસ માંગવા નીચે ઉતરી આવ્યો હતો. એ મુજબ તે ત્રણથી સાડા ત્રણ કલાક ઘરમાં એકલોજ હતો, કે જે દરમ્યાન જો કોઇ તેની મુલાકાતે આવ્યું હોય તો તે બનવાજોગ હતું—જો કે તે વાતની જુબાની કશીજ મોજુદ ન હતી.

હવે નજીતો જાણતી હતી કે એમ ઘર મુકીને "ત્રામરેટ" માં ફરવા જવાના તેના ગુનાહ વાસ્તે તેની ઝોહાક જેવી જાલીમ માસી તેને કાચી ને કાચી ખાઇજ જવાની; પણ નહીં. તે ડોસી આ હેબતાવનારા બનાવથી ખરેખર એટલી ભખરઇ ગઇલી ને લીથલી ખાથેલી બની ગઈ હતી કે નજીએ એ તકસીર કરેલી હોવાનું તેનો સૌ પુરં ભાણ વટીક ન રહયું, ને જોયા તપાસ્યા વગર એવા એક ને ઘર ભાડે આપવા વાસ્તે તેણે તો ગરીબ બચારા હીરાજી પરજ રણ ને ત્રણ પાડવાં ચાલુ રાખ્યાં, ખસરૂભાઇતો છેક મોડેથી નાટકશાલાઓ છુટવા પછીજ ઘર આવ્યો. તે તો નવજોત બાઇને પાછો ગાડી પર ગયો હતો, ને તેને તો કાંઇ ખબર બી નહીં. તે તો પોતે પોતાની ખુશ ખબર બાપ પાસ લાવ્યો હતો.

"હમણાં નાટકમાંથી મને નેપ્યનસી રોડનું ભાડું મલેલું, બાપા" ખશરૂએ કાંઇક ખુશાલીથી કહયું, "ને તે હું હાંકી ગીએલો ને જોઉં તો પેલા ખરસેદજી લશકરીના બંગલામાં બધી ધમધમ લાઇટ બરે. મોટી રાત થયલી છતાં બી હજી તો બધાં જાગતાં બેઠેલાં. પછીથી હું ખાલી ખાલી પાછો આવતોતો તે વારે મેં ગારી ઉભી કરી ને બહાર દરવાજાપર એક બે નોકરો ઉતા તેને પુછી લીધું તે કહે જે મોટા શેઠ રાત્રે દશ વાગે આવીને પોતાના બંગલાનું પજેસન લીધેલું. હવે હું કાલે સહવારે, તેથી, પેલું એનું કાગલ લઇને એને મલવા પાછો જાવા, ને બોદય જેવા દાતાર છે તો—"

"હા, જજે, જજે," હીરાજીએ કહયું, "પણ આય આપરા ઘેરમાં હું ધાર ધધરેલી તે કંઇ હાંભયરૂં કે નહિ?"

"નહીં; તે વરી શું છે?"

અને હીરાજીએ ત્યારે ઉપરના બાકુતને લગતી તે બધી દીલ ધ્રુજાવનારી કેફયત પોતાના ઘરના એકનાએક તે રોશન ચેરાગ ગાદી- વારસને

કહી, જ્યારે તેને બરપા થયલી અજાયબી ને ગભરાતનું શું બ્યાન કરવું ?



## પ્રકરણ ૪૨ મું.

—:૦:—




ચી ફકીરો ને જાલ ઝવેરી બંને શાથે મંચીની આફીસમાં ગોઠગાઠ કરતા બેઠા હતા. મંચીને તો પીરનું ખુંન થયલું હોવાની વાત કાંઇ ખબર બી નહીં. તેણે તો ખુંનની રાત પછીની બડી બામદાદે "સમાચાર" સરૈરતા મુજબ ખોલ્યું ને વાંચ્યું, અને તે હબતીજ ગયો—પણ અમો ભુલ્યા; હબતી નહીં પણ હર-બાઇ ગયો! આ તો ઘર બેઠ્ઠે ત્રણ લાખની પાદશાહી અનામત બીલકુલ નહીં વકી રાખેલી કીસમે તેના ખીસામાં અચબુચ ને એકદમ ઉતરી આવી હતી! એવી તેને કોઇજ ઉમીદ ન હતી. એક થોડાક હજાર ધીરીને એ લુચ્ચાએ જાલ ઝવેરીની ઉસ્કેરણીથી રૂ. ત્રણ લાખની મોટી ધરખમ પોલીસી તે પોરયાની જીંદગીની ઉતરાવી લીધી ત્યારે તે જવાંન એટલો જલ્દી 'મુલ્કે અદમ' સીધારશે ને નફામાં પોતે નેહાલ થશે એવી તો કોઇ ગણત્રીજ તેમણે કરી ન હતી.

પણ જાલ ઝવેરી પોતે એ બનાવ વિશે શું ધારતો હતો ? તેણે તો ગઇ રાત્રેજ એ ખુંન વિશે જાણ્યું હતું. તે કલબમાં જમીને મોડી રાત્રે ઘર આવતો હતો ત્યારે પેલો 'વધારો" જે આખી મુંબાઇમાં મોકલાસથી વેચાતો ને વેંહચાતો હતો તેની એક નકલ તેના ઘણા મોટા ગભરાત વચ્ચે તેનાં વાંચવામાં આવી હતી, અને તે તો વાંચીને થસજ થઇ ગયો હતો. હજી તો ગઇ રાત્રે એજ વખતે મર-નાર તેને ઘર હતો, ને આ ૨૪ કલાકમાં તો નજદીક ૨૨ કલાકોનો તે મરણ પામેલો જાહેર થયો હતો!

તે ગભરાયલો ઘર ગયો. ત્યાં બી ગરબડ સરબડ હતી. પોલીસ ઑફીસરોનાં જરૂરી પરપુછના ઉપરાઆપરી ફેરાઆંટીથી કુમલો મધ-રડો ને શીરીન બેઉ ઘણાં ગભરાઇ ગયલાં હતાં, ને તેને જોતાંજ શીરીન તેના કને ઉસ્કેરણીમાં દોડી આવી.

"ઓ જાલ!" તેણીએ ગભરાત કરયો, "તમે સાંભરીને૮ આયા કેની ? આએ શું આપરે મોહકાંણુમાં પરયાં! પેલો કાલે તમારી

સાથે જે આપરે ઘેર જમી ગીયો તે પીરમહમદનું ખુંન થયલું છે, ને તેની સાથે પેલો કોઇ જાંગીરશાહના કરીને બીજો આયોતો તેને લગતી પુછપરછ વાસ્તે તમને મલવા પોલીસના સીપઇ કોનસ્ટેબલો ઉપરાસાપરી આપરે બંગલે આવ્યા કરેછ તેની આસેપાસે ઘણીજ ચકચાર થઇ રેહીછ! મુવું કેવું નકારૂં બી લાગેછ!"

જાલે નેણુ ફેરવી નાખ્યાં. કુમલો મશ્કરો સદરા લેંગા પર, સદરાની બોઓ તેની રીત ને ખાસ્યત મુજબ ખભાં ઉપર ચઢાવતો, એ વાતમાં ઘણો રસ લેતો વરંડા પર શીરીન સાથ બેઠલો હતો તે તેને જરા. થઇને ગમ્યું નહીં, અને તેથી શીરીનનો હાથ પકડી તે તેને પોતાના સીટીંગ રૂમમાં ઘસડી ગયો.

"હું આયો ત્યારે તું તાહરા બાપ સાથ એ શું તાહેલાં કરતીતી, શીરીન?" તેઓ ત્યાં એકલાં પડવા પછી જાલે ગુસ્સાથી સવાલ કરયો.

"અરે, કંઇ બી તો નહીં! હું પોતે બી કાંહાં ઘેરમાં ઉની જે તેની વાત? હું બી તો હમણાંજ આવી!" શીરીને ખુલાસો કીધો; "હું તો આજે મેહરવાઇદિવાલાંઓને ત્યાં જમવા ગેઇતી, ને આવીને જોઉછ તો આએ બધું રોખરૂં ચાલતુંતું. બાવાએજ બધી વાત માહરી આગળ તો કીધી!"

"ને તેં બાવાને શું શું કેહયું? એ જાંહગીરશાહના તે જાહગીર નરીમાન છે એમ બી ખુલાસો કરી દીધોછ કે?"

"ઓ અરે, નહીંરે! હું પોતેજ ભુલી ગયલી! આએ તમો યાદ આપોછ ત્યારેજ!" શીરીને ગભરાઇને કહયું.

અને તે ખરીજ વાત હતી. જાંહગીર નરીમાન પેહલવેહલો ગ્રીન એન્ડ રીડને ત્યાં જાલને મળ્યો ત્યારે શીરીન તેની સાથે હતી, ને તે કદી તેને પાછો પોતાને ઘેરે જોવા પામે તો ઓલખે ને વેહમાએ, તેથી સાહુચેતી તરીકે આગળી રહાંજે જાલે શીરીનને તો ખરૂં કેહીજ દીધું હતું કે "જાહગીરશાનાને નામે તેજ આદમી આજ રાત્રે માહરી સાથે જમવા આવવાનો છે." એમ છતાં શીરીન મેહેરવાઇદવાલાંઓને ત્યાંથી આવી ને તેણે તે રોખરાંની વાત સાંભળી ત્યારે તે છોકરી ખરે મને એટલી બધી ગભરાઇ ગઇ કે જાહગીરશાના તે જાહગીર નરીમાન નામનો પારસી છે એમ તેને યાદજ નહીં થઇ, ને

તે માટે તે વિશે તે અત્યાર તક કોઇ આગળ કાંઇ બોલીજ ન હતી.

"એટલું ત્યારે ઠીક છે," જાલે નરમ પડતાં કહયું.

"પણ, જાલી ડીઅર, તમો ધારોછ—તમો ધારોછ કે એ પારસીએજ એ બીચારા બોજાનું—"

"હું ધારતો તો નથી, પણ કેમ કેહવાએ!" જાલ જે પોતે પુરતો ગભરાયલો ને ફગલાવલો હતો તેણે પોતાનાં મનની અસ્વસ્થ હાલત વચ્ચે અગરમ બગરમ જવાબ કરયો; "મુસ્કેલ તો એ છે, ડારલીંગ," તેણે વિચારવંત ફેસમે અરધું મોટે—અરધું મનસે કહયું, "કે હવે પોલીસને તો માહરે એનું ખરૂં નામ આપવુંજ પરશે, કેમજે હું જો તે છુપાઉં ને એ લોક પોતાની જુરતેજોમાં તે સોહચી કાહારી શકે તો આપરે વધતી ફસાવત ને આપદામાં આવી જઇએ."

અને તેવામાં તો કુમલો મચરડો હાંફતોહુંફતો તેઓ બેઠાં હતાં ત્યાં અંદર પાછો દોડી આવ્યો.

"આવો, આવો," તેણે ઉતાવળ કરી: "પોલીસનો ગોરો ફીનેસટપાલ તો પાછો આવેલો! તમોનેજ મલવા માંગે, જાલભાઇ!"

જાલે એ સાંભળીને શીરીન અને કુમલાને બાહેર મોકળી દીધાં, ને તે ઇનસ્પેકટરને પોતે બેઠો હતો ત્યાંજ બોલાવ્યો.

તેણે તો આવતાં સાથે તેના દોસ્ત જાંહગીરશાનાનું આખું નામ ને ઠેકાણું માંગ્યું. વળી તે ઇનસ્પેકટર જોઇએ એટલો સભ્ય પણ નહીંજ હતો. ખુદ જાલની પોતાની હીલચાલ પર આ ખુંનના સંબંધમાં પોલીસને મજબુત સુબેહ હોય એવું કાંઇક તેની વર્તણુમાં પ્રગટ દેખાયું, ને જાલ અંદરખાને ઘણોજ તરખાયો. હવે તે નામુકકર કેમ જાય ને ના શું કહે? તે જો એમ કહે કે જાંહગીરને તે પુરેપાધરો ઓલખતો ન હતો, ને તેનું ઠામ ઠેકાણું જાણતો ન હતો તો તે કાંઇ ચાલે? તેણે તેને જમવા નોતરયો હતો તેજ શું તેમના વચ્ચે ઘણો ઘરોઓ ને દોસ્તીનું નાતું હોવાનું પુરવાર નહીં કરતું હતું? વળી હાલ તે કદાપી કાંને હાથ મેલે, પણ પછી જો પોલીસ પોતાની તેહકીકમાં જાંણવા પામે કે જાલ બધી બાતમી જાણતો હતો, ને તેણેજ જાંહગીરની પીર સાથે ઓલખાંણ કરાવી તેની નોકરીમાં તેને રખાવ્યો હતો તો બધું કાંટાનું કટેસરજ થઇ જાય કેની? તેણે, તેથી, એક ઝટકે પોતાની તમામ મુસ્કેલીઓ જોઇ

લીધી, ને તે ઇનસ્પેકટરની તેહકીકના જવાબમાં બધા સાચ્ચાજ જવાબો આપ્યા.

"એનું ખરૂં નામ તો જાંહગીર નરીમાન છે," જાલે, તેથી, જાંણે પોલીસને મદદ કરી હેસાંન કરતો હોય તે ઢપે કહયું; એ પેલોજ છે, ફોરજરીના વાંક વાસ્તે પકડાયો હતો ને સાત વરસ દેશતરીપારની સજા ભોગવી આવ્યો હતો."

"ઓ, ત્યારે તેનું ઠામ ઠેકાંણું તો અમારા ચોપડાઓ પર છે," તે ઇનસ્પેકટરે તુચ્છકારથી કહ્યું--અને વધારયું, "અને એ તો ત્યારે ચોકકસજ છે કેની કે તે અને મરનાર બેઉ તમારે ત્યાંથી જમવા પછીથી સાથેજ નિકળ્યા હતા?"

"હા."

"અને પછી કયાં ગયા તે તમને કંઇ ખબર છે?"

"તે હું કહી શકતો નથી" જાલે કહ્યું. "તેઓ વચ્ચે સારી દોસ્તી જામી હતી, ને તેથી અમારે ત્યાંથી તો બેઉ ઘેર જવા સાથેજ નિકળ્યા હતા."

અને હયાં જાલે પેલાને થોડોક પંપ કરવા માંગ્યો. તે પોતાની સલામતી માટે એ ખુંન સંબંધી થોડીક જાસ્તી બાતમીઓ મેલવી લેવા ચાહતો હતો, પણ તે પોલીસવાલો બારે ગાંઠ સલામત હતો. તેણે એક કગરસ બી પોતાનો ભેદ આપ્યો નહી. "હું પોતે તો કાંઇ જાણુતોજ નથી," તેણે કાંને હાથ મેલ્યા; "મને તો ફકત તમોને મલીને એ જાંહગીરશાનાના સંબંધમાં ઇનફરમેશન લાવવાનો હુકમ થયલો છે તેટલુંજ."—અને પછી તરતજ "ગુડનાઇટ" કરી તે પોલીસમૅન ટોપી લઇ ચાલતો થયો, ને જાલ પાછો એકલો પડયો.

અને તે, એકલો પડેલો, વિચારના વમલમાં ઉતરી ગયો. એ શું બનવા ને માનવા જોગ હતું કે પૈસાના લોભને ખાતર જાંહગીરે રાતોરાત પીરને તેના પોતાના બંગલામાં થાર માર્યો હોય? જાલ તે માનીજ નહી શકયો. તેણે કેટલી આંતીકાંતી ને આનાકાનીથી આએ નોકરી કબુલ કરી હતી તે જાલે યાદ કરયું. તેને ખરેખર તો એ "કમીશન" ગમતુંજ ન હતું તે ફકત વાખાનો મારેલોજ તે એ જોખમ માટે બડી મુસ્કીલથી એકમત થયો હતો; અને ત્યારે તે એટલી હીંમત કરીજ કેમ શકે? "કદાપી એમ બન્યું હોય કે તેઓ

એઉ કોઇ તકરારમાં મરઇ પડયા હોએ," તેણે મનથી વમાસ્યું; "કદાપી પીરે જાંહગીર અસલમાં કોણ હતો, તે કોઇ લરકીબથી સોહોધી કાઢયું હોય, ને એ હોજાતોજીમાં જાંહગીરે પીરને મારી નાખ્યો હોય? એમ નહીં હોતે તો તે આજે આમ્મા દાહરામાં મને એક વખત બી પાછો મલતે તો ખરો?"

વળી તેને બીજી ફાલ એ પડી કે મંચી ફકીરે ત્રણ લાખની પોલીસીનો દાવો તરતજ તેના હંમેશના લોભી ખવાસ મુજબ વીમા-વાલાઓને ત્યાં રજુ કરવાનો, ને એ પોલીસી ઉતરાવામાં તેની (જાલની) શામીલગીરી ને હાથ હતાં એ વાત જો કોઈ એતેફાકથી પોલીસને કાંને જાય તો ખાનાખરાબી પર ખાનાખરાબી થવાની, ને પોલીસ જરૂરજ તેને એ ખુંનમાં શરીક ને શામીલ માનવાની!

તેણે તેથી, બીજે સહવારે બડી ફજરે મંચી ફકીરાને મલવા જવા ઠરાવ્યું, એ ઘણું અગતનું હતું. આવી એક મોટી ધરખમ રકમ માટેની મરનારની જીંદગીની પોલીસી મંચી મારવાડીના લાભમાં ઉતારી લેવામાં આવી હતી તેજ પોલીસને વેહેમાવા વાસ્તે તેની વિરૂધ્ધ એક ઘણું મજબુત કારણ પુરૂં પાડે એમ હતું; અને ત્યારે એ વાતમાં ઘણી સંભાલથી કામ લેવાય એમ જોવા તે એકદમ ફકરમંદ થયો. પરીણામમાં, તે બીજી સહવારે બડી ફજરે ઉઠયો ને મંચીને તેને ઘર મલવા ગયો, કે જયારે તે બે લુચ્ચાઓને એ મુજબ મંચીની ઓફીસમાં એકઠા મલેલા અને ગોઠગાઠ કરવા પડેલા આપણે આ પ્રકરણની શરૂઆતમાં વાંચી આવ્યાં છીએ.

મંચી એ વખતે તરતનોજ "સમાચાર" વાંચીને પરવાડયો હતો, કે જેમાં તેણે પીરમહમદનાં મરણના આવી હરખાવનારા વર્તમાન વાંચ્યા હતા, અને તેવામાં જાલ ઝવેરી મલવા આવ્યો, જેણે તે લોભી અને મખ્ખીચુસ મારવાડીની ખુશાલી અરધીઅરધ ઉડારી મેલી! તેણે જે વાંચ્યું હતું તેમાં જયાદા એટલુંજ હતું કે "પોલીસે મોડી રાત્રે ઘણી મજબુત બાતમી મેળવેલી છે, અને ખુંની આપ-ઘાતથી કે બીજ કોઈ રીતે મરણ પામેલો મળી આવેલો છે. હવે બન્નેની લાસ ઉપર આજે સહવારે જુરી ભરવામાં આવનાર છે, કે જે વખતે ઘણી ચોકાંવનારી વીગતો રજુ થવા ને જાહેરમાં આવ-વાની વકકી છે."

હવે, તેથી, મંચી તો જાલ સાથ લડીજ પડયો. જાલે પોતાની ફકરો કહીને મંચીને ધીલો ઢચ કરી નાખ્યો, એટલે તેણે કોઈ પર બી ખાર તો કાહાડવો જોઇએ? સૌથી પહેલો ખાર, તેથી, તેણે જાલની પોતાની પરજ કાઢયો!

"તુંજ મોટો ગધેરો છે. ને એ જે થયુંછ તે તાહરીજ મુરખાઇનું પરીણામ છે." તેણે બખાલ્યું; "મને તો એ આદમીને તેં પીરની નોકરીમાં રખાવ્યો ને રખાવ્યો ગમ્યુંતુંજ નહીં. એ આખર કરે પણ એક મોટી જેલજાત્રાએ જઇ આવેલો બદમાસ. આપણને તો એવા એક ધીરજવંતા અને શાંત મગજના આદમીનું કામ હતું કે જે મરનારને અત્રેથી કોઇ દુર દેશાવર લઇ જઇને ધીરજથી ત્યાં તેનો કાંટો કાહારતે, અને આપરા ત્રણ લાખ મીઠા કરાવતે. આએ તો કમજાતે બધું અહીં ને અહીં બારી દીધું, અને પોતાનો અને પોતાની સાથે આપરો બી ધાંણ કાહરી નાખ્યો!"

"પણ હવે જાંહગીર મરી ગયોછ ત્યારે હું નથી ધારતો કે આપુને એટલુ બધું બીહીવાનું હોય? આપુને જો કોઈ બી એ પોલીસીના સંબંધમાં હીમ્મતથી ઉંધારા પારી શકતે તો તે એ જીવપર આવેલો જાંહગીર નરીમાનજ હતો, અને તેજ તો મરી ગીયોછ એટલે આપરે હવે બીહીવું શું કામ જોઇએ?"

"પણ હજી છાપાવાલાઓ ખુંનીનું નામ જાહેર કરતા નથી," મંચીએ તકરાર લી(ી; "એ તો સંજોગો મેલવી જોઇને તું ને હું એ અનુમાન પર આયાછ કે જાંહાંગીર નરીમાનજ તે હોવો જોઇએ, ને તેજ મરી ગયલો છે."

"એમાં કેર નથી પરવાનો, મંચી," જાલે ખાત્રી આપી. "એ હતોજ એવો ધુજરો ને કાચોપોચો, ને ખુંનીનું મરણ જાહેર થયું છે ત્યારે તો હું એવરી મજબુતીથી માનુંછ કે તે જાંહગીરજ હોવો જોઇએ."

"ને તું ધારેછ કે એ ખુંન તેનુંજ કીધેલું હોશે?"

"ગઈ રાત્રે મને લાગતુંતું, પણ આજની આએ વીગતો જે છપાયલી છે તેમાં ખુંનની સાથે આવાં કીંમતી ઝવેરાતોની ચોરીની બી વાત છે તાહરે હું નથી ધારતો કે એ એનું કામ હોય," જાલે સહમજ આપી. "આએ તો બધું આગળથી રાંધી રાખેલું જણાયછ.

ખેર, હાલ તો એ બધી વાત જવા દે. હાલ તો "સબ સબકી સમાલ્યો—મય મેરી ફોડતા હું!" જેવો માહરો હાલ છે! મને જુરીમાં જરૂર બોલાવવામાં આવશે, કેમજે એ તે પુરવાર થયલી વાત છે જે મેંજ પીર સાથે એની ઓળખાંણ કરાવી, અને એ લોક બેઉ માહરેજ ત્યાં જમીને માહરે ઘરથી સાથેજ બાહેર પડયા હતા."

"પણ તેથી એમ કેમ પુરવાર થાય કે ખુંન એ જાંહગીરેજ કીધું?"

"એકજ વાત છે કે ખુંન જો અણે નહી કીધું હોતે અને એ બેઉ છુટા પરયા પછીજ જો ખુંન થયું હોતે તો તે વાતની જેમ આપુને નહીં પરી તેમજ તેને બી કાંઇજ ખબર પરતે નહી, અને ગઇ કાલે આખા દાહરામાં ત્યારે એક વખત બી મને તે મળવા આવવો જોઇતોતો. શું ગોઠવણ થઇ તે મને તેણે કેહવા પાછો આવવું તો જોઇતુંતું કેની?"

"પણ વારૂ, વીમાવાલાઓ આપરી રકમ ગુપચુપ તોલશે કે તે લોકો બી કંઇ હીલ્લાબાહણાં કાહારશે?"

જાલ ઝવેરીએ ખભાં ચઢાવ્યાં.

"આપરો કેસ એવો કલીઅર છે કે હું નહી જોતો કે વીમા કંપની કેમ વાંધાસાંધા કરી શકે," તેણે જવાબ કરયો. "તેણે આપરી પાસે લોન લીધી, અને પોતાની ખુશીથી આપરી ફેવરમાં એક ઘરખમ પૉલીસી ઉતરાવી આપી. એ પછી તેનાં ઘરમાં ખાતર પરયું અને ચોરે અથવા ચોરોએ તેને જાંનથી મારી નાખ્યો તેમાં આપરો ચારો શું? જો ખુંનનો બાએસ પકરાયો નહિ હોતે તો દીગર વાત હતી. ગઇ રાત્રે ખરેખર આપરો કેસ સીહા લાગતોતો, પણ આજે એ ખુંનનાં સંબંધમાં બધી ડીતેલ્સ છપાઇછ તે ધ્યાનથી સ્ટડી કરવા પછી મને એવું કંઇ જોખમ જેવું ઘણું લાગતું નથી. અલબત, હું પોતે થોડા ઘણા જોખમમાં છેઉં ખરો. એવા એક "કોનવીકટ" (કેદી) ને મેં પીર સાથે ઓરખાવ્યો ને મેલવ્યો એ ઘણું ખોટું થયલું છે. માહરે તેનું કાંઈ કારણ તો આપવું જોઈશે?"

"તેમાં તે શું મોટી વાત છે?" બાંગડ મંચીએ સુચવ્યું; "તું તાહરે સોગંદ પર સાફ કેહજે કે એ આદમીએ રરી લતરીને માહરી મદદ માંગી, અને સુધરીને સારોજ માણસ થવાના કસમ પર કસમ

લીધા, જેથી મેં પીરને ભોલાઇથી સઘળી ખરી વાત કહી દીધી, અને પીરે પોતેજ તે છતાં તેને એક ચાન્સ આપવાનું ખુશીથી પોતાને માથે લીધું !"

"કેપીટલ? ઘણોજ નાદર બચાવ !" જાલ ખુશાલીથી પોકારી ઉઠ્યો; "બચ્ચા મંચી, તું લુચ્ચો નહી પણ લુચ્ચાઓનો પીર છે હો !"—અને તે હસ્યો.

"વરી પોલીસીના એસાઈનમેન્ટમાં બી માહરૂં એકલાનું નામ છે અને તાહરૂં નામજ નથી એટલે હું ધારૂંછ કે એ બાબદમાં બી કાંઈ ગરબર થવાની નથી," મંચીએ જારી રાખ્યું. "હવે એટલુંજ કે તાહરે માહરે ત્યાં આવવાનું એકદમ કમ કરી નાખવું. આપુને બેને કાંઇ બી સંબંધ છે એવું પોલીસને જાણવાજ નહીં દેવું જોઇશે."

"રાઈટ, કવાઈટ રાઈટ !" જાલ તરત એકમત થયો.

"હું તો ધારૂંછ કે તાહરે આજે સહવારે અત્રે મને મળવા બી નહીજ આવવું ઉતું," લુચ્ચા મંચીએ તેને જારતી બીહીક્ગાવ્યો. "એ બી તેં એક મોટો જોખમજ કરયો. ધાર કે પોલીસનાં ભોરયાં તાહરી પુઠે પરેલાંજ હોય તો આએ તાહરૂં અત્રે આવવાનું આપુને બેઉને ઘણું ગરમ પરશે. મને કાંઈ પોસ્ટમાં હવે હાલ કાગલ પતર બી લખતો ના. જો જરૂરનુંજ હેય તો તારથીજ બધી વાતચીત કરજે. તેજ વધારે સલામતી——————"

પણ તેટલાં તો મંચીનું આગળું બારણું જોરથી ઠોકાયું, અને મંચી અને જાલ બેઉ એકકી વારે મોટા ગભરાટ વચ્ચે તે સાંભળીને ચમકી ઉઠયા !



## પ્રકરણ ૪૩ મું.

—:o:—



તું આએ પાસેના ઓરડામાં જતા રહે," મંચીએ ગભરાત કરયો; "હું જાઉંછ ને જોઉંછ કે કોણ છે. તુંને અહીં કોઇએ આવતાં જોયોજ નથી એ ઠીક છે. સારૂં છે જે મારો મેહેતો મનસુખ બી હજી કામ પર આયો નથી. જો પોલીસજ હોશે તો હું તુંને બાહાર બોલાવશેજ નહીં, ને તું અંદરના ઓરડામાંથી માંજણું જોઇને પાછલે બારણે તરત બહાર તીરી જજે."—અને એમ ઉતાવલે કેહતાં જાલને પોતાના રેહવાના (અંદરના) ઓરડામાં ધકેલી દઈ મંચીએ ખેંચીને બારણું પાછું બંધ કરી લીધું, ને પછી તે બાહેર જઈ આવ્યો.

તે જરા વારમાંજ પાછો ફરયો, ને ત્યારે તેનો ગભરાત ઘણો સમી ગયલો હતો. તેણે આવતાં સાથે જાલને બારણું ઉઘાડી પાછો પોતાની ઑફીસમાં લીધો.

"મકુંજે, જાલ, એ આએ પારસી જે પીરનું ખુંન કરીને મરી ગીયો ને જેને તેં પીરની નોકરીમાં રખાવ્યોતો," તેણે પુછવા માંડયું, "તે—"

"આએ જાંહગીર નરીમાનજ કેની?"

"હા; તેને તો મકુંજે તે જેલમાં ગીયો તેની આગલ બી તુ ઓરખતોતો કેની?"

"હા; કાંએ?"

"તે એ પરણેલો હતો કે?"

"હા; એક છોકરી બી હતી."

"ને તુંને છોકરીનું નામ યાદ છે?"

"નહીં; નામની મને શું ખબર હોય?"

"વારૂં, ત્યારે એને એ મોટી સજા થવા પછી તે માએ છોકરીનુ શું થયું?"

"મને કંઈ ચોકકસ ખબર નથી," જાલે યાદ કરતી હપે કહયું,

"પણ મને લાગેછ કે તે માએ દીકરી કોઇ સગાને તાંહાં વેગાવા રેહવા ગીયાંતાં."

"તેજ!" મંચીએ ખુશાલીથી હાથ પર હાથ અફાલી કહ્યું.

"તેજ? કોણુ તેજ? એ બધું તું શું બોલેછ ને શું પુછેછ?" જાલે અજબ થતાં સવાલ કરયો; "તું તો મને કેહતો બી નહીં કે બાહાર કોણુ છે ને બારણું કોણે થોકયું?"

મંચીએ જવાબ દીધો નહીં. તે ગુપચુપ પોતાની ડેસ્ક આગલ ગયો, ને તેમાંથી તેણે એક ન્હાનો રેશમી રૂમાલ કાઢયો. એ તેજ ઘમઘમતો રૂમાલ હતો કે જે મધુરી કુમી આગલે દિવસે એ લુચ્ચાની ઑફીસમાં પોતાના મામા સાથે આવેલી પોતાની ખુરસી પર ભુલી ગઇ હતી.

"જો આએ," મંચીએ જાલના ગભરાતભરયા ને તેને અજબ કરનારા સવાલોના જવાબ કરવાને બદલે તે રૂમાલ તેને પાસ કરતાં કહ્યું; "જો, ખુંણામાં દાણાદાર ફેનસી હરફમાં એ રૂમાલ જેનો છે તેનું નામ છે."

જાલે અજબ થતાં તે વાંચ્યું; "કુમી નરીમાન!" તેણે અજબ થતાં પુકારયું.

"તેજ," મંચીએ કપટથી હસીને કહ્યું—અને અવાજ જાદા ધીમો કરી નાખી વધારયું, "એ છોકરી ગઇ કાલે મને અત્રે મલવા આવી હતી!"

"તુંને?"—અને જાલ હદ વનાનો અજબ થયલો દેખાયો.

"હા; એના ઘરડા મામા સાથ ગઈ કાલે અત્રે આવી હતી, ને હાલમાં તેજ ડોસો બડી ફઝઝર મને પાછો મલવા આવેલો છે," મંચીએ હસીને કહ્યું.

"પણુ તે જાંણીને આયો હોશે? જાંહાંગીર મરી ગયલો હોવાની વાત એ લોકને ખબર હોશે?"

"તું દીવાનો તો નથી થયો, પોરયા?" મંચીએ ગુસ્સો કરયો; "જાંણીને કેમ આવે? હજી જાહેરજ કયાં થયુંછ કે ખુંની જાંહાગીર નરીમાન હતો? પીરમહમદનું ખુંન કરનાર અથવા ખુંનમાં શામીલ હોનાર મુવેલો મલી આવ્યો છે એટલીજ હકીકત હજી સુધી તો બરપા થવા પાંમી છે તેજ નહીં જોતો?"

"ત્યારે એ ડોસો તાહરી સાથનાં કાંઈ માંગતાં લેહણાંના સંબં-

મ્હાંજ તને અત્રે મલવા આવેછ એમ ? "

"હા; તેથી હાલ તો તું અહીંથી ખલ્લી જા, " મંચીએ કહયું; "પાછલે બારણેજ જા. ડોસો વેટીંગ રૂમમાં બાહેર બેઠેલો છે. તેણે બી તુંને અત્રે જેવો નહીં જોઇએ. પછી કાંઇએ સંબંધમાં બી જાણવા જેવું હશે તો———"

"જાંણુવા જેવું શું ? તું ખચ્ચીતજ આજનો દાહરો ત્યારે તો એ લોકને આએ તરફજ થોબરજે, " જાલે ઉલટમંદ સલ્લાહ આપી; "સ્હાંજ સુધીમાં તો ખુંની કોઈજ નહીં પણુ જાંહગીર નરીમાન હતો તે આખી મુંબાઈ જાંણશે, ને ત્યારે એ લોક બી જાંણશે ! "

"પણુ તેથી આપુને એ લોકને આજનો દાહરો અત્રેજ થોબારવામાં શું લાભ થવાનો છે ? " મંચીએ ગુસ્સામાં ધુસ્કીને અજબેબી વચ્ચે સવાલ નાખ્યો.

"તે કેમ કેહવાએ ? એમાંથી તો કંઇનો કંઈ રંગ નીકળી પરે ! " જાલે સુચવ્યું; "તું માહરૂં માન, ને છતાં એ લોક ઘેર પુછતાં આવા કટોકટ ઐયામમાં આપરા સપાટામાં આવ્યાંછ ત્યારે તો એક બે દહારા એ લોકને અહીં રોકીજ રાખજે; ને ચાલ હવે ત્યારે જતે; સાહેબજી! "—અને જાલ એમ સળગરી મુકી પાછલે બારણે ચાલતો થયો. તેને મંચીનાં ઘરવાલાંઓ સાથ બી ઘણું ઘરવટ થઇ ગયું હતું, ને તેથી તેને મંચીને ત્યાં જાહેર તેમજ ખાનગી "આંટી" બનેનો અખીકાર મલેલો હતો !

તેના ગયા પછી મંચીએ ઑફીસરૂમ ને વેટીંગરૂમની વચ્ચેનું પેલું સ્પ્રીંગપર ઉઘડતું બારણું ઉઘાડી ખાનબહાદુર અદુબા વીમાદલાલ જે બાહેર ખોટી થતો હતો તેને અંદર લીધો.

તે ડોસો આજે સ્વભાવ ઠંડો રાખવાના ઠરાવથીજ અત્રે પાછો આવ્યો હતો. તે જમાનેખાધેલ બુઢો આ મંચી મારવાડીમાં એક વ્યાજખાઉ માત્ર નહીં પણુ એક લબાડ લફંગો વકીલ જેતો હતો, ને પોતાના દીકરાની મુરખાઇથી પોતાને તેના હાથપર સાબુત વેચાયલો જેઇ તે હવે ખરાં દીલનો ડર ખાઈ ગયો હતો.

તેને કુમીએ પછીથી ઘણો વારયો ને મનાવ્યો હતો. ગઇ કાલે તેણે અત્રે આવીને ઘણું અતેરૂ કરયું હતું, ને પોતાના સ્વભાવપર કાબુ મુતલક તે સાચવી ન શકયો હતો તે વાસ્તે સકુમારી કુમીએ

અત્રેથી જવા પછી એક હેતવંતી દીકરીને શોભા આપે એવી કાળજીથી તેને ઘણો ખંખેરયો હતો, અને તેથી આજે તે નરમ ઘી જેવો મંચીને મળવા પાછો આવ્યો હતો.

તેઓ ગઈ કાલે અત્રેથી ગયલાં ફલી આગળજ પાધરાં ગયાં હતાં, જે તેના ઘરડા બાપે તેની કરજુ નાદાન્યતની બધી કેફીયત જાણેલી હોવાથી અત્યંત ગમખાર થયો હતો. તે છોકરાને, એમ છતાં, મામલો વધારે બારીક ને ગંભીર થઈ પડેલો હોવાનો તો સ્વપનો પણ ન હતો, પોતાના બાપની સહી તે લુચ્ચાએ હુંડીની પછવાડે તેના કને કરાવી લીધેલી હોવાથી તે હવે તેના પર તેના પીતાની સહીની ફોરજરી કરવાનો ગલીચ આરોપ ઓલવવા માંગતો હતો એ ચોંકાવનારી વાત તો જયારે અદુબાએ તે પારસી મારવાડીને મલી આવીને તે કેવા એક અધમ બુરાને બસ પડયો હતો તે તેને અસરકારક રવેસે કહી સમજાવ્યું ત્યારેજ તેણે જાણયું, ને તે જાણીને તે પોતે તદન અકળાઈ ગયો.

વધારે બુરૂં તો એ થયું કે બાપે ઠઠરાવી ને પુછયું કે તેનું કરજ એ ને એટલુંજ હતુ કે બાહેર બીજુ બી કાંઇ હતું ત્યારે તે તકનો લાભ લઇ એ બેવકુફ છોકરાએ બધું સાચુંજ કહી નહીં દીધું. તેને છુટક છુટક બીજા આસરે ચઉદસો રૂપીઆ બાહેર દોસતઆસનાઓમાં દેવા હતા તે આ ગરમાગરમીના અઇયામમાં કબુલ કરી દેવાની તેને છાતી ન થઇ ને તેણે, તેથી, ઘરડા અદુબાને જુઠો સચ્યારો ને ખાત્રી આપી કે એ સીવાય તે બાહેર બીજા કોઇનો દેવાદાર હતેજ નહીં. તેનાં મનમાં કે તે રકમ જુદા જુદા આદમીઓ માગતાં હોવાથી મોટી થઇ હતી ખરી, પણ ખરેખર તો ન્હાની ન્હાની રકમો તેણે ફરતા ફરતા પાસ લીધેલી હોવાથી તે હવે પોતાની આએપતમાંથી થોડું થોડું બચાવી તે સઘળાનું ભરપાઇ કરી શકશે. તેને આ લેસન મોટું મલ્યું હતું, ને એ લપડાક પડયા પછી હવે તે એ અંધાપાના પેશામાં પાછો ઝોંકાવે એ તો બનવા જોગ ન હતું એટલે તેને પોતાની કુમકપરેજ હીંમત હતી.

તે બાપે અત્યાર સુધી એ દીકરાથી મોટી મોટી ઉમીદો રાખી હતી, તેથી તેની કેળવણી પાછળ ખરચ કરવામાં તેણે કદી કશી બખીલાઈ આજ તક કરી ન હતી. તે જે ઑફીસમાં હતો ત્યાંની ફી

ખુશીથી તે ભરતો હતો એટલુંજ નહીં પણ ફ્લીને મુંબાઇ રહેવા ને તે સુખથી ને ઇજ્જતથી રહી શકે વાસ્તે તેના બીજા ખરચો પુગા પાડવા ઉપરાંત દર મહીને ગજવાં ખરચના રૂ. ૫૦ તે ખાસ અલાહેદા મોકળતો હતો. તેનાં મનમાં કે એ ડાહ્યો દીકરો સોલીસીટર થઇ જરૂર તેનું દલદર ફેડશે, અને તેથી આ ધાટકી અછાત સમેત તેની ઉમીદનો એ અમલો જમીનદોસ્ત થઇ ગએલો જોવાથી તે જઇફ પીતાને ઘણો ગમ ભરપા થયો. તે છોકરાને મંચીના ફોજદારીના એરાદાથી ઘટે એ કરતાં જાસ્તી ડરાવ્યો ને દબાવ્યો. તેવણે ફ્લીને તો ચીતાર હતો એ કરતાં બી ઘણો સીહા બતાવ્યો, ને તેની ચકુનમ ને બેજાલન તે છોકરાને એટલી મોટી લાગી કે તેનો બાપ આટલું મંચીનું પતાવી દે પછી પોતે બાપને માંથેનો બોજ સદંતર દુર કરવાની નેક ઇયાનતથી પોતાનું રહેઠાણ બદલી, તે છુપાવી, બધાંથી તે એકદમ તદન અલગ થઇ જવાનો તેણે ઠરદ કરયો. “હું માહરૂં હવે ભોગવી લેવશ,” તે દુખી દેમાગથી એકલા એકલો મનસે પટપઠયો; “મારી પર હેફ પડજો કે મેં એવણુની જઇફીમાં એવણુને એટલા બધા ખાડામાં ઉતારયા! એનો રસ્તો એજ છે કે હું જ્યાંવેર મોટી કમઇ કરીને એવણુનો એ મોટો અવેજ પાછો ભરપાઇ કરી નહી શકું, ત્યાં વેર માહરે એવણુના રસ્તાથી બીલકુલ અલ્લગ થઇ જવું!”

પણ હયાં તેને એક ચમટો જોસથી તુટયો. તે બધાંથી અલગ થાય, પણ તેનાં મનની માનીત ફેનીથી એવા સંજોગમાં તો તેણે તેનીથી બી અલ્લગ થવુંજ જોઇએ, અને તેથી એમ અહલગ થવા આગમચ તેણે એકજ ને છેહલીજ વાર ટોમ નાટકવાલાની તે સકુમારી બેટી ફેનીને રૂબરૂ મલી લેવા ઠરાવ કરયો.

તેણે પોતાના બાપને ઘણી કાકલુદી ભરયો માફીની તલબગારીનો રડતી આંખ્યોએ એક કાગળ બી લખી નાખ્યો. “હું તમો જેવા નેકબખ્ત બાપનો બેટો કેહેવાવાને બીલકુલ નાલાયક છેઉં, વ્હાલા પપાજી,” તેણે લખયું હતું “આજથી, તેથી, તમે મને મુવેલો માનજો. હું હવે તમારે રસ્તે આવવાનો નથી ને તમોને જયાદા બોજો થવાનો નથી. માહરી કશીજ સોહોધ ખોલ બી કરતા ના. હું જ્યારે પોતાને તમો જેવા અસીલ બાપને મોહું બતાવાની સ્થિતીમાં મેલાયલો જોવશ ત્યારે ને ત્યારેજ તમો મુરબ્બીજીના પગ પર માથું મુકવા

તમારી આગલ પાછો આવશ. તેટલાં પાક ખુદા તમો સાહેબની દરેક ફ્રસંભાલ કરે" વિગેરે.

અને, અલબત, અદુબાને તો ફ્રલીના આ હેમક ઈરાદાની કાંઈજ ખબર ન હતી. તેઓને તો તેમનાં એકાંત વેસાવાની એકાંત જંગલી વગર આ ગરબડયાં મુંબાઈમાં જરા એ કલ વલતી ન હતી, જેથી બને એટલી સીતાબીથી તેઓ પાછા વેસાવે ન્હાસવા માંગતા હતા. તેવણ બીચારા એવા સંજોગમાં રાત્રે એક જપ સુઈ વટીક શક્યા નહીં, ને બડી ફ્રજ્જર તે બીજી સહવારે મંચીને રૂપીઆ બાલી દેવા તેને ઘર પાછા ફરયા તે આપણે ઉપર વાંચી આવ્યાં.

તેવણ તો ધારતા હતા કે મંચી આજે હવે સરયામ દમસમ-થીજ કામ લેવાની શરૂઆત કરશે, પણ તે તો કેથો તેથી ઉલટું ઠંડો આઈસ્ક્રીમ જેવો થઈ ગયલો! તેણે ઘણા અદબ ને ઘણી નરમાસથીજ અદુબા સાથે વાત કરી, ને વળી આગલે દિવસે તેણે જે થોડીક હુંડી બતાવી હતી તેની મારી વટીક માંગી! અદુબા અજબ થયા. એ શું? તેવણ શું જાણે કે બાંગડ મંચી આ બી એક બાજીજ ખેલતો હતો.

હું ફ્રકત માહરા દસ્તાવેજ મુજબના રૂ. ૧૭૫૦ લઈને આ બધા ઝમેલાની માંડવાલ કરું," મંચી ચોખો થયો. મેં રાત્રે ઘણો વિચાર કીધો, ને મને લાગું કે જે આપ સરખા મોટા માણસ સાથ નજીવા વારફેર વાસ્તે માહરે બીગાડ કરવો પાલવશે નહીં."

અદુબા રાજી થયો.

"લેઓ ત્યારે," તેણે પોતાના મોટા ડગલાનાં મોટાં ગજવા-માંથી રબરબેન્ડે બાંધેલો નોટોનો એક ચોડો ખેંચી કાહડતાં ઉલટમંદ કહ્યું, "અને—"

"હું હમણાં અવેજ લઈ નથી શકતો, ખાનબાહાદુરજી," મંચીએ ફ્રજેત જેવું જરા ફીકકું હસીને કહ્યું; "અસલ વાત એમ છે કે ગઈ કાલે આપ આંહી સીધારયા પછી હું ગુસ્સામાં ઉઠીને માહરા સોલીસીટરનું મત કરવા તે હુંડી લઈ ગયો. તે બાહેર ગયલો હતો, એટલે ત્યાંજ બેસીને બધો કેસ તેનાં મતને સારૂ મેં લખી નાખ્યો, ને હુંડી બી તેજ કવરમાં તેને જોવા સારૂ બીડી. પછી ગઈ રાત્રે મને ઘેર આગલ તેનો જવાબ

આવ્યો જે રાતની ગાડીમાં તેને ધંધાનાં જરૂરી કામસર પુના જવું પડયું છે, ને હુંડી તેણે પોતાની ખાનગી ત્રીજોરીમાં ઉચી કીધેલી છે, એટલે તે એક બે દિવસમાં અતરે પાછો ફરશે તેવો મને બોલાવશે, ને સલાહ આપશે."

ખાનબાહદુરે ખીજવાતથી તે નોટોનું બંડલ દુચો કરીને હાથમાં ભચડી નાખ્યું, ને ફફડાટથી પાછું ખીસાને સપુર્દ કરયું.

"ત્યારે હવે તમે કેહવા ને કરવા શું માંગોછ ?" તે ડોસાજીએ આ નવા પેતરાથી નારાજ થતાં નાઉમેદીના ધુંધવાતથી પુછયું; "એમ કાંય કરતા નહીં—હુંડીનો અવેજ ચુકવી લેઓ. મને રસીદ આપો, ને હુંડીનું બોખું તમારે હાથ આવે ને તમે મને ભરપઇ કરી મોકલી આપશો એટલે આએ તમારી રસીદ હું તમને પાછી પોસ્ટ કરશ ? "

"તે નહીં મને, મુરબ્બી," મંચીએ હજી ઘણું નમાનાંપણાં ને નમનતાઈના દેખાવથી કહયું. "હું બીઝનેશમાં એમ જરા બી વાંકા-ચુંકા ચાલતો નથી. બીઝનેસ ઇઝ બીઝનેસ."

"પણ ત્યારે તમે કેહવા શું બેઠાછ !

"મકું જે એક બે દહારામાં કાંઇ ખાતુ મોરૂં થતું નથી," મંચીએ તાબેદારીની ઢપે માંગી લીધું. "આજે તમે સીધારો, ને હું ખબર આપું ત્યારેજ તસ્દી લઇ પધારજો, હું તો ધારૂંછ જે મારેહા સોલીસીટર પાછો આવી જશે, ને તે આવે કે તરતજ હુંડી હું પાછી લઈ લેઇ આપને ખબર આપશ, આપ કાંહાં ઉતરેલા છેઓ ? જરા મને ઠેકાણું લખાવશોજી ? "

અદુબાએ ચેહરામાં ગુસ્સાથી તેમજ નાચારીથી લાલ થતાં લખાવ્યું, તે ડોસો બડી મુસ્કીલથી પોતાનો ક્રોધ છાતીમાં સમાવતો જણાતો હતો, પણ મંચીએ તે કાંઇ સમજતોજ ન હોવાનો આબાદ દેખાવ કરયો.

"અહીં જોવો, મનચેરજી," તે ડોસાએ હવે થથરાવીને કહ્યું; "મને જાસ્તી નીચવવાનો આએ જો કાંઇ તમારો નવો તાગરો હોય તો તેમાં સત કરીને જાણજો કે તમો ગંભીર ભુલ કરશો. હું માથાંનો અરધો ગીએલો છેઉં. એક વખત માહરૂં માથું ફરયું તો હું ઠેઠ ચેર લરશ, ને તમારાં ભોપાલાં ઉઘાડાં કરીને તમારાં પીછરેપીછરાં વેરી નાખશ. હવે તમારે ગમે તેમ કરો. હાલ તો હું, તમારા કેહવા મુજબ એક બે દાહરા હજી અતરેજ થોભશ, ને તમે મને બોલાવશો તેની

વાર જોવશ. સાહેબજી."—અને મંચી જે જવાબમાં લાંબું ચોરૂં કાંઇ બોલવા જતો હતો તે સાંભળવાની દરકાર વટીક ધરાવતો ન હોય તેમ ઘરડો ખાનબાહાદુર તેની અસલ દમામદાર અદાથી તરત બારણું અફાલી બાહેર ગયો, ને તે પલીદ મુકામમાંથી ચાલતો થયો.

"જખ મારેછ! તેના ગયા પછી મંચી એકલો તુચ્છકારથી પટપટયો, બચચા, તું જે તો ખરો—દાવ ઘેવાની અમારીજ વારણુ આવશે હાલ તો તું મુંબાઇની ઠંડી ઠંડી હવા ખા, ને સ્હાંજ સુધીમાં હોકારાથી મુંબઇ બધી ધમધમી રેહશે કે તાહરો બંધિવી ખુંન કરીને આપઘાતથી આએ જેહાંનથી છુટકો પામ્યોછ, ને ત્યારેજ દાવ લેવાનો માહરો ખરો વખત આવશે!

એ પછી તે નાહવા ધોવા ને નાસ્તો કરવા અંદર ગયો, અને પરવારી સરવારીને દસ વાગતે જ્યારે પોતાની ઑફીસમાં પાછો આવ્યો ત્યારે રસ્તાપર "સમાચારના વધારા"ની બુમ પડતી હતી. તેણે તે સાંભળી એક પૈસો આપી તરત મનસુખને બાહેર દોડાવ્યો, ને તે એક વધારો લાવ્યો, જે ચશ્મો ચઢાવી તેણે ઘણી ઉલટ સાથે નિચે મુજબ વાંચ્યો:—

"સરદાર કરીમખાન સી. આઇ. ઇ. ના જવાંન બેટા મી૦ પીરમહમદનું આગલી રાતરે તેઓના પેડર રોડના બંગલા ઉપર જે ભયભીત ખુંન થયલું જાહેર થયું છે તેમાં અનરેનાં એક અસલવારેનાં માનપામેલાં ને જાણીતાં પારસી કુટુંબનાં નબીરાનું અપરાધી તરીકે નામ સંદોવાયલું અજવાલાંમાં આવ્યું છે એમ જાહેર કરતાં ઘણો ખેદ થાય છે. મેસર્સ નરીમાન એન્ડ સન્સને નામે થોડુંક પર અતરે જે પેહડી મરહુમ શેઠ નહનાભાઇ નરીમાનના વખતમાં ઠીક ચાલતી હતી, અને તેઓના મુવા બાદ તેમના બેટાઓ જાંહગીર ને જમશેદ ચલાવતા હતા તે પેહડીના એક વારના સુખી ને શ્રીમંત મી૦ જાંહગીર નરીમાનને ફોરજરીના ગંભીર ગુન્હા વાસ્તે સાત વરસના દેશ તરીપારની ઘણી સખ્ખત સજા થયલી વાંચનારા સાહેબોને યાદ હશે. એ ટેપ પુરી કરીને મજકુર પારસી હાલમાં અત્રે પાછો ફરેલો પરેલ ભોઇવાડા સ્ટ્રીટમાં હીરાજી કોચમેન નામના ગાડીઓ ભાડે ફેરવનાર જરથોસ્તીનાં ઘરમાં ભાડું ભરી રહેલો હતો, જ્યાં શક ઉપરથી ઉપલાં ખુનના સંબંધમાં પોલીસ તેની ધરપકડ કરવા ગઇ ત્યારે તે મુવેલો મળી આવ્યો છે.

"એ બંને લાશો પર આજે જુરી ભરાશે, જયારે ઘણી ચોંકાવનારી બીનાઓ જાહેરમાં આવવાની વકી રાખવામાં આવે છે."

આ રીપોરટ અધુરો હતો, પણ મંચીને વાસ્તે એટલુંજ ઘણું હતું. અત્યારમાં તો ત્યારે ખાનબાહદુર બી પોતાના નેકનામ બનેવીની એ બધી કારભાજીને લગતી માહીતી મેળવી લેશે, ને મરનારની દીકરી કુમી બી એવા સંજોગમાં હાલમાં તે ડોસાની સાથે મુંબાઇ આવેલી મુંબાઇજ હતી તે, પેલા જાલ ઝવેરીનાં કેહવા મુજબ, એક ઘણો ભાગ્યશાળી જોગ થયો હતો!"



## પ્રકરણ ૪૪ મું.

——:o:——



જાંહગીર નરીમાન તે સહવારે નેપ્યન સી રોડપરના તે મોટા બંગલાના કુશાદે બેડરૂમ માંહેલા પોતાના સુખકર બિછાંણાંમાં બહુ અસુરો જાગ્યો ને ઉઠયો. પેહલવહેલાં તો આંખ ખુલતાં તે પોતે કયાં હતો તે આસપાસ નજર દોડાવતાં તે સમજી વટીક શકયો નહીં, પણ બીજીજ પળે વિજળીક ધસારાથી આગલી રાતના સઘળા ભયંકાર બનાવોની તેને પાછી યાદ થઇ, ને તેના ભાઇ જમશેદના હક થવા પછી જોઆ-સબર્ગવાલા લખપતી ખરશેદજી લશ્કરીને નામે તેણે પોતે અંતરે આવી જમશેદના તમામ પૈસાટકા ને અસકેયામતનો હીંમતથી કબ્જો લીધો હતો એ વાત મગજમાં તાજી થતાં તે છલાંગ મારી ઉઠયો, ને બિછાંણાંમાંથી બાહેર આવ્યો.

તે આગલી રાતરે બહુજ મોડો સુવા ગયો હતો, તે આવ્યો ત્યારે તેને સઘળા નોકર નફરોએ મોટાં માનથી પોતાના નીમકપરવર ને નવા માલેક તરીકે દરવાજાપર ઝુકઝુકીને સલાંમ કરી આવકાર આપ્યો હતો, ને હેડ બટલર જે બેઠી બાંધણીનો, અધકચરા પાકેલા બાલનો, આંગે

ભરેલો સભ્ય દેખાવનો એક ગોઆનીઝ હતો તેણે તે "શેઠયા" ને તે આખો બંગલો રાતો રાત ફેરવીને બતાવ્યો.

તે એક મોટું દમામદાર હવાવાળું કુશાદે મકાન હતું. પાછલા વરંદાની મુખડે એક વિશાળ કંપાઉંડ હતો, કે જેની નીચી દીવાલને ભરતીનાં પાણી અથડતાં હતાં, અને હાલમાં પણ ભરતી હોવાથી તેના દુખી દેમાગને ઠંડક આપતી જે એક ઠંડી લેહકી દરયાની પીઠ પર થઇને બંગલામાં નાચતી કુદતી દાખલ થતી હતી તેની રાહત ભોગવતો તે એ બાજુની મોટી ખુરસીમાં જરા વાર આરામ કરતો બેઠો.

અત્યારમાંજ રાત ઘણી ગુજરી હતી, પણ તેણે, એમ છતાં, એકદમ સુવા જવાની તયારી કરી નહીં. સર્વને માલમ હતું કે આ તેઓનો શેઠ અત્રેનો રહીશ નહીં હતો. તે જોઆન્સબરગથી મોટો શ્રીમંત ને માલદાર થઇને પાછો ફરયો હતો, ને, અલાદીનના જુદઇ ફાનસથી કામ લેવાતું હોય તેમ, પૈસાના તલેસમથી પોતાના સોલી-સીટરો મારફતેજ સઘળું કામ લઇ અત્રે આ મોડી રાત્રે આજે બંગલાનું પઝેશન લેવા આવી લાગ્યો હતો. કોઇ, તેથી, જરાએ એ સંબધી અજબ થતું હતું નહીં તે અભણ નોકરવર્ગને વટીક એમાં અકુદરતી કશું જણાયું નહીં. ને તે સુવા જાય ત્યાં સુધી નોકર નફરોનું મેઝરું પોતાને લગતા વીભાગમાં તેને પૈસાટકાના પ્રમાણ વિગેરેની લગતી અટકલના ઓરંગાઓ લગાવતું જાગતું બેસી રહેલું હતું.

તેણે, પછીથી, જયાં તેનો બધો અસબાબ લાવવા ને ગોઠવવામાં આવ્યો હતો તે ઓરડો જોવા માંગ્યો. બે ઠેકાણેથી અસબાબ ચુકતે ત્યાં આવ્યો હતો. એકતો બે ગાડાં ભરીને જોઆન્સબર્ગથી પરભાડો આવેલો, ને બીજો જમશેદ ઉતરયો હતો તે હોટેલમાં થી તેજ સ્હાંજે રવાના કરેલો. મરનાર એ પોતાના ભાઇ જાંહગીર ને મલવા આગમચ તે હોતેલનું બધું ચુકતે કરી એ અસબાબ બધો આએ તરફ રવાના કરીનેજ આવ્યો હતો. આપણે વાંચ્યું તેમ, જાંહગીરને મલીને તે એજ મુજબ અત્રે પાધરો પઝેશન લેવા આવનાર હતો.

તે હેડબટલરે મદદ કરી. "મારે રાત્રે સુવા આગમજ એક બે અગતના દસ્તાવેજો તપાસી લેવાના છે," જાંહગીરે કહયું— અને તેણે તે પેટીઓ વિગેરે સીલબંધ બંધાયલી પડેલી હતી તે જાંહ—

ગીરને છોડી આપી એટલે તેણે તેને રૂખસદ કરી. તે પછી તેણે દરવાજો અંદરથી તપાસીને બંધ કરયો, ને એક પછી એક કુંચીઓ લગાડીને તે ત્રંકસ એક પછી એક ફાવત થતી ગઇ તેમ જોઇ. તેને તુરત વેલા ફકત જરૂરી કાગળીઆંઓજ જોઇ લેવાનાં હતાં ને તેથી જે કટકા ગળ્યાં મળ્યાં તે બધા સ્વાધીન લઇને એ ત્રંકસ તેમજ તે ઓરડાનું બારણું સંભાળથી પાછું બંધ કરી તે પોતાના સુવાના ઓરડામાં ગયો. તેણે નોકર નફરોને હવે સુવા જવાનો હુકમ આપ્યો, ને પોતે તે બેડરૂમનું બારણું બંધ કરી તે બધું વાંચવાનું લઇને બેઠો તે ઘણું થાકવી નાખનારૂં હતું, મગર તેને તે વાંચતાં વાંચતાં ઘણુંએક અજવાળુ મળ્યું.

તેણે મોટી રાત થતાં સુધી તે કાગળ્યાંઓ તપાસવાનું જારી રાખ્યું. તેણે જેમાંનું વીલ જોયું, ને પોતાની ખાત્રી કરી કે મરવા પહેલાં વીલ તેણે તેનીજ (જાંહગીરનીજ) ફેવરમાં કરેલું હોવાનું તે જે બોલ્યો હતો તે બીલકુલ બરહકને ખરૂં હતું. વળી તેણે ઘણી જરૂરનું એ જાણ્યું કે મરનારે જોઆન્સબર્ગથીજ એક પારસી સેક્રેટરી નામે મીં૦ ફીરોઝ શેઠના, એમ. એને પોતાની નોકરીમાં રાખ્યો હતો, જે વળતી સહવારે પોતાના ઓધ્ધાને ચાર્જ લેવા હાજર થનાર હતો, ને એ માહીતી મલતાં તે સજજડ તરખાયો! જો તે આ પ્રપંચ પારખી કાઢે તો? તેણે જો મરનારને બરાબર જોયલો ને ઓલખેલોજ હોય તો?

તેણે ખુદાને સોંપ્યું. બીજું તે શું કરે? મરનારના ને પોતાના ચેહરામાં હાલ જે અકસર મલતાપણું થઇ પડયું હતું તે ઉપર તે આધાર રાખી બેઠો. કાલ છે ને સાહેબ છે. તેને શું ખબર હોય કે એ જવાંન તેની મીઠી કુમીની મોહબતનો પરસ્તાર બી બન્યો હતો?

તે નાસ્તાપાણીથી પરવારયો ને દરાઇંગ રૂમમાં આવ્યો ત્યારે નવ વાગી ગયા હતા. નાસ્તોપાણી! યા પરવરદેગાર, તેની હાલતમાં મોજે-જીત ફેરફારો થતા હતા. આવો નાદાર નાસ્તો તેણે તેનાં વ્હાલાંઓથી વીખુટો થયા પછી આજ તક આ આગમચ કદી જાણ્યો ન હતો. પૈસા ટકાનો આવો વૈભવ તેને કેવળ નવીન નહતો, પણ એ વૈભવ વરસો તક તેનાથી રીસાઇ બેઠો હતો. ગઇ કાલે તો રાત સુધી તે હીરાજી ક્રાયમેનની કંગાલ છાપડીના એક ન્હના ઓરડામાં મુફલીસ મોહતાજ હતો. તે બધું પોતેજ પોતાનું ફોડી લેતો હતો! કયચે

પુંજે, સામન સાફ કરવાનું, દીવા બતી વિગેરે માટે બાગે તેને એકલે હાથે પોતાનેજ કરવું પડતું હતું, ને આજે! આજે તેની મેહરબાની જીતવા, તેના હુકમનો એક સુખન સાંભલવાને આર્જુવાર તેનો પડતો બોલ મોટાં માન સાથ ઉંચકી લેવાને ઉમેદવાર તેના ખીદમતગારો ને નોકરનફરોનો એક મોટો બેજરૂર રસાલો મોજુદને હાજર હતો!

નાસ્તાની ટેબલ પર થોડોક ટપાલ હતો; ને તેમાં એક કાગળ "બાંમ્બે બેન્ક"ના મેનેજર તરફનું હતું. તેમાં ખરસેદજી બી. લશ્કરીને નામે તેને ખબર આપવામાં આવી હતી કે જેઆન્સબર્ગની તેની એસટેટનો બાકી હીસાબ પણ હવે આના પાઇ સીકકે ચુકતે એ બેંકમાં આવી ચુકયો હતો, ને તેણે તેથી મેહરબાનીની રાહે પોતાની સહીનો નમુનો બેંક બુકમાં નોંધવા વાસ્તે તે દિવસે બેંકમાં હાજર થવા તસ્દી લેવી.

તેણે આ મોટા છુટકારાથી વાંચ્યું. જેમી બેંકમાં ગયોજ ન હતો ને પોતાની સહીનો નમુનો બેન્કમાં આપીજ ન આવ્યો હતો એ સંજોગ કેટલો બધો તેને વાસ્તે સલામતીભરયો ને નસીબવાંન હતો! દયાલુ ખુદા જાંણે તેને મદદ કરવાજ માંગતો હતો.

તેણે હેડબટલરને બોલાવી હુકમ કાઢયો. "મને એકાંત પસંદ છે," તેણે ફરમાવ્યું "મને જે મલવા આવે તે બધાંનેજ માહરે મલવું નથી. ચોકીદારને હુકમ આપજો કે માહરી મરજી વગર જે આવે તેને મલવા આવવા નહી દે."

તે બટલરે જવાબમાં સખ્ત તાબેદારી કહી સંભળાવી, ને માલીકની તેનાપર ખાસ મેહરબાની ઉતરેલી જોઇ તે ગોઆનીઝે તેના બાપદાદાની ખાસીઅત અને રીત મુજબ જરા વધતો "ફેમીલીઅર" થવાની પોતે પોતાને રજા આપી. તે ચીબો થયો. ટેબલ પર રજુ થયલાં પેપર્સ હજી ખુલ્યા વનાનાં એમનાં એમ પડેલાં જોઇ તેણે પોતાના શેઠને વેહલી ને પેહલી ખબર કરવાની ઉલટ દર્શાવી.

"આપણા લત્તામાં એક ઘણું કમકમાતભરેલું ખુંન થયું છે, મુરબી સાહેબ," તેણે કહ્યું. "અહીં જરા આગલ પેડર રોડ પર સરદાર સાહેબ કરીમખાન કરીને એક મોટા સરકારી ઓધેદાર રેહેછ તેવણના જવાંન બેટાનું આગલી રાત્રે કોઇએ ખુંન કરેલું ગઇ રાત્રે જાહેર થયું છે."

જાંહાંગીર નરીમાને પીસેલા હોઠથી એ વાત સાંભળી. તે એ ભુલવા ને નીરાંત કરવા માંગતો હતો, જ્યારે આ બટલર નિર્દોષ ભોલાપ્રમાં તેજ વાત તાજી કરતો હતો; અને તેને શક નહી જાય માટે જાંહગીરને તે ઘણી ઉલટથી સાંભળવાના ફરજયાત ઢોંગ કરવા પડયા ! તે બેદરકારી બતાવીજ કેમ શકે ? લગોલગના લત્તામાં એક ખુંન થયલું હોવાની વાત કોણની જીજ્ઞાસા ન ઉસ્કેરે ? એટલાવારતે તે બટલરને તે તેની બકબક વચ્ચે રોકી શકયો નહીં.

" પોલીસે મુદ્દો પકડેલો છે, સાહેબ, " તેણે આગલ ગબડાવ્યું. " કેહે જે પરેલના ભોઇવાડામાં કોઇ પારસી લુચ્ચો ગેહનોતો તેનો એ ખુંનમાં હાથ છે. મોટી જેલજાત્રા ભોગવી આવેલો કોઈ અવ્વલ નંબરનો બદમાશ છે. પછીથી આપઘાત કરીને મરી ગયો. "

" ખરાબ ! ઘણું ખરાબ " જાંહગીરને એકમત થવા ફરજ થઇ પડી; " કંઇ નહીં, તું હવે જા. પેપરમાં બધો રીપોર્ટ હશે. હજી મેં પેપરો વાંચ્યાં નથી. હું વાચી લેવશ. "

" જી, હા, મુરબ્બી સાહેબ, " તે ગોઆનીઝે તાબેદારી ને માનથી જવાબ કરયો.—અને તે જવા કરતો હતો તેટલાં એક બીજો ખીદમતગાર ઘણા અદબના દેખાવથી બારણાં પર આંગલાં અફાલી અંદર આવ્યો, ને હેડબટલરના કાનમાં કાંઇ કહ્યું.

" કોઇ આપ મુરબીને પુછેછ, સાહેબ, " તે બટલરે તેને સાંભળી લઇને જાંહગીર તરફ ફરીને કહ્યું; " કોઇ ભાડુતી વીકટોરયાવાલો છે. "

" ભાડુતી વીકટોરીવાવાલો મને પુછે ? " જાહગીર અજબ થયો, " શું કહેછ જે ? "

" આપ સાહેબ તેની ગારીમાં કંઇ ભુલી ગયલા તે પાછું આપવા આયોછ, મુરબ્બી, પેલા નોકરે હવે આગળ પડી જવાબ કરયો.

"હું તો કંઇ ભુલી ગીયોજ નથી". જાહગીરે પોતે પોતાને ભુલી જતાં કેહવાની ભુલ ખાધી;— અને પછી તરત તે તો તેના મરનાર ભાઇનો ભાગ ભજવતો હતો એ વાતની યાદ થતાં તેણે વધારયું, " તું જા બરટી, ને બધું પુછી પરછીને તલ્લાસ કરી આવ. "

બરટી—હેડબટલર—પેલા બીજા નોકર ભેગો, એ હુકમ સાંભળતાં, નમીને ગયો, અને જાંહગીર એકલો પડયો, કે જ્યારે તેને આએ

જાતનાં જોખમોના ધડકધુજારાના ખ્યાલથી ધ્રુજરાં લાગવા માડયાં. જેમ્સ-સબરગથી આવ્યા પછી જે બે ચાર દિવસો મરનાર મુબાઇમાં હતો તે દરમ્યાન એવું તો કયકંઇ બન્યું હશે કે જે વાસ્તે તે (જાંહગીર) કશીજ માહીતી ધરાવતો ન હતો, અને રખે એવા કોઇ ઘોંટાલાથી તેની આ મોટી ઠગાઇ અજવાલામાં આવી જાએ!

બરટી પાછો આવ્યો,

" કંઇ કાગળ છે, મુરબ્બી," તેણે કહ્યું. "આપ સાહેબ એની વીકટોરીઆમાં કાંઇ કાગળ ભુલી ગયલા છો, જે તે છોકરો આપને હાથોહાથ આપવાની બોંહોસ લઇ બેઠોછ."

'બોલાવ!" જાંહગીરે હુકમ આપ્યો.

તેણે તે ગાડીવાનને મલવું ને તે કાગળ જોવું તો જોઇએ? મરનારનું તે કાંઇ એવું કામનુંજ કાગળ્યું હોય કે જેનો ભેદ જાણવાનું તેને માટે કદાપી લાભકારકજ થઇ પડે? તેણે, તેથી, તેને અંદર બોલાવાવાનો એ મુજબ હુકમ આપ્યો, જોકે તેમાં બી જોખમ તો હતોજ. તે ગાડીવાન પોતે જેને હાંકી ગયો હતો તે એ નહીંજ હતો એમ પારખી કાઢે તો? પણ વળી તેને લાગ્યું કે એ બનવાજોગ ન હતું. ભાડુતી ગાડીવાળાઓ રોજના અનેક ભાડાંઓ હાંકી લઇ જાય છે, ને તે બધા ગ્રાહકોને કાંઇ ચીપી ચીપીને જોવા ને ટીકી ટીકીને ઓળખ હૈયામાં ઉતારવા બેસતા નથી, અને એ સધ્યારા પર તેણે હીંમત જમા કરી. હવે તેણે ખાંડણવામાં માથું આપ્યું હતું તો ધપકારાથી બીહીવું શું? એવા તો કાંઇક કડવા અનુભવો સામે તેણે બળવતરીથી ટકવાનું હતું!

તે ગાડીવાન અંદર આવ્યો. તે ભપકામાં દરેસ થયલો હતો. માથેની ટરકી ટોપી સફા ખસ કરેલી હતી, ને તે સાઇડેથી એવી ઉંચી પેહેરેલી હતી કે ડાબી બાજુમાં સફા હોલેલા બાલનો સીધો સેંટો પાડેલો પ્રગટ જોઇ શકાતો હતો, ડગલાનાં ઉપલાં હોલમાં વળી ભપકાથી એક ગુલાબનું "બટનહોલ" બેસવેલું હતું.

તેને જોતાં જાંહગીર એકાદ પલ ગભરાતથી અવાચક થઇ ગયો. તે તો, વાંચનાર આ આગમચ ચેતીજ ગયાં હશે તેમ, તેના ઘરવાળા હીરાજી કાચમેનનો છોકરો ખસરૂભાઇ હતો! શું તે તેને ઓલખી કાઢશે ને તેની ઠગાઇ પકડી આપશે?



## પ્રકરણ ૪૫ મું

——:૦:——



મુરબ્બી સાહેબને સેવક નમેચ," તે બટલર તેને દાખલ કરી બારણું પોતા પછવાડે ધારા મુજબ ખેંચીને બંધ કરતો અદબથી બાહેર ગયો. એટલે ખસરૂભાઈએ નમીને નાટકી ઢપથી સલાંમ કરતાં નાટકીજ તોરે કહ્યું. "આપ સાહેબે ચાર દાહરા પર રાજાબાઇ ટાવર આગળથી સેવકની વીકટોરીયા ભાડે લીધીતી તે મુરબ્બીજીને યાદ હોશે;' ને આપ ઉતરી જવા પછી મને આપનો એક દસ્તાવેજ ગાડીમાં પડી ગયલો મલી આવ્યો."

જાંહગીરના જીવમાં જીવ આવ્યો. દેખીતી રીતે ખસરૂએ તેને પોતાનાં બાપનાં ઘરના ઉપલે મજલેના ભાડુત તરીકે ઓલખ્યો ન હતો! ક્યાંથી ઓલખે? આગલ અમે કહયું છે તેમ, જાંહગીરે હવે યાદ કરયું કે, ખસરૂ ગાડીપર સહવારે બડી ફજઝર જતો હતો, ને રાત્રે ઘણો અસુરેથી પાછો ફરતો હતો. એમ તો એક બે વાર તેઓ રૂબરૂ થયા હતા ખરા, પણ ત્યારે બી ખશરૂએ તેને એવો અડછતોજ જોયલો કે હાલના ફેરફારો છતાં તે તેને જાંહગીર નરીમાન તરીકે ઓલખી શકે એ બનવાજોગ લાગ્યું નહીં.

"દસ્તાવેજ? બા, શાંનો દસ્તાવેજ?" જાંહગીરે એ મુજબ હીંમત આવતાં જરા જીવ ઠેકરી પુછયું; "જોઉં વારૂ?"

ખસરૂએ ગજવામાં ફાંફાં મારવાંના ઢોંગ કરતા કાન ખુશ્યા.

"ઘણો અગતનો દસ્તાવેજ છે, શેઠજી," તેણે કહયું. "હું પોલીસપરજ પાધરો લઇ જતે, પણ મેં જોયું કે આપ સરખા ઉમરાવની એવી કોઇ ખાનગી વાત એમ પોલીસમાં જાહેર થઇ જાય તે સારૂ નહી. મને કંઇ ઇંગ્રેજીનું ઝાઝું ગીલીયાંન નથી, પણ જરા ટટપપ વાંચી જાણુંછ તેથી મેં જોયું કે કાગલ—કાગલ જોતંએ એવો સારો નથી. કોઇ બાઈ મનીખનો લખેલો છે. હવે તમોને યાદ તો આવીજ ગીયું હશે?

"હં–હા–હા," જાંહગીરે તોહ્લો મારયો. તેની જાણે બલા કે બલ કંઇ દીશાએ ચાલતો હતો, ને આ પોરયો બકવાત કરતો હતો તે કાગળ શા વીશે હશે! "હવે મને યાદ આવ્યું ખરૂં. ત્યારે તે કાગલ પોલીસને નહી આપતાં અત્રે અહીં પરભારૂં લાવવા વાસ્તે તમોને ઇનામ જોઈશે એમ?"

"ખરૂં કહયું, મુરબ્બીજી" ! ખસરૂ ફીકકું હસ્યો. "અમે ગરીબ રોજ રૂપો બે રૂપ્યા વાસ્તે જીંદગી ભર ભાડાં કરીને મરી જઇએ ! એ તો આવો કોઇ ચાનસ આવી જાય ત્યારેજ અમે બે પૈસાનું મોહરૂં જોઇએ. આપને વાસ્તે તો તુચ્છ વાત, પણ મને ગરીબને તો—"

"પણ લાંબોની, કાગલ તો બતાવતા નથી?"

"આએ રહયું, માહરા મેહરબાન."અને હવેજ ખસરૂએ પેલી જરમન અબળા કથેરાઇનનું મરનાર જોગું કાગળ કાઢી આપ્યું. તેણીએ—તે અદ્દરાયત્રી પ્રીયાએ—જેમીનું ખુન કરવાના સપત લીધા હતા તે જાહેર કરનારૂં તે એક કરપીણ કાગળ હતું. જેમી તેના નીર્દોષ જરમન વ્હાલા મેકસ ફ્રેડ્રીચ સાથે જોઆન્સબરગ ખાતે ભયંકાર દગો રમ્યો ને તેની ખરતે ખોહારી પર પોતાની આબાદીનો અમલો ઉઠાવી માલદાર થયો. પછી છેક બે વરસે તેણીએ તેને જોઆન્સબરગ ખાતે એ કાગળ લખ્યો હતો, કે જેને લગતું સઘળું સવિસ્તાર આપણે વાંચી આવ્યાં છીએ.

જાંહગીરે તે કાગળ ઉતાવલે વાંચી લીધું,

"દમ વગરની વાત !" તેણે તે વાંચી લઇને સમો સમાલી ચતુરાઈથી કહયું, "માહરી પાસ જુઠો દમ કરીને પૈસા કહરાવાની આએ તો કોઇ હલકી વર્તણુકની ઓરતની કોશેશ છે ! એ કાગલ પોલીસના હાથમાં જતે તો હું કંઈજ પરવાહ કરતે નહીં, પણ હવે તમો ચાહીને એ અહીં સુધી લાવ્યા છેઓ ત્યારે હું તમોને એના ઇનામના દશ રૂપ્યા આપુંચ."

ખસરૂનો ચહેરો ઉતરી ગયો.

"મેં તો— મેં તો ઘણીજ મોટી ઉમીદ રાખીતી, મુરબ્બીજી," તેણે ઝંખવાણો થતાં કહયું; "મેં તો ધારયું તું કે આવું એક કાગળ લાવી આપવાનાં ઇનામ તરીકે મને કમમાંકમ રૂ, ૫૦૦)મલશે. આપ સરખા લખપતીને ૫૦૦ કીયા હીસાબમાં?"

જાંહગીર નરીમાન ગંભીર થયો. તેણે તે કાગળ વધતાં ધ્યાનથી પાછુ વાચ્યું. તેને લાગ્યું કે કાગળ ખરેખર ઘણો ગંભીર હતો. તેમાં જેમીપર ઘણા ભયભીત આરોપ રજુ કરેલા હતા, ને સરબસર તેનો જાન લેવાનીજ તે ઝનુની જરમન અબળાએ ખુલ્લે ખુલ્લી તેમાં ધમકી લખી વાલી હતી. સરાંશ, આવું એક કાગળ જેમી જો હેયાત હતે તો કદી કોઇના બી હાથમાં જવા નહીં દેતે, ને ૫૦૦ તો શું પણ ૧૫૦૦ બી તેની કીમતના તે આ પોરયાને આપવા ખચીત કરીને ખુશી થતે!

"હું એટલો બધો એમાં કંઇજ દમ જોતો નથી," જાંહગીરે બેપરવાહીના દેખાવથી પાછું કહયું, "પણ તમો જરથોસ્તી છેઓ એટલે તમોને ના ઉમેદ નહી કરવા હું તમોને એના રૂપ્યા દોહોરસો આપશ."

"જે આપ મુરબીજીની મરજી હું તો તાબેદાર ગુલામ છેઉં," ખસરૂએ પછી નમીને સલામ કરી; "માહરાથી તકરાર કરાય?"—અને તે પુરતો સંતોષ પામેલો દેખાયો, કેમજે આવી મોટી રકમ તદન નહીં ધારેલી એક નજીવા અકસ્માતના પરીણાંમમાં તેના ખીસામાં ચાલી આવતી હતી! તેને લાગ્યું કે ખુદા આપવા માંગેછ તો એ બધા તેના રસ્તા છે.

"આજે હું એ રકમ તમોને આપી નથી શકતો," જાંહગીરે કહયું; "તમે કાલે આવજો. હજી મને બેંકમાંથી અરેજ ડરો કરવાના છે—"

"મને ચેક આપોની, મુરબીજી?"

"હું જોહાન્સબર્ગથી નવોજ આવેલો છેઉં, ને હજી માહરે માહરી ગોઠવણો કરવાની છે," જાંહગીરે તે પોરયાની અધીરતા જોઇ મુછમાં હસીને કહયું; "હું હજી ચેક બુકસ બી લાવ્યો નથી. તમે કાલે આવજો. તમારે નામનું એક કવર, અંદર ૧૫૦ ની નોટસ મુકીને, હું માહરા હેડબટલરને આપી રાખશ, ને તેની પાસે તે તમે લઇ લેજો."

"આ ઘણી મેહરબાની, મુરબી સાહેબ!"

"તેટલાં તમોને વિશ્વાસ નહીં આવતો હોય તો ભલે આએ કાગળ કાલ સુધી તમો તમારાજ સ્વાધીનમાં રાખો."

"અરે કંઈ સાહેબ—સાહેબ કરો, સાહેબ—સાહેબ કરો, મુરબ્બી સાહેબ!" ખસરૂ જાસ્તી ચીઓ થયો. "હું કાલે આવસજી. માહરે નામનું કવર —"

"તમારૂં નામ શું છે? મને લખાવો," જાંહગીર અજાંણ્યો થયો—અને ખસરૂએ નામ લખાવ્યું, જે તેણે પોતાની નોટ બુકમાં નોંધી લધું, અને ખસરૂ તે પછી ઘણી ઘણી નરમીની સલાંમપર સલાંમ ફેંકતો પાછલે પગે બાહેર પડયો.

તેના જવા પછી જાંહગીરે પેલી અબળાનો તે ભયંકાર ધમકીનો કાગળ પાછો વાંચ્યો. તેની ખાત્રી થઇ કે એ મરનારનું કાંઇ નવું કાલું ધોલું હોવુંજ જોઇએ. એ લખાવતમાં સચ્ચાઇ ને વજુદ નહીં હશે એતો તેને લાગ્યુંજ નહીં. જમશેદની જીંદગી દગા ફટકામાંજ ગુજરેલી હોવાનો તેને પુરતો દુખદાયક અનુભવ હતો, અને તે જરૂર માનતો હતો કે જેઆ-સબ્બર્ગમા તે જરમન જોડે બી મરનારે એવી કોઇ નેકનામી કરેલી હોવીજ જોઇએ. એથી તે ઘણું દુઃખ પામ્યો— તે કે જે પોતે ભલાઇનીજ એક મુરતી હતી! અભાગ્યો તે! તેને એમ તો ફકર થઇજ નહીં-ખ્યાલ નહી થયો કે જેમીના અવતારમાં હોવાથી તે જરમન ઓરતનાં સીનામાં પેદા પડેલો કીનાનો ભોગ તેનેજ હવે થઇ પડવાનું હતું?

ખસુસ કરીને તે એ વાત ભુલી ગયો તેનું વધારે કારણ એ હતું કે જે ઘેરમાંથી પોતાના ભાઇનું રવાન એકલું છોડીને ફકત થોડાજ કલાકની વાત પર તે પોતે આવ્યો હતો તેજ ઘરમાંથી ખસરૂ હાલ આવ્યો હતો. તે, અલબત, બધી બીના જાણતો હોવો જોઇએ. અને ખરેખર તો તેને બધું પુછી લેવાનું તેનું ઘણું મન થયું, પણ તેની હીંમત થઇ નહી તે બીધો કે એવી જીગ્નાસા બતાવા જતાં તેનું પોતાનું પોગલ કદાપી ઉંઘડી જાય!

તે પછી તે થોડો વધારે શાંત થયલો દેખાયો. ખસરૂ તેને ઓળખી શકયો નહી તેથી તેને ખચ્ચીતકરીને વધતી હીંમત આવી. અલબત, જોખમ કાંઈ એ અને એકજ ન હતો. હજી તો એવા ઘણાક ધડક ધુજારામાંથી દીસતી રીતે તેને પસાર થવાનું હતું, અને તેને લાગ્યું કે તેણે એ મોટો જોખમ કરયો હતો ત્યારે તો પોતે ઘણી હીંમત રાખવી ઘણું સજાવાર હતું.

ખરેખરો જોખમ તો તેના બાપની લાશ ઉપર જુરી ભરવામાં આવે ત્યાં સુધી ઘણો વધારે હતો. જુરી આગળ શું જુબાનીઓ રજુ થાએ અને શું નવું અજવાળું પડે તે કાંઇ અત્યારે કહી શકાય નહી. એક વાર જો મરનારને જાંહગીર નરીમાન તરીકે જુરી આગળ કબુલ રાખવામાં આવે, અને લાશની વ્યવસ્થાની રજા મળી જાય તો તેને ઘણી નીરાંત થઇ જાય. તે પછી પેહેલુ જે તે કરે તે પોતાના લખ્ખો વડે વહાલી મેહરાં અને ડારલીંગ કુમીને સુખમાં રાખવાનું કરે. અલબત, તે પોતે જાહેર થઇ શકે એમ તો કાંઇ હતુંજ નહી, પણ કાંઈ પ્લાન શોધી કાઢીને કોઇ બીજાની મારફતે તે એ વહાલાં-ઓને તેમની હાલની ઓશીઆલી સ્થિતીમાંથી બચાવીને પૈસાટકાના સુખમાં રાખવાનો એરાદો ધરાવતો હતો. એ પૈસા ખરા હકથી તેના પોતાના હતા. જેમનું વીલ તેણે તપાસ્યું હતું, અને તે વીલ તેનીજ ફેવરમાં હોવાથી, જેમીનાં મરણનાં કારણથી, તે મરનારની તમામ દોલતનો પોતે એકલો, ખરો ને હકદાર માલીક હતો, એટલાવાસ્તે એ પૈસાની પોતાને ગમતી રીતે વ્યવસ્થા કરવાને વાસ્તે તે ખુદાનાં ઘર સુધીનો છુટો હતો. વળી તેને બીજો અરમાન લુચ્છા મંચી મારવાડી અને દગલબાજ જાલ ઝવેરીને કોઈ તરકીબથી ઉંધાડા પાડવાનો હતો. તેઓપર તેને ઘણો ખાર આવતો હતો, અને પોતે જાહેર થવા વગર તેઓને જો તે પોલીસના સપાટામાં સપડાવી શકે તો તેને ઘણો સખ્યારો મળે તેમ હતું, તે પોતે તો, અલબત મુબઇથી કોઇ દુર દેશાવર જતો રેહવા ચાહતો હતો. તેને મુબાઇમાં રેહવું હતું નહી. તે એ રીતે અત્રે એટલું સમાધાન થઇ જાએ ત્યાર પછી વરસો બાદ મુંબાઇ પાછો ફરવા માંગતો હતો, અને તેટલાં તેને જે કરવું હોય તે પોતે જીવતો હોવાનો પોલીસને કે તેનાં સગાં વાંહલાંઓને એક દુરનો ખ્યાલ વટીક નહી થવા પાંમે તેવી ફીસમે ઘણી સંભાળથીજ કાંમ લઇને કરવા માંગતો હતો.

અફસોસ એ હતો કે તેનું મોહત જાહેર થતાં તેની વાહલી મેહરાંને નવેસરથી નહી ખમાય એવા કારી જખમો થનાર હતા! વળી કુમીનો બી ખ્યાલ કરવાનો હતો. તે ભોલીભાલી નિર્દોશ કુમા-રીકા અત્યાર સુધી પોતાના બાપની ભયંકાર નામોશીની વાત કશીજ જાણુતી ન હતી, તેને તો એમજ સમજાવવામાં આવ્યું હતું કે તે ધંધાપે દેશાવર ખાતે ગયલો ત્યાંજ મરણ પામ્યો હતો; અને

અરે, હવેજ તે જાણુશે કે ખરેખર તો સાત વરસની જુલમગાર જેલની સજા પામેલો તે બાપ એક બદમાશ હતો, કે જે વળી એક નિર્દોશનાં ખુંનમાં હાથ ખરડીને શરીક અને સામેલ થયલો આયંદા આપઘાતની નામોશીમાં ખતમ થયો હતો ! !

એ ખ્યાલો ઘણા દીલ ધ્રુજાવનારા હતા, અને એ ખ્યાલોને ખાતર તેણે ચાહયું કે તેણે જે કરયું તે નહીજ કરયું હતે ! જો તે હીંમતથી પોલીસ પર જતે અને ખરી હકીકત કહી દેતે તો બનવાજોગ છે કે તે કદાપી પોતાનો કેસ પુરવાર કરી શકતે, અને આવો નેહસ્તમાંનેહસ્ત કલંક તેને કપાલે ચોંહટતે નહી: પણ હવે ઘણું મોડું થયુ, હતું. હવે પાછો હઠવા કે પાછો હઠવાનો ખ્યાલ વટીક કરવા વાસ્તે જોઇએ તે કરતાં ઘણું વધારે અસુરું થયું હતું. હવે તો તેને છાતીપર પાહડ ઉઠાવી જે થાય તે તુરત વેળા દાંત પીસીને ખમવાનું હતું. પંછીથી એકજ માર્ગ તેને વાસ્તે ખુલ્લો હતો, અને તે પોતે છુપો રહીને પીરમહમદનાં ખુંનીઓની ભાલ કાઢવાનું હતું. પૈસો શું નહી કરી શકે ? તેની પાસ ખુદાના આપેલા પૈસા હાલમાં બેશુમાર ને બીસ્યાર હતા, તો ખરા ખુંનીઓનો પતો મેળવી તે લોકને જાહેર કરી શકે, અને પોતાનાં કપાલે ચોંહટેલો કલંક ધોઇ નાખી શકે ત્યાં વેર તેને હાલ તો ખુદા પાસ સબર માનવાની હતી. પછીથી બી તેનાં વાહલાંઓ તો તેને મુવેલોજ માનવાનાં, પણ ખુંન જેવા એક અતી ઘોર અપરાધ વાસ્તે તે કલંકીત મુવો ન હતો એમ તો જાણુશે ?

તેનો જીવ અકળાઇ આવ્યો એ બધા આગલા પાછલા વિચારો કર્યા કરતાં તેનું માથું ચકભ્રમ ફરી આવ્યું, અને તેથી એ ખ્યાલોના જુલમગાર બલથી બચવા તે બાહેર જવા તૈયાર થયો. તેને બાહેર જવુંજ હતું બોમ્બે બેંકના મેનેજરે—આપણે જાણીએ છીએ તેમ—તેને પોતાની સહીનો નમુનો બેંક બુકમાં જાતે હાજર થઇને આપવા વાસ્તે બેંકમાં તેડયો હતો, અને તેથી તેણે ત્યાં જવા ગાડી જોડાવી. તેણે બોહામનો હોકમ મોકલ્યો, અને એકજ ઘોડો જોડવાની આગ્ના કરી.

તે પુરતી સાવચેતી સાથે તૈયાર થયો હતો. બેંકમાં ખરશેદજી લસ્કરીનાં નામની સહી આપવા આગમચ બેહસ્તી પોતે એ સહી કેવી

રીતે કરતો હતો તે તેણે મરનારનાં કાગળ પત્રોમાં જોઇ લીધું હતું, અને હુબહુ તેજ જાતની વળાણુની સહીની નકલ કરવા, ગાડીનો હુકમ આપવા આગમચ, તેણે પોતે પુખ્ત અભ્યાસ કરી લીધો હતો.

તે એક સાદી તોપણ ઇંગ્રેજી બનાવટની દેખાવડી બ્રોહામ હતી, અને તેને જોડેલો ઘોડો ઘણોજ મનહર દેખાવનો, ઉંચી ગરદનનો, એક શુધ્ધ સફેદ અરબ હતો.

તેણે તે ગાડીમાં બેઠક લીધી. સઇસે તેને પહેલોજ જોતાં નમીને બારણું ઉઘાડી આપ્યું અને પછી વાંદરની ફીસમે કોચબોકસ પર કુદીને ચાલતી ગાડીએ કોચમેનની બાજુમાં તે ચહડી બેઠો એટલે તે તેજી અસ્પને છોડી દેવામાં આવ્યો, અને ગાડી ધમધમાત સાથે આગળ વધી, કે જયારે જાંહગીર નરીમાન હજી દુઃખી દેમાગે એ પોતાની બદલાયલી સ્થિતી વિશે અંદર હરેક પ્રકારના વિચાર કરતો બેઠો હતો. તેણે જોયું કે જેમીએ ખરીજ કુનેહવંતની કારસાજીથી બધું કામ લીધું હતું. પોતાના ભાઇને મળીને પોતાને માથેનું ભયનું વાદલ વીખેરી નાંખી શકે ત્યાં વેર તે, મુંબાઇ આવેલો છતાં, પોતાના સોલીસીટરોને વટીક રૂબરૂ મલ્યો ન હતો, અને તોપણ જેમ જોહાન્સબર્ગથી કાગળપત્રો મારફતે તે સઘળી બંદોબસ્તીઓ કરતો રહયો હતો તેમજ મુંબાઇ આવ્યા બાદ પણ તે કરતો ગયો હતો, અને છુટટે હાથે પૈસો વેરીને તેજ સોલીસીટરો મારફતે તે આ આખો બંગલો સજાવી તેમજ રાચરચીલાં અને આવા ગાડી ઘોડા સાથે આખો ધરખટલો વટીક ચાલુ કરાવી શકયો હતો!

બેંકના મેનેજરે મોટાં આદરમાન સાથે પોતાના ઓરડાનાં બારણાં તક આપીને, તેણે અંદર મોકળેલા કાર્ડના જવાબમાં, તેને "રીસીવ" કરયો.

"હું ઘણો દલગીર છું તમોને એટલી બધી તસ્દી આપવાને વાસ્તે, મી૦ લસ્કરી," તે મેનેજરે કહયું; "પણ એક રૂબરૂ મીલા-કાતની ખરેખર ઘણી જરૂર હતી. અવલ તો આપ સાહેબની એટલી બધી મોટી રકમ અમારી બેંકમાં જમા આવીછે કે તેમાંથી આપ સાહેબ ફીકસ્ડ ડીપોઝીત તરીકે તથા જામીનગીરીમાં કેટલું રાકવા માંગોછ, અને ઉંચક મેલ કરવાનાં ચાલુ ખાતાંમાં કેટલું રાખવા માંગોછ તે અમારે જાણવાનું ઘણું જરૂરનું છે"

"તે વાસ્તે હજી હું કશાજ ઠરાવ પર આવી નથી શકયો, મી૰ કાર્લટન," જાંહગીર નરીમાને હસીને કહયું; 'હું હજી અત્રે નવોજ છું, અને એ વાત વાસ્તે મને ઘણો પુખ્ત વિચાર કરીનેજ મારે કામ લેવાનું છે. એટલાવાસ્તે હાલ તુરત તો તમે એ બધો અવેજ એમ ને એમ જમે રેહવા દેઓ, અને એક માહરો ચાલુ દરોઈગ એકાઉન્ટજ ઓપન અને જારી કરો."

"જેવો હુકમ," તે મેનેજરે તાબેદારીથી કહયું;—અને પછી તેણે હેડકલાર્કને બોલાવ્યો, જે હુકમ મુજબ તાબડતોબ "સીગ્નેચર બુક" લઇ આવ્યો.

"હવે મેહરબાનીની રાહે આએ બુકમાં તમારી સીગનેચરનો નમુનો અમોને આપશોજી?" તે મેનેજરે વિનંતીની રૂપે કહયું; "તમારા ચેકો ઉપર જે જાતની સહી આવવાની હોય તે જાતની સીગનેચર જોઇશે."

હયાં જાંહગીરને તે બુક આપવામાં આવી, અને સહીમાં બોળીને પૅન પાસ કરવામાં આવી, એટલે તેણે જરા પણ ખંચાયા વગર "કે. એન. લશકરી" ને નામની ફાંકડી ઈંગરેજી સહી તે બુકમાં કરી આપી. તે જમશેદ જે રીતે સહી કરતો હતો તેનો એક આબાદ નમુનોજ હતો.

તે હેડકલાર્કે તેની પર સંભાલથી તરત બ્લૉટીંગ મારયું, અને પછી ચોપડી બગલમાં ઉપાડી ને તે અદબથી ચાલતો થયો, જે પછી જાંહગીરને એક ચૅકબુક આપવામાં આવી, અને તેણે પેહલ્લોજ ચૅક ત્રણ હજાર રૂપિઆનો ભરી આપ્યો, કે જે તે મેનેજરે તાબરતોબ કૅશ કરી મંગાવ્યો. તેણે તેને પોતાને કશીજ તસ્દી થવા દીધી નહી. તેણે તે મોટા માણસની ઘણી ખાતર કરી. તેને તેણે પોતાના ઓરડામાં પોતાની પાસે બેસાડી રાખ્યો અને વાત કરાવ્યા કીધી, જે દરમ્યાન તે ચૅક વટાવી લાવવા આવ્યો, અને પછીથી તે નાણાં લઇ, મેનેજરનો ઘણો ઘણો ઉપકાર માની જાંહગીર બેંકમાંથી પાછો બાહાર પડયો.

તે વખતે સ્હાંજનાં પેપરો બાહેર પડી ચુકયાં હતાં, અને તેણે ધ્રુજતા હાથે એક ઈંગરેજી પેપરની નકલ ખરીદી લીધી. તે સ્હાંજનાં પેપરોમાં પીરમહમદનાં ખુંનના બનાવનેજ તે દહાડે મોટી અગત-

આપવામાં આવી હતી, અને પેપર વેચનારા પોરીઆઓના હાથમાં અગતના બનાવનાં મથાળાં દેખાડનારા પ્લે-કાર્ડ હતા તેમાં પણ મથાળે એજ બનાવ હતો.

તેણે ગાડીમાંજ ધ્રુમતાં મગજે ઉપર ટપકેતું થોડુંક વાંચી લીધું. મરણ પામેલા આદમીને જાંહગીર નરીમાન તરીકેજ પોલીસે ઓળખાવ્યો હતો. અને તે વાચતાં તેનાં દીલમાંથી એક ઠંડી ધ્રુજરી પસાર થઈ ગઇ.

તે પાધરો ઘર હંકારી ગયો. તે પોતાના ઓરડાનાં એકાંતમાં જલદીથી પાછો એકલો પડવા ચાહતો હતો. રખે કોઇ હજી બી ઓળખે, રખે કોઇ હજી બી પકડે તેની ફીકરથી તે પોતાની બંધ ઓહામમાં વડીક ધ્રુજ્યા કરતો પાંણી પાંણી થઇ ગયો હતો !

તે ઘર આવ્યો ત્યારે બટલરે તેને એક કાર્ડ આપ્યો.

"આએ જેન્ટલમેન બે ફેરા આવી ગયા, સાહેબ," તે બટલરે તે કાર્ડ તેને આપતાં કહ્યું; "તેવણ પોતાનો આએ કાર્ડ આપી ગયા છે, અને હમણાં પાછા આવવાના છે."

જાંહગીરે તે કાર્ડ વાંચ્યો. તે ઉપર "ફીરોઝ એમ. શેઠના. એમ. એ." એ નામ હતું. તેને તરત યાદ થઈ. એ પેલો સેક્રેટરી હતો કે જેને જમશેદે જોઆનસાગર્ગથીજ પોતાની નોકરીમાં રાખી દીધો હતો. તેને મળવામાં બેશક જોખમ તો હતો. તે જો બરાબર જમશેદને ઓળખતોજ હોય તો તેનું તરકટ પકડી બી કાઢે? પણ પડ્યું તે તો પતજલવાનું હતું ! હવે તેને મલ્યા વગર કાંઇ છુટક હતો ?

તે પોતાના લાયબ્રેરીરૂમમાં ગયો, અને તે જેન્ટલમેન આવે ત્યારે તેને ત્યાંજ લાવવાનો તેણે હુકમ આપ્યો. એ પછી અરધા કલાકમાં તે આવ્યો, અને જાંહગીરે તેને દાખલ કરવાની રજા મોકળી.

તેઓ સામસામા મલ્યા-સુંદર નિર્દોશ કુમીનો પીતા અને તે પવિત્ર કુમારીકાનો પરસ્તાર ફીરોઝ શેઠના.

ફીરોઝ તેને જોઇને જરા પણ અજબ થયલો લાગો નહીં, અને જાહગીર તેથી ઘણો અજબ થયો.

"મી૦ લશ્કરી," ફીરોઝે ઉલટમંદ આગળ આવતાં કહ્યું, તમોને અત્રે પધારેલા જોઇને હું ઘણો ખુશી થયો."—અને તેણે શેકહેન્ડમા હાથ આપ્યો. "આપ સાહેબને મેં છેલ્લા જેવા જોયા હતા તેવાજ છો. જોકે હું આપને લાંબે વખતે પાછા જોઉંચ, પણ—"

"તમે માહરામાં શું કાંઇજ ફેરફાર જોતા નથી?" જાંહગીરે તેને મમતાથી શેકહેન્ડ કરીને બેસવાની ખુરસી બતાવતાં અને પોતે બેસતાં મનથી ઘણો અજબ થઇ જરા હસીને પુછ્યું.

"નહીંજી," ફીરોઝે જવાબ કરયો; "મગર આપ જાણોછ તેમ મેં તો આપ સાહેબને જેહાનગર્ગ ખાતે આપની ઑફીસમાં એકજ વખત ને વળી તે બી બે ચાર મીનીટજ ફકત જોયલા!"—અને ફીરોઝ હસ્યો. "તમો સાહેબે કંઇ બી વાંધાવીસ્તી વગર મને તમારા સેક્રેટરી તરીકે તરતજ રાખી દીધો અને મુંબાઇમાંજ મલવાનો હુકમ આપ્યો, એટલે પછી મને ત્યાં બોટી થવા જેવું હતુજ નહિં"

"ઓ, યસ, હા!" જાંહગીરે સમો સમાલી કહ્યું—અને પછી પુછ્યું, "તમે કયારથી નોકરી પર આવવા માંગોછ?"

"હું તો આજથીજ આવ્યોછ, સાહેબ," ફીરોઝે તાબેદારીથી કહ્યું; "મગર જેવો આપનો હુકમ."

"હું પોતે હજી અત્રે જેવો જોઇએ એવો ઠર નથી પડયો, મી૰ શેઠના," જાંહગીરે કહ્યું, "તેથી માહરે હાલ કોરસપોન્ડન્સ જેવું ખાસ કાંઇ નથી, અને તેથી હું ધારૂંછ કે હજી તમોને એકાદ અઠવાડીઆં સુધીની છુત્તી હું આપી શકશ."

"ઓ, ત્યારે તો ઘણી મોટી મેહરબાની!" ફીરોઝે પુશકળ ઉલટમંદ કહ્યું. "હું એક બે દહાડાની છુત્તી આપ સાહેબ પાસે બને તો માંગીજ લેવાનો હતો માહરાં ચોકકસ ફ્રેન્ડસ બીચારાં કંઈ ત્રબલમાં છે—"

"ખરેખર? કાંઈ દુઃખની વાતતો નથી?" જાંહગીરે સાધારણ દીલસોજીથી સવાલ કરયો.

"હું હજી કાંઈ ચોકકસ પાયે કહી કે સમજી નથી શકતો, મી૰ લશ્કરી," ફીરોઝે કાંઇક દલગીરીના દેખાવથી જવાબ કરયો. "આપ સાહેબ માહરા મુરબ્બી છો એટલે ખરી વાત કહેવામાં મને આનાં કાંની નથી થવાની કે અત્રે મુંબાઈ પાછો આવ્યા પછીથી હું એ જવાંન બાનુનાં ભલાંમાં ઘણો કાળજી ધરાવતો થયોછ."—અને એમ કેહતાં સુંદર કુમીની યાદથી તે પ્રમાણીક જવાંનના મોહક મુખડાન રોખસારો પર શોશકથી એકદમ એક ગુલગીખોર રતાસ ચઢી આવ્યો "તે બાનુ પોતાના મામા સાથે અચણુચ વેસાવેથી મુંબાઇ આવ

આવેલી છે, અને આજે પેલા પેડર રોડના ખુનના સંબંધમાં મેં એક એવું નામ વાંચ્યું છે કે જેથી મને કાંઇક ઘણીજ ગુંચવણ ઉભી થઇ છે ને મ્હારો જીવ ઘણો ગભરાયા કરે છે "

"કોણનું નામ વાંચ્યું છે ?"

"પેલો જેની પર પોલીસને શક છે ને જે આપઘાત કરી મરી ગયો તે પારસીનું—જાંહગીર નરીમાનનું !"

"અને તમે જે જવાન ખાનુની વાત કરો છો તે ખાનુ કોણ છે ?" જાંહગીરે મોટી મુશકેલીથી ગુંગળાતા દમે જેમ તેમ પુછયું.

"વેસાવેવાલા ખાનબાહદુર અદુલા વીઆદલાલનાં ભાણેજ મીસ કુમી નરીમાન !"—અને કમતાલે જાંહગીરને ખરેખર લાગ્યું કે તેનો દમ એ પ્યારૂં નામ સાંભળતાં ઘુંટાતો અને આખર થઇ જતો હતો ! !

## પ્રકરણ ૪૬ મું

—:o:—

મરનાર પીરમહમદની લાશપર બરાયલી જ્યુરી વખતે આગેવાન સાક્ષી જાલ ઝવેરી હતો. તેણે જે પોલીસમાં નોંધાવ્યું હતું તેજ કોરોનર આગળ પાછું કહયું. તે મરનાર જાંહગીર નરીમાનને વરસોથી ઓળખતો હતો. તેણે તેની કને પૈસાની મદદ માંગી હતી, અને પૈસાની હાડમારીને લીધે પોતે આપઘાત કરવાની ધમકી પણ આપી હતી. તેને (જાલને) તેથી ઘણી દયા આવી, ને તેણે તેને મરનાર પીરમહમદ સાથે ઓળખાવ્યો ને મેળવ્યો. પીરમહમદ તેનો કલબ ફ્રેન્ડ થતો હતો. તે યુરોપની સહેલગાહે જવા માંગતો હતો, અને કોઇ બાહોશ સેક્રેતરીની શોધમાં હતો.

"મેં પીરમહમદને બધી ખરેખરી વાત કહી દીધી," જાલે પોતાની એ જુબાનીમાં જાહેર કરહ્યું. તે છતાં પીરમહમદે તેને નાખતીથી મલવાજ માંગ્યું, એટલે મેં માહરે ત્યાં ડીનરપર બેઉને એકઠા કરયા. "જાંહગીરશાહના"નું ખોટું નામ ધારણ કરવાનું ખરેખર તો એને પીરમહમદેજ સુઝાડયું. તે આનાથી રાજી થયો, અને તેને પોતાની નોકરીમાં લઇ જવા કબુલ થયો; એમ છતાં, જે નાકે તેને

કેહની સજા થઇ હતી ને નામ તેણે બદલી નાંખવું જોઇએ એવી તેણે પેહલેથીજ સરત કરી, અને માહરે ત્યાંનાં ડીનરપર એ બધી બંદોબસ્તીઓ પાકઝા થતાં પછી તેઓ બેઉ ઘરે જવા માહરે ઘરથી તો સાથેજ ઉતરયા હતા."

હયાં એક જુરરના સવાલના જવાબમાં તેણે કહ્યું કે "પરેલના બોઇવાડા બીટમાં મરણ પામેલા પારસીની લાશ પોલીસે મને બતાવી છે, અને તે મજકુર જાંહગીર નરીમાનનીજ લાશ છે." કોરોનરનાં પુછાના જવાબમાં તેણે કહ્યું કે "માહરે ત્યાંથી નીકલ્યા ત્યારે જાંહગીર પેહલાં પીરમહમદ સાથે તેઓને બંગલે જવાનો હતો તે વાતની મને ખબર હતી, અને તેની પાસેથી પીરમહમદની સહીની જે સો-સોની નોટો મલી આવી છે તે બનવા જોગ છે કે પીરમહમદે પોતેજ તેને આપી હોય; કારણ કે જાંહગીર ઘણી મોટી તંગીમાં હતો, અને તાકીદના ખરચ માટે પીરમહમદ કાંઇ તેને રાતોરાત આપવાનું મારી રુબરુ બોલ્યો બી પણ હતો."

એ રીતે એ જાલ ઝવેરીની જુબાની સેવાઇ, કે જ્યારે પોલીસની જુબાનીમાં નવું કાંઇજ નહી હતું. તેઓએ એટલુંજ જાહેર કરયું કે પીરમહમદનું ખુંન કરનારજ તીજોરીમાંથી કીંમતી ઝવેરાતોની ચોરી કરનાર હોવો જોઇએ, અને એ સઘળું એક માણસનું કામ થઇ શકેજ નહીં જુરીએ, તે ઉપરથી, અભિપ્રાય આપ્યો કે "મરનાર પીરમહમદનું ખુંન થયું હતું, જે એક કરતાં વધુ આસામીઓએ કરયું છે, પણ તે ખુંનીઓ કોણ હોવા જોઇએ તે વાસ્તે જુરી સનમુખ કશી જુબાંની પડી નથી."

જાંહગીર જોઇ શકયો કે જાલની જુબાંની ઘણી ગોલ ગોલ હતી. તેની પોતાની ઉપર પોલીસને કશો સુબેહ આવે નહીં તેને વાસ્તે દેખીતી ઘણી સંભાલથી તેણે એ જુબાની રજુ કરી હતી; પણ પીરનાં મરણથી એક પારસી મારવાડીને ત્રણ લાખનો તડાકો પડવાનો હતો અને એ યોજનામાં જાલ સામીલ હતો એ વાતની જો પોલીસને માહીતી મલેતો કાંઇ શક રહેતો નહીં હતો કે તે પણ આખાદ હુસાવતમાં આવ્યા વના રેહજ નહીં!

પેપરમાં બીજી જે ચમકાવનારી બીના હતી તે એ કે મરનારની લાશ ઓળખવા મુંબઇની પોલીસે અંદેરીની પોલીસને તાર આપીને બેસાવેથી ગરીબ મેહરાં ને પણ બોલાવી હતી, અને એ વાંચીને

જાંહગીરને અણુહદ દુ:ખ થયું. સાગં નરીએ મેહરાં લાશ જોવા જઇજ શકી નહીં. તે ગરીબ બાપડી પુરતી દુ:ખી હતી, અને એ વખારાની આફતના હેબતનાક સમાચાર સાંભળીને તે ધ્રુજતી લથલથતી મુંબાઇ આવી ખરી—કેમજે અદુબા અને કુમી હાલમાં મુંબાઇમાંજ રોકાઇ રહેલાં હતા—પણ આવતાં અને તેઓને મલતાં સાથે તે એકદમ બણી જાસ્તી બીમાર થઇ, અને લાશ જોવા જઇ શકી નહી. એટલા વાસ્તે ખાનબહાદુર અદુબાને ગરદન મારવામાં આવ્યા. તે ઓસાજીએ લાશ પીછાણવા લઇ જવામાં આવ્યા ને તેવણ ગયા ખરા, પણ તેવણે પોતાની ચકરબતી રીત મુજબ સોગંદ પર હા કેહવા સાફ ના કહ્યું. તેવણે સમજાવ્યું કે મેં માહરા બંનેવીને નજદીક સાઠાસાત વરસની વાતપર જોયલો, ને તે વખતે તેનાં મોઢાંપર એક મોટી ભરાવદાર મુછ અને સુંદર ફ્રેન્ચ દાઢી હતી, કે જયારે આ મરનારનાં મોઢાંપર નતો દાઢી હતી કે ન તો મુછ હતી, અને, તેથી, તેવણ સોગંદ પર કેહવા તૈયાર નહીં હતા કે આજ મરનારજ તેવણનો બનેવી થતો હતો!

પણ એ વાતનો ફેસલો સુપ્રીન્ટેંન્ડ બટર્સ અને જોન્સ પોતેજ કરી શકયા. તે લોકોએ મરનારની ઓળખ પોતેજ મંજુર રાખીને નોંધાવી. તેઓએ તેને અનેક વખત જોયલો હતો. છેલ્લી તેનાં મોઢાંપર મુછ હતી ખરી, પણ તે મુછ તો મોહન નીપજયું તેની થોડાક વાર આગમચજ તેણે બોડી નાંખેલી હતી, અને તેમ તેણે કરેલું હોવાની સાહદતો તેઓ પોતાની જુસ્તેજોમાં પકડી શકયા હતા. વળી મરનારનાં દીલપરનાં કપડાં બી કોર્ટમાં રજુ કરવામાં આવ્યાં, અને તેના કોટના ગજવાંમાંથી કુમીનો પેલો પોતાના બાપ જોગો કાગળ જે મળી આવ્યો તે ઇન્ટરપ્રીન્ટરે મોટે સાદે પેહલા અસલ હતો તેમ ગુજરાતીમાં વાંચી સંભળાવ્યો ને કોરોનરના હુકમથી જુરીને પછીથી તેનો તરજુમો કરી સંભળાવ્યો. વળી તેને જેલમાંથી છુટો કરવાનું અને દર મહીને પોલીસ ચોકીપર જઇને તે સિટીશ હદમાં રહે ત્યાં સુધી પોતાનું ઠામ ઠેકાણું નોંધાવવાનું જે સરકારી લાઇસન્સ આપવામાં આવ્યું હતું તે પણ તેના ગજવામાંથી મલી આવેલું પોલીસે રજુ કરયું, અને જુરીએ ત્યારે એક બી આનાકાની વગર એકમતે તે લાશ જાંહગીર નરીમાનનીજ હોવાનો અભિપ્રાય આપ્યો વળી ડાકટરે એ પોલીસનાં અનુમાન સાથ એકમત થઇને વખારામાં જાહેર કરયું કે

"મરનાર એ પીરમહમદનાં ખુંનમાં સંડોવાયલો હોવોજ જોઇએ, જેની ફકરથી પોતાની મુછ બોઠી નાંખીને નાહસવાની તૈયારી કરતો હતો તેવામાં એ બધી ઉશ્કેરણીઓનાં કારણથી તેનું હાર્ટ બંધ થઇ ગયલું હોવું જોઇએ, અને તેજ તેનાં મોહોતનું કારણ છે."

અને દુઃખનાં એક ડચકાં સાથે આ બધો વીગતવાર હેવાલ જાંહગીર નરીમાને વાંચીને તે પેપર બાજુ મુકયું. તે કમકમ્યો. તેની વાહલી મેહરાં અને નીરાંશા કુમીનાં નામ પણ એટલી હદ સુધી આ જુરીની તપાસમાં સંડોવાયાં હતાં તેથી તે ઘણું દુઃખ પામ્યો. તેના આગળા અપરાધનાં બ્યુગલો નવેસરથી પાછાં ફુંકાયાં. તે જુના જખમો નવી રવેસે પાછા તાજા થયા, અને તે ઉપરાંત ખુંનનાં માહ જબુન અપરાધનો નજીસ સુબેહ વધારામાં તેને માથે લટકતો થયો અને લટકતો રહયો હતો!



## પ્રકરણ ૪૭ મું.

—:૦:—




રોઝ શેઠનાએ પોતાની નોકરીનો અખત્યાર સમાલી લીધો. તેણે જોયું કે કામ બીલકુલ દમ વગરનું હતું. તેના શેઠ મી૦ ખુરશેદજી લશ્કરીએ કેટલાંએક કાગળો તેને જવાબ કરવા આપ્યાં ખરાં, પણ તે બધાં ઘણુંખરાં બેવજુદ ને વગર કામનાંજ હતાં.

તેનાથી જાંહગીરે પોતાનાં વાહલાંઓને લગતી ખરી હકીકત જાણી લેવાની કુંચી ફેરવી. તેણે ઘણી મુરબ્બીગીરી ને દીલસોજીથી પુછતો હોય તેમ તેને સવાલ કર્યો. "પછી પેલો પારસી મરી ગીયો તેના છોકરાંઓ સાથ તમોને સારું છે તે બીચારાંઓની ત્રબલનું શું થયું?"

"ઘણુંજ ખરાબ થયું, સાહેબ," ફીરોઝ શેઠનાએ શોકાતુર અદાઓથી જવાબ કર્યો; "આપ સાહેબે પેપરોમાં બધુ વાંચ્યું તો હશે? જે જવાંન બાંનુંને વાસ્તે આપને હું કેહતો હતો તે એજ મરનાર ખુંની પારસીની દીકરી માલમ પડી!"

"ઘણાં દુઃખની વાત છે એ," તે લખપતીએ દેખાતી દીલશોજીથી

જવાબ કરયો; "તમે તે બાઇઓને પછીથી પાછા મલ્યા હતા ખરા કે ?"

"નહીં સાહેબ, ખાનબહાદુર એકુબાજ મને મલ્યા," હીરાએ જવાબ કરયો. " બાઇઓ તો બીચારી મલી શકીજ નથી. એ 'શોક' થી મેહરબાઇ બીચારી ખાટલે પડેલી છે, અને કુમીને, તેથી, તેવણુની આગળજ રોકાઇ રેહવાનું થયલું છે. વળી અધુરામાં પુરૂં—બીચારા ખાનબાહદુરને એવડો સંતાપ થયોછ. તેવણુનો એકનોએક છોકરો કેઆ જતો રહેલો છે।"

"જતો રહયો ?"

" હા; કાંઈ પૈસાટકાની તેની ગરબર કેહવાયછ. મને ખાનબાહદુરે એ વિશે છેહલું પોતા જોગું આવેલું એક કાગળ બતાવ્યું. ઘણીજ માયાથી બાપની ત્રણી માંફ માગીને છોકરાએ લખેલું છે, અને પોતે વધારે વખત બાપને બોજો નહી થવાના નેકીભરયા હેતુથી કેઆ જતો રેહવાનો હોવાનું તેમાં જણાવેલું છે."

" અને પેલી જુવાંન બાંનુ—શું નામ, કુમી તમો કેહોછ?—તે કુમીને પોતાના બાપની નામોશીની બધી વાત ખબર પરી ખરી કે ?" જાંહગીરે અચકી અચકીને પુછયું.

" જી હા; માએ ને મામાએ તો તેને અંજાણી રાખવાનું ઘણું ચાહયું, પણ તે બની શકયું નહી." હીરાએ કહયું. "તેના હાથમાં એક પેપર આવી ગયું જેમાં પોતેજ એ સઘળો હેવાલ તેણીએ વાંચી લીધો. તેનો મરનાર બાપ જેલમાં હતો તે વખતે એ બુચીએ તેને બહાર ગામ ગયલો જાણીને લાગણીભરેલું એક કાગળ લખેલું જુરીમાં રજુ થયું હતું તે પોતાનું કાગલ પાછું વાંચીને ગરીબ બીચારી છોકરી ઝારઝાર રડી! ખચ્ચીત મોટાં દુ:ખની એ બધી વાત છે, સાહેબ."

"ખચ્ચીતજ ઘણાં મોટાં દુ:ખની વાત," જાંહગીર વલ ખાતાં બીતરે એકમત થયો;—અને તે પછી તે થોડોક વાર વિચારવંત અને ચુપ બેસી રહયો. ત્યાર પછી હીરાજના ચેહરામાં ટીકીટીકીને જોતાં નરમાશથી તેણે પુછયું, "તમે શું તે જવાન બાનુ સાથે અહરાયલા છઓ ?"

" નહીજી, એવી કીયા હજી તો થઇ નથી, પણ અમો એકમેકને

ચાહીએછ, અને તેનાં ભલાં માતા મેહરબાઇ તેમજ મામા ખાંનબાહદુર અદુલાંએ એ અમારી મુરાદને પોતાની મુંગી બાહલી આપેલી સમજાયછ," ફીરોઝે ખુલાસો કરયો.

"ને હવે?"

ફીરોઝે એક ઉંડો નીસાસો ખેંચ્યો.

"હવે મનેજ હટી જવાની ફરજ પડશે, સાહેબ," તેણે ઘણી ગમગીનીથી કહયું. "છોકરી પોતે તો હું ધારૂંછ કે ખરે ખરી નિર્દોશ ને ઘણી ભલી છે, પણ આખર કરે પણ એક ખુનીનીજ દીકરી, એટલે માહરે બરનાઓનો બી વિચાર તો માહરે રાખવોજ જોઇએની?"

વળી જહાંગીર પાછો વિચારના વમલમાં વીટલાયલો દેખાયો. "મને એ ગરીબ કુટુંબની તમારી વાતપરથી ઘણી દયા આવેછ," તેણે કહ્યું. "હું કાંઇ એ લોકને મદદ કરી શકશ? દાખલા તરીકે, અદુલાનો છોકરો જો પાછો મલી આવે તો તેને મારી પાસે બોલાવો. હું ધારૂંછ કે હું તેને વાસ્તે કાંઇ કરી શકશ."

"ઓ, કેવી મોટી મેહરબાની!" ફીરોઝે ઉલટથી કહયું. "બીચારા અદુલા ઘણા દુઃખી થયલા છે, ને તેવણને એ આપ સાહેબના સધ્યારાથી ઘણી હીંમ્મત મળશે."

"ઠીક છે; તેનો એ છોકરો મલી આવે તો તેને જરૂર માહરી પાસે લાવજો," જહાંગીરે સુરખીગીરીથી કહયું; "અને હવે તમે જાઓઃ તમારૂં કામ ખલાસ કરો."

ફીરોઝ નમીને ગયો, અને લાયબ્રેરીરૂમમાં પોતાને કામે વલગ્યો, કે જ્યારે જહાંગીર તરીઆન એકલો પડયો. ફીરોઝના પેલા દયાહીણ શબ્દો—"આખર કરે પણ એક ખુંનીનીજ છોકરી કેની?"—તેના કાનમાં પાછા અને પાછા વાગતા હતા! ફીરોઝ કુમીને ચાહતો હતો, અને તે છતાં તે પોતે એવું ધારતો અને બોલતો હતો, તો તાજુબ શું કે આખી આલમ એમજ ધારતી અને બોલતી હોય? તે ગરીબ નિર્દોશ બચ્ચું! તેણીનાં અવિઘનો દેખીતી રીતે કેવો કચડઘાણ નીકળી ગયો હતો!! લોક તો પેપરો મારફતે પોલીસ જે જાહેર કરતી હોય તેથી જયાદા શું જાણી શકે?

તે માથે હાથ દઇને વિચારમાં ગરકાવ બેઠો. તેણે પોતાની

આગલી હાલત—જેમાંથી છુટકા પછી જે બન્યું હતું તે સઘળું પાછું યાદ કર્યું. ભુખમરાનો મારેલો ગયાં વરસની આખેરીની રાત્રે તે દરયામાં નખાવી દેવાનો એરાદો કરતો હતો તે વાતની યાદ થતાં તેને અચબુચ અત્યારે એક બીજી યાદ થઇ. તે યાદ તેવામાં ત્યાં પેલો બદમાશ મુસલમાન કરીમ કરમાલી—"રાજા"—તેને મલ્યો હતો તેની હતી. તેણે પેડર રોડ પર એક ઘર ફાડવાની વાત તેના કને રજુ કરીને તેની મદદની આજીજી કરી હતી, અને એ યાદ થતાં સાથે ટેબલ પર જોશથી મુકી ગુમાવીને જાંહગીર નરીમાન ચમકી ઉઠયો:

"તેજ !" તેણે અરધું મોટે પોકાર્યું; "કાંઇ શક નથી કે એજ બદમાશે ત્યારે આએ બધી ખાનાખરાબી કરેલી છે, કે જેનો બોજ નાહકમાં માહરી નિર્દોશ ગરદન પર હાલમાં છે !"—અને તે ઘણો ઉસ્કેરાઇ આવેલો દેખાયો.



## પ્રકરણ ૪૮ મું.






પ્રીનટેંડન્ટ વીલીઅમ જોન્સ પેલા ટૅામ નાહકવાલાને ત્યાં ફુરસદની એક પા કલાકની મુલાકાતે પાછો હાલમાં આવ્યો હતો. તે એમ અવારનવાર એ લોકને ત્યાં આવતો હતો તે આપણે પુરતું વાંચી આવેલાં છીએ.

વાત, અલબત, એ વખતે પેડરરોડ પરનાં ખુંનનીજ ચાલતી હતી. ટોમ એ ખાનબાહદુર અદુબાને સારી રીતે ઓલખતો હતો. વેસાવાના દરયાકિનારે તેવણનો પગ દબરાયો હતો ત્યારે ફ્રુમી તેનીજ મદદ શોધતી આવી હતી, અને તે ખાનબાહાદુરનાજ સાલાએ આવો ઘોર અપરાધ કર્યો હતો તેથી ટોમને અને તેને ઘરનાંઓને તે વાતમાં જાસ્તી ઉમંગ આવતો હતો.

" ગરીબ બીચારા ! " ટોમે તેનાં અક્કમપણાંની વાતની યાદથી હસીને કહયું; " તહરેવાર કલ્પીત ગભરાતો પોતાનાં મગજથી ઉભા કરી શકતા હતા, પણ આવી આપદા, મોટી જાહેર નામોશી ને ખાનાખરાબીનો તો બીચારાને સ્વપ્નો બી નહી આયો હશે ! "

"મારી દયા ખાવાનું તો તેની બેરી ને છોકરીનું છે," ભલા સુપ્રીન્ટેન્ડન્ટ જોન્સે કહ્યું,—અને પછી તરત વધારયું, "પણ આપણી ફ્રેની કાંહાં છે? એ તો આજે મને મળીજ નથી?"

"તે કોઇને મલતીજ નથી અને કશીજ બાતમાં મજાહ લેતી જણાતી નથી. ખુદા જાંણે એ છોકરીને શું થયુંચ!" તે બાપે દીલગીરીથી કહ્યું. "ડાકટરોને બતાવ્યોછ તો બીમારી કાંઇ કોઇ પારખી શકતા નથી!"

સુપ્રીન્ટેન્ડન્ટ જોન્સે એ સાંભળીને ફ્રેનીને મોટે સાદે હાંક મારયો—ને તે પાસેના ઓરડામાંથી જવાબ કરતી તરત દોડી બાહેર આવી. તે જોન્સને જોઇને ફીકકું હસી, અને સરેસ્તાનાં હેતથી શેક-હેન્ડમાં તેણે તેને પોતાનો હાથ આપ્યો.

બીજી ત્રીજી વાતચીત પછી પાછી વાત પેડર રોડનાં ખુંનનીજ નીકળી. ટોમનાં મનમાં એજ વાત જારતી ઘોલાયા કરતી હતી, અને ત્યારે ફ્રેનીએ સાદાઇથી પુછ્યું, "તમે તો એ કોઇ મી૦ જાંહગીર નરીમાનને હંમેશ નિરદોશજ માનતા હતાની, મી૦ જોન્સ! અને હજીબી તમે તેને નિર્દોશજ માનોછ કે?"

"હા, બેટા," તે સાચ્ચા સુપ્રીન્ટેન્ડેન્ટે સમજાવ્યું. "જોકે જુબાંની ઘણી મજબુતી સાથે તેની વિરૂધ્ધ છે અને બટર્સનું ઘણું ચઢી વાગેલું છે, પણ હજી માહરી તો ખાત્રી થતી નથી. માહરો વેહેમ બીજેજ ઠેકાંણે છે. "રાજો" કરીને એક મોટો મુસલમાન બદમાશ છે તેનો એ ખુંનમાં હાથ હોય એવી બટર્સની પણ માન્યતા તો છે, પણ તે એમ ધારેછ કે પીરમહમદ સાથ પીછાંણ પાડીને તેને ઘરમાં દાખલ કરનાર એજ પારસી હોવો જોઇએ!"

"પણ એ મરનાર તેવો હતો?" ટોમે તાજુબીથી પુછ્યું. "તમે તો કેહતા હતા કે એવા ઘેરફાડુઓ સાથે ભેલાય ને સામેલ થાય એવો એ હતોજ નહીં?"

"બચ્ચીતજ નહીં," જોન્સે કહ્યું; "હું તો તેથી હજી બી માનતો નથી. હું તો ધારૂંછ કે જે કરન્સી નોટ પીરમહમદની સહીની એની પાસથી મળી આવી તે ખરેખર તો તેને પીરમહમદે પોતેજ આપેલી હોવી જોઇએ. જો તેણે ચોરેલીજ હોય તો એવી જોખમભારેલી શાહકત તે પોતાની પાસે લાંબો વખત રાખેજ નહીં.

તે અમે પકડવા ગીયા તે આગમચ એ કેડે બી વટાવી લઇ શકતે. એક તેણે કરનસી એંકમાં વટાવી ત્યારે બીજી બી કાંએ નહી વટાવી ? વળી તે નિર્દોશ હોવાનું મને જાસ્તી એટલાથી લાગેછ કે હાર્ટ બંધ થઇ જવાનાં કારણથીજ તે મરી ગયલો છ. આગલી રાત્રે તે પીરમહમદ સાથે હતો. તેણે પેપરના એક એકઆમાં તેનું ખુંન થયલું વાંચ્યું, એટલે તે શોકથી તેનું મરણ નીપજ્યુંછ એમ માનવાનું મને વધારે કારણ રેહછ. એ ખુંનને લગતો એક પેપરવાલાનો એકસ્ત્રા નીકળ્યો હતો તેની એક નકલ તેના ઓરડામાંથી અમોને મળી આવેલી છે."

"વારૂં, પણ કોઇ તે 'રાજા' ને તમો ત્યારે પકડતા કાંએ નથી ?" મીસીસ ટોમે અજબ થઇને પુછયું.

"તેની ઉપર અમારો ડોળો તો ઘણો મજબુત છે, પણ તેને પકડી લેવા જેવો હજી સમો આવ્યોનથી. તે ઘણોજ બાહોશ બદમાશ છે, અને કામ ઘણી સફાઇથી કીધેલું લાગેછ," જોન્સે સમજાવ્યું.

"પણ કાંઇ ચોરાયલી મતા બી મળી આવેલી હોશેની ?" ફ્રેનીએ પુછયું.

"કાંઇજ નહીં," જોન્સે જવાબ કરયો. "એ લુચ્છાઓ એ જાતની જણસોનો તો ભાંજી ફોડીને તરતજ રસ્તો કરી નાંખેછ."

"તમારે ખચ્ચીત કાંઇ કરવું જોઇએ, ભલા મી० જોનસ," ફ્રેનીએ ઘણાં દયાળુપણે તે ભલા યુરોપ્યનના હાથ પર હાથ મેલીને આગ્રહ કર્યો. "તે મરનાર બીચારો નીરદોશજ હોય તો તમારે તેનાં નામને લાગેલો નાહકનો કલંક દયાને ખાતર જરૂર દુર કરવો જોઇએ. બીચારાની બૈરી અને છોકરીને કેટલું મોટું દુઃખ અને કેવી મોટી હીણંપસ્તી !"—અને જોન્સે તેનું માથું પસવારી પોતાનું એ બાબદમાં હજી બી બનતું કરવાને તે ભલી બાળાને પ્રોમીસ કરયું અને સધ્યારો આપ્યો.

એ પછી બીજી સહવારે ફ્રેની જ્યારે સ્કુલમાં જતી હતી. ત્યારે તેણે ઘણા ગભરાત, ખુશાલી ને અજાયબીની અનેક તરાંહની મીશ્રીત લાગણીઓ વચ્ચે ફ્લીને તે ગલીને નાકે ઉભેલો જોયો, અને ઓશકનો ગુલીબાર રતાશ તે ગોરા ગાલોપર તે વહાલા જવાંનને જોતાં એકદમ ચઢી આવ્યો.

તે છોકરાનો હાલ, મગર, ઘણો લેવાયલો લુંટાયલો નજરે આવતો હતો. તે ઘણો દુખી થઈ ગયલો દેખાતો હતો.

"ફ્રેની," તેણે તેણીને મલતાં સાથે ગદગદ કંઠે કહ્યું, "તમે મને ફરીથી એમ તમોને નહીં રોકવાની મના કરી હતી છતાં હું રોકુંછ ને આજે છેલ્લાંજ રોકુંછ, કેમજે હું મુંબઈ છોડીને આજકાલમાં કેથે જતો રેહવાનો છેઉં. તમે અમારી નામોશી ને વીપતની બધી વાત સાંભલી તો હશેજ ?"

દયાલુ ફ્રેની તેનો હાકારમાં જવાબ કરતાં ખરાં દીલનું દુખ પામેલી દેખાઇ.

"હા, મી૦ વીઆદલાલ," તેણીએ ગમગીન શારોદે જવાબ કરયો.

"કેટલું ભયંકાર !" ફ્લીએ દેખીતી મોટી ખેજાલતથી કહ્યું. "એવણને સાત વરસનાં જેલની સજા થઇ હતી તે ડીણુ-પરતી જાણે અમારા વાસ્તે કમ હોય તેમ હવે ખુંનનો બી આરોપ એવણપર પુરવાર થયો, ને એવડી નામોશીમાં મરનાર અમોને ગરક કરીને ચાલતા થયા !"

"એવણે— એવણ— એ મરનાર જાંહગીર નરીમાન તો તમારા કુવા થાયની !" શું કેહવું ને બોલવું તે સુઝતું ન હોય તેમ ફ્રેનીએ અચકી અચકીને પુછયું.

"હા, કમબખ્ત બીચારા !" ફ્લીએ અરધું રડી દઇને જવાબ કરયો; "મેં તેથી એવા સંજોગમાં સોલીસીટર થવાનો માહરો એરાદો પરતો મુકયોછ, ને બધી અત્યાર સુધીની માહરી ખરચેલી જેહમત ને પૈસાપર પાણી ફરી વલ્યુંછ !"

"ત્યારે તમે હવે શું કરશો ?"

"હું બાહારગામ કંઇ કામ ધંધાની સોહોધમાં મુંબાઇ છોડીને જતો રહેવાનો છેઉં."

"ઓ, કેવું દીલગીરી ભરેલું !" તે મધુરી બાળા દીલસો-જથી પટપટી. "અમે એ માહો બનાવ સાંભળ્યા પછી મને તમારી ઘણીજ યાદ થ યા કીધી, ને હદ વગરની દલગીરી લાગ્યા કીધી."

"થેંક યુ. બીચારા માહરા જઇફ બાવાજીનો તો સમુળગો નાશજ થઇ ગીયો," ફ્લી કેહતો હતો. "તેવણ મને નહીં જવા દેશે કરીને

મેં તો એક ચીઠી લખીતી ને તેવણુને મળ્યા વગરજ હું મુંબઇ છોડી જવાનો હતો, પણ હવે આવા સંજોગમાં તો માહરે જરા પાછા તેવણુને મળીનેજ જવું પડશે."

"જરૂર મલજો," ફ્રેનીએ સલ્લાહ આપી. "મને તો બીચારાં તમારાં ફુઇ ને કઝીનને વરે બી ઘણુંજ લાગેછ. તે છોકરી બીચારી કેમ એ ફટકો ખમતી હોશે!"

"તે તો અત્યાર સુધી આગલી આફતથી બીનમાહીતગાર હતી," ફ્લીએ ખુલાસેઃ કરયો. "તે તો પોતાના બાપને બાહેરગામ કામેકાજે ગયલો ને ત્યાં ગુજરી ગયલોજ જાણુતી હતી; પણ જુરીએ માહરા પપાની જુબાની લીધી તેથી બધો ઘાંણુ બગડયો. તેથીજ તેણુે ને આખી આલમે એ અમારી મોટી નામોશીની વાત જાણુી. બીચારાં માહરાં ફુઇ તો, કેહજે, એ સાંભળીને ખાટલેજ પરયાંછ ને તદન મરેહાલ થઇ ગીયાંછ!"

"તમે કાંહાં જવાના છેઓ?"

"તે કંઇ હજી મેં નક્કી કરયું નથી," ફ્લીએ જવાબ કરયો. "કેથે લાંબેજ જવશ. કદાપી ચીન જવશ. હવે માહરે માહરૂં ખોલી ખાવુંજ જોઇએ. માહરા બાવા પર મેં માહરા બી ખરચોનો વરસો તક બોજ નાખ્યો, પણુ એમ તે કાંહાં સુધી ચાલવા દેઉં? અમે બી ખરેખર તો ઘણાં ગરીબ છઇએ.—વારૂં, પણુ ફ્રેની, તમે ગુસ્સે તો નથીની? આજે મેં તમારી મના છતાં તમોને મલી લીધું તેથી તમો માહરી સાથ નારાજ તો નથી થયાં?"

"નહીં," ફ્રેનીએ નીચી નજરે જવાબ કરયો—ને તેણીની આંખમાં તે જવાંનને વાસ્તેની મોહબત પ્રકટ વાંચી લઇ શકાતી હતી. તેણીએ ગમગીન અદાઓથી તેને શેકહેંન્ડમાં પોતાનો હાથ આપ્યો, જે ફ્લીએ અરધી મિનીટ જાસ્તી પકડી રાખ્યો.

"હવે તો બધું ઉલટાઇજ ગીયું ને બધી માહરી આશાઓ ભ્રષ્ટ થઇ ગઇ," ફ્લી કેહતો હતો; "પણુ ખરૂંજ કેહુંછ, ફ્રેની, કે જો બધું સરખેસરખું ચાહલ્યું હોતે તો હું તમારા બાવાજીને તમે કહ્યું તેમ જરૂર મલવા આવતે."

"ફરામરોઝ!"—અને તેણીની આંખમાં દુઃખ વંચાતું હતું.

"હું હવે ફરી તમોને મલવાના નથી," તેણે જારી રાખ્યું.

"ફકત હું દુર દેશાવર જતો રેહવાનો છેઉં તે તમોને એક વખત રૂબરૂ મળીને કહી દેવા ચાહતો હતો. ખુદા તમો લોકને સુખી રાખે !"

"ફરાંમરોઝ, તમારે એટલા નાઉમેદ થવું નહીં જોઇએ," ફરેનીએ અતી ઘણી મમતાથી કહ્યું. "ખુદા કદાચ એમાંથી બી સારૂંજ કરશે. હું તો નથી ધારતી કે તમારા ફુવા એ ખુંનમાં સામેલ હોય !"

ફલી એ સાંભળી ઘણો અજબથયલો દેખાયો.

"હું કાંઇ એ બધું અમથુંજ બોલતી નથી," તેણીએ જારી રાખ્યું. "સુપ્રીનટેંડન્ટ જોન્સ જેવણના હાથમાં એ કેસ છે તે અમારા બાપ કાકા જેવા અમારી સાથ ઘણાં મેહરબાન ને પલોટાયલા છે. તેવણુને મારા પપા સાથે નાટકમાં દોસ્તી પડેલી છે, અને માહરે ત્યાં આવતા જતા છે. તેવણુ આજે બી અમારે ત્યાં આવી ગીયા, અને મેં પુછ્યું ત્યારે જવાબમાં મને ખાત્રી આપી કે તેવણુ તમારા ફુવાને એ ખુંનમાં શામીલ ધારતા નથી. તેવણે હંમેશ બેહસ્તી વાસ્તે ઘણો સારોજ વિચાર રાખેલો છે. એક બીજા સુપ્રીનટેંડન્ટ મી૦ બટર્સ નામના છે તેવણુ ઘણા બોંહસે પરેલા છે. એક વખત જેલમાં જઇ આવેલાને વાસ્તે તેવણુ કદી બી સારૂં માની શકતાજ નથી, તેથી જોકે તેવણુ તો, કેહ જે, મરનાર મી૦ નરીમાનને ખુંનમાં સામેલ થયલાજ ધારેછ, પણ મી૦ જોન્સ ના કહેછે. તેવણુ તો હજી બી એમ ઉમેદ રાખેચ કે એ નજીસ તકસીર વાસ્તે મરનાર કશીજ રીતે અપરાધી નહી ઉતા એમ હું પુરવાર કરી આપી શકશ, ને એમ થતું હોય તો જરૂર તેમ કરવા મેં ઘણા કાલાવાલા કરીને તમારે ખાતરથી ગઇ કાલે સાંહજે કહેલું છે."

"ઓ, કેવી તમારી મોટી મેહરબાંની!" ફલીએ ઘણો હેસાંનથી કહ્યું. "માહરી ખાત્રી છે કે માહરે ઘરનાંઓને જો હું એ વાત કહેવશ તો જરૂર તે લોકનાં મોટાં દુઃખમાં કાંઇક બી ઉમેદનો સધ્યારો પેદા પરશે."

"હા, જરૂર કેહજો," ફરેની તરત એકમત થઇ, "ગરીબ બીચારાં માય દીકરી !"—અને જરા થોભીને વધારયું, "ત્યારે તમે તો બાહરગામ જવાના ખરાજ કે ?"

"હા, હું ધારૂંચ ખરો," ફલીએ વિચારવંત જવાબ કરયો; "મને લાગેછ કે તેજ ઘણું બેહેતર થશે; પણ હું જાંહાં જાઉં તાંહાંથી તમોને કાગળપતર જરૂર લખશ. મને રજા છે ?"

"હા," ફ્રેનીએ નીચી નજરે ને ધીમે સાદે કહ્યું;—અને પછી ફરીથીની એક શેકહેન્ડ કરીને તેઓ ઘણી ગમગીની વચ્ચે છુટાં પડયાં. ફ્રેનીની આંખમાં આંસુ ચમકતાં હતાં, અને ફલી તેને ચાલી જતી પીઠેથી જોતો ઘણી ગમખારી વચ્ચે કેટલોક વખત સુધી થોભ્યો. તે પછી છાતીમાં ઉભાતું દુઃખનું એક દચકું જોરાવરીથી દબાવી દઇને તે ત્યાંથી ચાલતો થયો, અને પાધરો પોતાના પીતાને જઇ મલ્યો.

ખાનબાહદુર અદુલા તે વખતે કોઇ ગ્રહસ્થ સાથે બેસીને વાત કરતો હતો તે પોતાના બેટાને એમ અચણુચ પાછો ફરેલો જોતાં ખુશીમાં ચમકી ઉઠયો.

"ઓ, તું આયો કે, દીકરા?" તેવણે ખુશાલીમાં પુકારયું, "કાંએ રે તું મને બુઢાપામાં એમ રવરાવીને કાંહા જતો રહેવાનો ઉતો? અને તે બી વરી મારાં આવાં હાલનાં મોટાં દુઃખમાં? મને મલ્યા ભેટયા વગરજ?"

"મેં જવાનો ઠરાવ કીધો અને તમોને તે મતલબનું કાગલ લખ્યું ત્યારે આપરાં કુટુંબને માથેની એ મોટી આફતની વાતની મને કાંઇ બી ખબર હતીજ નહી, પપાજી," ફલીએ નમ્રતાથી ખુલાસો કરયો—કે જવારે પેલો પરાયો જે એ આવ્યો ત્યારે તેના બાપ જોડે બેસીને વાત કરતો તેના ભણી આનાકાનીથી જોવા લાગ્યો.

ખાનબાહદુર સમજી ગયો.

"અચકા ના, બેટા," તેણે કહ્યું. "એવણ પરાયા છે, પણ આપરાં કુટુંબના એક હોય તેમ આપરે તાંહાં પલોટાઇ ગયલા છે. એવણ બધું જાણેછ. એવણ મી૦ ફીરોઝ શેઠના નામના અત્રેની યુનીવરસીટીના એક ગ્રેજ્યુએટ અને ફેલો છે."—અને પછી ફીરોઝ તરફ ફરીને વધારયું, "ભઇ ફીરોઝ, આએ મારો દીકરો ફરામરોઝ."

ફીરોઝે શેકહેન્ડમાં ફલીને હાથ આપ્યો.

"હું ઘણોજ ખુશી થયો તમોને મલવાથી, મી૦ ફરામરોઝ," ફીરોઝે ઉલટમંદ કહ્યું. "ખરેખર તો, તમોને મલવા ને તમારા બાએ પુછવાને વાસ્તેજ હું હાલમાં તમારે ત્યાં આવેલો છેઉં."

"મને મલવા ને મારે વાસ્તે પુછવા?"—અને ફલી ઘણો અજબ થતો દેખાયો. તે એમ સમજયો કે આ કાંઇ વળી તેના કાંઇ માંગનારને લગતીજ મોહકાણ હશે!

"ખરી વાત એમ છે કે જોઆન્સબર્ગ ખાતેથી આવેલા એક લખપતી પારસી ગ્રહસ્થનો હું પ્રાઇવેટ સેક્રેટરી છેઉં," ફીરોઝ શેઠનાએ ખુલાસો કરયો, "અને તેવણુ સાથે વાતપરથી વાત નીકળતાં તમારે લગતી આજે મને વાત થઇ. તમારા પપાએ કાલે મને તમારૂં કાગલ વંચાવ્યું હતું, અને તમે સોલીસીટર થવાનું માંડી વાલીને પૈસાની તંગીનાં કારણુથી બાહરગામ જતા રેહવાના છેઓ એમ જાંણીને મને ઘણી દલગીરી થઇ હતી. મેં, તે ઉપરથી, મારા શેઠ આગળ તમારી વાત કીધી, અને તેવણુ તમોને મલવા માંગેછ. તેવણુ જરૂર તમારે વાસ્તે કાંઇ કરશે."

ફલી ઘણોજ અજબ થયલો દેખાયો. તે તો સમજીજ નહી શકયો કે આ કોઇ પરાયો તેઓને ત્યાં એટલો પલેટાયલો કેમ હતો? તે કુમીનો પરસ્તાર હતો એવો કોઇ વેહેમ તે છોકરાને તુરત વેળા એકદમ થયોજ નહીં. તે ચાલ્યો ચાલ્યો તેની સીફારસ વટીક તેના શેઠ આગળ કરતો થયો તે તેને એક ઉખાણાં જેવું લાગ્યું.

"તમારી મારા પર ઘણી મોટી મેહરબાની થઇ," તેણે વિચારવંત અદાઓએ કહયું.

"ત્યારે તમે તે ગ્રહસ્થને મલશો?"

"ઘણી ખુશીની સાથે; કયારે મલું?"

"કાલે સહવારે અગીઆર વાગે," ફીરોઝે કહયું. "હું તેવણુને એ એપોઇંતમેન્ટ કેહવસ. નેપીઅન સી રોડ પર દરયા મેહેલથી થોડે આગળ જતાં "ધી રીટ્રીટ" નામનો એવણુનો એ બંગલો છે."

ફલીએ તે લખી લીધું, અને પછી એક ખ્યાલ થતાં ચીંતાથી વધારયું, "પણુ તમે ધારોછ, મી૦ શેઠના, કે તેવણુ આએ અમારી મોટી નામોશીની વાત જાંણુતા હોશે? મને બીહીક લાગેછ કે જો તેવણુ સાહેબ મારી બેહસ્તી પુત્રાને લગતી વાત જે જાંણુતા હોશે તે અમારાંજ કુટુંબની નામોશી છે એમ તેઓને ખબર પરશે તો કદી મને મદદ કરવાના નથી!"

"તમારી ઘણી ભુલ છે, મી૦ ફરામરોઝ," ફીરોઝે જવાબ કયો. "ખરેખર તો એ વાત જાંણીનેજ એવણે તમોને બોલાવ્યાછ. તમારા બાવાજીની તેવણે ઘણી મોટી કદર આની, અને તેથી ખાસ તમોને બોલાવેલા છે, તેવણુ તમારૂં ઘણું ભલું કરી શકશે."—અને એ સાંભળીને એક હાથ પર ફલીને જેમ ઘણી હીંમત મળી ને ખુશાલી

ઉપજી, તેમજ, વળી, બીજા હાથ પર ઘરડા અદુબા પોતે પણ ફીરોઝ શેઠનાની અને તેના શેઠ ખુરશેદજી લશ્કરીની એ અજબજેવી સઘળી ભલાઇથી કાંઇ ઓછો રાજી થયો નહીં.



## પ્રકરણ ૪૯ મું.





રેલ ભોઇવાડામાં લેનમા—અને અગતકરીને તે તરફનાં હીરાજી કોયમેનનાં ઘરમાં "ઉપલે મજલેના ભાકુત"ને લગતો ગભરાત દિવસો તક ચાલુજ રહયો. આતાં ડોસાં મરતાં દપટ પડયાં નહીં. 'જોયા તપાસ્યા વગર એવા એક મુવા રખરેલ પોસાગીરને ઘેર ભારે આપી બેસવા" વાસ્તે ડોસાંએ ઘરડા મગરડાજીને તાણાંજાણીથી પાણી કરતાં પાટલા કરયા, ને ગરીબ બીચારા હીરાજી ગલે ગાંઠ ને મોંઢે ડુચો મારીને સઘળું સાંખતા ને સાંભળતા રહયા.

આવાં ડોસાનાં મિજાજનો પારો એકદમ ઉંચે એટલા માટે રહેતો હતો કે તેવણુના જીવને એ મોટો માઠો બનાવ બનવા પછી જરા એ સુખકાર ન હોતો. પોલીસનાં લફડાં જારતી જુસ્તેજો ને પરપુછ વાસ્તે રોજનાં લાગેલાં તેવણુનું ઘર ખણી ખાતાં હતાં તે જાણે બસ નહીં હોય તેમ વળી જુદાં જુદાં પેપરના પ્રતીનીધીઓ વધારે વીગતો મેલવવા તેવણુને પોતાના "ઇનટરવ્યુ" ની ઇજ્જત આપતા આવતા હતા! પેહલ્લા સપાટામાં તેવણુ આવી ગયાં ખરાં. તેવણુ કાંઇ સમજ્યાંજ નહીં, ને બધી વીગતો સરસર (તેને કોઇ પોલીસ ડીટેકટીવ સમજીને) લખાવતાં ગયાં, પણ જ્યારે બીજે દિવસે મજકુર ન્યુસપેપરમાં પડેરા જેવા હરફોના અનેક મથાલાંઓ સાથે, તેવણુના નામની ઉકમાઇ જોકે, તે હેવાલ વધારાના મરી મસાલા સાથે છપાયો ને ડોસાંએ તે જાંણ્યું ત્યારે તેવણુ ઘણુંજ કમકમ્યાં

"ઓ વહીર માય !" તેવણે હેબત ખાધી; "મુવા ખુંની ફુટારા ઓની બાજુમાં મરી ગીયાએ માહરૂં નામ છાપ્યું ? એ છાપતો મરે ! એની માય માસી કોઇ ઉતી કે નહીં કે વાહલાં મુંવાનો જણ્યો માહરૂંજ ઘેર સોહોધતો આયો ને મનેજ છાપી મારી!"—વિગેરે;—અને પરીણામમાં, બીજા પેપરવાલા રીપોર્ટરો જે આવતા તે ફકત હડધુત થઇનેજ પાછા જતા હતા !

પણ તેવામાં ખસરૂભાઇ દોઢસો રૂપ્યા કમાઇ આવ્યો ત્યારે ડોસાંના મિજાજનો થરમોમીટર એકદમ પાછો નીચે ગબડી પડયો. એ પેલાજ દોઢસો રૂપ્યા હતા કે જે જાંહગીર નરીમાને પેલી કોઇ ઇટાલ્યન અબળાનાં કાગળ વાસ્તે તેને આપ્યા હતા.

હીરાજી બી ઘણા રાજી થયા. રૂ. ૧૫૦ ની રકમ તેઓનાં ગરીબ ઘરમાં હાથીનો પગ, ને હાલમાં આવાં ડોસાં પોતાના એ ઘેરશોભત એકનાએક જીભરાયાને વાસ્તે કાજવરતારાં સોહોધતાં હતાં તેવા વખતમાં એ રકમ ઘરમાં આવેલી ઘણા સારા સકન લેખાતા હત.

"તાહરે એ કોઇ નવો લખપતી મમભઇમાં આએવો ખરો ?" હીરાજીએ રાજી થતાં પુછ્યું—અને સ્હેજ ઉમેરયું, "કેવોક છે જે ?"

"શું કેહું, બાપા," ખસરૂએ અજાયબ થતાં જવાબ કરયો, "નરો જાંણે આપરો ઉપરવારો મરી ગયો તેજ ! ! મેં તો તેને એકજ વખત દાદર ઉતરી જતાં જોયલો, પણ આ વખતે તેના એ ઓરાને જોતાં હું તો જાંણે અમયકો. મને બરાબર ધ્યાંનમાં ઉતો મરનારનો ચેહરો; ફરક ફકત એટલોજ કે મોંહરાં પર હાલમાં મુછમુછ કંઇ નહીં મલે ?"

"ને એણે બી તો દોજખમાં ગીયાએ કેહજે મરી ગાંયો તે આગમચ મુછ બોરી કાહરેલી !" આવાં ડોસાં ખભડયાં.

"હઉવે તો, પણ એણે તો કેથી મુછ મરતી વખતેજ બોરી લાખેલી," હીરાજીએ મત આપ્યું. "પોલીશ આણીકા તેહકીક કરવા આવેલી તે સાંમે જોગયાના પીઠામાં બી તલ્લાસ કરવા ગયલી, ને તાંહાંથી એમ બાતમી મલેલી કે પોલીસ તેની ધરપકડ હારૂ આણીકા આવી લાગેલી તેની થોડીક આગમચ તો તે પોતેજે બીહીધેલો ગભરાયલો જેવો બરાનડીનની પેંટ લેવા એ દુકાંણમાં ગીએલો, ને તીવારે તો એ બંડારી કેહતો છે જે એના મોહનાં પર મુછ ઉતી !"



# પ્રકરણ ૫૦ મું.

—— :o: ——




જો કે ઝવેરીએ અદુબા અને ફુમીને મુંબાઇમાંજ રોકી રાખ્યાં હતાં તેણુ લુચ્ચા મંચી ફકીરાને તેવી સલ્લાહ આપીને ઉશ્કેરયો હતો. તે એક બી ગણત્રી વનાનુંજ એક કામ હતું. એમાં ખાસકરીને તેની મતલબ જેવું કશુંજ ન હતું. તેનાં મનમાં કે કોણુ જાણે—આ ખુનમાં જાંહગીર શરીક હોવાનું જાહેર થતાં કદાપી કાંઇ એવું નીકળી પડે કે જેથી આ લોકને રોકી રાખેલાં ભવાય ને એ પઇસા પેદા કરવાનું થાએ; પણુ તેવું કશું નજ થઇ શકયું ત્યારે નાચારીના મારયાએ તેણે મંચીને લખ્યું કે તે લોકનું હોય તે પટાવીદઇને તેમને હવે જવા દેવાં.

તેણે જોયું કે હવે વધારે લુમકાપરજ હાલ તો તેણુ નજર રાખવાનું ઘણું સજાવાર થશે, અને તે મોટો લુમકો પેલો રૂ. ૩ લાખની મરનાર પીરમહમદની જીંદગીના વીમાની પોલીસીનો હતો ! જયાં વેર જાંહગીર જીવતો હતો ત્યાં વેર તે તેમની દગાબાજી જાહેર કરીને તે બદમાશોને ઉંધાડા પાડે એ ઘણું સંભવીત નજરે આવતું હતું, પણુ હવે તેટલી બી નડ વચમંથી દુર થઇ ગઇ હતી તો હવે વીમાનો અવેજ કંપનીવાલાઓ પાસે હીંમતથી "ક્લેમ" કરવામાં વાંધોજ શો હતો? ને તે ગમખ્વાર બુઢો તરત આવ્યો જયારે મંચીએ ઘણોજ અકરકદરનો થઇ ફકત અસલ હુંડીના રૂ. ૧૭૫૦ લીધા ભલો માણુસ કેની ? તેમાં અસલ રકમ તો રૂ. ૫૫૦ નીજ હતી જેના હાલ તે રૂ. ૧૭૫૦ ઓકાવતો હતો; પણુ તે બી ગરીબ અદુબાએ તો હજારો ખુશીથીજ ભરી આપ્યા. આએ હીંગામમાં તે મામલો પોલીસની હેવડીએ જાય તે કેમ પરવડે ?



## પ્રકરણ ૫૧ મું.

—:o:—



જાંહગીર નરીમાનની એકવાર ખાત્રી થઈ ચુકી કે પીરમહમદને ત્યાં ધાડ પાડનાર ને ખુંન કરનાર કરીમ કુરમાલી—રાજો—જ હતો એટલે તેનાં મનની અકડ વકડ ઘણી વધી ગઇ. તે કાંઇબી રીતે પોલીસને એ બાતમી આપવા ચાહતો હતો, પણ કેમ? કઇ રવેસે? પોતા પર જરા એ વેહેમ ન આવે એવી કીસમે પોતે અલગ રહીને તે એ બાતમી પોલીસને શી રીતે મોકલી શકે? એમ તો તે નનામું કાગળ લખી શકે; પણ પોલીસ એ વાતમાં ઘણી ચગોર થાય છે, ને ગમે એવા તે ડેરવીને અને ફેરવીને હરફો લખે તે છતાં પોલીસ જો તેની કેહેર કાઢીજ શકે તો? વળી તે એક શુધ્ધો ગ્રહસ્થ હતો—સંજોગોનો ભોગ હતો તો શું થયું?—ને તેવા એકને નનામાં કાગળમાં અશરો સોહોધનારા નામર્દ બામલાઓને વરે ખરાં દીલનો ધીકકાર હતો, તો તે પોતેજ એવું અયોગ્ય કરીજ કેમ શકે? એ એક ખરી વાતમાં ને ખરા હકનું કરવાનું હતું, પણ તે ગમે એ સ્વરૂપમાં અયોગ્યજ હતું, જેથી તેવું કરવાને તે પોતાનાં મનને કમે કરતાં સમજાવી શકયો નહીં.

નાચાર! તેને હજી તેથી સઘળું તકદીરનેજ સોંપવું પડયું. બીજો ઉપાયજ ન હતો. બનવા જોગ હતું કે પોલીસને તે નાચીજ કમીના પર શક હોય બી, ને તે તેને મુદ્દા સાથે પકડવાનીજ અફાલજીકમાં હોય? તે પોતે રાજાને ચાર્જ કરતો જાય તે પણ ન બને. હાલ તો તેણે પોતાના પૈસા ને પોતાનું છુટાપણું ઘણુંજ સાચવવાનું હતું, કેમકે શ્વાસ ત્યાં તક આશા, તેમ તે છુટતો હોય ને ગાંઠમાં ગરથનું જોર હોય તો સમો આવતાં હજી બી તે પોતાનું નિરદોષપણું સાબીત કરી શકે એવી તેનાં મનમાં એક ઉમીદ ઘોલાયા કરતી હતી. કાઇ એવો વિશ્વાસુ મલી બી જાય કે જેની આગલ તે પોતાનો ખરો ભેદ ખુલ્લો કરે, ને ને જોઇને પોતાની તરફની આફતો હોય તેમ

પોલીસને બાતમી આપી આવે; પણ એવો કોણ? એવો કયાં?

અને તે એજ સવાલો પાછા ને પાછા પોતાના મનને કરતો પોતાના "રીટ્રીટ" બંગલાનાં એકાંતમાં એકલો બેઠલો હતો તેટલાં ફ્લી વીમાદલાલ તેને મલવા આવ્યો. ફીરોઝ શેઠનાએ તે એ વખતે મલવા આવનાર છે એમ તેને આગમચથી કહીજ મેલ્યું હતું.

તે—જાંહગીર—તેથી બી પુશકલ "નરવસ" હતો. તે આ મુલાકાતની આતુરતાથી વાટ જોતો હતો. કાંઇ નહીં તો તેની મેહર ને કુમીની કંઇ જાસ્તી ખબર તો તેને મલશે?

તે—ફ્લી પણ ઘણો અજબ થતોજ આ કોઇ ત્રાહીત લખપતીને મલતો ને સોહધતો આવ્યો હતો. તેની અજાયબીજ ભાગતી ન હતી. આવા કે ખુનીના અતલગના સગાને દયાથી દોરવાઇને આ ત્રાહીત શેક્યો મદદ કરવા મેદાન પડયો હતો એ ભલાઇ કાંઇ જેવી તેવી ભલાઇ કેહવાય?

તેઓ—મલ્યા તે બે ફુવા ભત્રીજા. જાંહગીર ઘણે વરસે પોતાના સાલાના છોકરાને રૂબરૂ પાછો જોતો હતો, અને તેને જોતાં સાથે સગાઇનાં નાતાંથી તેનું દીલ તે જવાંન તરફ મોહબતથી ઘસડાઇ ગયું.

તેણે તેને, તેથી, ઘણીજ માયાનો આવકાર આપ્યો, અને જરા વારમાં એવી રીતે તે તેને પોતાની પક્ષમાં જીતી લઇ શક્યો કે ફ્લી કાંઇ બી આંદેશા વના તેને બધીજ પોતાની ખરેખરી વાત તરત કેહવા પડયો! તેજ જાંહગીરે માગણી કરી. "તમો બધુંજ મને ખરૂં કેહજો, મી૦ નરીમાન, સારૂં કે માઠું જે બી હોય તે ખુલ્લાં દીલ ને મોકળાં મનનાં પ્રમાણીક પણે, ને તમો જોશો કે હું તમારૂં ઘણું સારૂં કરી શકશ.—અને એ ખાત્રીથી તે છોકરાપર ઘણી અસર થઇ હતી.

અને એ પોતાની હકીકત દરમ્યાન ફ્લીએ જયારે મંચી ફકીરાની તેના જોગી લુચ્ચાઇ ને ભયંકાર ઠગાઇની બધી વાત કરી ત્યારે શું જાંહગીર અજબ થયો? જરા એ નહીં. તેણે માન્યું. કાફરડા મંચીને તે પોતે અચ્છી રવેસે ઓલખી ચુકયો હતો: અને જયારે ફ્લી પોતાને લગતું સઘળું પ્રમાણીકપણે કહી રહયો ત્યારે તે બોલ્યો—

"અને હવે, મુરબી સાહેબ, તમો એ મુજબ માહરી બધી

બદબખ્તથી. વાકેફ છેઓ. હવે તમેજ કહો કે સોલીસીટર થવાનો લોભ મેં પડતો મેલ્યો તે શું વાજબી નથી? માહરા ગરીબ ઘરડા બાપને હું કેમ એમ બેજો થતો ખીચડો ખાયા કરૂં?"

"ખરીવાત છે." જાંહગીર ગંભીરતાથી તુરત વેલા એકમતકથયો.

"બીચારા માહરા પપાને બીજો બી બોજો છે, જેમ આપ સાહેબ જાણોછો તેમ," ફ્લીએ ઉદાસથી જણાવ્યું. માંહરાં ફુઇ ને કઝીનનું વરસોથી તેવણુને પુરૂં કરવું પરેછ!"

"હા, જાંહગીરે કબુલ કરયું, ને એ એકજ શબ્દમાં તેના સાહદ એવો ગગલ્યો ને અવાજ એવો ધ્રુજયો કે ફ્લીએ અજાયબીમાં આંખો ખુલી. આ કાઇ પરદેશી—સરવાંમ પરાયો કેમ તેઓના દુખે એટલો દાઝતો દેખાતો હતો?

પણ શું તમો બધાં ખરેખર એ તમારા જાંહગીરસગા—જાંહગીર નરીમાન—ને ખુંની માનોછ?" તેણે જરા વારે અવાજ ઠેકવીને પુછ્યું.

અમે એમજ માનતા હતા," ફ્લીએ જરા અચકીને કહયું, "પણ—પણ પાછલથી અમારા વિચારો જરા બદલાયા છે."

"અને તે કેમ?"—અને જાંહગીરના એ સવાલમાં જોઇએ તે કરતાં જયાદા આતુરતા હતી!

"હું ખરૂં કેહું મી૦ લશકરી?" ફ્લીએ કહ્યું; "તમારાંમાં કાંઇ એવું છે કે તમારાથી હું કંઇ છુપાવી શકતો નથી. ખરી વાત એટલીજ છે કે હું એક છોકરીને ચાહુછ. ઘણાજ ગરીબ ઘરની છે."—અને તે કડવાસથી હસ્યો —"પણ હવે તો અમારી તે શું ચહતી સ્થીતી છે? તે એક નાટકના એકટરની છોકરી છે, પણ છોકરી પોતે ઘણી કેળવાયલી, ઘણીજ સુંદર ને ઘણા સુધરેલા આચાર વિચારની છે."

"વારૂં હીમત આપતી કીસમે જાંહગીરે હુંકારો આપ્યો.

"હવે તે એકટર હોવાથી થીએટરમાં તેની સુપ્રીન્ટેંડટ જોન્સ સાથે ઓલખાણ પરેલી, જે એ માહરી સ્વીટીના બાપનાં ઘેરનાં ઘેરમાં આવતો જતો છે," ફ્લીએ જારી રાખ્યું. "હવે એજ સુપ્રીન્ટેંડટ, તમો સાહેબે પેપરમાં વાંચ્યું હશે તેમ, આએ કેસમાં રોકાયલો છે, ને તે છેલ્લો એ લોકોને તાંહાં આમી ગયો ત્યારે પોતાનુ મત કહી ગયો કે તે મરનારને એ નીચ કામમાં સામીલ માનતોજ નથી!"

શું કહોછ ?"—અને જાંહગીર ઉચલીને લગભગ ઉભો થયો.

"તેણે મરનારને એ જમુન કામથી નિરદોશ ઠરાવાનું બીડું ઝડફ્યુંચ," ફ્લીએ તેની એટલી બધી એ ઉશ્કેરણી નોટીસ કરયા કે તેને ભાવાર્થ સમજયા વગર આગલ ગબડાવ્યું, "અને અમો દુવા કરીયેછ કે અમારાં નસીબે ખુદા તેને હજુબી ફતેહમંદ કરે !"

"આમીન !" જાંહગીરે તે નેક દુઆનો પડધો પુકારયો—અને પછી તરત વધારયું, "હવે ત્યારે તમારી પોતાની વાતપર પાછા આવો, મી○ વીમાદલાલ. તમો બાહેરગામ જતા રહેવા ધરોચ એમ ?"

"જી હા."

"તે ખ્યાલ મને ગમતો નથી," જાંહગીરે કહયું,

"ત્યારે હું અહીં રહીને શું કરૂં ?"

"સોલીસીટરજ થાઓ," જાંહગીરે ઠરાવથી જવાબ કરયો. "આટલી ઉંચી કેળવણી લીધી ને આટલું સુધી આરટીકલ કલાર્ક થવાની જેહમત કરી ત્યારે હવે છોડી કેમ દેવાય ?"

"પણ—અમારી પાસે તેનો ખરચ નીભાવા જેવું જોર રહયું નથી, સાહેબ," ફલી કગલી પડયો.

તે જોખમ મેં માહરે શીર લીધો," જાંહગીરે મોટી મુરબીગીરીથી કહયું. "તમે માહરી સાથે એટલી સચ્ચાઇથી વરત્યાછ કે માહરે બી સાચોજ થવુંછ, મી○ વીમાદલાલ. ખુદાએ મને જોઇએ તે કરતાં ઘણું બીસ્યાર આપ્યુંછ, ને માહરે માહરી દોલતનો કોઇ સદઉપોગ કરવાનો છે. મને, તેથી, માહરા સેક્રેટરી મી○ શેઠના મારફતે તમો સર્વની હકીકતની માહીતી મલતાં સાથે તમારી દયા આવી, ને તમોને આલીને મદદ થવાજ મેં અત્રે બોલાવી લીધા. તમો મને તમોને મદદ થવા દેશો ?"

"હું કેમ તમારૂં હેસાન માની શકું તે મને સમજ પડતું નથી !" ફલી હેસાંનથી ગભરાઇને તોતરો બોબરો થયો; "પણ એવી એક ચેરીટી માહરા જેવા એકને વાસ્તે—"

"ઑલ રાઇટ, ચેરીટી નહીં ને લોન," જાંહગીર બજીદ થયો. "હું એ તમારી લાગણી વખાણુંછ, મી○ વીમાદલાલ, ને તેથી જો બક્ષેશ તરીકે નહીં તો એક ઉછીની લીધેલી રકમ તરીકે તમો મને એ મદદ થવાની રજા આપો; અને પછી જ્યારે તમો સોલીસીટર

આઓ ને તમને છક્કાં પડે ત્યારે ખુશીની સાથે એ અવેજ તમે મને પાછો ભરજો, ને હું તેનો કોઇ તે વખતે બીજો એવોજ રૂડો ઉપયોગ કરશ."

ફલી જવાબમાં કાંઇ બોલી શકયો નહીં આવી ઉદારતા, આવી ભલાઇથી તે મોહીત અને છક થયો, ને હેસાંનમાં તેની છાતી ગુંગલાયા કીધી.

"હું તમોને રૂ ૩૦૦૦ નો એક ચેક હાલ ભરી આપુંછ, મી૦ વીમાદલાલ," જાંહગીરે ઉઠીને રાઇટીંગ ડેસ્ક આંગળ ગોઠવાતાં ને પોતાની ચેક—બુક લેતાં કહયું, "એમાંથી નજદીક પંદરસો તો તમો ગણાવોછ તેમ તમારૂં સઘળું કરજ આના પાઇ સીકે ભરી દેવા વાસ્તે તમને જોઇશે, ને બાકીની રકમ તમારો અભ્યાસ પુરો કરવામાં તમને મદદ થવા તુરત વેલા કામ લાગશે. રાઇટ ?"

"જે આપ સુરબ્બીજીની મરજી," ફલીએ હેસાંનમંદ તાબેદારી થી કહયું—અને જાંહગીરે ત્યારે તે ચેક તરત ભરી આપ્યો.

"તમે પુરતી છકકડ ખાધેલી છે, ને તેથી આ ન્હાની રકમનો તમો હવે ખરેજ ઉપયોગ કરશો એવી મને સંપુર્ણ ખાત્રી છે." જાંહગીરે તે ચેક તે છોકરાને સ્વાધીન કરતાં ચેતવણીનું કહયું. "જે માઠું થઇ ગયું તે વાસ્તે તમો ખરાં દીલથી પસતાતા દેખાઓછ એટલે હવે પછીને વાસ્તેની તમારી નેકીમાં મને ભરૂસો છે. લેઓ આએ તમોં અથવા તમારા ઘરડા નેક પીતાજીએ કશીજ રીતે એ વિશે ઓશકાવું કે આનાકાની કરવી નહીં. તેવણને કહેજો કે તેવણ પોતાની કમનસીબ બેહન ને બાપ વગરનાં બચ્ચાંને પોતાનાંજ જાંણી વરસોથી સપોવેછ ને હજી સપોવશે તે ભલાઇ હું એક જરથોસ્તી તરીકે ઘણી કીંમતી જાણુંછ ને તે નેકી હું ઘણી વખાણુંછ, જેથી આએ ઉપરાંત બીજી જે બી મદદ જોઇશે તે કેહજો કે હું ઘણાજ ખરાં દીલની ખુશીથી આપશ."

"પણ હું એ કીંમતી અવેજ મને મળવા વાસ્તે એક ડીમાન્ડની ચીઠી તો પાસ કરૂં ?" ફલીએ કાકલુદી કરી.

"તમે તે ઘેર આગળ જઇ ધીરજથી લખીને અત્રે પોસ્ટ કરજો," જાંહગીરે પોતાના ભત્રીજાને હવે માયાળુ બજીદપણાથી એક નરમ હડસેલો મારી બારણાં બાહેર કાઢતાં કહયું, અને તેનું હેસાંન

કુંકુ કરવા તરત તેને શેકહેન્ડનો હાથ આપ્યો, જે મુંગો વખાંણમાં ઘણાં હેતથી દાબીને ફરી ચાલતો થયો,

શુગર તે બારે હકતાલાના ! ” તેના જવા પછી જાંહગીર ખુશાલ તબ્યતથી એકલો એકલો પટપટયો, કે જે જાતની ખુશાલી. ને સંતોષ વરસોથી તેણે જાણ્યાંજ ન હતાં ને વરસોથી જે તેનાથી અલગ થયલાં બેગાનાં બની ગયાં હતાં; “ શુગર તે બારેહકતાલાના કે માહરાં કમનસીબ વહાલાંઓને મદદ થવાને રસ્તે હું ઉતરી ચુકયોછ, ને એક શુભ શરૂઆત કરી શકયોછ ! ”

વળી એજ કયાં તેની ખુશાલી હતી ? ફલાં કડી ગયો હતો કે નેકબખ્ત સુપ્રીન્ટેંડંટ જોન્સ તેને બેગુન્હા માનતો હતો ને બેગુન્હા પુરવાર કરવાની જેહમત ને ઉમીદમાં હતો, ને તે પણ શું આ તબકકે તેને હર્ષીંત અને ખુશાલ બનાવા કોઇ નહાનીસુની વાત હતી ?



## પ્રકરણ પર મું.

—:o:—



સરદાર કરીમખાનનાં બેટાનાં ખુનનો તેમજ તેને ત્યાં થયલી કીંમતી ઝવેરાતની ચોરીનો ભેદ મુંબાઇની બાહોશ પોલીસ સંતોષકારક રીતે કશોજ ઉકળી શકી નહી, અને, તેથી, સ્વતંત્ર અને આગેવાન પેપરમાં “ક્રીમીનલ ઇનવેસ્તીગેશન ડીપાર્ટમેન્ટ ” વિરૂધ્ધ લખતાઇ મુજાહેમત રજુ થતી રહી. આવા એક વગદાર સરકારી ઓફીસર ને પેનશનરનાં મકાનમાં આવી ગંજાવર રકમની કીમ્મતની ચોરી થાય, અને ચોરો તે ઓફીસરનાં એકના એક જવાંન બેટાને જાનથી મારીને ખુંનનો જબુન અપરાધ કરેલો છતાં હજી સુધી આસાનીથી છુટા ને મોજમાં મહાળતા રહે એ મુંબાઈની સુધારા વધારામાં આગળ વધેલી અને કેળવાયલી પ્રજા ખમી શકે તે કરતાં પણું વિશેષ થઇ પડયું.

પણ પોલીસ શું કરે—મરે? તેઓએ એ ચોરી તેમજ ખુંનનો પત્તો મેળવવાને અત્યાર સુધીમાં કાંઇજ કમતી કરયું નહી હતું. સરદારને ત્યાંની ત્રીજોરીમાંથી જે કીંમતી દરદાગીના ચોરાયા હતા તેની એક વીગતવાર તપસીલ તેની કને મેળવવામાં આવી, અને છાપીને જાહેર કરવામાં આવી હતી—એવી રીતે કે ચોરો તેની વ્યવસ્થા કરવા જતાં હીરાઓ વિગેર ઓળખાઇ આવે ને તેઓ ઝીલાઇ જયા વગર રેહજ નહીં; પણ સઘળું વ્યર્થ! ચોરી અથવા ખુંન અથવા તે બેઉનો પત્તો મલે એવી કાંઇ બી બાતમી મેળવી આપનારને સરકારે રૂપ્યા એક હજારનું ઇનામ આપવાનું વટીક જાહેર કરયું હતું, પણ અત્યાર સુધીમાં ખાત્રીપુર્વક સેતર કશુંજ હાથ ચઢી શક્યું ન હતું.

પોલીસને બેશક શક તો મજબુત હતો. ડીટેક્ટીવ ખાતાંના સુપ્રીન્ટેંડન્ટ મી૦ વીલ્યમ જોન્સ અને મી૦ જેક બટર્સના હાથ તો "રાજાને" ને પકડી લેવા ને કેદ કરવા ચવડસવડ થયાજ કરતા હતા; પણ તેને "ગીલ્ટી" ઠરાવા જોગી પાખરી જુબાની એક બી હજુ મળી શકતી ન હતી, જેથી કાચે પાયે કામ લેવા તેઓ એકમત અને ખુશી ન હતા. તેને શકપરથી પકડીને તેને છોડી મુકવો પડે એ એવા ગંભીર અપરાધનાં સંબંધમાં સામું પોલીસની હાંસી કરાવનારૂંજ થઈ પડે તેથી તેઓ અચકાયા કરતા હતા.

"કાંએ, વીલ્યમ પછી શું ધારયું?" જેક બટર્સે એક રાત્રે પોલીસઓફીસમાં સુપ્રીન્ટેંડન્ટ જોન્સ સાથે એકલો પડતાં તેને તરત સવાલ કરયો; "આજનાં "ટાઇમસ" માં પોલીસવાલાઓને સખ્ત ઝાડયાછ તે વાંચ્યું કે? બેસક ઘણું નરસ થાય છે!"

સુપ્રીન્ટેંડન્ટ જોન્સે માથું હલાવીને જવાબમાં એ તેના મત સાથે પોતાની એકમતી જાહેર કરી.

"મુશકેલ તો ઘણીજ છે," તેણે કહયું; "ખુબી તો એ છે કે તું અને હું બન્ને જુદી જુદી લાઇનો પર વર્ક કરીએછ, તે છતાં બે માંથી એકના બી હાથમાં આ તર કે પેલી તર મુદ્દો સાબુત હાથ આવતો નથી!"

"તેજ ત્હારી ભુલ છે," બટર્સ કડકયો. "તું મરનાર નરીમાનનો આએ ખુંન અને ચોરીમાં હાથ હતો એ વાત માનતોજ

નથી એજ તારી સૈથી મોટી ભુલ છે. તું હાથે કરીને "બ્લોકહેડ" બનેછ. ઉલટું સાથે મલીને એકજ ધારણ પર જો આપણે બન્ને કામ કરીએ તો ફાવવાનાં ચાન્સીસ ખચ્ચીતકરીને વધારે રહે. જોની, મેં જે એક નવી બાતમી પકડીછ તેથી તો મરનાર નરીમાન એ બેઉ અપરાધો વાસ્તે "ગીલ્ટી" હોવાનો માહરાં મનમાં હવે કશો દગદગો બાકી રેહતોજ નથી!"

"એમ? એવી તે એ તેં પકડેલી બાતમી ત્યારે શું છે?"

"મેં એમ શોધી કાહાડયુંછ કે મરનાર પીર મહમદની જીંદગીના વીમાની ત્રણ લાખની ઘણી મોટી રકમની એક પોલીસી પેલા વ્યાજ ખાઉ મટલા ફકીરાની "ફેવર" ની ઉતરાવી લેવામાં આવી છે, અને જાલ ઝવેરી મટલાને એવાં કુલ સોધી લાવી આપનાર એક દલાલ છે."

"વારૂં, તેથી શું થયું? પીરમહમદે મટલા પાસે વ્યાજુ રૂપ્યા લીધા હોય, અને સીકયુરીતી તરીકે બીજું કાંઇ આપવાનું નહી બન્યું હોય તો મટલાએ તેની જીંદગીના વીમાની પોલીસી ઉતરાવી લીધી હોય એ બનવા જોગ છે કે નહી?"

"પણ તેમ નહી હોય તો?" બટર્સે જીકકર કરી; "વાર કે ફકત જો પાંચ પચીસ હજાર રૂપ્યા આપીને ત્રણ લાખની મોટી પૉલીસી ઉતરાવી લીધામાં આવી હોય તો? પીરમહમદનાં મોહોતથી મટલાને તો ફાયદો ખરો કે નહીં?"

"બેશક," જોન્સ એકમત થયો.

"હવે આગળ ચાલ. મટલાને પીરમહમદનાં મોહોતથી ફાયદો હોય તો તે પીરમહમદનું ખુંન ચાહે અથવા કરાવે એ બનવા જોગ છે કે નહીં?" જેક બટર્સે આગળ સમજાવ્યું. "મટલો આપણી લીસ્ટપર એક "માર્કડ મૅન" તરીકે છે એ તો તું જાણેછ કેની? વૅલ, હવે તું ધ્યાંન પુગાડ કે ખુદ જાલ ઝવેરીએ પોતાની જુબાનીમાં જુરી આગળ કહેલું છે કે પીરમહમદ સાથે જાંહગીર નરીમાનની ઓળખાણ કરાવનાર તે પોતેજ હતો! તેણે તેને આગળ રહીને પીરની નોકરીમાં વટીક રખાવ્યો હતો, અને માહરૂં અનુમાન, તેથી, એ છે કે પીરનો જાન લેવાને વાસ્તેજ એ ત્રણ મહાત્માઓ મલી ગયા હતા."

"કોણ ત્રણ?"

"મટલો, જાંહગીર અને જાલ. હવે દીસ્તુંજ છે કે ખુંન કરવાનુ એકલે હાથે જાંહગીરે પોતાને માથે નહીં રાખ્યું, અને "રાજા" સાથે જેલમાં તેને સારી દોસ્તી અને સારૂં થઇ ગયલું હોવાને લીધે તે રાજાને અને રાજાના મલત્યાઓને પછીથી મળ્યો હોય, અને તેઓને મલીને તેઓની મદદથી અથવા તેઓની મારફતે કામ સરંજામ કરયું હોય. એ કળવાયલો અને બાહોશ આદમી હતો એટલે કામ તેણે એટલી બધી સફાઇથી કીધેલું દેખાયછે કે ચોરીનેજ લીધે ચોરી કરનારાઓએ ખુંન કીધું હોય એવોજ બધો રંગ લાગે, અને પોતે તદ્દન કોરો ને અલગજ રહી જાએ! વળી ચોરીને લીધે ખુંન થયું એમ જાહેર થાએ કે મટલા ને જાલ પર પણ કોઇ વહેમ લઇ જઇ શકેજ નહીં, અને તે બે બાંગડા ઠંડે કળેજે રૂપ્યા ત્રણ લાખ મીઠા ટરે ને જમી જાએ! હવે ... ...નમાં આવ્યું?"

"હજી બી ન ..., સુપ્રીન્ટેંડન્ટ જોન્સ બજીદ થયો.

"ત્યારે તું તારી બેવકુફ જીદનેજ વળગી રેહવા માંગેછ, એમજ કેહેની!" બટર્સ ગુસ્સાથી ખભડયો.

"ત્હારી થીઅરી બેશક ઘણી અકકલમાં બેસતી આવેછ, જેક," તેણે તે પછી કહયું, "પણ મેં પોતે જે થોડીક બાતમીઓ પકડેલી છે તે એ ખોટીજ ઠરાવેછ!"

"હેં, તેં બી કાંઇ બાતમીઓ પકડીછ શું? તેં શું બાતમીઓ પકડીછ?"

"હું કબુલ કરૂંછ કે જાલ ઝવેરી જેવા લુચ્છાએ પીરમહમદ સાથે જાંહગીરની ઓળખાંણ પોતાની કાંઇ ખાસ મતલબ કે મકસદ વગર કરાવેલી હોવી જોઇએજ નહીં, પણ જો એ ચોરી ને ખુંનમાં જાંહગીર શરીકજ હતો તો તે બે આખા દહાડા વેર ઠંડે કલેજે પોતે જ્યાં રહેતો હતો ત્યાં ઠરીને બેસીજ શાંનો રહે? વળી તેણે જે સો રૂપીઆની કરન્સી નોટ કરન્સી બેંકમાં વટાવી તે પર પીરમહમદની સહી હતી તે છતાં તે હીમ્મતથી એમ બેંકમાં જતે, અને તે નોટ વટાવતે એ તું માનીજ કેમ શકેછ? શું—માહરી એ તકરારમાં વજુદ છે કે નહીં?"

"ચાલવા દે; હું સાંભળુંછ," જેક બટર્સે દાઢી પસવારતાં મુરબ્બીગીરીથી કહયું.

"વારૂં, આગળ ચાલ. આપણે જ્યારે જાંહગીરને પકડવા બોઈ-વાડા લેનનાં એનાં ઘરમાં ગયા ત્યારે ત્યાં એક ન્યુસપેપરનો એકસ્ત્રા એ પીરનાં ખુંન બાબેનો પડેલો હતો તે તુને યાદ છે?"

"હા"

"હવે એ એકસ્ત્રા વેચતો લેવા જાંહગીર જરૂરકરીને ઘેરની બાહર નીકળેલો હોવો જોઇએ, અને તેમજ છે. જે ઘાટી છોકરાએ પરેલમાં એ એકસ્ત્રા વેચ્યા તેનો મેં પત્તો મેળવ્યો, અને તેને હું મળ્યો. તે પોરયો તદ્દન ખાત્રીપુર્વક નથી, પણ યાદદાસ્ત પરથી કહી શકેછ કે એજ ઘેર આગળ તેણે એક સાહાબનાં કપડાંના કોઇ પારસીને એ એકસ્ત્રાની એક નકલ વેચી હતી ખરી. તે ઘણીજ ઉતાવલમાં હતો, અને તેના હાથમાં એક દોઢયાંને બદલે એક ઢબ્બુ આપી બાકીનું દોઢયું પાછું લેવા પણ થોભી શકયો ન હતો. તે પોરયાને વળી યાદ છે કે તેના હાથમાં તે વખતે દારૂની એક હકબંધ બાટલી હતી, અને એ બાટલી લઇનેજ એ ઘરની સાંમેની દારૂની દુકાંણ પરથી નીકળેલો તે એકદમ દોડતો ધસી આવ્યો હતો. એ ઉપરાંત તેણે મને જાંહગીરનું પોતાની યાદદાસ્ત પરથી જે વરણન આપ્યું તે ઉપરથી બી મારી એવડી ને પકકી ખાત્રી થઇછ કે તે એકસ્ત્રાની નકલ વેચાતી લેનાર જાંહગીર પોતેજ હતો, અને પોરયો કેહછ કે તેનાં મોઢાંપર તે વખતે એક ભરાવદાર મોટી મુછ હતી. એ ઉપરથી હું એ ઘેરની સાંમે જે ભંડારીનું પીઠું છે ત્યાં બી ગયો. તે લોકો જાંહગીર નરીમાનને, સાંમે ને સાંમે રહેતો હોવાથી, સારી રીતે ઓળખનાર છે. તેઓ કહે છે કે એ તદનજ ખરી વાત છે કે જાંહગીર નરીમાન ઘણાજ ગભરાતમાં બ્રેન્ડી વેચાતો લેવા તે રાત્રે તેમની દુકાંણ પર આવ્યો હતો, અને અમે તેને એક ફલાસ્ક વેચી હતી. તે વખતે આખી દુકાંણના આદમીઓ કેહછ કે તેનાં મોહડાંપર ભરાવદાર મુછ હતી!"

"હોવીજ જોઇએ, "બટર્સ એકમત થયો" હાર્ટમાં દુખારો થઇ આવ્યો હોય, અને ઘરમાં બ્રેન્ડી ન હોય એટલે સાંમે તે લેવા દોડયો હોય. અને પછીથી નાહસવાની તૈયારી કરતાં મુછ બોડી કાઢયા બાદ દુઃખારો એકદમ વધી ગયો હોય અને મરી ગયો હોય!"

"હવે ત્યારે ત્હારે મને મળતો થવુંજ પડશે! આએ તો પુરવાર થએલી બીના છે," ભલા સુપ્રીન્ટેંડન્ટ જોન્સે સમજાવ્યું, કે

છેલ્લે સુધી તેણે નાહસવાનો વિચાર કરેલો હોવો જોઇએજ નહીં. પીર-મહમદનું ખુંન થયલું જાણવા પછીજ તે બીહીધો અને નાહસવાની તેણે તૈયારી કરી એ ઘણી મજબુત પુરવારી છે કે તે પોતે તદન નિર્દોશ હોવો જોઇએ, પણ પોતાને માથે નાહક વાહળ આવવાની ફીકરથી તે ડરી ગયો હોય. જેથી મુછ ઉતારીને તથા વેશ બદલીને નાહસવાની તૈયારી કરવા જતાં એ બધા જુડકા ગભરાતના બાએસથી હાર્ટનો દુઃખારો એકદમ વધી ગયો હોય, અને કોઇની મદદ નહીં મળી શકવાથી અંતે આખર થઇ ગયો હોય!"

"પણ તેણે એમ બીહીવું ને નાહસવું જોઇએજ શું કામ?"

"કારણ કે ખુંનની રાત્રે ખુંન થયા આગમચ તે જાલ ઝવેરીને ત્યાંથી નીકળેલો પીર મહમદ સાથે તેને બંગલે ગયો હતો, એટલે તે વાત અજવાળામાં આવતાં પોતા પર એ ચોરી અને ખુંનનાં તોહ-મતો આવી જવાની તે ખીચારાને સ્વભાવીક ફકર થયલી હોવીજ જોઇએ," જોન્સે સમજાવ્યું. "તે ત્યાં ગયલો હતો, પીરમહમદની સહીની નોટ તેને બંગલેથી લાવેલો હતો, તેમાંની એક નોટ તેણે બેન્કમાં વટાવી હતી, અને એવું તો બીજું ઘણું બી હશે કે જે હજી આપણી જાંણમાં આવેલું નહી હશે, જેથી પોતાનું નિર્દોશપણું પુર-વાર કરવાને પોતાને કેવળ અશકત થઇ પડેલો જોઇ એ મુજબ નાહસી જવા તે તૈયાર થઇ ગયો હોય એ તું શું માની શકતો નથી? એ બધાં કારણથી માહરી પોતાની તો પુરી ખાત્રી થાએછે કે એ નિર્દોશજ હતો, અને તેજ એનાં મોહતનું કારણ થઇ પડયું. તે ઘણોજ બીહીધો, અને હાર્ટ નબલું હોવાથી ફીકરનું મારયું હાર્ટ બંધ થઇ જતાં મરી ગયો!"

"પણ હજી એક પોઇંટ બાકી છે," બટર્સે યાદ કરાવ્યું ને જોન્સને ગુંચલાવ્યો. "જો તું કેહછ તેમ એ પોતેજ જઇને બ્રેન્ડીની ફલાસ્ક લઇ આવ્યો તો પછી તે ફલાસ્ક ગઇ કાંહાં? તે આપણને તેના રૂમમાંથી ખાલી કે ભરેલી પાછી મળવી તો જોઇતી કેની?"

જોન્સ ગુંચવાયો. તેને આએ તકરારમાં ઘણું વજુદ માલમ પડયું. મરનારના આખા ઓરડાની પોલીસે પછીથી ઝડતી લીધી હતી, અને જે કાંઇ મળી આવ્યું હતું તેની એક તપસીલ ઉતારી લેવામાં આવી હતી, કે જેમાં એટલું તો ખરૂં કે તે ફલાસ્કની નોંધ મુતલગ નહી હતી!

જેક બટર્સ ફત્તેહનું હસ્યો.

"જોયું, અહીં ત્હારી એ બાતમીઓનો અમલો તુટી પડેછ ! માહરી ખાત્રી છે કે તું ખોટેજ રસ્તે નીકળી ગયલો છે. હજ્જુમી, તેથી, તું મ્હારી સાથ્હડમાં આવ, અને જાંહગીર નરીમાનને ગીલ્ટી માનીને મને એ ગુનેહગારોને પકડવામાં મદદ થા, તો આપણે બેવડાં બળથી હજી બી ફાવશું અને ફત્તેહમંદ થઇશું !"



## પ્રકરણ ૫૩ મું

——:o:——




પ્રીનટેંડન્ટ વીલીઅમ જોન્સ, એમ છતાં, એ પછીથી પાછો હજી બી જાંહગીર નરીમાનને "ગીલ્ટી" માનવા પોતાનાં મનને કેમ કરી સમજાવી શકયો નહી !

"માહરી ખાત્રીજ થતી નથી !" તે મનસે એકલો એકલો પટપટયો. "એક આએ બ્રેન્ડીની ફ્લાસ્ક એકજ પોઇન્ટ ઘણું ગુંચવાવનારી છે, તે ગઈ કાંહાં ? જો ભંડારીઓનાં કેહવા મુજબ જાંહગીર પોતેજ તે ફ્લાસ્ક ખરીદી ગયો હતો તો પછીથીની આવી ચાંપતી જુસ્તેજોમાં તે પાછી મલીજ કેમ નહી શકી ?"

બીજા હાથપર સુપ્રીન્ટેંડન્ટ જેક બટસ પોતે પણ પોતાનાં અનુમાનોમાં વીલ્યમ જોન્સની બાતમીઓ સાંભળવા પછી ઘણો તરખાયો હતો. તે પોતાની, તેથી, તે સંબંધમાં થોડી જાસ્તી ખાત્રી કરવા માંગતો હતો કે એ મુજબ બ્રેન્ડી વેચતો લઇ આવનાર જાંહગીરજ હતો કે નહી.

તે, એ ઉપરથી, બીજીજ સહવારે પરેલ ભોઈવાડા લેનમાં હીરાજી કાવ્યમનનાં ઘરની સામેની મજકુર દારૂની દુકાંણમાં ગયો. તે જોન્સને સાથે લઇ ગયો નહીં. જોન્સે આપેલી બાતમીઓની સરહદે છુપાછુપ અને એકલોજ કામ લઇ તે પોતાની આ તર કે પેલી તર ખાત્રી કરી લેવા ચાહતો હતો.

તે ભંડારી માલેક તેને એ વખતે સારાં નસીબે પીઠાંમાંજ પોતાના મથકપર બેઠેલો મલી આવ્યો. તેણે ખાતર જમા આપી કે જાંહગીર પોતેજ આવીને તે બ્રેન્ડીની ફ્લાસ્ક ખરીદી લઇ ગયો હતો. તે કાંઇ

તેનો જાણીતો ઘરાક નહીં હતો; ખરેખર તો તે એ આગમચ કોઈ બી દાહડે એ દુકાણમાં દારૂ લેવા આવ્યોજ નહીં હતો, પણ તે એ સામેનાં ઘરમાંજ રેહતો હોવાથી આવતો જતો હમેશ નજરે પડતો હતો, અને હીરાજી શેઠના એક ઉપલે મજલેના ભાડુત તરીકે તે તેને સારી રીતે જાણતો અને ઓળખતો હતો. તે બ્રેનડી લેવા આવ્યો ત્યારે તેનાં મોહડાં પર હમેશ મુજબ ભરાવદાર મુછ હતી.

"તેણે બ્રાનડી ત્હારી દુકાનમાં પી લીધી કે સાથે લીધો?"

"સાથે લઇ ગયો," તે ભંડારીએ જવાબ કર્યો. "અમે વેલાતી દારૂ અત્રે છુટક વેચતા નથી. તે એક હકબંધ ફલાસ્ક હતી."

"મને તેનો એક નમુનો બતાવશો?"

તે ભંડારીએ જવાબમાં તરત ઉઠીને કબટમાંથી એક હકબંધ ફ્લાસ્ક કાહડીને દેખાડી, અને સુપ્રીન્ટેંડન્ટ બટર્સ તે જોઇને, એટલી તેહકીક પછી, ત્યાંથી પાછો બાહર પડયો.

તે જાસ્તી ગુંચવાયો. આ એક "પઝલ" હતું, અને તે કેસ ઉકળાવવાને વાસ્તે તે એક અગતનું "પઝલ" હતું. જાંહગીર નરીમાન પોતે આવીને ત્યારે એક દુકાણમાંથી એ મુજબ ખરેખર બ્રેન્ડીની એક ફ્લાસ્ક ખરીદી ગયો હતો, પણ પછી તે ફલાસ્કનું ત્યારે થયું શું? તે ગેપ કયાં અને કેમ થઇ ગઇ?

આ તો દીસતુંજ હતું, ત્યારે, કે સુપ્રીન્ટેંડન્ટ જોન્સ તેનાં અનુમાનમાં ઘણી હદ સુધી ખરો હતો. જો તે ખુંન અને ચોરીમાં શામીલજ હતે તો જીવ હેડવીને બે આખા દાહડા પોતનાં ઘરમાં તે રેહતેજ કેમ? છેક છેહલી ઘડી સુધી—એટલે કે પીરમહમદનું ખુંન થયલું ન્યુસપેપરમાં એકઆ મારફત તેના લત્તામાં જાહેર થયું અને તેણે તે પોતે જાણ્યું ત્યાં સુધી તો, તેનાં મોહડાંપર મુછ હતી એ એતકરાર પેલો ભંડારી જે તેને અચ્છી રીતે ઓળખતો હતો તેની જુબાંનીથી પુરવાર થતું હતું; અને ત્યારે તો એમજ થયું કેની કે એ ખુંન થયલું જાણીને તે પોતાને વાસ્તે બીહીધો, અને પોતે નાહેકનો માર્યો જશે એ ભયથી તાબરતોબ મુછ બોડી નાંખીને નાહસવાની તયારી કરવા જતો હતો તેટલાં એ ફીકર ને ગભરાતથી તેનું હાર્ટ બેસી ગયું અને તે મરણ પામ્યો?

હવે એક બીજો સવાલ રજુ થતો હતો! પોલીસની જુસ્તેજોમાં તે ફ્લાસ્ક નોંધાયલી નહીં હતી એ ગુંચવાડા ઉપરાંત એક બીજો બી

ગુંચવાડો મોજુદ હતો. જો મરનાર જાંહગીર હાર્ટનો નબળો હતો, અને હાર્ટમાં સખ્ખત દુ:ખાવો થઇ આવવાથીજ ઘણા ગભરાતમાં તે એમ બ્રેન્ડી લેવા દોડયો હોય તો તેણે વખત કેમ ગુમાવ્યો? દુકાંણુમાં ને દુકાંણુમાં કોર્ક ખોલાવીને થોડો બ્રેન્ડી પી લીધો કેમ નહી? બાટલી હકબંધ લઇને શું કરવા ઘરમાં પાછો દોડી ગયો? એ સઘળું ફકત એકજ અનુમાન પર હવે દોરવતું હતું કે જ્યારે જાંહગીર નરીમાન મરણ પામ્યો ત્યારે તે એકલો એ ઓરડામાં હોવો નહી જોઇએ. કોઈ બીજું બી તેની સાથે ખટ્ચીત કરીને હોવુંજ જોઇએ, અને તે તેજ બુધ્ધીનો ડીટેકટીવ ફ્રોસ્ટનો નામાંકીત પોલીસઅમલદાર ઘણી વિચારવંત અદાઓથી પોલીસ તરફ પાછો ફરતાં પાછું ને પાછું પોતાનાં મનને પુછતો રહયો કે એ બીજું આસામી મરનાર જોડે તેનાં મોહોતની વખતે તે ઓરડામાં ત્યારે કોણ હોવું જોઇએ?



## પ્રકરણ ૫૪ મું.

—:o:—



મુંબાઇનાં વિકટોરયા ટરમીનસ પર કલકત્તા મેલ ફુંફાડાના એક મોટા ધમધમાટ સાથે દાખલ થયો, અને તેના બેરાંઓના સેકન્ડ કલાસના એક કમપાર્ટમેન્ટમાંથી ફીકકા ચેહરાની એક કોઇ યુરોપ્યન અબળા કુદીને બાહર આવી. તે સુમારે ત્રીસથી પાંત્રીસ વરસની દેખાતી, અને તેનાં માથાંના બાલ જરમન અબળાઓના બાલ ને બાલની રૂઢીને એટલા બધા મળતા આવતા હતા કે કોઇ બી તેને એક જરમન અબળા તરીકેજ પેહલી નજરે જોતાં સાથે ઓળખી શકે!

તે કંટાલેલી, ઠાકેલી અને કાહેલી દેખાતી હતી. તે ઠેઠ કલકત્તાથી આંહી સુધીની લાંબી મુસાફરી કરતી આવી હતી. તેનાં હાથમાં એક ન્હાનો હેન્ડબૅગ અને ડીલપર ઓઢવાના એક રગનાં બંડલ સિવાય બીજું કાંઇજ ન હતું; અને તેની આંખો જ્યારે તેણીએ ઉંચકી ત્યારે જોઇ શકાયું કે તે ખરેખરી જરમન બ્લુ આંખો હતી.

પણ એટલુંજ ન હતું. તે આંખોમાં કાંઈ જ્યાદા બી હતું. તેમાં એક સખ્ખત ખુલ્લું વંચાતું હતું. જાણે જેણે એક પુણ્યવંત કારજને

પોતાની જીંદગી ખસુસ અર્પણ કરી દીધી હોય અને જીવથી હાથ ધોઈ નાખ્યા હોય ! એક કોઇ મતલબ કે મકસદને બધા પોતાના જાન જાણે સમર્પીને, જોતાં દુઃખ પેદા થાય એટલી બધી સહનશીલતા ને ધીરજથી, પોતાની તે સ્વભોગી મતલબ કે મકસદ પાર ઉતારવા એક અનુકુળ તકની રાહ જોતાં જેઓ બેઠી થઇ રહે છે તે ચેહરાનો આ એક હુબહુ આયનો હતો !

તે ટ્રેનમાંથી બાહેર આવીને "લગેજ વૅન" તરફ ગઈ, અને ત્યાં જે ઢગલાબંધ લગેજ ઉતારીને બાહેર કાઢવામાં આવ્યો હતો તેમાંથી એક પોતાની પેટી બતાવીને તેણે લગેજ કલાર્કને રસીદ આપી તે સ્વાધીન લીધી. તે ટ્રંક પર એક લેબલ હતું, જે પર "કૅથેરીન વેબર" એ નામ વંચાતું હતું.

અને અહીં વાંચનારને ખુલાસો કરીને કેહવાની કાંઈ જરૂર છે કે એ પેલીજ જરમન અબળા હતી કે જેણે જેઆ-સબર્ગવાલા લખપતી ખરશેદજી લશ્કરી—ખરેખર તો મરનાર જેમી નરીમાન—ને, પોતાના ભવિષ્યના ખાવંદની તેણે કરેલી ખોહારી ને પામાલીનાં વેરમાં, જાંનથી મારવાના કસમ લીધા હતા ? તે જેમી મુંબાઇ આવી લાગ્યો તેની આગમચજ મુંબાઇ આવી પુગી હતી, કેમકે તેણીએ જે રેપુઓ છોડયા હતા તેઓની મારફતે તેણીને બર્લીનમાં સત્તેલા બાતમી મળી ગઇ હતી કે ખરશેદજી લશ્કરી જેઆન્સબર્ગમાં બધું પોતાનું વેચી સાટી મુંબાઈ પાછો ફરવાની તૈયારીમાં હતો; અને તેણીએ ત્યારે પોતે મુંબાઈ આવવાનો અને તેને જાંનથી મારવાનો પોતાનો કસદ હીમ્મતથી એક દીલાવર કાગળ મારફતે લખીને તેને જાહેર વદીક કર્યો હતો !

એ કાગળ મળવાથી જેમી નરીમાન સખ્ખત બીહાયો અને તરખાયો હતો તે આપણુને યાદ છે. તેણે મુંબાઇ આવવા પછી પોતાનાં મકાનનો કબ્જો લીધા આગમચ જે બે કામ સરંજામ કરવાં ધાર્યાં હતાં તેમાં એક તો પોતાનાં ભાઇ જાંહગીરને મળીને મનાવવાનું, અને બીજું એ જરમન અબળાને કોઈ રીતે સમજાવી લેવાનું હતું. ખરેખર તો જે દાહડે તેણે "ખુસરૂભાઇ" ની વીકટોરીઆ ભાડે કરી લીધી હતી તે દાહડે એ અબળાનો પત્તો મેળવવા તે તેને મળેલી ચોકકસ બાતમીઓ મુજબ જઇ પણ આવ્યો હતો, પણ તે તેને મળી શકી ન હતી. તે તેની આગમચ મુંબાઇ આવી હતી ખરી, પણ "ખરશેદજી લશ્કરી" હજી આવી પુગેલો નહી હોવાથી તે એ તકનો

હાલ લઇ તે દરમ્યાનમાં પોતાની કોઇ સગીને ત્યાં કલકત્તે ગઇ હતી, અને જમશેદજી તેને મળવા ને મનાવવાની ઉમેદ તેનાં અકાળ મોહોત જોડેજ વેહલી કબરવાસ થવા પાંમી હતી એ વાતની, અલબત, એ કેથેરીન વેબરને કશીજ ખબર ન હતી તે તો હાલમાં, તેથી, પોતાના કસમ અદા કરવા કલકત્તાથી મુંબાઇ પાછી ધસડાઈ આવી હતી.

અને તેજ હાલમાં તેજ મકસદથી કલકત્તાથી મુંબાઈ પાછી ફરી હતી. તેને તેના એક અત્રે વસ્તા જાતવાલાની ઘણી મદદ અને કુમક હતી તેનેજ તે નીગાહ અને તપાસ રાખવાનું પોતે કલકત્તા ગઇ ત્યારે સપુદ કરી ગઇ હતી અલબત પોતાનો ખુંની કસદ તેણે તે પોતાના જાતવાલાને ખુલાસો કરીને કાંઇ જાહેર વટીક કરયો ન હતો તે તો ફક્ત એક તેના પોતાના આત્મા અને તેણીના પરમાત્માનેજ રોશન હતો. તેણે પોતાના જાતવાલાને તો ફક્ત એટલુંજ જણાવ્યું હતું કે ઘણાં જરૂરી કામે તેણીએ તે પારસીને તે મુંબઇ, આવતાં સાથે મળવાનું હતું, અને તેથી જયારે તે જવાંનની તેહકીકનાં પરીણામમાં તેણે એમ જાંણ્યું કે જેઆન્સબર્ગ વાલા તે લખપતી શેડયા ખરશેદજી લશ્કરીએ ( જાંહગીર નરીમાને ) મુંબઇ આવીને નેપીઅનસી રોડ પરના પોતાના બંગલાનો કબજો લીધો હતો અને તે ત્યાં રહેવા આવ્યો હતો ત્યારે તેણે કેથેરીનને કલકત્તા ખાતે તે મતલબનો મોઘમ તાર આપ્યો, અને તે અબળા ત્યારે પોતાનું કામ સરંજામ અને કસમ અદા કરવાના પક્કા એરાદાથી તાબરતોબ મુંબાઈ પાછી ફરી હતી.

તેને તે તેણીની જાતવાલો જરમન એ વખતે જાતે સ્ટેશનપર લેવા આવ્યો હતો, પણ તે પાંચેક મીનીટ મોડો થયો, જેથી જેવી કેથેરીન પોતાના અસબાબ સાથે પોતાની ત્રંક સ્વાધીન લઇને બાહેર નીકળવા ગઇ કે તેઓ બન્ને સ્ટેશનના દરવાજામાંજ એકદા મળી ગયાં. તે ઘણી ટુંક મુલાકાત હતી. કેથેરીને તેની કને લશ્કરીના બંગલાની ચોક્કસ નીશાંણીઓ વીગેરે પુછીને પોતાની નોટબુકમાં ઉતારી લીધું અને પછી તેઓ છુટાં પડયાં. તે અબળા તે પછી પાધરી પોતાના ઉતારાનાં મથક પર ગઇ.

તે કોટમાં મેડો સ્ટ્રીટમાં એક જરમન અબળાને હસ્તક ચાલતું એક ઘણું નાહનું અને ઉતરતા વાંધેનું હોટેલ હતું. છેલ્લી કેથેરીન જયારે મુંબઇ આવી હતી ત્યારે તેના પેલા જાત વાલાએ તેણીને હયાંજ ઉતારી હતી, અને તેથી હાલમાં પણ કલકત્તાથી પાછી ફરતાં

હુથાંનાંજ ઉતારાની બદોબસ્તીઓ આગમચથી પાકકી કરાવી લઇનેજ તે અત્રે પાછી ફરી હતી.

તેણીએ હવે પોતાનો બૅાકસ ખોલ્યો, કે જે તેના ઓરડામાં તેની નાહની પલંગડીની બાજુમાં એક ખુરસી પર મુકવામાં આવ્યો હતો. તેણે તે બોકસમાંથી એક નાહની રાઇટીંગડેસ્ક ખેંચી કાઢી, અને પછી તે લઇને તે વચમાંની ટેબલ આગળ બેઠી.

હવે તેણીએ તે રાઇટીંગડેસ્ક ખોલી, અને તેમાં જે કાગળોના દગલા વેરવાર પડેલા હતા તેમાંથી એક કાલી રીબંડથી બાંધેલું કવર દુખના એક મોટા અને ઉંડા નીસાસા સાથે તેણીએ ખેંચી કાઢયું.

તેમા એક સબી હતી. એક કોઇ જોરાવર બાંધાના ઘણું સોહામણા ને મરદાના દેખાવના જરમન જવાનની તે એક તસ્વીર હતી, અને કેથેરીને તે કવરમાંથી બાહેર કાઢીને મુંગો વીલાપ કરતી આંખોએ કેટલોક વાર તે ટીકી ટીકીને જોઇ. ત્યાર પછી તેણીએ ધ્રુજતા હાથો વડે તે ઉંચી પકડી, અને તે ઉપર ઘણાં માન ને હેત સાથે પોતાના હોઠો દાબ્યા.

“ મૅકસ, માહરા વાહલા ” તે એમ કરતાં બબડી, “ માહરા પવિત્ર કસમ મને યાદ છે. તે હું ભુલી નથીજ ગઇ, અને તે હું જીનહાર ભુલી જનાર નથી. તે કસમને ખાતર મેં મારૂં શેહેર, ઘેર અને વાહલાં માબાપ સાથે અંગત ખેશ કુટુંબીઓને વટીક સદાનાં તજયાંછ ને ખોહયાંછ. હું, તેથી, એ ત્હારી ખોહારી કરનાર તાહરા હેરેમંદ શતરૂને જ્ઞ્વથી મારીને તું વ્હાલા, મરનાર તરફની મારી એ સેવટની ફરજ અદ કરશ, અને તે પછી હું પોતે બી તરતજ મરીને સીધી પાધરી તું જયાં જઈ વસ્યોછ ત્યાં તને આવી મલશ. ”— અને જયારે તે એકલી એકલી એ મુજબ પટપટતી હતી ત્યારે તેની આંખમાંથી એક ગરમ આંસુ છટકીને તે હાથમાંની સબી પર સરી પડયું !



# પ્રકરણ ૫૫ મું.

——:૦:——

જાલ ઝવેરી મુશકેલીમાં હતો. તેણે છેલ્લી એક સરતમાં ઘણું મોટું નુકશાન કીધું હતું, જે આપતાં તે તમામ તલ્યાંઝાટક થઇ ગયો હતો. વળી તેનો ધંધો પણ પડી ભાંગ્યો હતો. મંચી ફકીરા જેવા મારવાડી સાહુકારોને તે કુલ લાવી આપવાની દલાલીનો ધંધો કરતો હતો, પણ જાંહગીર નરીમાન જેવા એકની તેણે પીરમહમદને ભલામણ કરી, કે જે વાતનો એકરાર તેણે જુરી આગળ પોતેજ કર્યો હતો અને તેથી લોકો તેને જોઇને અચુક અને પ્રગટ અણગમો બતાવતાં થયાં. આડકત્રી રીતે જાણે તેણેજ એ ખુંન કરાવ્યું હતું એવી સાધારણ લોકોની વકીક માન્યતા થઇ પડી, અને તેથી તેના દોસ્તો વટીક કલબમાં અને જ્યાં તેને મલતા ત્યાં ખુલ્લી રીતે તેને "નો-કોઠાં" કરતા થયા !

હવે, તેથી, તેનો બધો આધાર પેલી ત્રણ લાખની પોલીસીમાંથી તેને જે તેનો હીસ્સો મલે તે પર લટકેલો હતો. તે એટલો પુરતો હતો કે આ અણગમાંનુ તુફાણ સમી જતાં સુધી તેને ઘણી અચ્છી મદદ કરી અને તરતો રાખી શકે; પણ તેમાંથી તુરત વેળા તો માહત થવાનું હતું ! મંચી ફકીરાએ રડમસ હાલે તેને જાહેર કર્યું હતું કે વીમા કંપનીવાલાઓ પોલીશીનાં નાંણા તોલવા કાંઇ ને કાંઇ હીલ્લાંબાણાંથી વામાટામાં કરયા કરતા જણાતા હતા ! તે લોકોના મનમાં સુબેહ ઉભો થઈ ચુક્યો હતો કે પીરનું ખુંન કરાવામાં આએ પોલીશીની વધતી ઓછી આગેવાની હતી, અને તેથી પોલીશ એ ખુનનો બરાબર પત્તો મેળવે અને નવી જુબાનીથી કાંઇ બી ખુલાસેવાર સેવટનું અજવાળું પડી શકે ત્યાં વેર એ ત્રણ લાખનો તરતવાળો પગાર કરવાનું "તે હેરમંદાએ" રોકી રાખ્યું હતું.

તેનાં ઘરમાં બી મોહકાન મંડાઈ હતી! તેનો સસરો કુમલો મધરડો ભડકી ગયો હતો. લોકોની ચકચાર તે પણ માનતો થયો હતો કે આએ ખુંનમાં જાલનો હાથ હતો અને હતોજ, અને તેણે તેજ મકસદના કાન ભરી ભરીને પોતાની બેટી શીરીન (મીસીસ જાલ) ને પણ તેની સામે ભંભેરી મેલી હતી. તે છોકરી, પરીણામમાં, પોતાના ખાવંદ

તરફ એકદમ અને પુશકળ બેદીલ બની. જાલે તેને ઘણું સમજાવ્યું પણ તેણીએ કશુંજ માન્યું નહી. પીરમહમદને જાંહગીર સાથે મેળવવા પોતાને ઘેર તેણે જમવા બોલાવ્યો હતો ત્યારે વઢીક તેણે ખસુસ કરીને તેણીને બાહેર જતી રહેવા અરજ કરી હતી, અને એ મીલાકાતની મકસદથી તેણીને પછીથી હંમેશ અંધારામાં રાખી હતી તે ઉપરથી પણ પીરમહમદનાં લોહીમાં તેના હાથો ખરડાયલા ને શામીલ હોવાનું તે છોકરી વધતા વિશ્વાસથી માની શકતી હતી. તે, એટલા વાસતે, ખરાં દીલના કમકમાતથી તેનાથી બીલકુલ અલગ થઈ ગઈ. ખરી રીતે તો એવા એક કુપાત્ર ને અધમ આદમીથી છુટા છેડા લઈ લેવાનું વઢીક કુમળો મધરડો પોતાની દીકરીને પુરતું સમજાવી શકયો હતો, પણ કાયદો ફકત તેને મદદ કરતો નહીં હતો એજ મુશકેલ હતું!

જાલ, તેથી, અત્યંત હાડમાર અને હેરાંન પરેશાંન થયલો હવે મુંબઈથી કેથે સરી જવાજ માંગતો હતો, પણ તેને વાસ્તે ખરચ જોગો પુરતો અવેજ હાથમાં મોજુદ જોઈએ કેની? તેણે, એ ઉપરથી, મટલા ફકીરા પરજ હલ્લો કરવાનો ઠરાવ કરયો. મટલો જાલને વાસ્તે એટલો બધો બીહીતો હતો કે તેણે તેને મલવા આવવા અથવા તેના જોડે કાગળપત્રોનો વહેવાર સાચવવાની પણ તેને સખત મના ફરમાવી હતી, પણ આવા સંજોગમાં તે એ મના પર કેમ અમલ કરી શકે? ઉલટું, તેને લાગ્યું કે તે જો છડેચોક મટલાને મળવા જઈને સતાવે ને ગભરાવે તો પોલીસનાં લફડાંથી પોતાની સલામતીને વાસ્તે બીહી જઈને તે જરૂર જે માંગે તે રકમ, વચમાંથી તેની કાસલ કાઢવા, તેને કાઢી આપે એ ઘણુંજ બનવાજોગ લાગતું હતું—અને તે ગયો.

મંચીનો હિન્દુ કલાર્ક મનસુખ ખરેખર તો પોતાના માલેકને ઘણો ધિક્કારતો હતો. તે તેની (મંચીની) બધી લુચ્ચાઈથી પુરતો આગાહ હતો. વળી તે ઘણો "નીમકહલાલ" હતો. પોતાના શેઠ પર આવતાં કાગળો વઢીક ઘણી સફાઈથી ખુલીને વાંચ્યા બાદ પાછાં સફાઈથી તે બંધ કરી તેને પાસ કરવાનો પ્રપંચ તે કરતો રહયો હતો, અને પ્રપંચી મંચીને તો તેનો સ્વપ્નો એ નહીં હતો! ટુંકમાં, તે છોકરો મંચીને વાસ્તે જે મોટો અભાવ ધરાવતો હતો તે કારણથી કોઈ દાહડો ફટકો મારી શકવાના સ્વભાવિક ખટકાથી હોય તેમ તે મંચીની બધી હીલચાલથી પુરતો વાકેફ રહેતો હતો, અને અંતે તે ફટકો મારવાનો પ્રસંગ હવે હાથ આવ્યો હતો ખરો!

તેણે ટપટપ પોતાના શેઠના ઓફીસરૂમનું ન્હાનું બચમાંનું પેલું સ્પ્રીંગનું બારણું અફાળ્યું.

"કોણ, મનસુખ ?" મંચીએ પોતાની ટેબલ આગળથી પુછ્યું.

"જી, હું જરા ચા પી આઉં છું," મનસુખે ફરેસ્તાની તાબેદારીથી જવાબ કર્યો—અને તેના શેઠે જવાબમાં પોતાની જાડી ભરેલી ટુંકી ગરદન હલાવી હા કહ્યું એટલે તે તીરી ગયો.

એમ રોજ થતું હતું. મનસુખ સહવારે ભુકબાયકો ઘરથી ખાઈ લઈને સકાળે ઓફીસમાં આવી જતો હતો, ને પછીથી બપોરે બે વાગે બાજુમાં જે "હિંદુ ઉપહાર ગૃહ" હતું ત્યાં ચા પી લેવાનો અને બે ચાર પુરીઓ ખાઇ લેવાનો તેનો ધારો હતો. તે, તેથી, આ નાસ્તો કરવા અરધો કલાક રોજ એમ છુટી લઇને જતો હતો, પણ જાય ત્યારે શેઠને કહીને ખબર આપીનેજ જવું એવો મંચીનો તેને કાયમને માટેનો સખ્ખત હુકમ હતો.

અને, એ મુજબ, આજ પણ રજા લઇને તે બાહેર પડયો ખરો, પણ આજે તે હંમેશ મુજબ સીધો પાધરો તે ઉપહાર ગૃહ તરફ ગયો નહીં. આજે તો તે સીધો તારદેવના પુલ ભણી ચાલ્યો, અને ત્યાં પુલની નીચેની સાંકડી ગલીને નાકે એક પોલીસ ઓફીસર (પોલીસના યુનીફોર્મમાં નહીં પણ સાદા પોશાકમાં તેની વાટ જોતો ઉભેલો) તેને મળ્યો. તે સુપ્રીટેંડંટ વીલીઅમ જોન્સ હતો.

જોન્સે આ પોરયા પર જાળ બીછાવી હતી. આપણે આગળ વાંચ્યું તેમ, પોલીસવાલાઓને ત્રણ લાખની પોલીસીનાં કારણથી મંચી અને જાલ ઉપર શુબેહ શરૂ થઇ ચુકયો હતો, અને તેથી જોઇતી બાતમીઓ પકાવી લેવા તે સુપ્રીંટેંડંટને આ ત્રણ્યા કલાર્કનો ખ્યાલ થયો, અને તેણે, તેથી, એક બડી બામદાદે પોલીસ સીપાઇને તેના ઘરમાં મોકલીને તેને પકડી મંગાવ્યો હતો. પરીણામમાં તેણે એ પહેલી મુલાકાતમાંજ જોઇ લીધું કે એ પાણીએ વાલ ચરશે ખરા; મંચી માટે તે છોકરાને ધીક્કાર અને કમકમાટ તે એ પહેલી મીલાકાતમાંજ જોઇ શકયો, અને ત્યારે તેને પસવારી, પટાવી, હીંમત આપીને, એક મોટાં ઇનામની લાલચથી મી૦ જોન્સ પોતાની પક્ષમાં જરૂરી બાતમીઓ વાસ્તે જલ્દીજ જીતી લઈ શકયો.

એ બાતમીઓમાં તે ડીટેક્ટીવ અમલદાર એ તો તરતજ નક્કી કરી લઇ શકયો કે ત્રણ લાખની પોલીસીમાં તે મંચીનો સમ હતો,

અને ત્યારે વધતી વીગતો એકઠી કરી લાવવા તેણે ને પોરયાને સોંપેલું હોવાથી હાલમાં તેઓએ આજને વાસ્તે મીલાકાતની આ જગા નક્કી કરી હતી.

"કેમ, છોકરા," તેને મળતાં ને જોતાં સાથે સુપ્રીન્ટેંડંટ જોન્સે મીઠાસથી હસીને પુછ્યું, "કાંઇ નવું છે?"

"જી હા, સાહેબ; આજે જાલ ઝવેરી આવી ગયો," મનસુખે ઉલટમંદ જવાબ કરયો. "અને બે લોક વચે એક મોટો કજીયો બી પણ આજે તો થયો. મારી બેઠક આગલનું મોટું બારણું અંદરથી ચપટ બંધ કીધેલું હતું તેથી બધુંજ કાંઈ મને અલબત સંભળાયું નહી, પણ મેં બારણાંપર કાન નાખી મુકયો હતો, જેથી તે લોક ઉશ્કેરણીમાં જેટલું મોટે સાદે બોલ્યા તેટલું બધું મને બરાબર સંભળાયું."

"પણ શું મતલબનો એ કજીયો હતો?"

"મતલબ તો એ હતી, સુપ્રીટેન્ડંન્ટ સાહેબ," મનસુખે જવાબ કર્યો, "કે જાલ ઝવેરી પૉલીસીના અવેજને પેટે કાંઇ માંગવા આવ્યો હતો, અને મારા શેઠે એક દોઢીયું બી પરખાવા ચોખ્ખી ના કહી; તેણે તો ઘણું મોટે સાદે બખાલ્યું કે જાહગીર નરીમાન જેવા એક ગધેડાને અંદર લઇને તેં તો સામું બધું માહરાં કામનું એવું દોહારૂં દોહવી નાખ્યું ને નખ્ખોદ કાહાડી નાખ્યું છે કે પોલીસીનાં નાણાંમાંથી એક પાઈ બી આપણને મલે ત્યારના વધામણા જાણવાના છે!"

"અને પરીણામમાં?"

"અને પરીણામમાં હું ધારૂં છું, સાહેબ, કે જાલ ઝવેરીજ જીત્યો," મનસુખે કહયું, "કેમકે પછીથી બારણું ઉઘાડીને શેઠે મને પાંચ હજારનો એક ચેક કાટમાં જઇને બેંકમાંથી વટાવી લાવવાને આપ્યો, અને તે અવેજ હું જઇને લઇ આવ્યો પછીજ જાલ ગયો. દેખીતી રીતે મારા શેઠે એ ચેકના રૂપીઆ પાંચ હજાર તેનેજ આપેલા હોવાજ જોઇએ."

"ઠંક્ છું; તને સાબાસ છે! એટલુંજ હાલ તો બસ થશે," સુપ્રીન્ટેંન્ડંટ જોન્સે તેને સાબાશી આપી. "એમ છતાં તું હજી બી બારીક નીગાહ રાખતોજ રેહજે, અને વળી પાછું મને જાણવા જોગું કાંઇ બી જણાય તો તુરતજ મને ખબર આપતો રેહજે."—અને એ

રીતે તેઓ છુટા પડયા. મનસુખ એ પછી પોતાની ઑફીસમાં પાછો ફર્યો, જ્યારે મી૦ જોન્સ તેને રસ્તે ગયો.

રસ્તે જતાં, મગર, બની શકે તો તે જાસ્તી ગુંચવાયો. આટલી તો વાત ખાત્રીપુર્વક નક્કી થઇ ચુકી હતી કે પૉલીસીની રકમમાં જાલનો પણ ભાગ હતો, પણ જાલને એ તબકકે એટલા પરથીજ પકડીને પહરેજ કરવાનું હજી તેણે સલ્લાહકારક માન્યું નહીં. તેના પર અપરાધ સાબેત કરવા જેવી પાધરી જબાંની એક પણ હજી હાથ આવી ન હતી. એટલામાટે પોલીસે તેનાપર હાલ તરત તો ચાંપતી નીગાહ રાખવા અને તેની હીલ-ચાલો બારીકીથી તપાસ્યા કરવાનોજ ઠરાવ કીધો સાદાં કપડાંના એક ડીટેકટીવને તેની પુઠે મેલવામાં આવ્યો, જે જાલને કશોજ વેહેમ ન જઇ શકે તેમ સીફત અને સંભાળથી કામ લઇ તેના ઓળાની માફક તેની પુઠેપુઠ ભમતો રહયો. મતલબ કે જાલ જો મુંબાઇ મુકીને નાહ-સવાની વાત કરે તો તેને તેજ વખતે ધરી લેવા અને પહરેજ કરવાનો સોદો હતો!

બટર્સ અને જોન્સ ત્યાર બાદ તેજ સહાંજે પાછા મલ્યા, અને છેલ્લાએ પેહલા આગળ જાલનો પૉલીસીમાં ભાગ હોવાની વાત પુરવાર થયલી હોવાનું કહી સંભળાવ્યું.

"એ તો આપણે જાણતાતાજ," બટર્સે હસીને કહયું; "એમા નવું કાંઇજ નથી."

"પણ તેં પોતે કાંઇ પ્રૉગ્રેસ કર્યોછ વારૂં!"

"ઘણોજ મજાહનો ને ઘણોજ મજબુત!" બટર્સે શેકુમા-ખથી કહ્યું.

"મને તો કેહે—તે શું?" જોન્સે ઉલટથી પુછયું; "બ્રેન્ડીની ફલાસ્કનો કાંઇ પત્તો મળ્યો ખરો?"

"લગભગ તેવુંજ!" બટર્સે હસીને જવાબ કર્યો. "મેં તુંને કહયુંની કે મારૂં ચોકકસ અનુમાન હતું કે જાંહગીર જ્યારે મરી ગયો ત્યારે તે એ ઓરડામાં એકલો હોગે નહીંજ જોઇએ?"

"અને તે વાત ખરી આવીછ?"

"ખરી આવીછ એટલુંજ નહી પણ તે મરણ પામ્યો ત્યારે તેની આગળ એ કોણ હતું તે વટીક હું શોધી કાઢી શકયોછ!!"

"એ કેમ?"—અને જોન્સ ઘણો અજબ થયલો દેખાયો.

"આએ પેપરવાલાઓ બી બાજે વખત આપણુને આપણાં કામમાં ભોલાઈથી ઘણી સંગીન મદદ કરેછ," બટર્સે સમજાવ્યું. "હું ક્રિન્ડીની ફ્લાસ્કની તલાસ કરવા પરેલના ભોઇવાડા સ્ટ્રીટમાં પેલા રાઘોબા ભંડારીની દુકાણે એક હેરીયું લઇ આવ્યો, અને અને પછીથી મેં અનુમાન કર્યું કે જાંહગીર મરી ગયો ત્યારે સાથે કોઇ તેના રૂમમાં તે વખતે તેની આગળ હોવુંજ જોઇએ, જે બીના "બોમ્બે ગેઝેટ" માં પ્રગટ થવા પાંમી, અને પરીણામ એ થયું કે તે બાહેર એક ઠેકાણે વાંચવામાં આવતાં તે મીલાકાતી એ વખતે કોણ હોવો જોઇએ તેની બાતમી મને ઘેર બેઠકાંજ પુગાડવામાં આવી!!"

"ખરેખર? તે કોણ તરફથી?"

'કોટમાં એક પ્રાઇવેટ "ઍનકવાયરી ઑફીસ" છે, જે આપણાં પોલીસનાં ખાતાં જેવુંજ લગભગ કામ કરેછ—બલ્કે પોલીસની સાથે મળીનેજ કામ કરેછ, અને તેનો મેનેજર મી૦ વૅસ્ટન મારો દોસ્તદાર હોવાથી તેણે મને તેડાવ્યો ને બધી બાતમી આપી દીધી," બટર્સે ખુલાસો કરયો. "કેહજે એ જાંહગીર નરીમાનનું ઍડરેસ પુછતો ને સોહોધતો એક કોઈ બાહારગામથી આવેલો પારસી શેઠયો તે લોકોને ત્યાં ગયો હતો, અને તે જાંહગીરને મળવા ઘણોજ ઉતાવલો અને અને આતુર બનેલો દેખાતો હતો. તે જાંહગીર જે રાત્રે મરી ગયો તેજ દાહડે બપોર પછી એ ઑફીસમાથી જાંહગીરનું ઠામ ઠેકાણું મેલવી લઇ ગયો હતો, જેથી સો વસા તો તેજ આસામી જાંહગીર મરી ગયો ત્યારે તેની આગળ હોવો જોઇએ."

"એમ તું ધારેછ?"

"હા."

"પણ ત્યારે આટલો વખત સુધી મી૦ વૅસ્ટન કાંહાં સુઈ રહયો હતો!" જોન્સે અજાએબી બતાવી.

"તે મુંબઇમાં નહી હતો," બટર્સે સમજાવ્યું. "તે તો કોઈ જરૂરી કામે ઘણા દિવસોથી મદ્રાસ ગયલો હતો, જ્યાંથી કાલેજ આવ્યો અને આવતાં સાથે એ બધો કેસ વાંચ્યો કે તેણે મને ખાસ એ ખબર આપવા ટેલીફોન કરીને પોતાની ઑફીસમાં બોલાવ્યો; અને તે પછીથી મને માહરી જાસ્તી જુસ્તેજોમાં એમ માલમ પડયુંછ કે એ મીલા-

કાતી કોઈજ નહી પણ જાંહગીર નરીમાનનો એક જમશેદ નરીમાન જે મોટા ફ્રાડ કરીને એ લોકોનું ફર્મ ફેલ થયું ત્યારે મુંબાઈથી નહાસી ગયો હતો તેજ હતો !"

"તાજુબ !" જોન્સે ખરની અજબ બનાં કહ્યું; "પણ તું એ બધા ત્હારાં અનુમાનોપર કુદકે ને ભુસ્કે એમ આગળ વધેછ તેમાં કાંઇ મજબુતી છે કે એમજ ?"

"દરેક કદમની મજબુતી !" બટસેં ખાત્રીના ભારથી કહ્યું. "એ તો મેં તુંને હજી ફકત આઉટલાઇન્સ કહી સંભળાવીછ, અને હવે તું જો તો ખરો—હું એક બે દિવસમાં શું નવો રંગ જમાવી આપુંછ તે !"

અને કમનસીબ જાંહગીર નરીમાન ! એ રીતે હાલ તો તે બીચારાનું વાહાણુ બીલકુલ ભર દરીએ ઝોલા ખાતું હતું. એક હાથ પર પેલી ઝનુની જરમન અબળા કેથરીન વેબર તેને ખરશેદજી લશ્કરી માની લઇને જાનથીજ મારવા તેના જાનપર ટાંપતી અત્રે આવેલી હતી, અને બીજી તરફથી આ પોલીસવાલો હવે તેની સઘળી દગાઇનું પોગલ પકડી આપે એવો સજ્જો સંભવ ને છીનસતોસત મામલો દેખાતો હતો; અને ત્યારે આપણે દયાથી દાઝીને પુછશું કે એ બેવડા જોખમમાંથી કમબખ્ત જાંહગીર નરીમાન હવે કેમ બચી શકવાનો છે ?

## પ્રકરણ ૫૬ મું.



કુમીની માતા મેહરાં ઘણી સખ્ખત બીમાર થઇ. પોતાના ભરથાર જાંહગીર નરીમાનને "ફ્રોરજરી" ના અપરાધ સારૂ જેલની જુલામગાર સજા થઇ ને થઇ તે જવાન બાનુની તબીયત સદન્તર લહડી ગઇ હતી, પણ તે જેમ તેમ પોતાનાં એ એકનાંએક બચ્ચાંને વાસ્તે મન મોટું કરીને છીપર જોનારીથી જીવતી હતી. એવામાં જાંહગીર નરીમાનનાં મરણના માઠા સમાચાર જાહેર થયા, જે દુઃખ તે ગરીબ અબળા ખમી શકે તે કરતાં ઘણું જ્યાસ્ત થઇ પડ્યું.

આગળી હીણુપસ્તી જાંણે બસ નહી હોય તેમ મરનાર એક મોટે ઘેરના મોહુમેદન છોકરાનું ખુંન કરવામાં શરીક હોવાની ડીશ તોડીજ નાખનારી બેહજ્જતી સાથે અચણુચ હાર્ટ બંધ થવાથી મરણ પાંમ્યો, અને તે સાંભળી ગરીબ મેહરાં ખીજ ખીજ દુખ પામી.

તેને વેસાવે તો બધું કહી દેવામાં આવ્યુંજ નહી. તેને તો કાંઇ ખબર બી નહી. વાંચનાર યાદ કરશે કે મંચી ફકીરાનાં દગલબાજીભરપાં કાગળનાં પરીણાંમમાં અદુબા કુમીને લઇને મુંબાઇ આવતા રહયા હતા, જેવામાં મુંબઈ ખાતેજ તેઓએ એ સઘળી હીણુપસ્તી ને સત્યાનાસીના સમાચાર સાંભળ્યા, કે જયારે તેવણે દુરઅંદેશ દાનાઇથી ખાસ આદમી મોકલીને મેહરાંને પણ વેસાવેથી મુંબઇ બોલાવી લીધી. તેવણે મેહરાંને તો તરત વેગા એમજ જાંણવા દીધું કે તેવણનો દબરાયલો પગ વધારે વેદના કરતો હતો, જેથી તેવણ મુંબઈમાં કુમી સાથે રોકાઇ રહેલા હતા, અને તેણીને બી ત્યાંજ બોલાવતા હતા.

અને ખરેખર તો મેહરાં કાંઇક શંકાશીલ અને અજબ થતી મુંબાઈ આવ્યા પછીજ પોતાના ભરથારની જારતી પાયામાલી ને નવી સત્યાનાસીની એ માઠી ખબર સાંભળવા પામી. સમાલી સમાલીને અદુબાએ પોતેજ તે તેણીને કહી સંભાળાવ્યું. બેહરતીનાં મરણને લગતા જુરીમાં તેણીની શાહેદીની પોલીસ જરૂર માનતી હતી તે વાત અદુબાએજ તેને સમજાવીને કહી, અને તેણીએ તે સાંભળતાં ચીસ પાડીને કાંને હાથ મેલી ના કહયું.

તે ખરેખરી બીમાર થઇ. એ "શૉક" તે ભલી ધણ્યાંણીને વાસ્તે કાંઇ જેવો તેવો નહી હતો, અને તેનાં પરીણામમાં તે એટલી બધી બીમાર થઇ કે બે ડાકટરોએ સ્વતંત્રપણાંથી સરટીફીકેટો લખી આપીને તેણીને જુરીમાં હાજર થવાની જંજાલથી મુકત કરાવી. એથી થયું એમ કે જુરીમાં જુબાંની આપવા મેહરાંને બદલે ઘરડા અદુબાનેજ જવું પડયું.

સકુમારી કુમીને તો કાંઇ સમજજ પડયું નહીં. તે તો એમજ જાણુતી હતી કે તેના પીતા પરદેશ કામેકાજે સીધારેલા ત્યાંજ બેહસ્ત પાંમ્યા હતા, જેથી જયારે તેણે આએ બધા દીલદુખાવનારા મોટી નામોશીના હેવાલો ઉપરાસાપરી પેપરમાં વાંચ્યા અને કાંનોકાંન સાંભળ્યા ત્યારે તે જાંણે તે વાત માંની બી પણ શકી નહી! તે

બીચારીએ બાપનું શુખ તો ઘણું કમ જોયું હતું. નવ દશ વરસ તકની ન્હાની ઉમ્મર સુધીમાં, એમ છતાં, તેણીએ જે કાંઈ જોયું હતું તે એટલું યાદગાર રહી ગયું હતુ કે તે ખરા હેતવંતા બાપની ચીડી યાદ તે સમજણી થવા પછી પણ તેને હરહાલ સંતાવતી રહી હતી, અને તેજ તેનો ભલો પીતા જેલની નામોશી અને એક કરપીણ ખુનમાં શામેલ હોવાની હીનપરતીનો જવાબદાર હતો ? એ વાતની હવે પાછળથી ખાત્રી થતાં તેનો જવાંન આંણુ સરબસર કરમાઇ ગયો.

તે, તોપણ, છુપીરીતે શુક્રગુજારીની એક ખરાં દીલની બંદગી ભણી. શુક્રગુજારી એટલા માટે કે ખુનના ચાર્જ તેનાપર આવે, તેની તપાસ થાય અને તેને ફાંસીની સજા થાય તે આગમચ તેને ખુદાએ પોતાની પાક જનાબમાં તેડી લેવાની દયા ફરમાવી હતી, અને તે મરનારની તેમજ તે છોકરાઓની જીંદા નામોશીનું એ રીતે ટુંકડેથીજ જાણે સેટલ આવી શક્યું હતું.

પણ તેથી કાંઇ તે થોડુ દુઃખ પામી નહી. અગતકરીને વધારે તો પોતાની મેહરબાંન માતાને વાસ્તે તેણીનું જીગર ચાક ચાક થઇ જતું હતું. તેણીએ, તેથી, તે ભલી માતાની મોટી બીમારીમાં કોઇ બી કાલજીવંત અને ખરી હેતવંતી બેટીને શોભા આપે એટલી બધી ખંતથી ખીદમત કરી. તેણીએ તે માની આગળ તો પોતાનું મોઢું ખુસુસકરીને હીંમ્મતથી હંમેશ હસતુંજ રાખ્યું. તેણીએ તેને ઘણી ઘણી હીંમ્મત અને ઘણો ઘણો સધ્ધારો આપ્યો. તે એ પોતાની દુઃખી અને બીમાર માતાનાં બીછાંણાં આગળની ચોવીસ કલાકમાંથી ભાગ્યેજ બે ચાર કલાક જુદમ અલગ થઈ શકતી ! ખરેખર તો તે મા બેટી આ પોતાનાં પાહડ જેવાં મોટાં દુઃખમાં એકમેકનાં સધ્ધારા માંજ સબર શોધતા અને દીલાસો માનતાં હતાં!

ફીરોઝ શેઠના અવારનવાર તેમને ઘર તેઓને મલવા ને તેમની ખબર લેવા આવતો હતો, પણ તે ખાનબાહદુરનેજ મળીને બાહરોબાહર પાછો જતો. તે કુમીને મલવા મનથી ઘણું ચાહતો હતો. પણ પોતાની મોટી નામોશીના તાજા ઘા વચ્ચે કુમી તેને મલવા હાલમાં ખુશી ન થઇ શકતી, જેથી મેહરાંની મોટી બીમારીનું ઓથુ તેઓને અગળ રેહવા અને અગલ રાખવા વાસ્તે ઠીક કામ આવતું હતું. તે ભલા જવાંનને એ દરમ્યાન એકજ ઉમેદ હતી કે હજી બી ખરા ખુંની પકડાય અને તેની ગરીબ કુમીનો બાપ નિરદોશ ઠરે. તે જુદાઇના એ

આખા અરસા દરમ્યાન ફ્રુીનેજવાદા ચાહતો થયો હતો કેમજે ખરા પ્યારને તો જુદાઇજ વધારે મીઠો કરી શકે છે. તેણે, તેથી, એ કુટુંબને વધારે વાહલો થવા પાછળથી અદુબાના દીકરાફ્લીને જાંહગીર સાથે મેળવ્યો હતો જે તેનો ફુવો થતો હતો એવા એક બી ખ્યાલ વગર તે છોકરો જઇને જાંહગીરને મળી આવ્યો હતો તે અત્રે પાછું યાદ કરી શકાશે. તે (ફ્લી) તો તેને સાઉથ આફ્રીકાથી આવેલા લખ્ખોપતી શેઠયા ખરશેદજી લસકરી તરીકેજ મળી આવ્યો હતો, કે જયારે પોતાનાં વાહલાંઓને મદદ થવાની છુપી દયાનતથી જાંહગીરે ભલાઇના ઢંગ સાથે તેનાં કરજો ભરપાઇ કરવા અને અભ્યાસ આગળ વધારવા તેને રૂપીઆ ત્રણ હજારના એક મોટી રકમના ચેકની બખશેશ કરી હતી.

ફીરોઝ શેઠના પણ એજ સાચ્ચું માનતો હતો. તે પણ પોતાના શેઠને ખરશેદજી લસ્કરી સિવાય બીજો કોઇ જાનતોજ ન હતો, જેથી અદુબાનાં કુટુંબ ઉપરના સંકટને સમયે તે ફ્ની મારફતે આવી દીલાવરીથી તેમને મદદ થતી હતી તે જોઇને તે પોતે પણ ખુશીજ થતો હતો.

"ઘણો નેકીભર્યો અને ખરોજ ભલો આદમી છે, ખાનબહદુર સાહેબ," તે અદુબાને કેહતો હતો 'હું તો એવણને માલેક તરીકે માન આપતાંજ નહી પણ ચાહતાં બી શીખેલો છું'. જોતાં સાથે કોઇનું બી દીલ જીતી લઇ શકે એટલા બધા ભલા છે! જાણે પોતે ઘણા દુઃખી હોય અને તે દુઃખની યાદ ભલાઇનાં કામકાજથી ભાંજવા કે ભુલવા માંગતા હોયની એવુંજ કાંઇ,મને તો લાગ્યા કરેછ! પૈસા તો બેશુમાર છે એમાં કાંઇ સંદેહ નથી, અને અજબ જેવું તો એ છે કે મુંબાઇમાં કોઇ એવણનું સગું વાહલુંજ નથી !"

અને એ "શેઠયા" ના સંબંધમાં અદુબાએ જાસ્તી તો ત્યારેજ જાણ્યું કે જયારે ફ્લી પોતે તેની તરફનો રૂપીઆ ત્રણ હજારનો ચેક લઇને બધી હકીકત બયાન કરતો અને તેની વખાંણમાં જોશથી બોલતો તે ડોસાને મલવા આવ્યો.

"એવો ભલો તો કોઇ થઇજ નહીં શકે, પપા," તેણે મોટા ઉત્સાહથી કહયું.

"તેણે શું તુંને કાંઇ સારી જેવી નોકરી અપાવી કે?" તે બાપે અજબ થઇ પુછયું.

"નહી રે, નોકરી શાંની અપાવે? તે વાતની તો તેવણ ઓગ્ગ નાજ કહેછ," ફ્રલીએ ખુલાસો કર્યો; "તેવણ તો માહરે સોલીસીટર થવું એજ વાતને વાસ્તે બજદ થાયછ!"

"પણ તેં તો તે વિચાર માંડીજ વાલ્યોતો, ને તું તો કાંઇ નોકરીજ શોધવાનો હતોની!"

હા, કેમજે હું તમોને બોજો થવા નહી ચાહતો હતો. માહરો કરજનો એક મોટો ભાગ તમોને આપવો પડયો હતો તેની નાઓશીથી હું હીમ્મત હારી ગયો હતો પપા," ફ્રલીએ સમજાવ્યું

"ત્યારે હવે વળી પાછો બોજો થવાનો વિચાર એકાએક કેમ થયો?" તે બાપ વધતો અજબ થયો. આપણી નાણાં સંબંધી હાલત તો તેં જે વખતે એ વિચાર કીધો તે વખતે જે હતી તેજ છે, બલ્કે હાલના સંજોગોમાં તે વધારે બીગડેલી છે? એમ છતાં ત્હારે જો અભ્યાસજ હજી આગળ ચલાવવો હોય તો હું કરડી કુટીને બી તેટલો ખરચ તો તુંને આપશ, મગર તેં જો બીજા કાંઇ કરજો માહરાથી છુપાવેલાં હોય—"

માહરા નેક પપા, મને માફ કરો, ફ્રલીએ મગર દીલસોજીથી કહયું. "હું તમોને જરા બી ઠગવા માંગતો નથી, અને હું તમોને બોજો બી થઇ પડવા ચાહતોજ નથી. મને એ શેઠયાએ બધો માહરો ખરેખરો હાલ પુછયો, અને મને મદદ થવા આપ્યે ત્રણ હજારનો ચેક લખી આપ્યો!"

"ત્રણ હજારનો ચેક?" અદુબાએ ગુસ્સાથી ગગડાત કર્યો, અને ગુસ્સામાં તેની ઘરડી આંખ્યો લાલ થઇને બાહાર નિકળી પડી! તે છોકરાએ આપવા કાઢેલો ચેક તે ડોસાએ હાથ લાંબો કીને પોતાના હાથમાં લીધો વટીક નહીં. એક પશાયો આદમી તેના જેવા એક ખાન્દાની અને મોટાં માણસના દીકરાને એમ ભીખ અથવા બખ્શેશ આપે અને તે છોકરો એ ઓશ્યાલું હાથ ઓઢીને મંજુર કરે તે હીણુપસ્તી એ ખાંનબાહદુર ખમી શકે તે કરતાં ઘણી જયાદા થઇ પડતી હતી!

"તું જો એ ભીખ લેશે ને કબુલ રાખશે તો હું તારૂં માંથું ભાંજી નાંખશ," તેવણે જોશથી બખાહયું. "તું શું ભીખારી છે? ત્હારો બાપ શું એટલોબધો ઓશ્યાલો છે? તે શું મરી ગીયોછ?

મેં નહી ધારયું તું, પોરયા કે હારી બધી બદખ્યાલ ઉપરાંત હારામાં એ ઓશ્યાળું ખમીર બી આમેજ થવા પામ્યું છ! હવે ત્યારે એમ બી ને એમ બી ઉધરાણીનાં શીસ્ટ કાહાર, અને કાકલુદીની ચીઠીઓ લઇને ઘેરઘેર ને બારણે બારણે ભીખ માંગવા નીકળ?"

ફલી ચેહરામાં હદ વગરનો લાલ થઇ ગયો.

"તમે સમજયા વગર અમથા એટલા ગરમ થાઓછ. બાવાજી," તેણે કાકલુદીથી કહયું. "મેં કાંઇ એ ચેક માંગ્યોજ નથી. હું તે લેવાને ખુશીજ નહી હતો, પણ મી० લશ્કરીએ બજીદ થઇને કહયું કે "ઑલ રાઇટ ત્યારે ઉછીના લઇ જા; મને ડીમાન્ડની ચીઠી લખી મોકલજે અને તું કમાએ ને હારા હાથમાં આવે ત્યારે મને પાછા આપજે." તેથી મેં તો લીધાછ. મને લેવાની જાણે તેવણે ફરજજ પારી! પણ એમ છતાં લેઓની—તમોને નથીજ ગમતું તો હમણાં ને હમણાં તે ચેક તેવણને હું પાછો પોસ્ટ કરી દેઉંછ!"

ખાનબાહદુર ઠંડો પડયો. જેઓ જલદી ગરમ થાએ છે તેઓ જલદી પાછાં ઠંડા પણ થઇ શકે છે એ જગજાહેર બીના જગ જાણીતી છે.

"નહીં, તું ના મોકળતો," તે ડોસાજીએ તે ચેક હવે પોતાના હાથમાં લઇ તેની ઘડી વાલીને પોતાના ખીસાને સપુર્દ કરતાં કહયું. "હુંજ જઇને માફ માંગીને તે હાથોહાથ તેવણને પાછો આપી આવશ. તે કોઇ દેખીતો ભલો આદમી છે, અને તેની લાગણી દુ:ખવી નહી જોઇએ. પણ સબર, મને સમજવા દે. તું એ ત્રણ હજાર લઇ આવ્યો એટલે શું? શું હજી ત્રણ હજારનાં હારા દેવાં ભરવાનાં બાકી બરેલાં છે?"

"નહીં, બાવાજી, મારાં કુલ્લે બાકી દેવાં તો હવે ફકત પંદરસોનાંજ જે બધાં ન્હની ન્હાની રકમનાં છે, અને કશી રીતે પ્રેસીંગ નથી," ફલીએ પ્રમાણીકપણે કહયું; "પણ એવણે માન્યું નહીં, એવણે કહયું કે પૈએ પૈ દેવાં પેહલ્લે ભરી દે, અને પંદરસો અભ્યાસને વાસ્તે એલાહેદા રાખ!"

"વેલ, તે કરજના બાકી પંદરસો બી પેટ પર પાટો બાંધીને ત્યારે આપણેજ ભરશું તે બાપે ચુકાદો આપ્યો, "પણ એ પરાયાના પઇસા તો લેવાયજ નહીં. એ ચેક તો માહરે લઇ જઇને તે શેઠયાને પાછો આપવોજ જોઇશે."

ફલીની આંખમાં પાંણી આવ્યાં.

"જેવી તમો મુરખ્ખીની મરજી," તેણે તાબેદારીથી કહ્યું. "ખરૂંજ માનજો કે માહરાં બાકીનાં દેવાંને વાસ્તે હું જરાબી અફસોસ નથી, અને હું કશીજ રીતે તમોને જાસ્તી બોજો થવા માહતો નથી. તે તો હું કમાઇ કમાઇને પાછળથી ભરશ. તેજ મતલબથી તો મેં તમારાથી તે છુપાવ્યા હતાં. મુવો હું! તમારે માથે બુઢાપાનાં વખતમાં ઓછાં દુ:ખ છે કે હું બી તેજ વખતે તમોને નરતો પરતો દુ:ખ આપવા વાસ્તે ઉભો થયોછ?"—અને એમ બોલતાં તે છોકરાએ ખરા દીલથી દુ:ખ પામીને પોતાનાં માથાંમાં જોસથી એક મુકકી મારી.

ખાનબાહદુર પર તેથી ઘણીજ ગંભીર અસર થઇ. એકદમ એ જોતાં તેવણનો ગુસ્સો તમામ સમી ગયો. તેવણનું હઇયું ભરાઇ આવ્યું. ખરેખર તેઓ બધાં પુરતાં દુ:ખી હતાં. તેવણે ફલીને પોતાની પાસે બોલાવ્યો, અને હાથ પ્રસારી ગોદમાં લઇ પેટમાં દાબ્યો. "હવે આજે હાલ તો હું જઇને તે પારસીને ત્યાંનો ચેક પાછો તેને આપી આઉં," તેવણે કહયું; "પછી આપણે બાપ બેટા કાલે પાછા સાથે બેસીને આગળ શું કરવું તેનો ધીરજથી વીચાર કરશું."



## પ્રકરણ ૫૭ મું.

——:૦:——

જાંહગીર નરીમાન પોતાના બંગલાના લાયબ્રેરી રૂમમાં રોકાયલો હતો. તે એકલોજ હતો. તે પોતાના મરનાર ભાઇનાં કાંઇ ઓચરી યાંઓ ધ્યાનથી તપાસતો હતો, જેવામાં એક નોકરે આવીને તેને ખબર કરી કે "વીમાદલાલ શેઠ" મલવા આવ્યા હતા.

ખાંન બાહદુર મલવા આવ્યો હતો. તેના દીકરા સાથે ઉપલાં પ્રકરણમાં થયલી ગોઠવણ મુજબ તે પેલા રૂપ્યા ત્રણ હજારનો ચેક તે દક્ષાણ આફ્રીકાથી લખપની થઇને મુંબઇ આવેલા શ્રીમંત પારસી શેઠયાને હાથોહાથ પાછો સપુર્દ કરવા આવ્યો હતો; પણ બંગલામાં આવ્યા પછી તેણે જોયું કે તે પોતાનો કાર્ડકેસ ભુલી આવ્યો હતો, જેથી તેણે નોકર પાસે ફકત "વીમાદલાલ"નુ નામ અંદર જાંહગીર પર મોકલી આપ્યું.

એમ નામ મંગાવવાનો જાંહગીરે ધારો રાખ્યો હતો. તે બધાજ તાબેદારોથી જે મળવા આવે તેને મળતો નહીં હતો. તેની પાસે નામ લઇ જવામાં આવતું, જ્યારે ઘણું કરીને તો તે મળવા આવનારાઓને પોતાના સેક્રેટરી ફીરોઝ શેઠનાનોજ હવાલો આપતો હતો, અને જેની જાતે મળવા જેવી જરૂર હોય તેનેજ ફીરોઝ પછીથી ખાસ એપોંઇન્ટમેન્ટ આપીને તેના જોડે મેળવતો હતો.

હવે ખાંનબાહદુર આવ્યો ત્યારે ફીરોઝ કાંઇ જાંહગીરના કામે બાહેર ગયેલો હતો; પણ જો તે ઓફીસમાં હતે તોપણ એ નામનો હવાલો તો કાંઇ ફીરોઝ પર મોકલી આપવામાં આવતેજ નહી. નોકરના કહેવાથી જાંહગીર સમજ્યો કે નાથલો વીમાદલાલ—ફલી—કાંઇ કેહવા પાછો આવેલો હોવો જોઇએ, જેથી તેણે બાયાથી કેહવડાવ્યું કે "જરા બેસો; હું થોડુંક હાથમાંનું કામ આટોપી લઇને તરત તમોને અંદર બોલાવશ."

તેને એ પોતાનો ખાંનબાહદુર બનેવી અહુઆ આવી લાગેલો હોવાનો તો સ્વપ્નો એ થયો નહી! તેને તો ફલીજ મળી ગયો હતો, અને હાલમાં બી ફલીજ પાછો આવેલો તે ધારતો હતો. તે પોતે પણ તેને મળવા ઘણો ખુશી હતો.

તે જાસ્તી બીહી ગયો હતો. પોલીસ ઇન્ડીની બાબી ફલાસ્ક વાસ્તે પરપુછ કરવા ફીરાજી કાચમેનનાં ઘરની સાંમેનાં પીઠામાં ગઇ હતી, અને ત્યાંથી કેટલીક ચોકકસ બાતમીઓ તેણે મેળવી હતી એ વાત પેપરોમાં આવી ગયલી તેણે વાંચેલી હોવાથી તે જરા વધારે તરખાયો હતો. એટલા વાસ્તે સુપ્રીનટેંડંટ જોનસ ને કરીમ કરીમાલી (રાજા) ને પગલે ફેરવા તે ચાહતો હતો. અને તે આ બે છોકરાઓ મારફતેજ કદાપી થઇ શકશે એમ ધારવાથી તે ફલીને પાછો મળવા આવેલો સમજીને મનથી વધારે રાજી થયો હતો. તે બરાંનડીની ફલાસ્ક જો હુસ્યારી રાખીને તે ઓરડામાંજ તે છોડી આવતે તો આટલો વધારાનો બોજાલો કદાપીને પછીથી નડીજ થવા પાંમતે, પણ તે પેલો ન્યુસપેપરનો "વધારો" લઇને પોતાના ઓરડામાં પોહોંચ્યો, અને જમશેદ તેવામાં મરણ પાંમ્યો એટલે તેણે ઉતાવળા ગભરાતમાં તે ફલાસ્ક તુરત વેલા પોતાના ડગલાનાં મોટાં મજામાં અરધાં બે ખાંનપણે મેલી દીધી હતી, અને તેથી તે ફલાસ્ક અત્રે પોતાની સાથ

લઇ આવ્યો હતો. પણ પછીથી પોતાની ભુલ જણાઇ આવતાં તેણે તે ફ્લાસ્કનો રસ્તો કાઢ્યો હતો. તેણે તે ઉપરનું લેબલ ઉખેડીને બાલી નાખ્યું હતું, અને ખાલી ફ્લાસ્ક થાવી ઉંચી કરી દીધી હતી.

એટલા માટે પોતાના હાંથમાં હાલમાં જે કામ હતું તે જરા જોઇ લઇને તેણે તરત ઉચું કરી નાંખ્યું, અને પછી ફ્લીને બોલાવા ચંગ વગાડ્યો. પરીણામમાં, ઘરડો અદુબા જયારે અંદર આવ્યો ત્યારે તે ચોપડયાં પોતે તીજોરીમાં મુકતો હોવાથી જાંહગીરની બારણાં તરફ પીઠ હતી, પણ જેવો તીજોરી બંધ કરીને તે અદુબાની સામો થયો તેવા એક મેકને રૂબરૂ જોઇને તે સાલા બનેવી બંને ઘણાંજ ગભરાટમાં ચોંકયા અને ઉછલ્યા, કે જયારે જાંહગીરે અસાધારણ સમયસુચકતા સાચવીને એકજ પળમાં પોતાનાં મનનું પાછું સમાધાન કરી લીધું.

"તું કોણ છે? તું કોણ છે?" અદુબાએ તેને ઓળખીને ઉશ્કેરણીથી આખાં તનબદનમાં ધ્રુજતાં ફાટેલાં ઢોળ જેવા ખોખરા અવાજે પુછ્યું: "તું કોઇ ખરશેદજી લશ્કરી છેજ નહી! તું કોઇ ઠગારો છે! હું તુંને ઓળખું છ ને પુછુંછ કે તું કોણ છે!"

પણ જાંહગીર એ દરમ્યાંન, ઉપર કેહવા મુજબ, પુરતી હીંમ્મત પાછી જમા કરી લઇ શકયો હતો, અને તેણે, તેથી, સમો સમાલીને પુરતી હીંમ્મતથી આગળ વધી કહ્યું, "મેહરબાની કરીને ચુપી જાઓ; ગરબડ ના કરો, હું તમારા મરનાર બનેવી જાંહગીરનો ભાઇ જમશેદ નરીમાન છેઉં!"

"જમશેદ નરીમાન!" તે ડોસાએ બરાડ્યું; "હું તો જુદુંજ સમજયોતો. હું તો તુંને જાંહગીરજ સમજ્યોતો!"—અને હવાં તે ડોસાજી એક તડાકે યાદ કરી શકયા કે તે બંને જોડ ભાઇઓ હતા, અને ચેહરામાં એકમેકને છેક અજબજેવી હદ સુધી મલતા આવતા હતા.

"ત્યારે તે તુંજ છે! ત્યારે તુંજ તે બદમાશ જમશેદ નરીમાન છે કે જેણે હારા ભાઇની તમામ સત્યનાશી કરી મેલી, અને પોતાની એકપુરી બ્હેનને લુંટીને બીચારીને કમોહોતે મરવા વટીક દીધી? તે તુંજ છે? તું લખપતી થઇને પાછો ફર્યોછ? હું ઠગારા, તે તુંજ છે?"

"હા, બાનબહદુર સાહેબ," જાંહગીરે માથું નમાવીને કહ્યું; "માહરાં પાપ બેશક ઘણાં જબુન છે, પણ હું તેના બની શકતા

બદલા વાસ્તેજ લખ્ખોનો ધણી થઇને અત્રે પાછો ફરેલો છું! મેં તેથીજ તમારા દીકરાને મદદ કરી, અને તેમ કરીને ભલાઇની નાખલી શરૂઆત કરવાનું કીધું. મેં તમારા જાંહગીરને ઘણો લુટયોછ, જેથી હવે તેની બાપડી છોકરીને તમો સાહેબને બની શકતી મદદ કરવા હું ખરાં દીલથી ખંતી છેઉં."

"ધુટ, નહી જોઇએ!" તે ડોસાએ પોતાની રૂપેરી મુઠની જાડી લાકડી ટેબલ પર જોસથી અફાળીને જુસ્સાથી કહયું. "લે ત્હારો આએ ચેક પાછો! મને ત્હારા પાપી પઇસામાંની એક પઇની બી મદદ નહી જોઇએ."—અને તે સાચ્ચા સદગ્રહસ્થે ઘણા પ્રમાણીક તુચ્છકારથી જાંહગીર ઉભો હતો તે બાજુની ટેબલ પર તે ચેક પાછો ફેંકયો.

"તમે એમ ના કરો, સાહેબ," જાંહગીર એમ છતાં કગરયો. "જાંહગીર પર તમારૂં કમ હેસાંન નથી. તેની બાપડી છોકરીના તેઓનાં આવા મોટાં સંકટ વચ્ચે તમે સહાના વાળી થયા, અને તેઓએ વરસો તક તમારો ખસમાનો ખાધેલો છે!"

"તે મારી બેહન ને દીકરી હતી," ખાંનબાહદુરે મગરૂરીભર્યા તોરથી જવાબ કરતાં કહયું, "અને મેં જે કીધું તે કરવાને ખોદાનાં ઘેર સુધીની માહરી ફરજથી હું બંધાયલો હતો!"

"તે હું મંજુર કરૂંછ," જાંહગીરે આગ્રહ કર્યો, "અને હવે ત્યારે જરા મોટું દીલ બનાવીને તમો સાહેબ આએ વખત આવ્યાછ ત્યારે મને માહરી ફરજ બી બજાવવા દેઓ! જો જાંહગીર જીવતો હતે તો મારા પસ્તાવાની તોજેશના આવેશમાં તેને હું જે આપતે તેજ હું મેહરૂ ને કુમીને આપવા દેવાની તમો કને કાકલુદી કરૂંછ. રજા આપો, ખાન બાહદુર સાહેબ, અને માહરી તમામ દૌલત તમારા અને તે લોકનાં નામપર બેંકમાં જમા આપવા હું ખરી મનસનીથી ખડે પગે તઇયાર છું. માહરી વીનંતી ફકત એટલીજ છે કે એ રીતે માહરી ખરી લાગણીને વાસ્તે તમારી એક વાર જો ખાત્રી થાય તો મને મેહરબાઇને એકાંતમાં થોડો વખત મળવા દેજો. માહરે તેવણુ આગળ વધારે ખુલાસો કરીને તેવણુની ફરી માફી માગી લેવાની છે."

"તે નહી બનશે," બુઢ્ઢાએ તોરથી કહયું. "ત્હારા ચહેરામાં બહેસ્તીના ચહેરાને મલતું એકમલતાપણું એટલું બધું છે કે તુંને જોઇને તે માહરી ગરીબ બેહેન ધ્રુજીજ પડશે! તે તુંને કદી બી માફ

કરી શકવાની નથી. તેં કરેલી સત્યાનાશીની મોહકાણમાં તાહરો ભાઇ જેલમાં ગીયો એટલીજ હીણપરતી અમે ખમીને બેઠાં નથી. તે છેલ્લે એક કરપીણ ખુંની વટીક થયો—"

"તે ખોટી વાત છે," જાંહગીરે ઉશ્કેરણીથી કહયું; "હું તે માનતો નથી. મારી ખાત્રી છે કે તે બીલકુલ નીર્દોશ છે."

"ખોદા કરેને તેમ હોય!" ડોસાજીએ દુઆ કરી. "એટલી છેલ્લી હીણપરતી બી અમારે વાસ્તે બચે તો કાહાંનું કાહાં, પણ તે કદી નીર્દોશ બી હોય તો હવે પુરવાર કેમ કરી શકાય?"

"પુરવાર થવુંજ જોઇશે. એનાં નામને લાગેલો એ મોટો કલંક આપુને ધોઇ કાઢવોજ જોઇશે," જાંહગીર જારતી ઉશ્કેરાયો.

"પણ તે કોણ કરી શકે?"

"હું કરી શકું!"

"તું! તું કેમ પુરવાર કરશે?"—અને ખાનબાહદુર, ઘણો અજબ થયલો, જેને તે "જમશેદ નરીમાન"જ ધારતો હતો તેને ધારી ધારીને જોવા લાગ્યો!

"જાંહગીર મરી ગયો ત્યારે પરેલનાં ભોઇવાડા સ્ત્રીટનાં એનાં ઘેરમાં હું એની સાથે એની આગળ હતો," જાંહગીરે શાંતીથી જવાબ કરયો.

"તું એની સાથે? એની આગળ? તે મરી ગયો ત્યારે?" ડોસાજી અકળાઇ ગયા.

"હા," જાંહગીરે કહયું. "તે કાંહાં રહેતો હતો તેની મેં ખબર મેળવી, અને હું તેને મળવા ગયો. ને રાતનો વખત હતો. અમો ભાઇ ભાઇઓ વચ્ચે પહેલાં તો અલબત ટપાટપી ઘણી થઇ, પણ છેલ્લે તેણે મને માફ કીધું. એવામાં પેલા પીરમહમદનાં ખુંનને લગતી ખબરના એકસ્ત્રા ત્યાં વેચાવા આવા, અને જાંહગીર દોડીને એક નકલ વેચાતી લઇ આયો. તે પછી તે તેણે વાંચ્યો, અને વાંચીને ઘણો ઉશ્કેરાયો. તેણે પછી બધી માહરી આગળ માંડીમેલીને વાત કીધી. તેણે પોતે તદન નીરદોશ હોવાની મને બાતમી ને ખાત્રી આપી, અને એમ કરતાં તે એટલો બધો ઉશ્કેરાયો કે વાત કરતાં કરતાં હાર્ટ અચાનક બેસી ગયું ને બીચારાએ જીવ મુકી દીધો!"

"અને, બાઇ ગૉડ! તે છતાં તું મરનારની લાશને ત્યાં એકલી મુકી નાહસી ગયો?" તે ડોસાજી તો આ સાંભળીને એકદમ પાછા છેડાયા ને પ્રવારે ગયા; "હીચકારા, બેશરમ, બાયલા કોઇ એક કુત્રાની લાશને એકલી નહી છોરે ને તું જરથોસ્તી જેવો જરથોસ્તી ત્હારા માંએજણ્યા ભાઇનાં રવાંનને મુંબાઇ જેવાં શહેર ઘેરમાં પરતું મુકીને નાહસી ગીયો? નાહસીગીયો તો બરજાહનમ, પણ તેનાં નામને કાલી ટીલી પોંહચેલી છે એમ જાણવા છતાં તે બદનામીમાંથી તેને બચાવાની વટીક તુંને જરા થઇને ઉલટ નહી થઇ! તુંને જરથોસ્તી કોણ કહે! તું ભઇ નહીં પણ એક કસઇ એક દોજખી શેહતાન છે!"

જાંહગીર અકળાઇ ગયો. આ શું વળી નવું કાંટાનું કટેસર! હવે તેનું ઘણું મન થયું કે આદુબાને તે. વિશ્વાસમાં લે અને પોતે જમશેદ નહી પણ જાંહગીરજ હતો એમ બધું ખરેખરૂં કબુલ કરી દે, કે જેથી કેવા સંજોગમાં પોતાના મરનાર ભાઇનાં રવાંનને એકલું મુકી તેને નાહસી જવું પડયું તે વાતનું વાજબીપણું તે તેઓને સમજાવી શકે; પણ તે હીંમત કરી શકયો નહી. તેને ખબર હતી કે તેનો બનેવી માથાંનો ગેપ અને ભેજાંનો ફાટેલ હતો. તે ખરાંનો ખાં એવી ભયંકર ઠગાઇમાં શરીક અને શામીલ થવા નાજ પાડી બેસે તો? તેણે તો હાલ કલેવલેજ કામ લેવાનું હતું. તેણે તો હાલમાં પોતાનાં નામપરની કાળી ટીલી ધોઇ કાઢી નાંખવાની હતી, જેથી અદુબાની એ સખ્ત તાંણાજાંણી છતાં હજી કાચ્ચે પાયે પોતે જાહેર નહીજ થવાનો તેણે મનથી તરત પાક્કો ઠરાવ કરી લીધો.

"કાંએ, ચુપ કેમ થઇ ગીયો? સીવઇ કેમ ગીયું?" ખાનબાહદુરે પાછું બખાલ્યું. "તે બીચારો એક ખુંન વાસ્તે નાહેકમાં વગોવાયો એમ તુ જાણુતો હતો છતાં તે તેનું બેગુનહાપણું પુરવાર કરવા બી બાહેર નથી પડયો? શરમ છે! હેફ છે ત્હારી પર!"

"તમો જુદા જુદા ઉશ્કેરાવોછ, ખાનબાહદુર સાહેબ," જાંહગીરે અંતે નમ્રતાથી સમજાવ્યું. "તમે ભુલી જાઓછ કે જો હું બાહર આવતે તો હું ખરશેદજી લશ્કરી નહી પણ જાંહગીરનો ભાઇ જમશેદ નરીમાન છેઉં એમજ બધું જાહેરમાં પકડાઇ આવતે, અને હું મુંબાઇથી નાહસી ગીયો ત્યારે જે ક્રીમીનલ વોરંટસ મારે માટે નીક-

ગએલાં હતાં તે તાબરતોબ લોકો રીનયુ કરાવી લેતે. તમે ભુલીજ જાઓછ કે મેં પેહડીમાં માહરા ભાઇ જાંહગીર અને બેહન નાજાંનાજ અવેજો ઉચાપત કર્યાં નહીં હતા પણ બીજાં બી ઘણાકના ડીપાઝીટ અવેજો હું ખાઇને નાહસી ગયો હતો !"

"એ હું માનતો નથી," ડોસાજીએ માથું ફફડાવીને કહયું. "ત્હારા જેવા ધીચકારાઓ જીવવા જોઇતાજ નથી. ત્હારે ગમે એ જોખમે બી જાહેર થવુંજ જોઇશે, અને ત્હારી ભોજાઇ અને ભત્રીજીની ઇજ્જતને ખાતર મરનારનાં નામ પરતી એ મોટી કાલી ટીલી ધોઇ કાઢવામાં અમોને મદદ કરવીજ પડશે !"

"તે મદદ કરવા હું ખુશી છું—જો તમો મને બચાવો ને મદદ કરો તો !"

"હું તુને મદદ કરૂં ? હા; અલબત; હમણાજ ! અબઘડી હું પોલીસને બોલાવી લેઉછ અને ત્હારૂ પખરૂં પકરાવી દેઉછ !"

તે ડોસો ખરાં દીલથી ઉશ્કેરાયલો હતો. તેને ઘણુંજ ઝનુન છુટતું હતું. આ આદમીએ તેની એકનીએક બેહેનની જીંદગીનો શરયામ કચડઘાણ કાઢી નાખ્યો હતો એ ખ્યાલ તેને ગુસ્સાથી ઘેલોજ કરી નાંખતો હતો, અને તે કીનાનો તલબગાર થઇ ગયો હતો ! તે જે મોટો ભવ્ય મેહલ જેવાં બંગલામાં આલીશાંન ફરનીચર સાથે મોજ કરતો રહેલો દેખાતો હતો તે જોઇને તેની આંખમાં વધતું ખુન આવતું હતું. તે પ્રમાણીક આચારવીચારના જઇફ આદમીને લાગતું હતું. કે એ એક જાહેર નાલેશી હતી.

"ત્યારે તમો તમારૂ સુજયું કરો" જાંહગીરે હવે દમ કસ્યો. "તમે જો મને પકડાવશો તો હું જાંહગીરને બેગુનાહ ઠરાવી શકાવાનો નથી. તમે મને મળતા થશો, છુટતો રાખશો ને મદદ થશો તોજ આપણી ફાવત છે. હું એકલો એમ કેહુ કે જાંહગીર મરને દમે માહરી આગળ પોતાનું નીરદોશપણું જાહેર કરી ગયલો છે તો કાયદામાં તે કાંઇ ચાલવાનું નથી, અને તેટલાંથી તમારૂ ને માહરૂં કાંઇ વલવાનું નથી. એ તો જ્યારે ખરા તકસીરવારોને આપણે પકડાવી આપી શકશું ત્યારેજ જાંહગીરની નીરદોશતા આપણે બેતકરાર પુરવાર કરશું."

"ને તેમ તું કરી શકશે ! તેમ તું કરી શકવાની મને ખાત્રી આપેછ !"

"હા, જાંહગીરે મને આપેલી બાતમી મુજબ પોલીસને હું ખરે રસ્તે પારવા માંગુછ."

"ત્યારે તું પોલીસમાં જતો કાંએ નહી!"

"માહરેથી જવાયજ નહી. હું તમોને તેના સબબો સમજાવી ચુકયોછ."

"ત્યારે શું ત્હારે બદલે હું જાઉં?" ડોસાજીએ પાછો ગુસ્સો કરયો.

"તમે બી નહીજ. તમે ફક્ત એટલુંજ કરો, ખાનબહાદુર, કે ઘેર જઇને તમારા દીકરા ફ્લીને માહરી પાસે અત્રે પાછો મોકલો," જાંહગીર માંગી લીધું.

"ફ્લીને? તે શું કરી શકવાનો છે?"

"તે માહરો પ્લાન હું અત્યાર તમોને બધો સમજાવવા માંગતો નથી. તમારે મારી પર વિશ્વાસ રાખવો જોઇશે," જાંહગીર બજીદ થયો. "મેં જે પ્લાન મનમાં ધારી રાખ્યોછ તે મુજબ હું કામ લેવશ તો હું તમોને ખાતર જમા આપુંછ કે જાંહગીરને આપણે જરૂર નીરદોશ ઠરાવી શકશું."

તે ડોસો ધચુપચુ થયો. તેને લાગ્યું કે આ માણસ ખરૂં કહેતો હતો. તેની પાછળા કરણી વાસ્તે તે પુરતો પસ્તાતો હતો તે આ પર થીજ પુરવાર થઇ શકતું હતું કે તેણે ફ્લીને ત્રણ હજારનો એક ચેક બી કશી એ આનાકાની વગર સામું અસ્ટમ પસ્ટમ સમજાવીને આપયો હતો. તેણે તેથી—તેને લાગ્યું કે—ઉતાવલે કશું દોહડ નહી કરવું જોઇએ. તે તેને જે કરવું હોવ તે કરવાનો વખત આપી જોવા ચાહતો હતો.

"ઠીક છે, હું ફ્લીને ત્યારે ત્હારી આગળ ઘર જઇને મોકળી આપુંછ." તેણે અંતે નરમ થઇ જઇ કહ્યું. "માહરી ગરીબ બેહન અને ગાય ગોસ્પંદ જેવી કુમીને ખાતર હું જાંહગીરની નીરદોશના પુરવાર થયલી જોવા ઘણી ચાહુંછ, અને તું જો તે કરી આપી શકશે તો કદાપી હજુર બી હું તુને માફ કરી શકશ."—અને એમ કહીને, ગુસ્સામાં ને ગુસ્સામાં ને ધમકમાં ને ધમકમાં, સલામ શેકહેંડના કશા બી તાઝીમતવાઝ વગર તે ખાનબહાદુર બુઢો તે ઓરડો છોડી ગયો, અને તે ઘરમાંથી બાહર પડ્યો.

હવે ખાંનબાહાદુરે પોતાના દીકરા ફલી આગળ જઇને તે બધી વાત કરી અને તે લખપતી શેઠયો કોઇજ નહી પણ પોતાના ધુવાનો ભાઈ જમશેદ નરીમાન હતો એમ જાણી ફલી પોતે થોડો અજબ થયો નહી એમ છતાં એ પછી પોતાના ખાનબહાદુર બાપના હુકમ મુજબ તે તરતજ જાંહગીરને મળવા તેને બંગલે દોડી ગયો.

જાંહગીરે તેને તરત અંદર બોલાવ્યો તે તેના ચેહરાપરથીજ, પાંમી ગયો કે તેના બાપે તેની આગળ બધી વાત કરેલી હતી.

"તમારા બાવાએ તમારી આગળ માહરે લગતો બધો ખુલાસો કીધોછ?" તેણે એમ છતાં પુછયું.

"જી હા; ને એવણુ એમ કેહછ કે તમે કાંઈ મારી મદદ માંગોછ?" ફલીએ અજબ થતાં કહયું. "હું એમા શું કરી શકવાનો છઉં?"

"તું ઘણું કરી શકશે, બેટા!" જાંહગીરે હીમ્મત આપીને કહયું. "તેં મને પેલા કોઈ નાટકવાલાની છોકરીની સાથના ત્હારા પ્યારની વાત કહેલી છે. વળી તેં એમ બી કેહયુંછ કે તે ફેમીલીને સુપ્રીનટેન્ડંન્ટ જોન્સ સાથે ઘણી પીછાંણુ ને વેરવટ છે, અને મી૦ જોન્સ તે લોકને છેલ્લાં મળવા ગયે ત્યારે કહી ગયો કે મરનાર જાંહગીર ખુંનમાં શામીલ હોવાની વાત તે હજી બી માંની શકતો નથી?"

"હા; એમ મને ફેનીએ કહેલું ખરૂં."

"હવે એ સુપ્રીન્ટેંડનટની માહરે ખાત્રી કરવી છે કે જાંહગીર તદનજ નિરદોશ હતો," જાંહગીરે સમજાવ્યું. "તેને જાલ ઝવેરીએ ફસાવવા માંગ્યો હતો, અને રાત્રે તે પીરમહમદ સાથે તેને બંગલે શું કરવા ગયો હતો તે બી બધો ખરો ખુલાસો એ સુપ્રીનટેંડંનટ આગલ થવો જોઇએછ."

"અને ત્યારે મને તો સુપ્રીનટેંડન્ટને કેહવુંજ પડે કની કે તમે કોણ છેઆ?" ફલીએ સંકાશીલ પુછયું; "મારા ધુવા ગુજરયા ત્યારે તમે તેવણુને આગળ તે ઓરડામાં હતા એમ તો જાહેર થવુંજ જોઇએ કેની?"

"નહીં, હું કેહું તેમ કર. એ સુપ્રીનટેંડંનટને હું ઓળખું છ. તે ખરેખર ઘણો દયાળુ ને ભલો માણસ છે," જાંહગીરે સમજ આપી. "હવે ત્હારે એટલુંજ કરવાનુ છે કે તું તેને જઇને મલ,

અને તેની પાસે પેહલાં વચન લે કે એક આદમી એ આખું તરકટ પકડી આપવામાં તમોને મદદ થવા માંગેછ, પણ સરત એ કરેછ કે તે આદમીનું નામ તમે જરા બી જાહેરમાં લાવો નહીં"

"ને તે એ સરત કબુલ રાખશે!"

"ઘણી ખુશીથી કબુલ રાખશે. તે તો એ પોલીસવાલાઓનો ધારોજ છે," જાંહગીર સમજાવ્યું. "તું ફકત એમ તેને ખાત્રી આપજે કે એ ખબર આપનારને ખુન સાથે કશુંજ લાગતું વળગતું નથી, અને તે ફકત પોતાનું નામ એ વાતમાં છુપું રાખીનેજ આખું તરકટ તમને જાહેર કરવા ને પકડી આપવા માંગેછ તો ઘણું બનવા જોગ છે કે તે એ સરત એકદમ બાપછ્ કરશે."

"અને જો તે એ સરત કબુલ કરે તો હું તેને અહીં લઇ આઉં?"

"હા, —જો તે એ સરત કબુલ કરે તોજ!"

"પણ હું કાંઇ તે સુપ્રીનટેંડનટને ઓળખતો નથી. મેં તો કોઇ દહાડે તેને જોયો બી નથી!"

"તું ફરેનીની મારફતે તેને નહીં મળી શકે!"

"પણ ફ્રેનીને બેર કાંઇ હું જનો નથી. તેનાં માયબાપ કાંઇ અમારે લગની એ વાત હજી જાણતાંજ નથી. તેમ કેહવો તો હું પાધરો પોલીસપરજ જાઉં ને તેને મળું?"

"નહી, તે ઘણું ઠીક નહી પરશે," જાંહગીરે જરા વિચાર કરી લઇને કહ્યું. "તાલ્હરી સાથે બીજો એક જરથોસ્તી હોય તો કામ વધારે પકકું થશે, અને ફ્રેની જેવી એક ભલી છોકરીની શામેલગીરીથી આપણા હાથને વધારે મજબુતી મલશે. આટલા વાસ્તે ઘણું ચાહવા જોગ છે કે તું પહેલાં ફ્રેનીનેજ મલ અને તેની સાથે બધી વાત કર, જેથી પછી ફ્રેની ને તેના બાપની મદદ લઇને તું સુપ્રીનટેંડનટ જોનસ ને મલી શકે."

ટુંકમાં, ફલીને જાંહગીર ઘણો વાર પોતાની પાસે બેસાડીને કેમ કામ લેવું તેની બધી બારીક સમજ આપી, અને પછીજ ફલી ગયો. જાંહગીરને તેથી ઘણીજ ધીરજ મળી. એ તે જોનસને બી ધાભરવા માંગતો હતો કે તે જાંહગીર નહી પણ જમશેદ હતો, અને બનવાજોગ હતું કે તે એકમલતા ચેહરાની તાસીરથી તે જેમ

અદુબાને હાપ આપી શકયો હતો તેમ સુપ્રીનટેંડનટ જોનસને બી આપી શકે! ખરી વાત હતી કે અદુબાએ તેને છેલ્લો જોયો તે પછી તો વચમાં વરસો વહી ગયાં હતાં, કે જયારે જોનસેતો તેને ઉપરાસાપરી અને વળી ઘણાજ થોડા દહાડાની વાતપર જોયલો હોવાથી તે કદાચ એ તરકટ પકડી બી કાઢી શકે પણ એવા એક જોખમ ખેડયા વગર હવે બીજો ઉપાયજ શું હતો?

જો જોનસ માની જાયકે કે તે જમશેદ હતો તો તે કારજ બધું સહેલ અને સરલ થઇ જવાનું હતું. તે પહેલાં મંચી ફકીરાને અને જાલ ઝવેરીને પકડવા માંગતો હતો, અને પીરને મારવા નહીં પણ પીરને તારવા ને બચાવા તેણે તેની નોકરી કબુલ રાખી હતી તે બધું પુરવાર કરી આપવા માંગતો હતો. વળી એ ખુન કરનાર "રાજો અને તેના સાથીઓજ હોવા જોઇએ એવો જે તેને સુબેહ થયો હતો તે પણ તે પોલીસને જાહેર કરવા માંગતો હતો. એપોલો બંદરની નવાં વરસની આગલી રાત્રે "રાજો તેને મલ્યો હતો, ત્યારે પેડર રોડપર એક માલદાર ખોજા ગ્રહસ્થનું ઘર ફાડવા તેણે તેની શામીલગીરી માંગી તે પુરવાર કરતું હતું કે તે લોકો જો ચોરી કરવા ગયલા હોય. અને તે વખતે પીરમહમદ તરતનોજ ઘેર પાછો ફરેલો હોંવાથી જાગતો હોય તો ઝપાઝપી થતાં ચોરોએજ તેને જાંનથી મારયો હોય. એજ આબાદ બેસતું આવતું, અને એ બધી વાત અને બાતમીઓ તેણે જાંણે મરણ પામેલા જાંહગીરની મારફતે મેળવી લીધી હોય તેમ તે સુપ્રીન્ટેંડન્ટ જોનસને કહીને ધાબરવા માંગતો હતો;



## પ્રકરણ ૫૮ મું

——:o:——




ટસન હોટેલનો' નો પેલો એક પોરચ્યુગીઝ વેટર મારટીન "ભાયખલા" હોટેલ ના એક બીજા જરમન વેટરનો જીવેજાન દોસ્તદાર થતો હતો., અને તેણેજ તેથી તે જરમનને ખરશેદજી લશકરીને પાછલથી ઓળખાવ્યો અને બતાવ્યો હતો.

વાંચનાર યાદ કરશે કે જમશેદ સાઉથ આફ્રીકાથી પાછો ફરેલા ખર-શેદજી લશકરી ને નામે થોડા દહાડા વૉટસન હોટેલમાં રહયો હતો, વૉટસન હૉટેલમાં રસયો હતો, જ્યાં એ મારટીન તેની ખીદમતમાં હતો; અને વેટરો પોતપોતાનાં કુળોને લગતી એવી વાત અરસપરસની દોસ્તીની મીલાકાતો થતાં એકમેકને ઘણી કહે છે તે તો જાણીતી બીના છે.

અને એ એતેફાક થયો કે આ જરમન વેટરનીજ મદદની તેની જાતવાલી પેલી કેથેરીન વેબરે આર્જુ કરી હતી. તે જરમન અબળા ખરશેદજી લસ્કરીનો જાન લેવા કલકત્તાથી પાથી ફરી તે એ વેટરે તેણીને ત્યાં આપેલી બાતમીનુંજ પરીણામ હતું. એ સઘળું આપણે આગળ વાંચી ચુકયાં છીએ. તે જવાંન જરમન કેથેરીનનો ખુંની પ્રપંચ બીચારો કશોંજ જાંણતો નહી હતો. તે તો એમજ જાણતો હતો કે કાંઇ મદદ માંગવા કે એવાંજ બીજા કાંઈ કામકાજને વાસ્તે કેથેરીન તે લખ્ખોપતી શેઠયાને મલવા માંગતી હતી, અને તે એમ ધારીનેજ તે અંબળાને એટલી બધી મદદ કરતો હતો.

તે સ્ટેશનપર કેથેરીનને મલ્યો હતો, અને તેણીની ફરમાસ મુજબ પછીથી તે જ્યાં મેડોઝ સ્ટ્રીટમાં ઉતરેલી હતી ત્યાં તેને પાછો મલવા આવ્યો.

"હા, ઑટો?" તેને જોઇને તે જરમન અબળાએ ખુશાલીથી પુકારયું. "તું ખરેખર ઘણો ભલો છે. તું કેટલી બધી મને મદદ કરેછ?"

"હું જે કરી શકતો હોવશ તે ઘણી ખુશીથી કરશ, બાંનુ," ઑટોએ જવાબમાં તાબેદારીથી કહયું.

"બેસ ત્યારે; હું તુંને માહરી મતલબ સમજાઉં," કેથેરીને પોતાના પાટયાં ગોઠવ્યાં,—અને ઑટો બેઠો. "તેં મને પેલા પારસીનું એડરેસ આપ્યું તે મુજબ બે વખત હું તેના બંગલાપર ફેરો મારી આવી, પણ તે તો મલતોજ નહીં."

"તમારે તેને જરૂર મલવુંછ—એમ?"

"હા, જોઆન્સબર્ગમાં માહરા અદરાયલા સાથે એ પારસી હતો, અને તેઓ વચ્ચે ઘણું સારૂં થઇ ગયું હતું, એટલે એ મને ઓળખશે તો જરૂર કાંઇ ને કાંઇ મદદ કરશે," કેથેરીને સમજાવ્યું. "પૈસા

અની પાસ ઘણુા પુરતા છે, અને મને મદદ થવા ચાહશે તો ઘણી સારી મદદ કરસે !"

"પણ ત્યારે તમને મલી કેમ નહી શકયો ?"

"તે કોઇને મલતોજ નથી," કેથેરીન નાઉમેદીથી જવાબ કરયો. "તે પોતાના સેક્રેટરીનેજ બધાંનો હવાલો આપેછ, ને માહરે સેક્રેટરીને તો મલવુંજ નથી. માહરે તો રૂબરૂ તેનેજ મલવુંછ."

"પણ ત્યારે હું શું કરી શકું ?"

"તું મેહરબાનીની રાહે એટલુંજ કર કે માહરી સાથે આવ અને તેને બતાવ અને ઓળખાવ," તેણીએ માંગી લીધું. "બીજુ તુંને કાંઇજ કરવાનું નથી. મેં તેથીજ તુંને અત્રે દીવા થયા પછી આજે પાછો મને મળવા બોલાવ્યોછ."

"પણ હું તમોને કયાં લઇ જાઉં ? કેમ ઓળખાઉં ?"

"તેના બંગલાપર. આપણે બંને જણુ ત્યાં જઇને ઉભાં રહીશું તો તે બંગલામાંથી જતો આવતો મળી જશે."

"પણ આએ રાતને વખત ?" ઑટો અજબ થયો; "કાલે સહવારે જઇશું."

"સહવારે નહીં," કેથેરીન હજી બજીદ થઇ. "હમણાંજ. આજેજ. રાત્રેજ. હું બધું નકકી સાંભળીનેજ આવેલી છું. એક નોકર કોઇને કેહતોતો કે શેઠ રહાંજે તો ફરવા જવાના છે ને બરાબર સાડાસાત વાગતે બંગલે પાછા ફરવાનાં છે તે મેં બરાબર સાંભળી લીધેલું છે. આપણે તેથી ત્યા જઇને ઉભાં રહીએ, અને તે ફરીને પાછો બંગલે આવે ત્યારે તું મને તેને દુરથી બતાવજે ને ઓળખાવજે. પછી હું તેની આગળ દોડી જઇને તેને જરા થોબાવશ ને માહરી વાત કરી લેવશ."

"મને તો એ પ્લાન કાંઇ ઘણો ગમતો નહીં," ઑટોએ કંટાલો કરયો. "એ તો કાંઇ ચોરી છુપાથી કામ લેવા જેવું લાગશે. સારૂં નહીં લાગશે. તેનાં કરતાં તમે કેહો તો હું કાલે સહવારે તમારી સાથે આઉં, અને શેઠ તમોને પોતે મલે એવીજ કાંઇ બંદોબસ્તી કરી આપું ?"

"નહીં, કાલે નહીં," કેથેરાઇન હજી બજીદ થઇ. "કાલે બી જઇનિ તે મલે કે નહી બી મલે ? એમ મીલાકાત થવાની નથી, અને

વાર માહરેથી વેઠાતી નથી. આજનો મોજ મહારે ગુમાવવો નથી, કેમજે આજે તો આપણે ચોકકસ પાયે જાંણ્યેછ કે કેટલે વાગે તે ઘેર પાછો ફરનાર છે. માહરૂં માન. તું જો તાહરી ગરીબ જાતવાલીને મદદ થવાજ ચાહતો હોય તો એટલી મારી આજને વાસ્તેની અરજ કબુલ રાખ.!"—અને ઍાટો, શરમ નહીં છંડાવાથી, ઘણી મુશ્કેલથી પોતાની મરજી ઉપરાંત એ વાતને એકમત થયો, અને તેઓ ગયાં.

* * * * *

જાંહગીર નરીમાન કાંઇ રોજ ફરવા જતો નહીં. તેની ફીકર—કે રખે તે ઓળખાઇ આવે ને પકડાઇ ધરાઇ જાએ તે તેને હજી એ સુખથી જરા થઇને જંપવાજ નહીં દેતી હતી. તે દિવસે તો બનતાં સુધી ઘણું જરૂરનું નહીં હોય ત્યાં સુધી કેથે બાહેર જતોજ નહીં, અને રાત થવા આવ્યા પછી ફકત પોતાને બંગલેથી નિકળેલા વરલી સુધી, પાંઉપ્યાદો, એકલો કે પોતાના સેક્રેટરી જોડે લાંબી લટાર લઇ આવતો.

તેના ગાડી ઘોડા હાલ તો બધા ખાલી જોવાના ને ભપકાના હતા. તે તેનો ઝાઝો ઉપ્યોગ કરી શકતોજ નહીં હતો. કાંઇ ન છુટકે દીસે જવાનું હોય તોજ તે એકાદી ગાડી જોડાવતો. તે નોકરે નફરોને એમજ સમજવા દેતો કે સાઉથ આફ્રીકાથી હજી તરતનોજ આવેલો હોવાને લીધે તે કામમાં રોકાયલો ઘણો રહેતો હતો.

તે દહાડે સહવારે બી ખુંની એરાદાથી તાંપતી કેથેરીન વેબર તેના બંગલમાં એક ફેરો જઇ આવી હતી, પણ જાંહગીરે પોતાના સેકરેટરીનોજ હવાલો કહી મોકળવાથી તે તેની આગળ જવા પાંમી નહી. હવે એ વખતે અનાયસે એક નોકરે કોઇ બીજા મીલાકાતીને રાતનું એપોઇન્ટમેંન્ટ આપ્યું, જે તેણી કાનોકાંન સાંભળવા પાંમી હતી. તે મીલાંકાતીને કહેવામાં આવ્યું હતું કે "શેઠ છ વાગા પછી તો ફરવા જશે, અને પછી બરાબર સાડા સાતે બંગલે પાછા ફરશે" તે માહીતીનો તેણે લાભ લીધો. તેણીએ, તેથી, સાંજે ઍાટોને પોતાની કને મદદ થવા બોલાવી મંગાવ્યો. એમ તો તે એકલીજ જતે, પણ તેણીને ભય થયો કે ફરીને તે એકલી જો ઘર પાછી નહી આવે અને સાથે બે ત્રણ બીજા બી હોય તો તેઓમાં ખરશેદજી લશ્કરી—તેણીના જાલીમ ધણીનો ભોગ—કયો તે તેણી એ જાણી શકવાની નથી, અને તેથીજ આટોને તેણે ઉપર મુજબ સાથે લીધો હતો.

તે જરમન જવાંન પોતાની જાતવાલીની એ ખીદમત કરવાની મતલબથી ( તેણીએ તેને વિનંતીથી કહી મેલ્યું હતું તેમ ) મરનાર જેમીને તેની હેવાતી દરમ્યાન એક વાર રૂબરૂ મલ્યો વટીક હતો, જેથી તે તેને બરાબર ઓળખતો હતો. એ ઓળખમાં વધારે પકકું થવાનું તો એ હતું કે મરનાર જેમીને તે વૉટસન હૉટેલમાં ત્યાંના પેલા પૈરચુ-ગીઝ વેટર મારતીન મારફતે મળ્યો ત્યારે તેના જોડે તે જોઆન્સબ-ર્ગવાલા લખપતી શેઠયાએ જરમન ભાષામાંજ વાત કરી હતી. તે ( ઑટો ) તેની કને નોકરી માંગવાના ઢોંગ કરનો ગયો હતો, અને એ બરાબર તેજ માણુસ હતો કે કેમ તે નકકી કરવા ( કેથેરાને કહી મેલ્યું હતું તેમ ) તેણે તેના જોડે જરમન ભાષામાંજ વાત કરી હતી. તે સાઉથ આફ્રીકામાં જરમન ભાષા અચ્છી રીતે શીખી ગયો હતો, અને કેથેરીનના અદરાયલા જોડે વરસોનો પરીચય થવાથી તે એ ભાષામાં લગભગ પાહવરદો થઇ ગયો હતો; અને એ સઘળું જાણેલું હોવાનાં કારણથી તે ખુંની અબળાએ આજ સાંજ માટે તે પારસીને ઓળખાવા ઑટોનેજ ખાસ કરીને સાથે લીધો.

તેઓ બને તે પછી જાંહગીરનાં બંગલા પર રાત્રે સાડાસાતેકને શુમારે આવ્યાં, અને કંમપાઉન્ડની બાહેર એક અંધારાં ખુણાંમાં દબાઇને ઉભાં. રાત ઠંડી હતી, અને એ બાજુએ બધા બંગલાઓ મોટા ઉંડાં કમપાઉન્ડનાજ આવેલા હોવાથી રસ્તાઓ પર લોકોની આવન જાવન ઝાઝી કશી હતી નહીં.

તેઓને ઝાઝું ટપવું પડયું નહીં. તેઓએ જાંહગીરને અને ફીરોઝ શેઠનાને થોડા વારમાં બંગલા તરફ આવતા જોયા, અને ઑ-ટોએ કોપરયું મારીને કથેરીને સચેત કરી. " પેલો તે ! " તેણે જાંહ-ગીરને બતાવીને કહ્યું; " પણ તમે ઉભા રેહો. હું જરા વધારે મારી ખાત્રી કરૂં. " અને જેવા બંગલાના દરવાજામાં જાંહગીર અને ફીરોઝ દાખલ થવા જતા હતા તેવો તે ધસીને જાંહગીર આગળ ગયો.

જાંહગીરે એક મોટો ઓવરકોટ પહેરેલો હતો, અને સરદીથી બચવા તેનો કૉલર છેક ગલાં સુધી ઉંચે ચઢાવેલો હતો. માથે એક ઇંગ્લીશ કૅપ પહેરી લીધી હતી.

તે વેટરે તેની આગલ ધસી જઇને જરમન ભાષામાં તેને કાંઇક કહયું, જે જાંહગીર, અલબત, સમજ્યો નહીં. તે ઉભો રહી ગયો અને

તેણે જોયું કે તે કોઇ ભીખારી ન હતો પણ વેટર જેવો હતો એટલે તેણે તે શું કહેવા માંગતો હતો તે નરમાસથી તેને ઈંગરેજીમાં પુછ્યું.

"હું જરમન નથી સમજતો, ભલા આદમી, તું શું કહેવા માંગેછ?" તેણે ઇંગરેજીમાં તે વેટરને કહ્યું:—અને એટલામાં તો કેથેરીન ઑટોનું ધ્યાન નહી એ ચાય તેમ ધીમે કદમે ચાલીને તેમની છેક લગોલગ આવી પીઠ ઉભી રહી. તેણીએ એક મોટો કલોક ઓઢી લીધેલો હતો, અને માથે એક શૉલ લપેટીને તેમાં પોતાનું મોઢું અરધું ઢાંકી દીધેલું હતું. તેણીએ વળી પોતાનો જમણો હાથ તે કલોકની અંદર છુપાવી દીધો હતો, અને તે હાથમાં કલેજું આરપાર એક લહેજામાં ચીરી નાખે એવી એક વહેતી કારી કટારી અંદરથી ઘણીજ મજબુતી સાથે પકડેલી હતી

ઑટો ઘણો અજબ થયો. એમ કેમ? વૉટસન હૉટેલમાં તો એજ આસામીએ તેની સાથે જરમનમાં સડસડાત વાત કરી હતી, અને આજે તે કાંને હાથ કેમ મેલતો હતો? તેણે તેથી, અજબ થઇને તેજ સવાલ જરમનમાં પાછો તે શેઠયાને પુછયો.

"મેં તુને કહ્યુંની કે મને જરમન નથી આવડતું?" જાંહગીરે હવે જરા તરડાઇને કહ્યું,—અને ફીરોઝ ત્યારે ગુસ્સાથી તરત વચ્ચે પડયો.

"તું શું કરવા શેઠને રોકી રાખેછ?" તેણે તેને ધમકાવ્યો; "બોલવું હોય તો ઇંગરેજીમાં કેમ નથી બોલતો?"

હવે ઑટો ગભરાઇ ગયો, ને જાંહગીર ને ફીરોઝ ત્યાં જરાતી થોભવાની દરકાર કરયા વના દમામથી અંદર ચાલતા થયા. તેઓ કંટાલો ખાઈ ગયા. તેઓને લાગ્યું કે આ કોઈ ઘેલો અથવા લુચ્ચો હતો.

મગર ખુંની કેથેરીનની ધીરજ એટલામાં તમામ ખપી ગઇ. તેણીએ, તેથી, ઝનુનથી એક પલમાં પેલી કટારી બાહેર ખેંચી કાઢી, અને જાંહગીરની પીઠમાં તે આરપાર ભોકી દેવાની મકસદે એકદમ તેની પછવાડે દોડવાનું તે કરતી હતી, જેવામાં ઑટોએ સારાં નસીબે વિજળીની ઝડપથી તે તેણીની ખુંની હીલચાલ જોઈ અને પકડી લીધી! તેણે તેણી અવાજ નહી કરે વાસ્તે વધતા ગભારાતમાં તેનું મોઢું વઢીક પકડીને દાબી દીધું!!

"તું એવું કરવા અહીં આવી ને મને બી સાથે લાવી, કમજાત?" તે જરમન વેટરે મોટા ગુસ્સાથી કહ્યું; "એ તે સાહેબ

આફ્રીકાવાલો પારસી છેજ નહી. એ કોઈ બીજોજ છે! એ જરમનનો એક હરફ બી જાણતો નથી!"

પણ તેવામાં તો વળી પછવાડેથી કોઇ બીજાએ આવીને તે કટારી સાથનો કેથેરીન વેબરનો હાથ મજબુતીથી પોતાના હાથમાં પકડી લીધો, કે જ્યારે ઑટોએ ગભરાઈને જોયું કે તે દેખીતી રીતે કોઈ પોલીસ ઑફીસરજ હતો! તે એ ઉપરથી તેને બી તે ઑફીસર પકડે કે રોકે તે આગમચ કેથેરીનનો પલ્લો પડતો મુકી તીરની ઝડપે ત્યાંથી નાહઠો, અને અંધારામાં અલોપ થઈ ગયો!

તે ઑફીસરે તેને જવા દીધો. તે કોઈજ નહી પણ પેલો સુપ્રીન્ટેંડન્ટ જોન્સ હતો, અને તેની સાથે ફ્રેલી હતો. તેઓએ બંનેએ દુરથી આવતાં કેથેરીનનાં ખુંની હુમલાની કોશેશ જોઇ હતી, અને જોન્સે એક વાઘના કુદકાથી ઉંછળી આવીને તે અબળાનો હાથ ઉપર મુજબ પકડી લીધો હતો, કે જ્યારે તે હાથમાં આવી ચુકી હતી તેજ તુરત વેળા પુરતું માનીને તેણે પેલા વેટરની પુઠ પકડવા કે પકડાવા જેવું જરૂરતું માન્યું નહીં.

મગર તાજુબ તો એ હતું કે જાંહગીર કે ફીરોઝ શેઠનાને એ બાહેરની એટલી બધી ગડબડની કશીજ માહીતી થઈ નહીં, તેઓ તો તે ગડબડ થવા પાગી તે પેહલાં સીધા અંદર ચાલી ગયા અને પોતપોતાના ઓરડાઓમાં જતા રહયા હતા.

પણ સુપ્રીનટેંડનટ જોનસ અત્રે એ ટંકાટક વખતે કયાંથી આવી લાગ્યો?

તેને ફ્રેલીજ તેડી લાવ્યો હતો. તે તેને પોતાના "ફુવાના બાઇ" સાથે મેળવવા ચાહતો હતો. તે છોકરો જાંહગીરના કહેવા મુજબ ફ્રેની અને ટોમની મારફતે એ સુપ્રીનટેંડનટ જોડે મલ્યો હતો. તેઓએ પોતાને એક તાકીદની ચીઠી લખી તેને ખાસ તેડી મંગાવ્યો હતો, અને તે ભલો ટોપીવાલો તરત આવ્યો હતો, કે જ્યારે જાંહગીરે શીખવી રાખ્યું હતું તેમ ફ્રેનીએ પેહલાં તે સાચા યુરોપ્યન પાસે વચન લઇ લીધું. એ વચન તેણે ઘણી ખુશીથી આપ્યું. જે માણસ પીરનાં ખુંન બાએ સઘળી બાતમી આપનાર હતો તેને પોતાને એ ખુંન સાથે સીધી કે આડકતરી રીતે કોઇ સંબંધ નહી હોવો જોઇએ એ કબુલાત પર તેણે મજકુર વચન તરત આપ્યું, અને પછી તરતજ

તે બાતમી આપનારને મલવા માગ્યું. એ કાંઇ નહાની વાત નહી હતી. આવાં એકમોટાં ખુંનના ભેદી મુકરદમાનો મુદ્દો પકડી આપવાનું માન તેને માટે પોલીસનાં ખાતાંમાં કાંઈ જેવું તેવું નહી હતું; જેથી મી૦ જોનસે તરતજ તે અભય વચન આપ્યું, અને જરા બી વખત નહી ખોહવાની મતલબથી તેજ સ્હાંજે ફ્લી તેને જાંહગીરના બંગલાપર લાવ્યો હતો.

"અને તેઓ કેટલા કટોકટ વખતે આવી લાગ્યા તે આપણે ઉપર વાંચ્યું. ફ્લી ભોટમાભો તો પ્રથમ કાંઇ સમજ્યોજ નહી; પણ જોનસ દુરથી જોતાં સાથેજ તરત સઘળો ખરો મામલો સમજી ગયો. કેથેરીનના હાથમાંની કટારી તે બાજુની ગેસલાઇટની રોશણીમા એક દમ ચમકી હતી, અને તે અંદર ઝનુનથી દોડવા કરતી હતી તેટલામાં પેલાએ તેન મજબુત પકડીને રોકી રાખી, અને ઉતાવલા ગભરાતમાં તે તેને કાંઇ સમજાવતો હતો એટલુંજ તે ચંચલ ઝેહનના પોલીસઓફીસરને વાસ્તે બસ હતું. તેણે, તેથી, વાઘની એક છલાંગથી ઉછાલો મારી આવીને તે જરમન અબળાનો હાથ પકડી લીધો, ને ઓટાને નાહસી જતો પડતો મેલીને ફ્લીની જોડેજોડ તે ખુંની કસ્દની અબળાને લઇને અંદર (બંગલામાં) દાખલ થયો.

તેઓને જાંહગીરે તરતજ પોતાના ઓરડામાં બોલાવ્યા. તેને નોકરે અંદર ધસી જઇને ગભરાતમાં તોતરો બોબરો થતાં પોતે બાહેર બનેલું જે સાંભળ્યું હતું તે કહયું, ત્યારે જાંહગીર પોતે કાંઇ ઓછો તરખાયો કે કમતી અજબ થયો નહીં. તે સાજનસાહબોલો તેવામાં અંદર આવ્યો, અને જાંહગીર ડોળા ફાડીને તે જરમન અબળાને જોતો હતો; પણ તેટલાં તો સુપ્રીનટેંડન્ટ જોન્સે તેને જોઇને ભયની એક મોટી બુમ પાડી, ને ગભરાતમાં કેથેરીનનો હાથ પકડેલો છોડી વટીક દીધો !

જાંહગીર એ જોતાં પોતાની કમબખ્તી તરત પામી ગયો! તેણે જોયું કે જોન્સે તેને ઓળખ્યો હતો ! એમ છતાં તેણે હીંમત પકડીને કહયું, "મી૦ જોન્સ, મેં આએ જવાંન ગ્રહસ્થથી સાંભળ્યું કે તમે જાંહગીર નરીમાનને મરનાર પીરમહમદનાં ખુંનનો જવાબદાર માનતા નથી, એટલે તમોને ચોકસ બાતમીઓ—"

"પણ પેહલાં મને કહો કે તમે પોતે કોણ છેઓ?" તે સુપ્રીન ટેંડન્ટે ગગડાટ કરયો.

"હું ખરશેદજી લશકરી છું," જાંહગીરે અવાજ ગોઠવીને જેમ-તેમ જેહમતથી કહયું. "તમે મને જોઈને અજબ થયાછ તેનો ભેદ હું તમોને ખાત્રીપુર્વક સમજાવી શકશ, પણ આએ ઓરત કોણ છે? એને જવા દેઓ!"—અને તેણે કથેરીન વેબરને બતાવી.

"એ અત્રે તમારો જાંન લેવા આવી હતી," મી૦ જોન્સે કહયું, "પણ—"

"એ જુઠો છે!" કથેરીને હયાં વચ્ચે પોકારયું. "મારી ખાત્રી કરવામાં આવીછ કે એ સાઉથ આફ્રીકાવાલો ખરશેદજી લશ્કરી છેજ નહીં, ને માહરે એને તેથી મારવો નથી. ખરશેદજી લશ્કરી તો જરમન ભાષા સારી રીતે બોલી જાંણેછ, ને આએ માણુસને તો તેનો એક હરફ બી ખબર નથી. મને જવા દેઓ! મને છોડી મુકો!"—અને તે તરતજ પીઠ ફેરીને એમ કેહતાં બારણાં તરફ દોડી! આ, અલબત, ગેરકાયદે હતું, ને તે સુપ્રીનટેંનડનટ તેને પકડવા તેણીની પુઠે દોડવાનું કરતો હતો, પણ જાંહગીર વળી વચમાં પડી તેને રોકી નાખ્યો!

"એને જવા દેઓ," તેણે માંગી લીધું "જો એને તમો પકડશો ને એની સામે કેસ ચલાવશો તો મહારે વચમાં સંદોવાવું પડશે, અને તમોને જરૂરની બાતમી એ પીરનાં ખુંન બાબેની આપવા માંગુંછ તે ત્યારે આપી શકશ નહી."—અને કેહવાની જરૂર છે કે એ દરમ્યાનમાં તો કથેરીન તે પોલીસ ઓફીસરની ઢીલી દોરીનો લાભ લઈ ક્યાંની ક્યાં વટી ગઈ ને પસાર થઈ ગઈ?

"પણ તમે ખરશેદજી લશકરી છેઓજ નહી!" તે ઓફીસરે વળી ગુસ્સાથી પાછું કહયું. "તમે—"

"હું કબુલકરૂંછ કે હું ખરશેદજી લશ્કરી નથી, જાંહગીરે કહયું હું પેલી ઓરતનાં દેખતાં એ વાત કબુલ કરી નહી શકયો હતો. હું તો જાંહગીર નરીમાનનો જોડયો ભાઈ જમશેદ નરીમાન છેઉં, ને સાઉથ આફ્રીકાથી ખરશેદજી લશકરીનાં જુઠાં નામે અત્રે આવેલો છેઉ!"

"તે બી હડહડતું જુઠું છે!" તે ઓફીસરે જાસ્તી ગગડાટ કર્યો—અને તેના ચેહરામાં ધારી ધારીને જોઈને તાજબતોબ વધારયું. "તમે ગમે તે કેહો પણ હું તમોને તમારા અવાજ સુધાં ઓલખી શકુંછ.

આગે ઓરત ગી નાજ કહી ગઈ કે સાઉથ આફ્રીકાથી આવનાર તમે નથી, તેને જરમન આવડતું હતું કે જ્યારે તમે જરમન જાણતા નથી. હું તમોને તેથી એકદમ મારા ચાર્જમાં લેઉછ! તમે જાંહગીર નરીમાન પોતે છેઓ.

કમબખ્ત જાંહગીર નરીમાન! તેનાં ગળાંમાંથી એ સાંભળતાં દુખનું એક સુકકું દચકું ફરજ્યાત બહાર પડયું. જોયું કે આ મોટા જોખમ તેણે ખેડયો તે તેણે મોટી મુરખાઇ અને ભુલ કરી. હવે, તેથી, જાસ્તી લેપડા લગાવવાની તેનામાં કશીજ કુનેહ કે હીંમ્મત નહી રહી, ને તેનું માથું તેની છાતીપર જુમી પડયું.

"હું કબુલ કરૂંછ!" તેણે મોટાં દુઃખથી હવે સરપામ નાચારી વચ્ચે કહયું; "હું કબુલ કરૂંછ કે હું જાંહગીર નરીમાન છેઉં!"— અને તેના મોંહેનો આ એકરાર સાંભળતાં બાજુમાં ઉભેલો ફલી ચીમા હલાલ ચરીક હબતી ને થથરી ગયો! શું આ તેનો ફુવો હતો? શું આ મેહરાંનો ખાવંદ ને ફુમીનો બાપ હતો? શું તે હયાત હતો? ગજબ થયો!



## પ્રકરણ ૫૯ મું.

—— :: ——




હગીર નરીમાન," એ પછી સુપ્રીનટેંડનટ જોનસે થરસાથી કહયું, "તું માહરો બંધવો છે! આએ જવાંન ગ્રહથને મેં વચન આપ્યું હતું કે પીરમહમદના ખરા ખુંનીઓની જે મને બાતમી આપે તે પોતે જો એ ખુનના અપરાધથી તમામ નિર્દોશ હોય તો અને તોજ હું તેને જતો મેલશ; અને, એટલાવાસ્તે, હું એ મેં એવણને આપેલાં માહરાં વચનથી હવે મુતલગ બંધાયલો નથી. પીરમહમદનો ખરો ખુની તું છે. ત્હારી એ ખુન વાસ્તેની શામેલગીરી જાહેર અને પુરવાર થઇ ચુકેલી છે, અને હું, તેથી તુંને સત્તાવાર રીતે કેદ પકડુંછ!"

"મગર જરા મને સાંભળશો, મી૦ જોન્સ ?" કમનસીબ જાંહગીર નરીમાને હાથ જોડીને કાકલુદીથી કહ્યું: "તમો હંમેશ માહરી તરફ ભલા હતા, અને માહરી કમનસીબી પર તરસ ખાનાર છો. જે અપરાધને વાસ્તે હું જુલમગાર જેલની સજા ભોગવી આવ્યો છું તે વટીક કયા સંજોગોમાં થયો, અને તેના સંબંધમાં બી હું ખરેખર તો કેટલો બેગુનાહ છેઉં તે સગળું તમોને રોશન છે, તો આએ એટલી એક વખત વધારે માહરી પર દયા કરો ને મને મદદ કરો !

"દયા કરૂં ? મદદ કરૂં ?" સુપ્રીનટેંડનટ જોનસે બખાલ્યું; "એક ખુંનીને તેના આરોપ ને અપરાધમાંથી છટકવા દેઉં ? તું શું ત્હારાં મનમાં માહરે વાસ્તે ધારતો હશે? તું ભુલી જાએછ કે હું એક પોલીસઓફીસર છું અને મને માહરી ફરજ—"

"હું તમોને તમારી ફરજ ઉપરાંત કાંઇ બી કરવા કેહતો કે વિનવતોજ નથી," જાંહગીરે વિનંતીથી માંગી લીધું. "હું તમારી મારફતે એ ખુનના ખરા અપરાધીઓને પકડાવા માંગુછ—બીજું કાંઇજ નહી !"

"તે બધુ તું કોર્ટને કેહજે," તે શુધ્ધો સુપ્રીનટેંનડટ બબ્બડ થયો; "એ ત્હરા ખુલાસાઓ સાંભળવા ને ચુકવવાનું મારૂંકામ નથી."

"જો તમે મને પકડી જશોતો હું એ કશુજ પુરવાર કરી શકવાનો નથી." જાંહગીરે હજી એ મીનતજારીથી માંગી લીધું "માહરૂં કોઇ માનવાનુંજ નથી ! મેં આએ માહરા જોડભાઇનાં સ્વરૂપની ઠગાઇમાં આશરો લીધો કારણકે હું જાણતો તો કે પોલીસ માહરૂં માનવાની નથી. ખ્યાલ કરો ભલા મી૦ જોનસ કે મેં પોતેજ તમોને આએ જવાન ગ્રહસ્થ પાસે અહીં સુધી તેડી મંગાવવાનો જોખમ કર્યો. તેજ તમારી ખાત્રી નહી કરશે કે એ ખુંન સાથે મને પોતાને કાંઇજ લાગતું વલગતું નથી ?"

તે સુપ્રીન્ટેડનટ જઆરા ધચુપચુ થયો. તેને કાંઇ સમજજ નહી પડી. જાંહગીર નરીમાન તો ગુજરી ગયો હતો, તેની લાશ પર જુરી વટીક ભરાઇ હતી, ને તે લાશને અવલમંજલ પોંહચાડવામાં આવી હતી; તે છતાં તે તો અત્રે જીવતો હતો ! તેને, તેથી, થોડીક આગળ તેહકીક કરવાનું મન થયું.

"ત્યારે ત્હારા ઓરડામાં અમને જે લાશ મળી તે કોણની હતી ?" તેણે ગભરાવીને પુછયું.

“માહરા જોડયા ભાઇ જમશેદની.” જાંહગીરે આતુરતાથી ખુલાસો કરયો. “તે મને મલવા આયો. અમારા વચ્ચે થોડીક તકરાર થઇ, અને તે ઘણો તણુઈને બોલતાં હાર્ટડીઝીઝ હોવાથી ટપ દઇને ગુજરી ગયો. તે અમો બધાં સાથે દગલબાજી કરીને સાઉથ આફ્રીકા નાહસી ગયલો ત્યાંથી લખપતી થઇને અત્રે પાછો ફરેલો હતો, અને તે હજી અત્રે કોઇને મલ્યો નહી હતો તે વાતનો મેં લાભ લીધો. તેણે મને ઘણા પસ્તાવાથી ખાત્રી આપી હતી કે પોતાનાં મોહોત બાદ તે સઘલું મનેજ આપી જવાનો હતો, અને તેજ મતલબનું તેણે વીલ પણ કીધું હતું, જેથી મેં તેનાં મરણ પછી મારા બચાવને ખાતર જમશેદ નરીમાન તરીકેનો અત્રે કબ્જો લઇને ફાવી જવાની હીમ્મત કીધી!”

સુપ્રીનટેનડનટ જોનસ અફસોસથી હેરત રહયો. તેના પોલીસ-ખાતાંના ચીત્રવીચીત્ર લાંબા અનુભવમાં તે ઘણાએક અચંબા ભરેલા બનાવોના સમાગમમાં આવી ચુકયો હતો, પણ આએ એક પારસીના સંબંધમાંના બનાવો તો એક સ્વપનો જોતો હોય તેમજ તેને બધા લાગતા હતા.

અને જાંહગીર એ તેની નરમાશનો લાભ તરત કાલજીથી લીધો. તેણે હવે તેને બેસાડયો, અને પછી પોતે બેસીને બધું માંડીમેલીને તેને કહયું. તેણે કાંઇજ છુપાવ્યું નહી. મંચી ફરજારા અને જાલ ઝવેરીએ ભાગમાં પીરને થોડાક નહાનકડા અવેજ ધીરીને તેની જીંદગીના વીમાની ત્રણ લાખની મોટી પાદશાહી પોલીસી ઉતારવી લીધી હતી, અને તેઓ તેના જીવ પર ટાંપતા હતા ત્યારથી તેણે શરૂ કરયું. એ પીરમહમદ યુરોપના મુસાફરીએ જવા માંગતો હતો અને એક સેક્રેટરી શોધતો હતો, જેથી સેકરેટરી તરીકે તેઓએ તેને મોકળવા કાઢયો હતો તે કહયું ને અકસમાતથીજ મરણ થયું હોય એવી રીતે દુર દેશાવરોમાં તેની સાથે જઇને તે જો પીરમહમદનું કાટલું કાઢી નાંખે તો તેને પચીસ હજાર રૂપ્યા આપવાની તે બે બદમાશોએ શરત કરીને લાલચ બતાવી હતી તે પણ સમજાવ્યું.

“અને તેં એ નોકરી કબુલ રાખી હતી?”

“હા; પીરમહમદને મારવા નહી પણ બચાવવા! હું પોતે અત્રેથી દેઠે જતો રહેવા ઘણુંજ ચાહતો હતો, અને મને એ તક મલી ગઈ તે ઘણી લાંબી નીગાહ પુગાડીને મેં કબુલ રાખી મારી

મતલબ પુરાવા સીદ્દકે એ જ ખુંનીઓને પછીથી પકડાવાની હતી, અને તેથી પીર સાથે પરદેશ જઇને કાગળો લખી તે લોકોના જવાબોના પુરાવા મને મલે ત્યારે હું પીરમહમદ આગળ તેઓને ઉઘાડા પાડવાનો હતો."

સુપ્રીનટેંડનટ જોનસે એ સઘલું ગંભીર ધ્યાનથી સાંભળયું, ને પછી પોતાની તેહકીક જારી રાખી.

"તુંને ને એને જાલે પોતાને ત્યાં જમવા તેડયા, અને ત્યાં એક બીજાની ઓળખાણ કરાવી—એમ ?"

"હા, મી૦ જોનસ," જાંહગીરે જવાબ કરયો. "જાલ અને મંચી માહરા ફરેબના આંટામાં આબાદ આવી ગયા હતા. તેઓ પ્રમાણીકપણે એમજ સમજ્યા હતા કે હું ઘણો મોહતાજ અને જીવથી કંટાલેલો હોવાને લીધે પચીસ હજારની મોટી રકમની લાલચપર પીર મહમદ સાથ જવા અને કોઇ દુરદરાજ દેશાવરમાં તેનું ખુંન કરવા ખરાં મને કબુલ થયો હતો. એટલાવારતે જાલે પછી પોતાને બંગલે એ ખાનાંની ધધુખર કરી, અને ત્યાં અમોને એકઠા કરયા અને મેલવ્યા."

"અને પછી જમીને તમો લોકો બેઉ જાલને ત્યાંથી સાથેજ નીકળયા ?"

"હા. પીરમહમદ બીજે દાહડે કેહે આખો દહાડો રોકાવાનો હતો, જેથી મને મારા પોતાના તાકીદના અંગત ખરચના બસો ત્રણુસો આપી દેવા તે મને પોતાની સાથે રાતોરાત પેડરરોડપરના પોતાને બંગલે લઇ ગયો. અમે બેઉ ચાલતાજ ગયા. તમે જાંણોછ તેમ જાલના બંગલાથી એ પીરનો બંગલો કાંઇ ઘણો દુર નથી. ત્યાં તેણે મને સો સોની ત્રણ નોટ મલી રૂપ્યા ત્રણુસો આપ્યા, અને હું ચાલતો થયો. એ પછીજે એ ખુંન થયલું હોવું જોઇએ. મને તો કાંઇ તે વાતની ખબર તક નહી! મને તો બીજી રાત્રે જમશેદ મળવા આવ્યો, અને તેનો દમ ગુંગળાવાથી હું બરેનડી લેવા સામેની દુકાણે દોડયો ત્યારે તે વખતે એક પેપરનો એકસ્ત્રા મળી ગયો, અને ત્યારેજ એ કરપીણુ ખુંન થયલું હોવાની ભયંકાર વાત પેહલીજ વખતે માહરાં તો જાંણુવામાં આવી !"

હવે સુપ્રીનટેનડનટ જોનસને બધું દીવા જેવું સમજ પડ્યું. તેણે ખાતરજમા સાથે જોઇ લીધું કે જાંહગીર ખુનના અપરાધથી ખરેખર બીલકુલ બેગુનહા હતો, અને જાંહગીરે તે તકનો લાભ લઇ તરત તેને રાજાની બાતમી આપી તે કરીમ કરમાલી (રાજો) તેને નવાં વરસની આગલી રાત્રે અપોલો બંદર પર મહયો હતો ત્યારે પેડરરોડ પર એક ધનવાંન ખોજાનો બંગલો ફાડવાની તેની યોજનામાં તેને મદદ થવા તેણે જાંહગીરને કહયું હતું તે તેણે મી૦ જોનસને હમણાં પાછું યાદ કરાવ્યું, અને તે ઘણું પ્રસંગોપાત અને પુરતું થઇ પડ્યું. વાંચનાર યાદ કરશે કે લુચ્છા રાજાએ અપોલો બંદર ઉપર જાંહગીર કને એ દરખાસ્ત રજુ કરી ત્યારે વટીક કરમસંજોગે સુપ્રી નટેંડનટ જોનસ તેઓની બાજુમાંજ ઉભેલો હતો. અને પછીથી જાંહ ગીરે મહીનાની આખેરીએ પોલીશમાં પોતાનું ઠામ ઠેકાંણુ નહી નોંધા વવાની ગફલત કરી તે વાસ્તે એ સુપ્રીનટેનડનટ હીરાજી કાચમેનવાલાં ઘરમાં તેને ચેતાવવા ગયો ત્યારે પણ એ બાબદની વાત થઇ હતી. એટલાવાસ્તે હવે અનુમાન બીલકુલ સેહલ હતું કે જાંહગીર પીરના બંગલામાંથી બાહેર પડયા પછી રાજો અને તેના મલતીઆઓ એ બંગલાપર ફકત ચોરીનો ધસારો લઇ ગયલા હોવા જોઇએ, અને તે વખતે પીરમહમદ તરતનો આવેલો અને ઘરમાં જાગતો બેઠલો મળી આવવાથી તે કરપીણોએ હોજાતોજીમાં પોતાની સલામતીને ખાતર તેને જાનથી મારીને પેલી મોટી તીજોરીમાં તેની લાશને ઠેસી દીધલી હોવી જોઇએ. તેઓ તીજોરી ફાડવા તો આવેલાજ હતા, અને તેથી કીમતી ઝર ઝવેરાત વીગેરે લુટી લીધા બાદ તે લાશને તેમાંજ છુપા વવાનો તેઓને લોભ અને વીચાર થયલો હોવો જોઇએ!

અને ભલાંઓથી ભલું જ થાય છે. સુપ્રીન્ટેંડન્ટ જોન્સ ઘણો ભલો હતો, અને આએ કમનસીબ આદમીની ખરેખરી દયા લાગી કે કીસમત અજબજેવી કીસમે જે ચોરયાસીનાં ચક્કરમાં ગલાં સુધી ફસી પડેલા કમબખ્ત સામે રૂઠયું હતું, અને જે આ એ દોરંગી દુન્યાનાં તોફાંનુમાં કંઇ અજબજેવી કીસમે હેરાંન પરેશાંન અને પાયમાલ થતો આવ્યો હતો. તેણે, તેથી, તેને પકડયો નહી. તેણે હવે પેહલ્લે રાજાની અને તેની ટોળીની ધરપકડ કરીને ખરીવાત શું હતી તે અજવાળાંમાં લાવવાનો નેહાયરો લોભ અને કસદ કરયો. એ

અલબત, તે એક મોટા જોખમ કરતો હતો કે તે એકદમ જાંહગીરને કેદ નહી પકડતો હતો — એ તેની ફરજની હદની ઉપરાંત થતું હતું —પણ તેણે પેહલાંથીજ જાંહગીરની સચ્ચાઇને નેકીને વાસ્તે સારૂં માન્યું હતું, અને તેનો તેને આ વખત પણ તે ભલા આદમીએ ભલાઇથી લાભ આપ્યો. તેણે પોતાના મનને સમજાવ્યું કે પીરનાં ખરા ખુનીઓને પકડવાને વાસ્તે જાંહગીરની મદદ અને શામીલગીરીની જરૂર હતી, અને તે જો જાંહગીર છુપ્યો અને છુટો હોય તોજ થઇ શકે. જાલ ઝવેરી અને મંચી ફકીરાને પકડવામાં જાંહગીરની જુબાનીની ઘણી જરૂર પડે અને તે વખતે તો, અલબત તેને જાહેર કરવો પડે; પણ તે આગમચ રાજા અને તેની ટોળકીને પકડીને તે એ આસામીની મજકુર ખુંનમાં કશીજ શાગીલગીરી નહી હતી એ વાત પહેલાં પુરવાર થયલી જોવા ચાહતો, જેથી તેણે જાંહગીરને તુરત વેલા જતો મેલ્યો.

"માહરૂં બી પગે લાગીને એટલુંજ માંગી લેવાનું છે," જાંહગીરે વીનંતીથી કહ્યું; "પછી મારૂં ગમે તે થાય તેની મને પરવાહ નથી. મારી મોહરદાર અને એકના એક બચ્ચાંની પાક ઇજજ-તને વાસ્તે હું આએ ખુંનમાં કશીજ રીતે શરીક નથી એટલુંજ જાહેર રીતે પુરવાર થયલું જોવા હું તલબગાર ને તલપાપડ—છેઉ. —"અને, ટુંકમાં બધા પ્લાન ગોઠવીને અને બધી સંપુર્ણ વાતચીત કરીને સુપ્રીનટેંડનટ જોનસ ફલી સાથે જાંહગીરના બંગલામાંથી જાંહગીરને પકડયા વગર, તે રાત્રે પાછો બાહેર પડયો ત્યારે છેક મધરાત થઇ ગઇલી હતી!

## પ્રકરણ ૬૦ મું.

—:o:—




પ્રીનટેંડનટ બટર્સ એ દરમ્યાન ફાંફાંમાં પડેલો પોતાની કોશેશ ઘણી ખંતથી આગળ વધારતો ગયો. તેનો બધો આધાર હવે જાંહગીર નરીમાન મરી ગયો તે વખતે પરેલના ભોઇવાડા લેનમાંનાં તેનાં ઘરમાં તેની આગળ કોણ હતું તે સોધી કાઢવમાં

અમાયલો હતો. તેટલી જો તે બાતમી મેલવી શકે તો તેને લાગ્યું કે બાકીનું તો બચ્ચાંની રમત જેવું સહેલ હતું. "ઍનકવાયરી ઑફીસ" ના તેના મિત્ર મી૦ વૅસ્ટન મારફતે (આપણે આગળ વાંચી આવ્યાં તેમ) તે એટલું તો નક્કી કરી શકયો હતો કે સાઉથ આફ્રીકાથી મોટા દલ્લો મારીને આવેલો કોઇ પારસી જાંહગીરની ખબર કાઢવા આવ્યો હતો, અને જે દહાડે જાંહગીર મરી ગયો તેજ દાહડે તેનાં ઠાંમ ઠેકાંણાંનો પતો તેને ત્યાંથી લઇ ગયો હતો; અને એ ત્યારે બેસ્તું આવતું હતું કે જાંહગીર મરી ગયો ત્યારે તેની પાસે તે લખપતી પારસીજ હોવો જોઇએ.

મગર તે કોણ હતો? તેણે મી૦ વેસ્ટનને તે કેવા ચેહરાનો અને કેવાં રંગરૂપનો હતો તે બધું બારીકીથી પુછ્યું હતું, અને જે વૃતાંત તેને જવાબમાં કેવામાં આવ્યું હતું તે ઉપરથી તો એ બાહોશ ડીટેકટીવને માનવાને લાલચ થઇ કે જમશેદનો જોડભાઇ અત્રેથી ઘણાં એક વરસોની વાત પર કાળું ધોળું કરીને દુરદેશાવર નાહસી ગયો હતો તેજ એ હોવો જોઇએ!

કમનસીબે ભોઇવાડા લેનમાંથી કોઈ એ વાતની બાતમી આપી શક્યું નહીં. કોઇએ એ મીલાકાતીને જાંહગીરને મલવા આવેલો જોયોજ ન હતો. હીરાજી કાયમેનને ત્યાંનાં તો બધાં ઘસડાઇને તે રાત્રે કોટમાં માણેકજી શેઠની વાડીમાં નવજીત બાવા ગયા હતા, અને રહી સહી નજી જે એકલી ઘરમાં રહી હતી તેને બી સહીપીતા સાથે પરેલથી કોલાબા સુધી ત્રામમાં એક લટાર મારી આવવાનું ફીકૂર થઇ આવ્યું હતુ!

બટર્સ એમ છતાં, એ વાતની પાછી ને પાછી જુસ્તેજો કરવા એ લત્તામાં અને ખાસ કરીને હીરાજી કાયમેનનાં ઘરમાં ઉપરા સાપરી ધકેલા ખાયા કરતો હતો, અને આવાં ડોસાંના ગુસ્સાનો થરમામીટર, તેથી, વધારે ને વધારે ઉંચો ચઢતો રહયો હતો! તેવણુ કંટાળી ગયાં હતાં એ ખુનની અને એ પારસી તેઓને ઘર મરી ગયો હતો તેની તે વાત તેવણુનાં ઘરમા એટલી ઉપરાસાપરી થતી રહી અને થયા કરતી હતી કે તેમણે એ વાત જમતાં જમતાં તેવણુનાં ઘરમાં કદી કોઇ કાઢેજ નહી એવો ખાસ "બુલેટીન" કાઢયો હતો. એમ છતાં નજીએ વાત ઉપાડી જે દહાડાને વાસ્તે અમો હાલમાં

લખીએ છીએ તે દહાડે પણ બટર્સ આવી ગયો હતો. એતેપરાંત જ્યારે કોઇ ઘરમાં નહી હતું ત્યારેજ તે દહાડે તે એ પરપુછ કરવા આવ્યો હતો, ને રાત્રે બધાં સાદરીપર ગોઠવાઇને પેટની પુજા કરવા બેઠાં હતાં ત્યારે નજીએ તે વાત યાદ આવતાં બધાંને કહી સંજોગ એ થયો હતો કે તે દહાડે બટર્સ આવી ગયો ત્યારે નજી ઘરમાં એકલીજ હતી. આવાં ડોસાં મોહલ્લામાં રૂવાન થયું હતું ત્યાં બેસવા ગયાં હતાં. તેવણુનો તો તે ધારોજ હતો. આખા પરેલમાં કોઇબી મરી જાએ અને અને તેવણુના જાણવામાં આવે તો સાલ્લો વીંટાડી આગળ વેરતું માથુ બાનું તતરાવી તથા શોભાને વાસ્તે એક કાલો રૂમાલ કપાલપર બાંધીને બેસવા જઇ આવવાનો અભખરો તેવણુને હંમેશ ઘણો રહેતો હતો તેવણુની તકરાર એ હતી કે એમ કરીએ તોજ આપણે પોતે મરી જઈએ ત્યારે આપણું પોતાનું પાથરણું બી ભરચક ભરાય, અને આપુને ઘણી શોભા લાગે !

અને નજીએ જાહેર કરયું કે પોલીસવાળો ગોરો " આજે બી આવી ગયો હતો. તે તો નાંખી નાંખીને હવે એમજ પુછેછ કે એ મરી ગયો તે પારસીના ચેહરાનાજ મલતા ચેહરાના કોઇ પારસીને તે રાત્રે અત્રે મલવા આવેલો કોઇએ જોઓતો કે નહીં.

તેનાજ જેવો ચેહરાવાલાને ?" ખસરૂભાઇએ મોઢાંમાં હાખી દેવાનો જે એક મોટો દબુસો તયાર રાખ્યો હતો તે હાથ રોકી રાખીને થોડો વખત થોભી જતાં પુછયું. તે પણ આજે જલદીજ ઘેર પાછો ફર્યો હતો. પેલી જરમન અબળા કેથેરીન તેબરનું કાગળ જાંહગીર નરીમાનને આપીને તે એકકી વારે રૂપ્યા હોદસોનો તડકો મારી આવ્યો હતો. ત્યારથીજ તેનું ધડપર ધડ નહીં રહેતું, અને માએ હવે એ કમાઉ પુતને કોઈ સારે ઘેર પરણાવા અદરાવાનાં કાજ વસતરાં શોધતી હતી તેની ખુશાલીમાં કાઇ નહી તો તે વાતને લગતી કાંઇ ને કાંઇ નવી જુની સાંભળવા તે રોજ ઘેર ઊલટમંદ જલદીજ પાછો ફરતો હતો. અલબત નજીનું ઘણું કોહી જતું હતું. તેને પોતાનો એ મસ્યાઈ ભાઇ ખસરૂ ઘણો ગમતો હતો, અને તેની આંખમાં ગમતી થવાના તે પોરીએ ઘણા પછાડા માર્યા હતા. એટલાવાસ્તે કોમ ને કોઇ સાથે બાહરોબાહર ખસરૂનું નકકી થતું તેનું તેણીને ઘણું ઝેર લાગતુ અને તેથી તે ઘણું ઝેર ફાકતી.

તે ઘણું કરીને તો બધાંઓ સાથે એ વાતને વાસ્તે રીસાઇ બી રેહતી, પણ આજે પેલો "પોલીસવાલો ગોરો" આવ્યો તે કાંઇ તે લોકને કહયા વના ચાલે! તેથીજ તેણે આવાં ડોસાંની આટલી બધી મના છતાં જમતાં જમતાં હીમ્મતથી તે વાત ઉપાડી હતી.

"શું નજી, શું?" ખસરૂએ તે સાંભળીને ઉપર કેહવા મુજબ એક મોટા દણુસાવાલો હાથ અજાયચેબીમાં રોકી નાખતાં સવાલ કરયો;—અને પછી પોતાના બાપ તરફ ફરીને વધાયું, "બાપા, આએ નજી કેહ તે સાંભળો કે! કેહજે પોલીસવાલો પુછી ગીયેલો જે આપરો ભારત મરી ગીયો તેજ ચેહરાનો કોઇ પારહી અહીં આવી ગીયલો કે નહી?"

"હા, પણ તેનું તું હું કેહે?" હીરાજી ખભડયો. તેવણુને કોઇ ખાતાં ખાતાં રોકે કે વાત કરાવે તે કાંઇ ઝાઝું ગમતું હતું નહીં.

"યે, હવે તો તમે બધુ ભુલીજ જયા કરો, બાવાજાંન!" ખસરૂએ છણકો કીધો. "હું રૂપ્યા દોહરસો પેલાને કાગલ આપીને મત્રી લાવેલો ત્યારે મેં આવીને તમારી આગર બધી વાત કીધેલી કેની?"

"પણ ભહી દેની હું વાત કીધેલી તે! એમ પીછોરીમાં લાલીને પથરા હાના ફેંકયા કરે?" હવે આવાંડોસાં ઉખડયાં.

"મને કાંઇ યાદ નથી!" હીરાજીએ ગુસ્સો કર્યો.

"મને યાદ છે, માસાજી," નજી વળી પાછી હવાં વચ્ચે હોમાઇ. "એવણે આવીને આપરી આગળ વાત કરેલી જે જેને કાગલ એવણુ આપી આયા તે તો જાંણે નરો નરો આપરે તાંહાં જે મરી ગયો તેજ!"

"તમ્મારા હમ—બાપા, ખરેખરો તેજ!" ખસરૂએ ઘણા જુસ્સાથી કહયું, "માહારી તો અજાયબીજ નથી ભાગતી મેં તો આપરા ભારૂતને બે ત્રણ વખત તદન અછરતો જોયલો, પણ તોબી ખદાયનાં બંદા હોવો તો માનજો કે હું જેવારે આએ લખપતી પારસીને પેલું કાગલ આપવા ગીયો ને મેં તેને બરાબર જોયો તાહરે મને તો જાણે એમ લાગેલું કે દખમાંમાંથી તેજ જાણે પાછો ઉઠી આએવો!"

"ઓ હુંહું રે, એવી વખત બે વખત વાતનાં કરતાંઓને ને કરવાવાલાં ઓનો" આવાં ડોસાંએ એ સાંભળીને પોતાના મોઢા રાથોડી સાદે

ખરાબ મારી! કબ્રમાંથી રૂવાંન ઉઠી આવે એવી અધર્મી વાત સાંભળતાં તેવણુનો અશો જીવ ઘણોજ કમકમ્યો, અને તેવણુની મના છતાં એ વાત કાઢવા વાસ્તે નજીપર તેવણે ફુલ્યાં ફુલ્યાં જેવો ડોળો કાઢ્યો! "તું મરે વાતની કરતી ને કાહરતી! હું કરૂં જે તરેલા બીંડાનાં ઘીમાં હાથ લપટાયલા છે, નહી તો હમણાં હપાત હપાતે મારીને તારો બરડો હલકો કરી નાખતે!"—અને, અલબત, ઘરમાં ડોસાનો તહરાસ ઝાઝો એટલે સૌ તુરત વેલા દમ મારી ગયાં, અને એ વાત ત્યાંજ ઢબ પડી.

પણ ખસરૂના જીવને એ પછી કલ વલતી ન હતી. તેને લાગ્યું કે પોલીસ એનાજ કોઇ ચેહરાના આદમીની જુસ્તેજોમાં હતી તો શાંએ નહી જઇને તેં પોતે પોલીસને બાતમી આપી દીએ કે તેણે એવા ચહેરાનો એક આદમી ફલાંણે ઠેકાણે જોયલો છે? ને છોકરાને લાગ્યું કે ન્યાયને મદદ થવા દરેક પ્રમાણીક શેહરીની ફરજ છે, અને તેથી તેને પોલીસને એ બાતમી આપવીજ જોઇએ.

બીજી સહવારે, તે ઉપરથી, વીકટોરીઆ જોડીને તે ભાડું કરવા જ્યારે બહાર પડયો ત્યારે પેહલે પાધરો બાયખલાની વડી પોલીસ ઓફીસ પરજ ગયો તેણે ત્યાં જઇને સુપ્રીનટેંડનટ બટર્સને મળવા માંગ્યું, અને બટર્સ અજબ થતો તેની આગળ આવ્યો, જ્યારે તેણે તેને સઘળી હકીકત બયાંન કરીને કહી. ફકત તે કાગળમા શું હતું તેજ નહી કહયું. રૂપ્યા દોઢસો તેણે તેની કીમતના આપેલા હોવાથી તેને લાગતું હતું કે તે પારસીની એટલી વાત તો તેણે ભલાઇથી બચાવવીજ જોઇએ તેણે ફકત એટલુંજ કહયું કે તે ગ્રહસ્થ ખરશેદજી લશ્કરીને નામે "ગેલમોંત વીલાં"માં નેપીઅનસી રોડ પર રહેલો છે. કે જેને એ કાગળ તે આપી આવ્યો હતો, અને તે લખપતી પારસી આબેહુબ તેનો ભાડુત જાંહગીર નરીમાન જે તેઓ ઘરમાં મરી ગયો તેને મલતો આવતો હતો

અને સુપ્રીનટેડનટ બટર્સ આ ખરેખર ઘણી અગતની બાતમી મળી જવાથી ઘણો ખુશી થયો. તેણે કેટલાક વિલટપાલટ સવાલો કરીને ખસરૂના જરૂરી જવાબો-અને તેનું નામ ઠેકાણું પોતાની નોટબુકમાં ટપકાવી લીધું અને પછી તેને ઘણો ઠેંક કરીને શેકહેનડમાં પોતાનો હાથ આપ્યો—ત્યારે ખસરૂને લાગ્યું કે તે સીધો પાધરો બેહસ્તમાં પુગી ગયો આવો એક મોટો ઓફીસર તેના જેવા એક ગરીબ

વીકટોરીઆવાલાને શીકહેન્ડ કરે એ—તેને લાગ્યું કે—તેના તમામ ધંધાદારી બીરાદરોએ ઘણું અગત્યની માનવા જેવુંજ હતું.

"આએ તો ત્યારે પુરવાર કરેછ કે જમશેદ નરીમાન પાછો મુંબઈમાં આવેલો હોવોજ જોઈએ," બેઉના જવા પછી ચાલમાંની બારી આગળ ઉભો રહીને સુપ્રીન્ટેન્ડન્ટ જોન્સ એકલો એકલો વીચાર કરવા લાગ્યો; 'પણ ત્યારે સવાલ એ છે કે તે લખપતી કેમ થયો. અને ખરશેદજી લશ્કરીનું ભલતું નામ ધારણ કરીને શું કરવા આવ્યો હશે? ગમે તે હોય, પણ જાંહગીર મરી ગયો તેજ રાત્રે એ તેનો ભાઈજ તેને મલવા ગયલો હોવો જોઈએ, અને તે એ વાત જાહેર કરવાની હીંમત નથી કરતો, કેમજે દેખાઈતુંજ છે કે તેને જમશેદ નરીમાન તરીકે રખે કોઈ ઓળખે તે વાતથી તે બીહતો હશે. હવે માહરે ત્યારે એને મલવું જોઈએ, પણ સમાલીને કામ લેવું જોઈએ. લખપતીઓને કાંઈ કચરપતીઓની કોની છેડી મુકાય નહીં. હું તેને બંગલામાંથી જતો આવતો પકડું ને વેસ્ટનને દુરથી બતાઉં, અને વેસ્ટનજો જોઈને ખાત્રી આપી શકે તેની ઓફીસમાં જાંહગીરની ખબર કાહડવા આવેલો એજ આસામી છે તો પછી જાંહગીરને ચોક્કસ પાયે પીરમહમદનો ખુંની ઠરાવવા વાસ્તે કાંઈજ મુશકેલી પડવાની નથી, અને આપણે એ એક નવી કીર્તી ખાટશું!'



## પ્રકરણ ૬૧ મું.

—:o:—




પ્રીન્ટેંડન્ટ જોન્સ પણ તે રાત્રે ઘણા ઉંડા વીચારમાં ગરક ગયો. તેણે જોયું કે બે આદમીઓ ખાત્રીપુર્વક જાણી ગયાં હતાં કે ખરશેદજી લશ્કરીને નામે "બેલમોંટ વીલા"માં રહેતો પારસી સાઉથ આફ્રીકાવાલો જમશેદ નરીમાન નહીંજ હતો, એ બે આસામીમાં એક તો પેલી જરમન બબળા અને બીજો પેલો તેની સાથે આવ્યો હતો તે એમ છતાં ગનીમત એ હતું કે તેઓ બંને તો પોતાની સલામતીનો ડર કરીને નાહસીજ ગયાં હતાં, અને તેથી તેઓ હાલમાં કાંઈ બગાડ કરી શકે

એમ ન હતું. તેઓ એક ખુની હુમલો લાવતાં પકડાઇ ગયાં હતાં, એટલે પોલીસથી બીધેલાં હવે તો તેઓ પોલીસથી નાહાસતાંજ ફર વાનો નક્કી સંભવ હતો.

અને બીજે સહવારે તે બેઉ ડીટેકટીવ દોસ્તો એકમેકને મલ્યા. એ ખસક આલીને બટર્સને મળી ગયો તે પછીની વાત છે. બંને એક બીજાની આગળ પોતપોતાની કરેલી શોધોની વાત કરીને પેટ ખાલી કરી નાખવા ટાંપીજ રહેલા હતા.

"કેમ, વીલ્યમ, કાંઇ તારી તરફનું નવું?" જેક બટર્સે તેઓ એકલા પડતાં સાથે સવાલ કર્યો

"ઘણુંજ જાણવા જેવું છે, વીલ્યમ!" જોન્સે જવાબ કર્યો, "અને મને તાહરી તાકીદની મદદ જોઇશે. હવે તો આપણને સાથે મળીનેજ કામ લેવાનું છે."

જેક બટર્સ મોટે સાદે હસ્યો.

"તેં મેલવેલી ખબરો મેં મેળવેલી ખબર જેટલું વજુદ ધરાવતી હોય એ હું માની નથી શકતો, વીલ્યમ," જેક બટર્સે બબડી ગયો; "તું ઘણો અજબ થાય વારૂં જો હું તુંને એમ કેહું કે જાંહગીર મરી ગયો ત્યારે તેની આગળ કોણ હતો તે મેં આબાદ પકડી શોધી કાઢેલું છે તો?"—અને વીલ્યમ જોન્સનાં પુછયા વગર જેક પોતાના સઘળાં સ્ટુપીડ અનુમાનો તેને કહી સંભળાવ્યાં, કે જ્યારે વીલ્યમે તો તેની એ વાત બધી તે માનતો હોય તેવુંજ ડોળ ઘાલ્યું, અને તેની બાહોશીની ઘણી તારીફ કીધી. તે હાલમાં જાંહગીરનો ભેદ પોતાના એ ગોઠયાને બી કેહવા કે જાહેર કરવા નહીજ ચાહતો હતો. તે ભલો આદમી જાંહગીરને બને તો બચાવાજ ઘણો ખંતી થયલો હતો.

"હવે એ વાત પડતી મુક, ને એક મને બીજાં કામમાં હાલ તો મદદ કર, વીલ્યમ" જોન્સે સમજાવ્યું. "હાલ તો તું એ લશ્કરીની વાતમાં કાંઇજ પગલાં ના ભર. મને એટલું પ્રોમીસ કર. હાલ તો તાહરી બધી મદદ મારે વાસ્તે સાચવી રાખ. મેં ચોકકસ ને મજબુત બાતમી મેળવીછે કે પીરનું ખુંન કરનાર પેલો રશીઅન "રાજો" છે, અને માહરે તેને ઝીલી લેવો છે. હું તુંને એ માહરી કીર્તીમાં ભાગ આપવા ને સામેલ કરવા માંગુછ. આપણે તેને પકડશું તો હું ખુંન સાબીત કરી શકશ, અને કેસ ઘણો અગતનો હોવાથી આપ-

ણુને બેઉને ઘણી સારી શોભા મલશે અને ઘણું સારૂં પ્રોમોશન પેદા કરી શકશું.”

“ એટલે, શું તું હજી તારી જીદ પકડી રાખવા માંગેછ કે મરનાર જાંહગીરને એ ખુંનમાં કશું લાગતું વલગતું હતુંજ નહી ?”

“ કશુંજ નહી,” ડીટેકતીવ જોન્સે જોસથી કહયું; “ તું ફકત એ રાજાને ઝીલી લેવામાં મને મદદ થા, અને પછી તું જો કે એ ખુંન હું પુરવાર કરી શકુંછ કે નહી !”

“ પણ માકરે તો આએ લસ્કરીને પેહલાં ગરદન મારવોછ ?”

“ પેહલાં રાજાને; પછી લસ્કરીને !”

“ વારૂં ચાલ, એમ તો એમ ! કયારે જવાનું છે રાજાની ધરપકડને વાસ્તે ?”

“ આજેજ રાત્રે ! મને એક ચોકકસ બાતમી મલેલી છે, જેથી રાજે અને તેનો મલતો દોસ્ત અમદુ આજે રાત્રે કાંહાં મલાવાનાં છે તે હું જાણી આવ્યો છું. લતો બધો એજ જાતના ઘેરફાડુઓ ને બાદમાશોથી વસાયલો છે.”

“ પેલો માહલક્ષમીવાલોજ ?”

“ તેજ” વીલ્યમ જોન્સે જવાબ કર્યો; “ આપણુને ભરેલી રીવાલવરો લઇને જવું પડશે, અને સાથે બીજા અરધી દજન ઓફીસરોને બી લેવા જોઇશે.”

“ પણ તુંને એ બાતમી લાવી કોણે આપી ?”

“ કેટ લેસલીને મેં એ કામ સોપ્યું હતું,” જોન્સે જવાબ કરયો. “ આપણાં ડીટેકતીવ ખાતાંમાં એ અબળાને રોકયા પછીથી આપણુને ઘણી મદદ થયલી છે. ગમે તે જાતના પોશાકમાં રંગરૂપ ફેરવી ગમે ત્યાં એક અબળા તરીકે એ ઘુસી જઇ શકેછ, અને ઘણી આબાદ બાતમીઓ લાવી સકેછ !”

“ વારૂં, ત્યારે આજે રાત્રે નવ વાગતે આપણુને અહીંજ મળવુંછ એમ ?”

“ હા, કેટને બી મેં અહીંજ બોલાવીછ,” વીલ્યમે જવાબ કર્યો, “ અને હું ત્હારાં પ્રોમીસ પર વીસવાસ રાખુંછ કે એ કામ સરંજામ થાય ત્યાં સુધી ખરશેદજી લસ્કરીનો સવાલ તું બીલકુલ પડતોજ મુકશે; નહી તો બધો મારો પ્લાન ઉલટાઇ જશે.”

" યુ હેવ માઈ વર્ડ ફોર ઇટ, વીલ્યમ, " જેક બટલેરે સખારો આપ્યો,—અને તે બે દોસ્તો રાત્રે નવ વાગતે નેક નામદાર રાજા અને અમદુની ધરપકડને વાસ્તે પાછા એકઠા મલવાનું નકકી કરીને તુરત વેળા તો તે વખતે છુટા પડયા.



## પ્રકરણ ૬૨ મું.

——:૦:——




નસાહેબ અદુબા જ્યારે જાંહગીરને જમશેદ તરીકે મલી અને ઓળખીને પોતાના મુકામ પર પાછા ફરયા ત્યારે તેમની તબીયત હદ વગરની ઉસ્કેરાયલી હતી. તેવણે પોતાનાં ઉતારાનાં મુકામપર આવીને તરત ફલીને બોલાવી મંગાવ્યો, અને ફીરોજ શેઠ-નાનો તે સાઉથ આફ્રીકાવાળો લખપતી શેઠયો કોઈજ નહી પણ તેના ફુવાનો ભાઇજ થતો હતો એમ તેની કને ખુલાસો કર્યો ત્યારે તે છોકરો—ફલી—પોતે પણ કાંઈ થોડો અજબ થયો નહીં. તેવણે તેને કબુલ થઇ આવ્યા હતા કે હાલ તરત ઉછાછળું તેઓ કશું કરશે નહીં, પણ ખરી રીતે તો તેઓનું પ્રમાણીક દીલ જોશ મારતું હતું કે પોતે જઇને પોલીસને જાહેર કરે કે આ માણસ મરનાર જાંહગી-રની નીર્દોશતા પુરવાર કરવાની સ્થિતીમાં હતો તે છતાં બાયલાની માંની અત્યાર સુધી દબાઇ રહેલો હતો ને ભરાયા સંતાયા કરતો હતો.

પણ તેવણે મન માર્યું. " જમશેદ " તેવણને ખાત્રી આપતો હતો કે ફલી મારફતે કામ લઇને જાંહગીરનું નીર્દોશપણું તે જરૂરજ સાબેત કરી આપશે, જેથી તેવણે તેને થોડાક વખત આપવા મનમાં ગાંઠ વાલ્યો. તેવણે તુરત વેલા ફલીને સઘળી હકીકત કહી, અને જઇને તે પારસીને પાછો મળી આવવા તાકીદ કરી—જોકે ભોળો બાલો ફલી એમાં શું કરી શકે તે કાંઇ તેઓને પોતાને સમજ પડી શકયું નહીં. ફલી પોતે બી અજબ થયો કે માહરી મારફતે કામ લઇને તે એ જાંહગીરની નિર્દોશતા કેમ પુરવાર કરી શકવાનો હતો ? વાંચનારે ધ્યાન રાખવું કે આ વાત ફલી તેને પાછો જઇને મલ્યો, કે જ્યારે

કુની મારફતે સુપ્રીનટેંડન્ટ જોન્સનેમળીને તેની મીલાકાતે તેને લઇ આવવાની જાંહગીરે તેને વરદી કરી તે આગમચની અમો લખ્યે છીએ.

અને ફરીને તેને મલવા મોકળીને ડોસાજી પાધરા પોતાની બીમાર બેહનની ખબર લેવા તેણીની પાસે તેના ઓરડામાં ગયા. કુમી એ વેલાએ તેની માયનો વખત સોહવાડવા તેણી આગળ તે દિવસનું પેપર વાંચતી બેઠી હતી. તે તાજા રાતા ગુલાબ જેવું બચ્ચું બી તમામ કાહેલી અને જંજાલી બની ગયલુ નજરે આવતું હતું, અને પોતાના હેતવંતા મામાને આવતા જોઇને તે સરેશ્તાનું જરા હસી કે જે, મગર, તદન ફીકકું ને ઉદાસીત હતું.

"જોવોની મામાજી," તેણીએ ફરયાદ કરી; "આજે તો ડાકટર કહી ગીયા કે હવે જરા જરા ઉઠીને ફરો. ગમે તો નીચે હોટેલના કમપાઉન્ડમાં જરા ઉતરો, પણ મમા માહરૂં માનતાં નથી!"

"હા, પણ કાંએ નહી ઉઠતી તું, મેહરી?" તે ડોસાજીએ એ સાંભળીને જરા ગુસ્સો કર્યો; "એમ ઘોલ્યોજ પકડી બેસવાથી શું ફાયદો છે?"

"માહરાથી ઉઠાતું નથી, અદુભાઇ," જોતાં દુઃખ લાગી આવે એટલી બધી ઉદાસીથી ગરીબ ભલી મેહરાંએ જવાબ કર્યો, "માહરેથી એ ભુલાતુંજ નથી. કુમી દીકરી તો ચેરી થાયછ. હું લોકોને મોહરૂંજ કઇ રીતે બતાઉં? ઓ અદુબા, મને ને માહરી કુમીને લઇને કેંહે દુરદરાઝ નહી તો નાહસી જાઓની?"

"મેહેર, નાહાની ના કર્યાં કર!" અદુબાએ તેનાં પાસાંમાં બેસીને તેનું માથું પસવારી તેને સમજાવી.

નહીં, માહરાથી ખમાતુંજ નથી! માહરાથી જીવાતુંજ નથી!" મેહરે પાછી ફર્યાદ કીધી. "અહીં હું ખાટલાપરથી હવે ઉઠી શકવાનીજ નથી!" જોકે માહરૂં અંતર તો હજારોહજાર શાખ પુરેછ, અદુભાઇ કે આખી આલમનાં લોક મુવાં જુઠાં છે ને માહરા વર કદી ખુંની હોયજ નહીં હું જાણું કેની? એવણ ખુંન કરે એવા ઉતાજ નહીં. બીચારા જેલ ભોગવી આયા તે બી શું કરતાં શું થયું અને કોણ મુવાઓનાં કરતુકે અમો ગરીબ માર્યાં ગીયાં! માહરો ખરોજ નેક ધણી!"—અને તે ભલી અબળા પાછી ફોકેફોકે રડી, કે જયારે કુમી પણ તેને દીલાસો દેતાં ધોધમાર આંસુઓ રડતી હતી!

અદુબાનું ઘણું મન થયું. તેવણે તેણીને ધીરજ આપવા હવે કહીજ દેવા ચાહયું કે લુચ્છો જમશેદ હાલમાં મુંબાઇમાં હતો, અને બેહેરસ્તી જે રાત્રે ગુજર્યો તે વખતે તેની આગળજ હતો, કે જ્યારે મરતાં મરતાં બેહેરસ્તી ખાત્રી આપી ગયો હતો કે તે બીલકુલ બેગુનાહ છે. તેણે, એમ છતાં, એ વાત ન્હાની કુમીનાં દેખતાં કેહવા ચાહયું નહીં, અને કુમીને, તેથી, નીચે કમપાઉન્ડમાં પા કલાક ફરી આવવા વરદી કરી.

કુમી તરત ગઇ. તે ચાતુરી તરત ચેતીજ ગઇ કે મામાજીને તેણીની માતા જોગું કાંઇ ખાંનગી કેહવાનું હશે. તેણે પોતાની રડતી માતાને, એ ઉપરથી, માયાની એક ચુંમી લીધી, અને પછી પોતે બાહેર ગઇ.

"ત્હારાં અનુમાન બધાં ખરાં છે, વાહલી મેહરાં," કુમીના બાહેર જવા પછી તે જૈફ ભાઇએ પોતાની જવાંન બેહનને સધ્યારો આપતાં કહયું. "બેહસ્તી એ મોટી નામોશીના ગુનાહનો જવાબદાર નહીજ હતો એમ કદાચ હજી બા પુરવાર કરી શકાશે ખરૂં!"

"ઓ, કરી શકાશે?" મેહરાં બીછાંણાંમાંથી ખુશાલીની મારી ચમકી ઉઠી ને ચીસ પાડતી બેઠી. "મને કેહો—કેહો, કોણ કરશે? તમે શા પરથી એમ ધારોછ, ભઇજી?"

"તું એમ જરા જરામાં ઉશ્કેરાઈ આવ્યા કરશે તો હું તાહરી આગલ કંઇ વાતજ નથી કરવાનો!" અદુબાએ ગુસ્સો કર્યો; અને પછી વળી નરીમાશથી વધાર્યું, "હું એક આદમીને હમણાંજ મળી આયોછ જે આપણી મોઠામાં મોટી ખરાબી કરનારો છે!"

ઓ, કોણ?"

"જમશેદ!"

"જમશેદ? જમશેદ અંહી કાંહથી આયો?"

"એ ત્હારી ખરાબી કરીને મુંબઈ મુકીને કહરાંમન પરેલો હમણાં અત્રે પાછો ફરેલો છે, અને લખપતી થઇને આવેલો છે. તે અહીં હાલમાં મુંબઇમાં છુપે નામે રહેલો છે?"

"પણ તે શાપરથી આશા આપોછ, ભઈજી? તે શું કરી શકવાનો છે?"

"બેહસ્તી ગુજર્યો તે વખતે તે રાત્રે એ તેની આગળજ હતો?"

"ઓ, ખરેખર!"

"હા; એ કેહછ, અને એને જુઠ્ઠું કેહવાનું કાંઈ કારણ નહી હોય ?"

"પણ મુવારે એ ! તાહારે મારા ધણી ગુજરયા ત્યારે આગળ ઉતો ને તે છતાં કોઇને કંઇ કેહરાવ્યું બી નહી."

"એ કમજાત પોતેજ બીહી બુજી રહેલો તો જાહેર શું થઈ મરતોતો ?" અદુબાએ ગુસ્સો કર્યો; "હું કેહું છ તે તું સમજેછ કેની ? એ તો છુપે નામે અહીં આવેલો છુપોછાંનો પોતાના ભાઇને મળવા ગયલો ત્યારે જાહેર કેમ થઇ શકે ! અને એ કેહછ બેહસ્તીએ મરતે દમે ખાત્રી આપી કે તેને એ ખુંન સાથે કંઇજ લાગતુંવલગતું નથી, અને તે બીલકુલ બેગુનાહ છે. તેણે બધું પુરાવા સીકે એને કહયું ને સમજાવ્યું !"

"ને તોબી તે વાત એ મુવો જાહેર નથી કરતો ?" મેહરાંએ કકલાત કીધો. "ઓ હું કેમ ખમી શકું ? માહરા નેક મરનારનાં નામ પરથી એ કાલી ટીલી ધોઇ કાહારવીજ જોઇશે ! ભઈ, તમે હમણા ને હમણાં કંઈ કરો ! એ જોઇએ તો એનાં કીધાં કરતુકોની સજામાં નરખમાં જાએ, પણ તેથી માહરા નેક ધણીનું નામ કાંએ ભુંડું થવું જોઇએ ! માહરું એકનુંએક બચ્ચું કાંએ જનમોજનમ લજવાઇને વાજવરવું જોઇએ ? તમો પોલીસમાં જાઓ ને એની કેંટ પકરાવો, કે પોલીસ એને ખરીવાત એકદમ જાહેર કરવાની ફરજ પારે !"

"વરી તું એમ આકળી થઇ, મેહરાં ?" ખાંનબાહદુરે પાછો ગુસ્સો કર્યો; "હું માહરું બનતું કરું છ. હાલ તો આપુને હજી કલેવલેજ કામ લેવાનું છે. આપુને એનાં વચન પર વિશ્વાસ રાખવો જોઈશે. એ પ્રોમીસ કરેછ કે હું જાંહગીરની બદનામી દુર કરી આપશ !"

"હા, પણ ત્હારે જરા મને તો તેની સાથે મેળવો ? મને તો એને બે વાત કેહવા ને સમજાવા દેઓ !" મેહરાંએ બેઉ હાથ જોડીને માંગી લીધું. "માહરા બેહસ્તીની છેલ્લી ઘડીએ એ આગળ ઉતો તો હું તો જરા એને મળું ને બધું જાણું ? માહરા વાહલાએ બીચારાએ કેમ કેમ પોતાનો કાજગરો જીવ કાહારયો હોશે, અને છેલ્લે છેલ્લે મરતાં દમે શું શું કેહયુ હોશે તે હું તો જરા સાંભરૂં ?"

"કંઇ ઘેલી થઇછ, મેહરાં ?"

"હા, હું ગેલીજ થઇ જવશ, ભઇજી, જો તમે દયા કરીને તરત મને નહી લઇ જશો તો!" મેહરાંએ વધનો કકલાટ કર્યો. "જીવતીજીવત બી તો ભઇ ઘણી બધી એહેજ ખરાબી કીધીછ તો હવે તેના મુવા પછી તો કહીએ જે તું એટલી ભલાઇ કર? હું તેને બધું એ કેહવા માંગુછ. હું તેને જાહેરમાં ખુલાસો કરવાની ફરજ પારવા માંગુંછ.!"

"પણ તે બધું હમણાં નહી બને!"

"હમણાજ! આજેજ, અદુબા!" મેહરાંએ કદી નહી કીધેલી એટલી બધી આજે હઠ કીધી; "તમો નહીજ લઇ જશો તો હું પોતેજ જવશ. હું માહરી કુમીને લઇને જવશ! હું પોલીસમાં જવશ! હું કંઇ બી કરશ!"

"વારૂં ચાલ, જરા ધીરી પર," તે ભાઇએ ધીરજ મનાવી; "લે, હું તુંને વચન આપુંછ કે કાલે સહવારે હું તુંને તેની આગલ લઇ જવશ ને હું મેલાશ."—એ ગરીબડી મેહરાંને એ વચન પર ફરજ્યાત સબર માનવી પડી!

બીજી સહવાર પડી. એ સહવાર તે આગળી રાત પછીની સહવાર હતી કે જ્યારે—આપણે આગળ વાંચી આવ્યાં તેમ—સુપ્રીન્ટેડન્ટ જોન્સ ફલી સાથે જાંહગીરને તેને જંગલે મળી ગયો હતો, અને તે પોતે જાંહગીર હતો અને જમશેદ નહી હતો એવો એકરાર તેના કને કરાવી ગયો હતો. તે આખી રાત જાંહગીર એક જરા સુતો નહીં હતો છેક મધરાત્રે જોન્સનાં જવા પછીથી તે જેમ તેમ મન મોટું કરીને સુવા ગયો હતો ખરો, પણ તેની ઉંઘ ઉડી ગઇ હતી, તે જાંહગીર તરીકે ફરજ્યાત પકડાઈ આવ્યો હતો અને તેના ઉપર પીરમહમદનાં ખુંનનો પોલીસને સુબેહ હતો એટલે તે હદ વગરનો પાછો બેકરાર ને ફકરમંદ બની ગયો હતો. જોન્સ તેને વખત આપવાનું વચન આપ્યું હતું ખરૂં, પણ તે બુજતો હતો કે બટર્સ જો જાણવા પાંમશે તો તે તેને જરા એ જપવા દેવાનો નથી. સંજોગો જો કોઇ બી કીસમે જરા પાછા ઉલટાઈ જાએ તો બેવડી સત્યાનાશી અને હજારો નામોશી સિવાય બીજો તેનો કોઇ ચારોજ ન હતો.

તે સહવારે નવેક વાગતે તૈયાર થઇને ઓફીસરૂમમાં આવ્યો ત્યારે તેનો સેક્રેટરી ફીરોઝ શેઠના તરતનો આવીને કામે વલગેલો હતો. તે, અલબત, ગઇ રાતના બનાવો વિશે કશુંજ જાંણતો નહીં હતો. તે તો

રાત્રે જઇને ધારા મુજબ સહવારે પાછો કામ પર આવ્યો હતો, અને પોતાના શેઠને આવતો જોઇને સહવારના ટપાલમાં આવેલાં તેના શેઠના જોગાં કાગળોના એક નહાના ઢગ સાથે તે અદબથી તેની આગળ દોડી આવ્યો. એવા મોટા માણસોને અનેક તરાહના કંટાળાનાં કાગળો રોજ મોટી સંખ્યામાં આવતાં રહે છે તે તોરનાં ઘણુંએક તે કાગળો હતા.

જાંહગીરે કંટાળાથી આડો હાથ ધર્યો. "માહરી તબીયત સારી નથી," તેણે કહ્યું; "તમે હમણાં તો જાઓ, મી૦ શેઠના, બપોરે આવજો, મને હાલ તમારૂં કાંઈ કામ નથી."—અને ફીરોઝે ઝટ જોઈ લીધું કે ખરેખર તેનો શેઠ આજે કાંઇ ઘણો નાદુરસ્ત અને નાસબર બનેલો નજરે આવતો હતો. તેને, તેથી, તેને જ્યાદા કાંઈ કહેવા કે પજવવા ગમ્યુંજ નહીં. તે હવે પોતાના શેઠને અચ્છી રીતે ઓળખી ગયો હતો. તેણે તરતજ પોતાની ડેસ્ક ચુપચુપ પાછી બંધ કરી, અને તેને હુકમ મળ્યો હતો તેમ ટોપી લઇને તે ત્યાંથી ચાલતો થયો.

જાંહગીર એ પછી પાછો એકલો પડયો. તેના વસવસતા જીવને એક પળની રાહત કે નીરાંત નહીં હતી. જોન્સ શું કરતો હશે? તે કેમ કામ લેતો હશે? તે તેને ફસાવે તો નહી? તેણે કાયદાથી ઉલટા જઇને તેને આગલી રાત્રે તો જતો મેલ્યો હતો ખરો. પણ કદાચ તેનો વિચાર ફરી બી જાય? કદાચ તે એ ઠગાઈ ચાલવા દેવાનો જોખમ નહીં બી કરવા માંગે? કદાચ તે હીંમત હારી બી જાય?

તેનું હૃદય થરથર ધ્રુજ્યા કરતું! કોઈ બી પલે પોલીસઓફીસરો ધસી આવવાની તેના જીવને ચાલુ હબાતધસક થયા કરતી હતી!

તેણે નાસ્તો વટીક, કર્યો નહી. નાસ્તો ટેબલ પર તઇયાર હતો તે બટલર કેહવા આવ્યો અને તે મન સમજાવાનું જમવા ગયો ખરો, પણ તે એક નવાલો બી ખાઈ શકયો નહી. તે ફક્ત ચંચેરીને તરત પોતાના લાયબ્રેરીરૂમમાં પાછો આવ્યો.

હવે દસ વાગવા આવ્યા હતા. તે ઇઝીચેરમાં અકરચકર કરતો હાથમાં ન્યુસપેપર લઇને તે ખાલી ટીકતો પડેલો હતો, તેટલાં એક નોકર કેહવા આવ્યો કે ખાંનબહાદુર અકુબા શેઠ મળવા આવ્યા હતા, અને તે ચમકી ઊઠયો. તો કોઇની સાથે બી વાતમાં પડીને પોતાની ફકરચીંતા વીસરવા ચાહતો હતો, અને તેનો બનેવીજ તેને તે વખતે

મળવા આવતો હતો તે તેને જાસ્તી ગમ્યું. તેણે "બોલાવ!" નો હુકમ આપ્યો.

તે (ખાંનબાહદુર) અંદર આવ્યો, પણ તે એકલો ન હતો. તેની સાથે વીધવાના પોશાકમાં, બારી કાળી સાડી પહેરેલી, એક જવાંન અબળા હતી. તેણીના હાથ, તે બીચારી અંદર આવી ત્યારે દીસ્તી રીતે ધ્રુજતા હતા.

જાંહગીર તેને જોતાં ગભરાઈ ગયો. તે ધસીને તેની આગળ ગયો.

"જમશેદ" તે અબળાએ આવતાં સાથે બોલવા માંડયું, અને પછી આંખ ઉંચકીને જાંહગીરના ચહેરા સામુ જોયું તો તેણીએ એક મોટી ભયભીત ચીસ પાડી!

"એ જમશેદ નથી!" તેણીએ પુકારયું; "એ તો માહરા જાંહગીર છે! ઓ જાંહગીર, માહરા નેક જાંહગીર! માહરા વાહલા ખાવંદ!" અને બીજીજ પલે તો જાંહગીરની પનાહ આપતી ગોદમાં તે ખરી હેતવંતી ને વફાદાર પરણેત્તર બેહોસ થઈ પડી!!

આહા, એક ભલી ને સાચી ઓરતનો પોતાના ભરથાર જોગો ખરો બુલંદ, વફાદાર, અમર પ્યાર! તેની સીફતમાં આપણે શું કહીએ ને શું લખ્યે? તે પ્યાર અને પાક વિશ્વાસ વરસોની જુદાઇ છતાં કદી મરતો કે કમ થતો નથી, અને પતીવરતા મેહરાંએ, વરસો બાદ મળવા ને જોવા છતાં પોતાના ચાહેલા ધણીને તેજ એક પાક નિગાહથી જોયલો તેજ પલે જોતાં સાથે ઓળખી આપ્યો તે વાસ્તે શું આપણે અજબ થઈશું? દયાલુ ખુદા એવી ખરી સાધવી ધર્માવતાર ને સતી સન્નારીઓ પર તું દુખનો એક ઓલો બી ઉતરવા ના દેતો!



## પ્રકરણ ૬૩ મું.

—:o:—




વીડોબાનાં ચંદીરવાલી માહલક્ષમીની પેસી મશહુર ગલી કે જેમાં નામદાર બહુ ભંડારીનું નમુનેદાર પીઠું આવેલું છે, તે ગલી અને તે પીઠાંને લગતી સઘળી જરૂરી વીગતો આગળાં એક પ્રકરણમાં અમોએ આપેલી છે તે વાંચનારાં સાહેબો ભુલી ગયાં નહી

હશે. તે આખીજ ગલી બધાં એવાં ગલીચ લોકના અધમ તેટલાજ ગીચ વસવાતની છે, અને ચોરો અને ઘરફાડુઓના વસવાતનો તો તે આજે પણ એક ખાસ મોહલ્લોજ કેહવાય છે. ખરેખર તો પોલીસના આસામીઓ એક એની સંખ્યામાં એ તરફ કદી જતાજ નથી, જે વાત જયારે સુપ્રીન્ટેંડન્ટ જોન્સે રાજાની ધરપકડને વાસ્તે એ મોહલ્લામાં ધાડ પાડવા જવાની પોતાના ગોઠવા બટર્સ સાથે ગોઠવણ કરતો હતો ત્યારે તેણે તેના કને કહેલી અને કરેલી આપણે વાંચી આવ્યાં છીએ.

જાંહગીર નરીમાને કરેલા એકરાર દરમ્યાન આપેલી બાતમી પરથી એ ધરપકડ મીં૦ જોન્સ નક્કી કરી શકયો હતો. તેણે પેહલાં રેંપુઓ છોડયા હતા, જેમા એક સ્ત્રી ડીટેકટીવ નામે મીસ કેટ લેસલી ઘણું અચ્છી બજાવી આરી હતી. તે મુસલમાની પોશાકમાં એ પીઠાં આગળ ભમ્યા કીધી, અને રાજાએ અમદુને તે ધરપકડની રાત્રે જે ઘરમાં તેણીએ જોન્સને અબાદ પત્તો લાવી આપ્યો હતો.

અને અમદુની રાજા સાથની તે રાતની નકકી થયલી એ મીલાકાત શી મતલબની હતી? છેલ્લાં આપણે પીરમહમદના બાપના બંગલામાં ધાડ પાડવા ગયલા એ નામદારોને મલ્યાં હતાં તે એક ઘણી મોટી ને નામી ચોરી હતી, અને સંજોગો એવા બરપા થયા કે ચોરી દરમ્યાન પીરનું ખુંન કરવાનું પણ તેઓને વાસ્તે ફરજયાત થઇ પડયું હતું. એ પછી તેઓ જે કાંઇ હાથ મારી આવ્યા હતા તે ઘડુ ભંડારી પાસે લાવ્યા, જેણે તે બધો કીંમતી અવેજ પચાવી પાડીને રાજાને અને અમદુને તે મોઘાંદાત જર ઝવેરાતની એક નજીવી કીંમત આપી ને ખેરવી નાખ્યા હતા ચોરેલાં જરઝવેરાતની કીમત તો હંમેશ ઓછીજ આવે છે, કેમજે ચોરોનો માલ સ્વાધીન લેનાર પોતે જે મોટો જોખમ કરે છે તેનાં પ્રમાણુમાં પોતાનો લાભ બી મોટોજ રાખવાની સંભાલ લે છે; પણુ આ કેસમાં તો સરદાર કરીમખાનને ત્યાંનું જે કીમતી જર ઝવેરાત રાજો અને અમદુ હાથ મારી આવ્યા હતા તેનો લુચ્ચો ઘડુ ભંડારીએ છેકજ ગેરકાયદે લાભ લીધો હતો. તેણે તેઓને, ઉપર કેહવા મુજબ, ઘણું દમ વગરનું થોડું પરખાવ્યું હતું, અને તેથી ન તો રાજો કે ન તો અમદુ સંતોષ પામ્યા હતા. વધારે અસંતોષ તો એટલામાટે બરપા થયો હતો કે તેઓ ફાંસીનાં લાકડાંનો જોખમ

કરી આવ્યા હતા એક સાધારણ ચોરીનો જોખમ હતે અને આટલું થોડું મલતે તો બરજાહનમ, પણ તેઓએ પીરનું ખુંન કર્યું હતું— તેઓને પોતાનો બચાવ અને સલામતીને વાસ્તે ખુંન કરવુંજ પેડયું હતું ! અને તેથી તે ખુંન જો પકડાય તો ફાંસીનાં લાકડાપર હવામાં હીચકા ખાવા પડવાનો જે જીવસતેસત જોખમ માથે હતો,તેને મુકાબલે આ કમાઇ ઘણીજ ટુંક અને ઓછી હતી. જેલમાં જઇ આવવું એ એક વાત હતી, અને ફાંસીને લાકડે મરવું બીજી; પણ તે છતાં તેઓ ઇદુ સાંમે લાંબીટુંકી કરી શકયા ન હતા. એ ખુંનથી—તે મોટે ખાંચરેના સરકાર દરબારમાં ઘણું માન પાંમેલા સી. આઇ. ઇ. સરદારના એકનાએક બેટાનાં એ ખુંનથી—આખું મુંબાઇ ગુજરાતમાં ચક ચઢી રહયું હતું, અને ઇદુ ભંડારી તે બેની એ નેકનામી જાણતો હોવાથી તેનો લાભ લઇ તેણે એ બન્નેને ઘટે એ કરતાં ઘણુંજ ઓછું આપ્યું હતું, જે ઓછું હતું તે ફરનાં બી ઘણું ઓછું પડવા ને લાગવા છતાં 'તેરી બી ચુપ અને મેરી બી ચુપ' કરી તેઓ બન્ને ફરજયાત દમ મારી ગયા હતા.

"રાજો" ઘણો મીયાં માણુસ હતો. તે સમો સમાલીનેજ ચાલનારો હતો. તેથી, આ વખત જરા એમ ગડબડ કરી નહીં. ઉલટું, પોલીસનું વાદલ વીખેરાઇ જાય ત્યાંવેર તે તો પોતાના બૈરાં છોકરાં સાથે એક ઇજ્જતદાર આદમી બલ્કે એક સાધુ સન્યાસીનીજ શાંત જીંદગીએ પોતાને ઘેરબારે ગુપચુપ ગગડી રહયો. ખરેખર તો તેની બૈરી બી તેથી ઘણી અજબ થઇ. તે રાત થાય ને રોજ ધંધેધાપે સિધારનારો અને ઘરની બાહેર નીકળનારો તેનો ધન ધન ધોરી ઘણી ગરીબ બોકરાં જેવો થઇને લાગત કેટલા દિવસોથી ઘરમાં કેમ ગગડી રહયો હતો એ તેણીની પણ ઘણી મોટી અજાયબી થઇ પડી; પણ તેણીને કાંઇ બી પુછવાનો હક કે હોકમજ નહી હતો. પુછે તો હાડકાં ભંજાવાનો ને થોબરાં રંગાવાનો સોદો થઇ પડે !

પણ પેલા હાથપર અમદુ રાજા જેવો ધીરજવંતો કે સમજદાર નહીં હતો. તેને પોતાની નાઉમેદી ઘણીજ હૈયે ચઢતી રહી હતી. અને તે ઇદુપર, તેથી, બહુજ ખીજવાયા કરતો હતો—તે એટલે સુધી કે એક દાહડે ઇદુને ત્યાં પીને જયારે ચીકાર થયો ત્યારે દારૂની ઝુમમાં તેણે તેની સાથે કજયો વેચાતો લીધો, અને એવી રીતે મજકુર કીંમતી ચોરીનો મોટો ભાગ જમી જવાની સરકશી વાસ્તે તે પોરયાએ તે

માલદાર ભંડારીની ખુબ ખખડાવ્યો. તેણે એટલે સુધી ખુલ્લું કરીને કહ્યું કે "હું ફાંસી જાઉં તો જાહનમસર, પણ તાહરી એ લુચ્છાઇ પોલીસને જાહેર કરીને તુંને પકડાઉં તોજ હું માહગ બાપની હલાલ બુન્યાદનો બેટો ખરો!" અને ઇદુ એથી તદ્દન તરખી ગયો. તેણે જોયું કે આ પોરયો કોઇ દાહડો દારૂની ઝુમમાં નવનું દોઢ જરૂર વેતરી નાંખવાનો! એ તો નસીબદાર હતું કે આજે જયારે એ બધું તે બકી બોલી ગયો ત્યારે પીઠું બંધ કરવાનો વખત હતો અને ત્યાં કોઇ બાહેરનું હતું નહીં એટલા માટે તેણે બીજેજ દીવસે રાજાને પોતાને મલવા બોલાવી મંગાવ્યો અને તેની આગળ મરી મીઠું ભભરાવીને અમદુની એવી રીતે ફરયાદ કરી કે રાજો પોતે પોતાની સલામતીને વાસ્તે તે સાંભળીને એક દમ દહેશત ખાઇ ગયો. તેણે જોયું કે અમદુ જો એવુંજ કેઠું બજે કેથે કહીં બકી દેવાની નાદાનયત કરે તો આ વખતે ફાંસી સિવાય બજો કોઇ તેનો પોતાનો છુટકોજ નહી હતો, જેથી તેણે કોઇબી જોખમે બને એમ જલદી હવે અમદુનો વચ્ચેથી નીકાળ કાઢી નાંખવાનો એકદમ ઠરાવ કરયો. તે, તેથી, અમદુને બીજે દહાડે રસ્તામાંજ મલ્યો ત્યારે એક મુસલમીન બખીલનું ઘર ફાડવાની યોજનામાં મદદ કરવા તેને તેણે કહ્યું, અને અમદુને ખાત્રી આપી કે આ વખત બધા રોકડનોજ હાથ મારવાનો છે, અને દર દાગીનો કશો નહી હોવાથી ઇદુને તેમાં ભાગ આપવા જેવું કશું હતુંજ નહી. અમદુ, તેથી, ખુશી અને એકમત થયો. તેને ઇદુ પર બહુજ ખાર આવતો હતો, અને તેને આ વખતની તેઓની ચોરીમાંથી ચરવાનું કાંઇજ નહી મલવાનું હતું તેથી તે રાજી થયો. એ પછી તે ઘર ફાડવા જવાને વાસ્તે કયાં એકઠાં થવાનું તે રાજાએ તેને બરાબર સમજાવી લીધુ. એ મોહલ્લામાં એક ચેહલી રોકું મોટું ઘર હતું, જે "સરકારી ટંકસાલ"ને નામે એ બધા લુચ્છાઓ વચ્ચે ઓળખાતું હતું કેમકે તેમાં બધા "સરકારી સાહુ ચોરજ વસતા હતા, અને ત્યાં રાજાએ પણ છોડી ભીડી ખાતર પોતાને વાસ્તે એક ઓરડો ખાસ રાખેલો હતો. ત્યાંજ મળીને ત્યાંથી સાથે નીકળવાનુ તેઓએ આપસ આપસમાં નકકી કરયું.

ખરી રીતે તો વાંચનાર સમજી શકશે કે આ સઘળું પોલાણુ હતું. એવી ચોરી કોઇ કાંઇ કરવાની હતીજ નહી, પણ અમદુને

પોંહતો કરી મુકવાનો રાજાએ પોતાની સલામતીને વાસ્તે ઘણો મજબુત ઈરાદો કરયો હતો—એક ખુનં કરવા પછી બીજું ખુંન કરવાને આપણે ધારી શકયે તે કરતાં હમેશ વધારે સહેલ થઇ પડતું કહેવાયછ—અને તેથીજ આ ટંકશાળમાં મળવાનું તેઓએ પોત પોતા વચ્ચે નકકી કરી લીધું હતું. એતેફાક, એ ગોઠવણુ તેઓ કરતા હતા ત્યારે એક છોકરી મુસલમાની તેઓ આગલથી જવા ગઇ, અને લપેડો ખાઇને બાજુમાની દીવાળને અઢેળી પડી, પણ પેલા બે પોતાની વાતચીતમાં એટલા ગીરફતાર હતા કે પેલીએ ત્યાંજ થોભીને બધું સાંભળયું અને શું ગોઠવણુ થઇ તે જાંણી લીધું તેનું તે બેમાંથી એકને બી ભાન થયું નહીં !

એ પેલી ડીટેકટીવ કેટ હતી, અને તેનીજ મદદથી જોન્સ આયંદા એ ટંકશાળ માહેલા રાજાના ઓરડાની બહાર પાસેના ઓરડામાં ભરાઇ રહેવાની ગોઠવણુ કરી શકયો હતો. ઘણો પૈસો વેરીને બધું કામ ઘણી સીફતથી અને સંભાળથી એ પોલીસવાલાઓ ઉતાવળે આટોપી લઇ શકયા હતા, અને એ ગોઠવમાં બધી આગેવાની કેટનીજ હતી. પરીણામમાં, જે રાત્રે જે ઓરડામાં અમદુને બોલાવીને રાજાએ તેને જાંનથી મારવાનો તાગડો રચયો હતો તેની બે કલાક આગમચથી બરાબર લગોલગના એક ખાલી ઓરડામાં જોન્સ, બટર્સ અને બીજા છ પોલીસઓફીસરો ભરેલી રીવોલવરો સાથે હથયાર બંધ આવીને ભરાઈ રહયા હતા. તેઓએ એ ટંકશાલના ઘરવાલાનેજ જીતી લીધો હતો, અને એક પછી એક જુદા જુદા પોશાકમાં તેણે એવી રીતે એ પોલીસવાલાઓને સારાં નસાએ તે વખતે તે ખાલી પડેલા ઓરડામાં પોતે આગળ રહીને દાખલ કીધા હતા કે એ ટંકશાળવાલી ચાલીનાં બીજા ભરબાડુતોને તો એવી એકાદી મોટા પાયા પર હીલચાલ થતી હોવાનો દુરનો એક સ્વપનો બી થયો નહીં હતો!

એ બે ઓરડાઓની વચમાં એક બારણું હતું, અને તે ભલમણસાઈ ભરેલા મજકુર ઘરવાલાએ એવી તરકીબથી કામ લીધું હતું કે બારણુંની રાજાની બાજુની સાંકળ અલગી થયલી હોવાનો રાજાને કાંઇ ખ્યાલ વટીક હતો નહીં, જેથી પ્રસંગ આવતાં પોલીસને ધસારો લઇ જવાનું બચ્ચાંની રમત જેવું સેહેલ થઇ પડયુ.

તેઓ મલ્યા. પહેલાં રાજેજ ત્યાં આવ્યો અને પછી જરા વારે અમુદ આવી લાગ્યો.

"જરાબી બીહવા જેવું નથી, અમદુ," રાજાએ ઘર ફાડવાનાં પોતાના હથયારોનો પોટલો અમુદને ખાત્રી આવે વાસ્તે તેને વાત કરાવતાં આગળ બેંના કહયું "એક બચ્ચું બી કરી આવે એવું આ એ વખતનું તો સહેલ કારજ છે."

"તું કેહછે કે બધું રોકડ છે તે ઘણા મોટા સબ્યારની વાત છે," અમદુએ જવાબ કરયો. "મને આએ ઇહુંને બી ભાગ મળે તે હવે ઝેર જેવું થઈ પડયુંછ. એણે ગઇ વખતે આપણુને મજબુત હાથ તાલી આપી. પેલા પીરને જાનથી મારીને ફાંસીના લાકડાંના જોખમ તો તેં ને મેં કીધા, અને તે છતાં બધું જમી તો એ લુચ્ચોજ ગીયો!"

"હું જાણુંછ," રાજા એકમત થયો. "તુને લાગેછ ને મને નથી લાગતું એમ? મગર આજની આએ નવી ચોરીની વાત તો તેની આગળ કાંઇ કરવાનીજ નથી."

"મને તો એ ઇહુ કમજાત પર કાંઇ એવો ખાર આવેછ?" અમદુએ બખાળ્યું, "કાંએ નહીં આપણે એક રાત્રે એનાં ઘરમાં ભરાઇને એનેજ પોંહતો કરયે? એ ઘણો માલદાર છે, અને એને ત્યાંથી કાંઇ કમ દહલો આપણે હાથ મારવાના નથી। કાંઇ નહીં તો હજારોનું તો આપણીજ તરફનું એને પચેલું ત્યાં મોજુદ હોવું જોઇએ! શું કેહછ તું એ માહરી દરખાસ્તના જવાબમાં, રાજા?"

"ઘણો અચ્છો વિચાર છે એ," રાજો તરત એકમત થયો. "તાજુબ એ કે તુંને ને મને આજ તક એ સુઝયુ કેમ નહીં? પીરને જો આપણે જાંનથી મારયો તો એવા એકને મારવામાં—હા, પણ આએ ગડબડ શું?"

તે (રાજો) ચમકી ઉઠયો, અને તરત તેણે બારણું ફાડવાનો લોખંડનો જાડો સળયો મજબુતીથી પોતાના હાથમાં પકડી લીધો. તેજ વખતે પાસેના ઓરડામાંથી બારણાં પર એક મજબુત હથોડો પડયો, અને તેનાં નબળાં મીજાગરાંઓ પર બારણું ચકરડી ખાતું કચડઘાણ થઇને ઉંધડી ગયું, એટલે બીજીજ પલે ભરેલી રીવાલવરો સાથે બે જણ અંદર કુદી પડયા!

"ખબરદાર!" રાજો જે તેઓપર ધસારો કરવાનો એરાદો કરતો હતો તે જોતાં તે બેમાંના એકે હિંદુસ્તાનીમાં બુમ પાડી; "જરા બી હાલચાલ કરશે તો અમો તરત રીવાલવર છોડશું, અને આએ ગોલી તાહરાં મસ્તકમાંથી આરપાર ચાલી જશે!"

" ચંડાળ કમીના, જો ! આએ બધી ફસાવટ તાહરીજ લાપરવાપ કરતી ભુલીની છે !" હ્યાં રાજાએ ઘણું કપટી અને ખારીલાં ઝનુનથી અમદુ તરફ ફરીને કહયું.—અને તે કાંઇ જવાબ કરે, અથવા ખુદ પોલીસઓફીસરો તેની તે હીલચાલ સમજી શકે તે આગમચ તો તે ખુંની ચંડાળે પોતાના હાથમાંનો ભારી સળ્યો ઉપાડી, દાંત કચકચાવી, એટલાં બધાં જોરથી અમદુનાં માથામાં માર્યો કે તેનું માથું ફાટી ગયું, અને દુઃખનાં એક હચકાં સાથે બીજીજ પળે તે મરણતોળ જમીનપર પછડાઇ પડયો ! તેને (રાજા) ને એમજ લાગ્યું હતું કે અમદુએ કેહેબી ખુંનની વાત કરી દીધેલી હોવી જોઇએ, અને તેથીજ પોલીસના આ તાગડાની ફસાવતમાં આવી પડયો હતો; અને ત્યારે મરતે દમે બી તે પોતાની ખોહારી કરનાર પર કીનો નહી લે એવો ભલો તે કેમ થઇ શકે ?

પણ બીજીજ પળે તો સુપ્રીનટેડનટ જોનસ તેનાં અંગપર ધસી ગયો, અને તેણે તેને (રાજાને) ગલચીમાંથી પકડયો, જયારે બટર્સે તેના હાથમાંનો સળ્યો જુટાવી લીધો, અને તેઓની સાથવાળા બીજાઓએ તરત દોડી આવીને તે ખુંની બદમાસના હાથમાં બેડી નાંખી હવે તેથી ફરસુદ પામીને રાજાએ જોનસ અને બટર્સના ચેહરામાં જોયું અને તેઓને તરત ઓળખ્યા.

" આએ કમીનાએ મને ફસાવ્યો !" તેણે લોહીનાં ખબોચીયાંમાં મુરદાં જેવો અમદુ પડયો હતો તેને કપટથી હજી બી પાછી જોરથી એક લાત મારીને કહયું; "ને એનેજ પેહલે મારવાનું ઝનુંન મને બરૂપા નહી થયું હતે તો તમારી દસ રીવોલવરની ગોળીઓના જોખમે બી તમારામાંથી એક બેને હું માહરા મુવા બાપને શોધી આપવા એનીજ સાથે મોકળી આપી શકતે !"

હવે કરવાનું કાંઇજ બાકી રહયું હતું નહી. જોનસ અને બટર્સ હથ્યાર બીડેલા એવી પુરતી મદદ સાથે અત્રે આ ધસારો લાવ્યા હતા કે રાજાએ જોયું કે શેહર મંચાવીને તે ટંકસાલમા રહેતા બીજા તેના જાતવાલા હીમાયતીઓને પોતાની મદદે બોલાવવાનું વટીક હવે બીલકુલ બેકાર હતું ! "તું એક અવાજ કર, અને તેજ પલે એક ગોળી તાહરા ભેજાંના પુરચેપુરચા ઉડારી નાંખશે !" તેને તેવી એકાદ હીલચાલની મના કરતાં સુપ્રીનટેંડનટ જોનસે પોતાની

રીવોલરનું ઠંડું મુદું તેના કપાલની લગોલગ દાબી રાખતાં કહયું— અને, તેથી, તે તાબે થયો. તેણે તેમાંજ શાણપત જોઇ.

ગાડીઓબી નીચે તૈયારજ હતી, અને, તેથી, પછી ત્રણ જણાઓ જયારે રાજા સાથે એક વિકટોરીઆમાં ધમન ચઢાવીને ચઢી બેઠા ત્યારે બાકીના પોલીસઅમલદારોએ અમદુને ઑસ્પીટાલમાં લઈ જવાની ત્રેવડ કરી, કમકે હજી તેનો દમ થોડો થોડો ચાલતો હતો. તેના માથાંની ખોપરી ફાટી ગઇ હતી ખરી, અને તે બચે એવું કાંઇજ દેખાતું નહી હતું, તે છતાં હાલનો તે જીવતો હતો. જોનસ અત્રે કહેવું ઘટે કે, અમદુ સાથે ઓસપીટલમાં ગયો.

તે જખમાં પોરયાને સર જમશેદજીની ઓસપીટલમાં લઇ જવામાં આવ્યો, જયાં હાઉસ સરજયને તરત હાજર થઇને તે કમબખ્ત ઉપર તાકીદનું ધ્યાન આપ્યું, તેણે,એમ છતાં પોતાની તપાસનાં પરીણામમાં જણાવ્યું કે તે પોરયો બચવાનો કશોજ સંભવ ન હતો.

"પણ એ મરવા આગમચ જરા બી સુદ્ધીમાં આવી શકશે ? એને સુદ્ધીમાં લાવવાનું કાંઇ કરવું જોઇએ," જોનસે ઘણી આતુરતા બતાવી. "માહરે એનો મરતી વખતનો એકરાર નોંધાવી લેવાનો છે. એ ઘણુંજ જરૂરનું છે."

"તે જરૂર થઇ શકશે," હાઉસ સરજયને જવાબ કરયો. "તમે કોઇ બી મેજીસ્ત્રેટને બોલાવી મંગાવો મને તો લાગેછ કે જે વખત જાયછ તેમાં મરવા આગમચ એ સુધ્ધીમાં આવવોજ જોઇએ."

"કેમ, હવે તું તાહરી શીકસ્ત કબુલ કરેછ કે હજુ બી નહી, જેક?" સુપ્રીનટેંનડંટ વીલ્યમ જોનસે બીજી સહવારે પોલીસ ઓફીસર જેક બટર્સ સાથે પાછો એકઠો થતાં તેના બરડાપર ખુશાલીની એક જોશથી છાપટ લગાવતાં કહયું "હવે બી હારયો કે હજી બી નહી ?"

"હવે હારયો ખરો !" જેક બટર્સે ફજેત જેવું હસીને કહયું; "ના કેમ કહી શકું ? તુ જીત્યો ને હું હારયો ! અમદુએ મરતી વખતે મેજીસ્ત્રેટ કને જે એકરાર નોંધાવ્યો તે અત્રે કમીશનરપર આવી ગયલો છે, અને મેં તે વાંચી લીધેલો છે."

"હું તે વખતે આગળજ હતો," જોન્સે હસીને કહયું. "તેણે કસમપુર્વક મરતે દમે કબુલ કર્યું કે જાંહગીર નરીમાનને આય ખુન કે ચોરી સાથે કશુંજ લાગતુંવલગતું હતું નહી. તેની જુબાની તદન

સંતોશકારક હતી. જાલને ત્યાંથી નીકળેલો તે પીર સાથે તેને ઘરે આવ્યો હતો. પીરમહમદ યુરોપની મુસાફરીએ જવાની તૈયારીઓ કરતો હતો, અને જાંહગીરને તેણે જાલની સમજાવતથી પોતાની નોકરીમાં રાખ્યો હતો, વાસ્તે તાકીદના જરૂરી ખરચના રૂપ્યા આપવા વાસ્તેજ જાંહગીરને પીર પોતાને બંગલે એ રાત્રે લાવ્યો હતો. તે આગમચના એ બે બદમાશો તો ત્યાં આવીને ભરાયલા હતા, અને જાંહગીરનાં જવા પછી તેઓ ચોરી કરવા અંદર ધુસ્યા ત્યારે પીર સાંમો થઇ ગયો, અને સ્વબચાવમાં તેઓએ તેને મારયો. એ અમદુનો એકરાર છે."

વળી તે ભલા સુપ્રીંન્ટેંડંટે હવે પોતાના ગોઠયાથી કશુંજ છુપાવ્યું નહી. તેણે પોતે જે જે બીજી બાતમીઓ મેળવી હતી તે સઘળી તેણે તેને પુરા વિશ્વવાસમાં કહી સંભળાવી. જાંહગીર નહી પણ જમશેદ નરીમાન મરી ગયો હતો, અને જાંહગીર પોતાની નિર્દોશતા કોઇ માનવાનું નથી એવી દેહરતથી ગભરાયલો. જમશેદનું નામ ધારણ કરીને તેને બંગલે જઇ રહયો હતો તે પણ તેણે તેને કહયું, અને તે ભલાં માણસને કશીજ રીતે જયાદા નહી સતાવવા તે બંને સુપ્રીન્ટેડંન્ટો પોતપોતા વચ્ચે ભલાઇથી એકમત થયા. જેક બટર્સ જોઇએ એટલો ભલો નહીજ હતો, પણ તેને બી સુપ્રીન્ટેંડન્ટ જોન્સે પોતાની ભલાઇના પ્રતાપે શુધ્ધ બનાવ્યો અને ભલાઇથીજ જીત્યો, કે જે જાંહગીરને વાસ્તેનાં પોતાનાં સઘળા ભુલભરેલાં અનુમાનોમાં પોતાને છેક શરમભરેલી હદ સુધી ખોટો આવેલો જોઇ ચાંઇ પડી ગયો હતો, અને તેથી હવે ધણી નાખતી અને તાબેદારીથી જોન્સને હરેક વાતમાં સાચાં દીલથી એકમત થયો હતો.

"એ બુરો માણસ હતોંજ નહી ને છેજ નહીં," જોન્સે પોતાની ફ્ન્તેહમાં કુમક શોધીને તેને વધતાં જોશથી સમજાવ્યું. "મેં તો એ જોતાં સાથે પીછાણ્યો. એણે ફેરજરી કીધી હતી ખરી, પણ ભલાઇની ભુલમાં પોતાનાં વહાલાંઓનુ સારૂં વાંચવા જતાં જે હેમકો પોતાની હીણી સરજતને લીધે બાજે વખત હાપ ખાઇ જાય છે તેમાંનો આ એક કેસ હતો. તેને તેના નાલાયક હમશરીકોએ ભોલવ્યો, ફુરવ્યો, ફસાવ્યો અને ખોટે રસ્તે દોરવ્યો! વળી જેલમાં ગયલાઓ ધણાખરા વધારે બીગડીનેજ ત્યાંથી પાછા ફરે છે ત્યારે આએ ખરૂં ખાન્દાની

ખમીર ધરાવનાર આસામી વધારે સમો થઈનેજ બહાર પડયો. ખરી રીતે તો પેલો મંચી ફકીરો કે જાલ ઝવેરી મોટા બાંગડ બદમાશો છે, અને રાજાનું આંઠરૂં મીઠું થઈ ચુકયુંછ ત્યારે એજ લુચ્છાઓપર આપણુને વધારે નીગાહ રાખવાની છે. જાંહગીર એ લોકના સંબંધમાં ઘણું જાણેછ, અને જે પોતાના ભાઈનું નામ ધારણ કરવાનું એનું તરકટ (કે જે આસપાસના સંજોગો જોતાં તો ઘણું નજીવું છે) તે ઉંઘાડું નહી પડી જાએ તેવી તરકીબથી એની જુબાંનીથી તે બે લુચ્છાઓને આપણે ઝીલી લઈ શકતા હોઈશું તો આપણે જરૂર તેમ કરશું.



## પ્રકરણ ૬૪ મું.

——:o:——




હગીર નરીમાન ખુશાલીની એક ચીસ સાથે ચમકી ઉઠયો. ભલા સુપ્રીન્ટેંન્ડંટ જેન્સે તે ખુન અને ચોરીના વાંકને વાસ્તે બીલકુલ નીર્દોશ હોવાનું તેને આપેલી બાતમીથી આયંદા પુરવાર થયલું હોવાની તેને આવીને વધાઈ કહી સંભળાવી હતી.

જાહગીરને જમશેદ જાણીને તેની પરણેતર મેહરાં તેને બંગલે મળવા આવી, અને તેણીએ જોતાં સાથે એક હેતવંતી સતીની પવિત્ર પ્રેરણાથી તેને જાંહગીર તરીકેજ ઓળખી આપ્યો ત્યાં આપણે છેલ્લા અંકમાં એ વર બૈયરને છોડી આવ્યાં છીએ. જાંહગીરે તે પછી તેણીની આગળ બધું કબુલ કર્યું, અને ત્યારે પોંતાના વાહલા ભરથારને બીલકુલ બેગુનાહ માનવા છતાં તે હજી જે ભયભીત જોખમમાં હતો તે વાસ્તે તે ભરી ભારજા ધ્રુજી પડી. જાંહગીરે, એમ છતાં, તેને ઘણોજ સધ્યારો આપ્યો. તેણે ભલા સુપ્રીન્ટેંડંટ જેન્સની કને બધું ખરેખરૂં કબુલ કરીને તેને સઘળી બાતમીઓ આપી હતી તે વાત પર તે પોતાની સલાંમતીનો ઘણે અમલો ઉઠાવતો રહયો હતો.

અને અરે, જે ભરથારને તે સરખસર ગુજરી ગયલો અને મુવેલોજ જાંણતી હતી તેને જીવતો જાગતો મળવા ને પાછો જોવાના

ભલી મેહરાંની વફાદાર વાહલ અને સાચ્ચાં દીલની ખુશાલીની વીગતો અમો કેમ બયાંન કરી શકયે? તેણીનાં સુખની સીમાજ ન હતી! વરસો પછી તે વરબૈયર પાછા મલ્યાં હતાં—જુલમગાર હાંદેસાઓ અને દીલ તોડી નાંખનાંરી જુદાઇનાં વરસો પછી—અને મેહરાંએ તો, હવે તેથી, તેણે એક બી પલ પાછો વીહજો મુકીને તેનાથી અલગ થવાની બજીદાઇથી સાફ નાજ કહી.! જાંહગીરે, મગર, ઘણાં હેતથી તેને સમજાવી હાલ તે જમશેદ નરીમાન તરીકે ઓળખાતો હતો તેવામાં તેણીએ તેની જોડે રેહવાનો જોખમ નકીજ કરવા જોઇએ એમ જાંહગીરે ઘણાં હેતથી તેનાં હૈયામાં ઉતાર્યું, અને અદુબા બી તેજ વાતને એકમત થયા. તે ખાંનબાહદુર બુઢો પેહલાં તો તેની રીત પ્રમાણે ઘણો ઉસ્કેરાયો ને પવરે ગયો હતો, પણ જયારે જાંહગીરે તેને સઘળું સમજાવીને કહયું ત્યારે તેનાં તમામ નાદીંશપણાં વીશે તેની પોતાની પણ પકકી ખાત્રી થઇ, અને તે મનાયો. ત્યારેજ તે જાંહગીરનો પાછો મીત્ર થયો. અને મીત્ર થયો ત્યારે તેની રીત પ્રમાણે ખરાં જીગરનોજ મીત્ર થયો! સુપ્રીન્ટેન્ડંટ જોન્સ હવે સઘળું સારૂં કરી શકશે એવી તેને પોતાને બી ઘણી હીંમત અને ઉમેદ આવી, અને મેહરાંને સમજાવીને તુરત વેળા તે, તેથી, પોતાની સાથેજ પાછી લઇ ગયો. તુરત વેળા તો કુમીને બી તે બાપ સાથે નહી મેલવવાને વાસ્તેજ તે સઘળાઓ પોતપોતા વચ્ચે અરસપરસ એકમત થયાં. તુરત વેલા જાંહગીર જમશેદ નરીમાન તરીકે (ખરી રીતે તો ખરશેદજી લશકરીજ તરીકે) અત્રે રહેલો હતો તેમજ તેણે રેહવું એજ તેઓ નકકી કરી ઉઠયાં. ફલી સઘળો ભેદ જાંણી ગયલો હતો ખરો, પણ તેને બી અદુબાએ પોતાનાં મકાન પર જતાં સાથે બોલાવીને ચુપ કરી નાંખવો એમજ હાલતો નકકી થયું, અને મેહરાં જયારે અદુબા સાથે પાછી ગઇ ત્યારે તે પુરતી ઉમેદવંતી અને ખુશાલ હતી, અને એ ખુશાલીનાં કારણથીજ તેણીની અરધી બીમારી અત્યારથીજ દુર પણ થઇ ગઇ હતી!!

એટલામાં તો બીજીજ સહવારે ભલો સુપ્રીનટેંડંટ જોનસ તેને ઉપર મુજબ વધાઇ કેહતો તેને બંગલે આવ્યો, અને ત્યારે જાંહગીર ખુશાલીની એક ચીસ સમેત, અમોએ ઉપર કહયું તેમ, પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો. તેણે મેહરાની મીલાકાતની તે ભલા પોલીસ ઓફીસર કને વાત કરી, અને પોતે પોતાની બેરી છોકરી આગળ

હવે કીંમતથી જાહેર થવાની તેણે તેના કને રજા માંગી.

સુપ્રીન્ટેંડન્ટ જોન્સે મગર, ઘણી ગંભીરાઇથી માંથું હલાવ્યું.

"હજી નહી, મી૦ નરીમાન," તેણે કહયું. "એ હજી જોખમ કરેલોજ કેહવાશે."

"પણ હવે કદી લોકો જાણે બી કે હું ખરશેદજી લશકરી કે જમશેદ નરીમાન નથી પણ જાંહગીર નરીમાન પોતે છેઉં તો અડચણ શું છે? જાંહગીરે તકરાર કરી; હવે તો પોલીસનું કાંઇ લફ્ડું થઇ શકે એમ નથી કેની? હવે જો આપણે ખરી વાત કદાપી જાહેર બી થવા દઇએ કે જમશેદ મને મળવા આવ્યો અને અમો બે વચ્ચે તકરાર થતાં તે ઉસ્કેરાવાથી તેનું હાર્ટ ફેલ થઇ ગયું ને તે ગુજરી ગયો, જે પછી હું અહી તેને નામે આવી રહયો તો ખોટું શું છે?"

"હા, પણ તેને નામે તમોને અહીં આવી રેહવાનો હકજ શું હતો?" જોન્સે તકરાર લીધી.

"કાંએ? વીલ મોજુદ છે કેની?" જાંહગીરે યાદ કરાવ્યું. "વીલ તદન કાયદા પુર્વક થયલું માહરા સ્વાધીનમાં છે, અને એ વીલની રાહે હુંજ એ મરનારની તમામ દોલતનો હકદાર માલેક છું, એટલે જે પાછલથી માહરૂં પોતાનું થતે તે માહરી નિર્દોશતા કોઇ માનવાનું નથી ને હું ફસી જવશ એ ફીકરથી જરા વધારે વેહલો આવીને મેં માહરે સ્વાધીન લીધું એમજ કેની?"

"તોબી એ વાત આસ્તે આસ્તે લોકોમાં પસરતી ને જાહેર થતી રેહ એજ વધારે ચાહવા જોગું છે," જોન્સે પ્રમાણીકપણે મત આપ્યું. "કાયદાથી હવે તમોને બીહીવાનું બેશક જરાબી નથી એ હું કબુલ કરૂંછ, તોબી તાતે ઘાએ લોકોમાં એ વાતની ચરચા નહી થવી જોઇએ. હું તમારાં ભલાંમાં છું, અને તેથીજ હું તમોને એ સલ્લાહ આપુંછ, માહરૂં તો મત છે કે ચાર છ મહીના હવે તમો તમારી બૈરી છોકરીને લઇને મુંબાઇથી કેઠે બાહાર જતાજ રેહો, ને અહીં એ બધી ચર્ચા નરમ પડી જવા દેઓ. પીરમહમદનાં ખુંનમાં કે તેને ઘેરને લગતી ચોરીમાં જાંહગીર નરીમાનનો કશોજ હાથ નહી હતો એ રાજાની તપાસ વખતે સેસનમાં પુરતું જાહેર થવા દેઓ, અને લોક એ બધી વાત જાણશે ને તમારી નિર્દોશતા કબુલ રાખશે એજ હાલ

ને કાજ તો બસ છે. તમારી પાસે હવે ખોદાનું આપેલું બીસીયાર છે"—અને તેણે હસીને વધાર્યું—"હું ધારૂંછ કે બધી તમારી રંજના બદલો ખોદાએ તમોને એ બેસુમાર ગંજથી વાળી આપેલો છે તો હવે તમોને અત્રેથી કેંહે ચાલી જવામાં હરકતજ શું છે?"

"કાંઇજ નહી" જાંહગીરે ખુશીથી તરત એકમત થયો.

"હું તેજ કારણથી એટલે તમોને જાહેર નહી કરવા પડે તેથીજ તો જાલ ઝવેરી ને મંચી ફકીરાને પકડી શકતો નથી," મી૦ જોન્સે ચીંતાતુંર કહયું. "આ ત્રણ લાખની પોલીસીની ઠગાઇ જે તમે મને કહી સંભળાવીછ તે વાસ્તે અને તેઓ પીરનાં મોહોતપર ટાંપતા હોવાથી તેનૂં ખુંન કરાવવાની મતલબને વાસ્તેજ જાલે તમોને મરનારની નોકરીમાં રખાવ્યા એ બધા વાંક કાંઇ ન્હાનાસુના નથી, અને જોકે એ ઘણુંજ નસીબદાર થયું છે કે પીરનાં ખુંનને એ પોલીસીની કેફીઅત સાથે લાગતુંવલગતું કાંઇજ નથી, તોબી મંચી ને જાલના અપરાધો જે છે તેજ તે લોકને દેશતરીપાર મોકલવાને વાસ્તે જોઇએ તે કરતાં વધારે પુરતા છે!"

"હું એ બધું કબુલ કરૂંછ, ભલા મી૦ જોન્સ, અને મને બને એટલો બચાવનો હાથ આપવાની તમારી એ ખરાં દીલની અને નેક દયાનતની ભલાઇનાં હેસાંનમાં માહરે અત્યારે શું કેહવું અને શું કરવું તેજ જાણે હું તો સમજી શકતો નથી!" જાંહગીરે ખરાં દીલથી ઉશ્કેરાઇને કહયું.

"વેલ, વેલ, તેવી કોઈ વાત કરવાનો આએ વખત નથી," તે સુપ્રીન્ટેંડન્ટે માયાથી હસીને કહયું. "હું માહરી પાક ફરજ બજાવી શકયોછ તેજ સંતોષ માહરૂં મોટામાં મોટું ઇનામ છે, મેં પેહલાંથી તમારે વાસ્તે સારૂં માન્યું હતું—જ્યારે હું ફોરજરીનાં વાંક વાસ્તેનું તમારા સામેનું વોરંટ બજાવવા પેહલવહેલો તમારે બંગલે આવ્યો હતો, અને મેં તમોને ત્યાં જોયા હતા. ત્યારથીજ તમે એક ગ્રહસ્થ માણુસ હોવાનો મેં માહરાં મનથી જાંણે ગાંઠ વાળી મુકયો હતો અને એ માહરાં અનુમાનો અંતે ખુદાની દયાથી ખરાંજ આવ્યાં છે એ વાતની માંહરી ખુશાલી ઘણુંજ ખરાં દીલની છે."

વાંચનાર જાણેછ તેમ જાલ ઝવેરીની હીલચાલપર તકેદારી રાખવા પોલીસ તરફથી રેપુઓ છોડવામાં આવ્યા હતા, અને ઉપલું સઘળું

બનવા પછી બીજેજ દહાડે તો પોલીસમાં વાત આવી કે જાલે ચીનના મેલમાં સીંગાપોર જવાની પેસેજ લીધી હતી! એ ઉપરથી સુપ્રીન્ટેં-ડન્ટ જોન્સ તરતજ પોતાના વડા સાથે મત કરવા દોડયો.

"એ બેઉ લુચ્ચાઓ છે એ વાત આપણે કબુલ બી રાખ્યે, તોબી શા આધારે આપણે જાલને આએ તબકકે સીંગાપોર જતો અટકાવ્યે કે પકડી શકયે?" તે વડાએ તકરાર લીધી. "પીરની જીંદગીની ત્રણ લાખની પોલીસી જે એ લુચ્ચાઓનાં સ્વાધીનમાં છે તે કાંઇ કોઇ ફોજદારી ગુનાહ કહવાય નહીં. મરનારે થોડોક અવેજ લીધો, અને તેના બદલામાં ગમે એ રકમની તેણે પોતાની જીંદગીના વીમાની એ બેને એક પોલીસી ઉતરાવી આપી. તે તો ફકત એક લેણ દેણનું કામકાજ છે, અને જોકે તેમાં નીતીની રાહે ખોટારૂં ઘણું બી હોય તોબી કાયદાની રાહે ખોટું કાંઇજ નથી. હા, જો પીરનું ખુંન થયું તે વાતને એ લોકો સાથે કશી બી નીશપત હતે તો આપણે ઘણું બી કરી શકતે, પણ મરનાર અમદુએ મેજીસ્ત્રેટ આગળ નોંધાવેલા એકરારથી તો તદન ખુલ્લું પુરવાર થઇ ચુકેલું છે કે એ ચોરી અને ખુંન સાથે એ લોકોને આડકત્રો કે સીધો કોઇજ સંબંધ નહી હતો, ત્યારે હવે કરવું કેમ?"—અને જોન્સ તેમજ પછીથી બટસ઼ને પણ કબુલ કરયા વના ચાલ્યું નહી કે તેમના વડાની એ તકરારમાં ઘણું વજુદ હતું, અને જો જાંહગીરને લોકચરચાથી બચાવવો ને છુપો રાખવોજ હોય તો જાલને જતો મુકવા વના ચાલે નહી એમ હતું!

પણ ખુદાનું કામ ખુદા આસાન કરયો જાએ છે! નેકીને જેમ વધતી ઓછી કસોટી પછી નવાજનાર તે એક આલીનીવાઝ છે, તેમ વળી બદકારોને તેમના પાપના ઘડા ભરાતાં, જતાં નહી મેલનાર હાકેમોનો હાકેમ બી તેજ છે;—અને જાલ અને મંચીના બાબમાં તેજ થયું. બટસ઼ અને જોન્સ એ બે લુચ્ચાઓના સંબંધમાંની એ પોતાની નાચારી ને નાઉમેદીની વાત કરીને હજી તો છુટા પડે તેટલામાં એક જમાદારે આવીને કાયદાપુર્વક ટપલી ઝાડીને જોન્સને કહયું કે કોઇ હિંદુ છોકરો તેને તાકીદનું મલવા માંગતો હતો.

જોન્સ તરત ગયો.

તે પેલો મનસુખ હતો.

પોતાની છુપી તેટલીજ જોરાવર તેહકીકનાં પરીણામમાં હાલમાં અને તે આવીજ એક મજબુત બાતમી પકડીને જેન્સને શોધતો આવ્યો હતો !

"હવે એ લોક બરાબર તમારા હાથમાં સપડાયલા છે, મી૦ જેન્સ સાહેબ," તે પોરયાએ કહયું—અને તેનો ચેહરો એમ કેહતાં ખુશાલીની ઉશ્કેરણીથી લાલ થયલો નજરે આવતો હતો.

"તે કેવી રીતે?" જેન્સે આતુરતાથી પુછ્યું.

"આજે એક વાણ્યો—અમારીજ જાતવાલો—તોફાંણ કરતો હમારા શેઠની ઓફીસમાં આવ્યો," મનસુખે સમજાવ્યું. "અમારી જાતવાલા કાંઈ દારૂ પીતા નથી, પણ આએ પોરયો ખુબ પીચીનેજ આવેલો હતો. તેણે મારા શેઠ પાસે ઘણો મોટો તકાજો કરીને જાસ્તી રૂપ્યા માગ્યાં. તેને બી કેથો જાલજ લાંવેલો અને જાલજ તેની માહરા શેઠ સાથે ઓલખાંણ કરાવેલી. કેથું થયલું એમ તેના કાકાનો દીકરો બહીથી બવાઈ રહેલો તેને નામે જાલ અને મંચીએ પચીસ હજારની એક પોલીસી જીંદગીના વીમાની એની પાસે ઉતરાવી લીધેલી, અને વીમો કરાવતી વખતે ડાકટરની તપાસમાં પેલા બીમારને નહીં પણ એ વાણ્યાંનેજ આગળ કરીને બધી ખોટી વીગતો નોંધાવેલી. એ વાણ્યાએ તે લોકોને પંદર હજારની લોનની એક જુઠી ચીઠી બી લખી આપલી, અને ચીઠી બી તે મરવા સુતેલા કાકાના છોકરાનાં નામની સહીનીજ હતી. પરીણામમાં, જયારે તે કાકાનો છોકરો એટલે જેને નામનો એ જુઠો વીમો હતો તે મરી ગયો ત્યારે તેના મરણની સતાવાર સરટીફીકેટ મેલવીને મંચીએ વીમા કંપની આગળ રજુ કરી, અને પચીસ હજાર કંપનીને જે પેલો ધાભરી આવેલો તે રકમ એ ત્રણે જણે વેંહચી લીધેલી. અલબત તેમાં મોટા સીંહનો હીસ્સો તો મંચી પોતેજ ગરપ કરી ગયલો, પણ જાલને જે મલ્યું તે કરતાં બી આએ વાણ્યાના પોરયાને તો ઘણું ઓછુંજ મલેલું, જે ખરચી બાઈને દારૂની ઝુંમમાં મંચીને ત્યાં બીજાં દોઢયાં ઓકાવા તે પાછો આવ્યો હતો. એમ કરતાં તે બે વચ્ચે બંધ બારણેજ મોટો કજયો થયો તે મેં બારણાંપર કાન કરીને બધો સાંભળી લીધો અને તેથી એ તરકટ બધું આખું મારી જાણમાં આવ્યું અને પકડાઈ ગયું. વાણ્યો મોટે મોટે અંદર એ બધી બની ગયલી વાતની મંચીને યાદ કરાવતો અને તકાજો કરતો હતો, અને તે જો બીજા બે હજાર

તેને તરત નહી આપે તો સપડાવાના જોખમે બી એ બેને સપડાવાની તેને ધમકીઓ કહી સંભળાતો હતો, જે મેં સાંભળી લીધું, અને પછી ચોપડામાંથી એ વીમો કરનારનું નામનીસાણુ વગેરે ઉતારી લઇને હુ તમો સાહેબને ખબર આપવા દોડતો અત્રે આવ્યો છુ"

જોન્સ એ સાંભળીને, ઘણોજ ખુશી થયો ને સંતોષ પામ્યો.

"અને આએ વખત બી મંચીએ એ પોરથાને કાંઇ નવું ઝટયું ખરૂં કે ?" તેણે તે પછી પુછયું.

"હા, સાહેબજી; પાંચસો રૂપ્યા લીધા ત્યારેજ તે ગયો," મનસુખે જવાબ કરયો.

એ પછી જે થયું તે વીગત સાથે બ્યાંત કર્યાં વના ચાલશે. જોન્સ જઈને પોતાના વડા આગળ રીપોર્ટ કર્યો, અને સાંજ પડવા આગળ તો મંચી અને જાલ બન્ને એ તેઓના મોટા ઘોર અપરાધને વાસ્તે જેલખાનાંમાં ચાંચડ મારતા થયા ! મંચીનું રડનારૂં કુટનારૂં તેને તેની ઓફીસમાંથી પકડીને લઇ આવ્યા ત્યારે આગળ કોઇજ નહી હતું, એટલે ત્યાં તો કશો "સીન"થયો હતો નહી. ત્યાં જે "સીન"થયો તે એટલોજ હતો જે મંચીને વોરંટ બતાવતાં તે જમીનપર ફસડાઈ પડયો. તેના બધા સાંધેસાંધા ઢીલા થઇ ગયા. તે કે જે ઘણો કરપીણુ હતો, તે કે જે પોતે જનમ જીવવાનો હોય તેમ અને એટલા પૈસા મારી લેવાના નજીસ લોભમાં ઘણાંઓનાં લોહી ચુસી ચુકયો હતો, ઘણાંઓને પાયમાલ કરી ચુકયો હતો, ઘણાંઓના જાનપર વટીક ટાંપી ચુકયો હતો તે પોતાના જાનપર બની આવી ત્યારે તે વબાલથી હદ વગરનો ડર અને દેહસ્ત ખાઇ ગયો, અને તેને ગાંસડાપોટલા પેરે ઉંચકીને ગાડીમાં નાંખવા પડયો ત્યારે મનસુખ બાજુમાં ઉભો રહીને તાઢાં કર થઈ ગયલાં કલેજાંથી કપટનું હસતો હતો !

જાલને ત્યાં મગર, વધારૂ દયામણો દેખાવ થયો. કુમલો મથરડો, જે આપણે જાંણ્યેછ તેમ કોઇજ નહીં પણ આગળ "બાઇને કરકરયાં" ને "શેઠને કસ્તર"કરતો એક કરછો મારનાર બાવરચી હતો તેણે જયારે જાણ્યું કે જાલ એવો મુજી, પાજી ને કરપીણુ હતો ત્યારે તેણે પોતાનાં "બાપદાદાનાં અસલવારેનાં માન પામેલાં નામને" ઘણી હીણુપસ્તી પોંહચેલી જાહેર કરીને મોઢે ખુલ્લી ગાલથી જાલની બધી

ધલપીલ ઘાઇ કાઢી, કે જયારે શીરીન ને બદમાશને તોટે વલગીને દીલ તુટી જાએ એટલું બધું રડી. તેનું કલ્પાંત ખરૂં અને ખરાં દીલનુંજ હતું. તે પોતાના આગળા ભરથારનો મોટો દલ્લો લઇ આવેલી જાલને બીજવર પરણી આવેલી હતી. અને તે જાલને ખરાં દીલથી ચાહતી હોવાથી તેણે તો તેને વાડી બંગલે રાખીને સુખી સુખ્યારો બનાવી આપ્યો હતો, પણ હેમક કમબખ્ત જાલના લોભનો થોભ નહી હતો, જેથી પરીણામ આયંદા એજ થયું! અફસોસ એટલોજ હતો કે એવા પલીદ પ્રપંચ કરનારાઓએ બંને "જરથોસ્તીઓ"હતા, અને તે આખા રાંક જરથોસ્તી ટોલાને ઘણું શરમાવનારૂં હતું પણ કાંટા વગરનો ગુલાબ કોઇએ કદીબી જાણ્યો છે?



## પ્રકરણ ૬૫ મું

——:o:——


આવાંડોસાંની બેહનની દીકરી નજીની મુરાદ અંતે બર આવી. તેનો "સોહામણા ખસરૂભાઇ "માં ડોળો ખુબ ભોબાયલો હતો. તે એ ખસરૂભાઇને ખુશ રાખવા અને રાજી કરવા બધો પોતાનો જાન પટકી નાંખતી હતી, અને અંતે તેનુંજ ધાર્યું થયું ખસરૂભાઇ માથું ફેરવીને બેઠા. આવાંડોસાંએ ઘણા બી જીવ જીકાટયા ને ઘણાં બી માથાં ફેરવ્યાં, કેમકે તેવણ તો ખસરૂભઇનાં બાહરોબાહર કાજ વસતારાં શોધતાં હતાં, અને પોતાના એ એકનાએક "પોયરા" ને સારે ને મોટે ઘેરજ પરણાવવાનો તેવણનો મોટો ને મુસ્તકીમ લોભ હતો. તેવણની તકરાર એ હતી કે ગાડીપર હાંકવા બેસે તો ગાડી ફાવી રહે અને રસ્તે ચાલે તો બધો રસ્તો શોભી રહે એવા એ તેવણના ધનધન-ધોરી દીકરાપર તો પાંચ પંદર હજારની ગાંસડી સાંમી લઇનેજ મોટે ઘેરની કોઇ છોકરી આવવા કુદી પડે! પણ એવી છોકરી કોઇ આવી બી નહીં ને કુદી બી નહીં, એટલે અંતે બીચારા ખસરૂભાઇએ કાયર થઇને નજીપરજ નજર દોડાવી, અને ઘરડા હીરાજીએ બી તેજ વાતને ટેકો આપ્યો, એટલે એ પોરયાંઓ પછીથી પરણીને પાર પડી ગયાં!

એ બધું આગલાં પ્રકરણોમાં સઘળા વર્ણવેલા બનાવોની ઘણી પછીની વાત છે. જાંહગીર નરીમાન પીરમહમદના ખુંની તરીકે એ હીરાજી કાચમેનનાં ઘરમાં એક અપજસ્યાં મોહતે મરી ગયો તે વાતનો ભરમ કોર્ટ અને પેપરો મારફતે ઘણુંનો ખુલી ગયો હતો, અને ત્યારે હીરાજી કાચમેનનું પોતાનું ઘણું ચઢી વાગ્યું હતું. તેવણે હંમેશ એ ઉપર મજલેનો ભાડુત કોઇ ખરો ગ્રહસ્થ માણસજ હોવાની બાથ બીડી હતી, કે જયારે જુલમગાર આવાં ડોસાં તેથી ઉલટુંજ ધારતાં ને માનતાં હતાં, ને પરીણામમાં જયારે તે એક ખુંની ઠર્યો ત્યારે બીચારા હીરાજીને એ બાપલાખાલાં આવાંડોસાંનાં ઘણા ઝાંસા ખમવા પડયા હતા. એટલામાટે હવે હીરાજીની વારણુ આવી હતી ! પીરનું ખુન કરનાર તે બે જાણીતા મુસલમીન ઘરફાડુઓ હતા, કે જે માહે- લો એક ઓસ્પીટલમાં અને બીજો ફાંશીને લાકડે મરીને પોતાનો હિસાબ પેલી જેહાંન ચુકતે કરવા ચાલ્યા ગયા હતા તે વાત આખાં મુંબાઇમાં પછીથી જાહેર થઇ ચુકી હતી, અને જાંહગીર નરીમાનની નિર્દોષતા બેતકરાર પુરવાર થઇ ચુકી હતી, જે વાત જયારે હીરાજી કાચમેનનાં ઘરમાં પોહોંચી ત્યારે એકલાં સીકસ્ત પાંમેલાં આવાંડોસાં સિવાય સઘળાં ઘણાં અજબ અને ખુશાં થયાં. સઘળાંએ તેને વાસ્તે સારૂંજ માન્યું હતું; અને જયારે અમો એ હીરાજી કાચમેનનાં ન્હાનાં ફેમીલીથી આ વારતાઓના સફામાં હવે શેવટની રૂખસદ લઇએછ ત્યારે એ ન્હાનકડાં કુટુંબને-અમોએ શિરૂઆતમાં ઓળખાવ્યું તે કરતાં પણ હાલ આબાદી વધારે છે. હીરાજી પોતે તો નજલાનાં નાપાક દુ:ખથી વધતાઓછા હેરાંન હોવાને લીધે લગભગ ધંધાથી રીટાયર થયલા છે, પણ ખસરૂએ પરણવા પછી પોતાનો બાપીકો ધંધો ઘણો વધારેલો ને આબાદ કરેલો છે. હીરાજી પોતાની સીઆમતું ખડખડયું જે ભાડે ફેરવતા હતા તે તેણે વેચી નાંખેલી છે, અને તેને બદલે પોતાની ફાંકડી વીકટોરીઆ જેવી બીજી ચાર નવી વીકટોરીઆ અને છ નવા ઘોડા લઇને તેણે કામ ઘણું બેહકાવ્યું છે. એ બધી ગાડીઓનાં કંત્રાકત આપી દઇને હાલમાં તે ઘણું અચ્છું પેદા કરે છે. તે બી.એ, કે એમ. એ. થયેલો નથી, અને કંકો ઝાઝો નહી કુટી મારેલો છતાં પોતાના એ પ્રમાણીક ને સ્વતંત્ર ધંધામાં તે ઘણું મોટું પેદા કરે છે, અને નજી સાથે પુરતો સુખી છે. આવાંડોસાં, અલબત, આગળ કરતાં ઘણાં વધારે ફ્લાંટ અને કજયાબાજ થયાં છે. પણ હવે

તેઓનું ઘરમાં ઝાઝું રાજ કે ચલણ નથી. હવે તો તેવણ બી વખતાં-ઓછાં રીટાયર થયલાં છે. નજીને બીચારીને પાછલી રાત્રે ચારને ટકોરે ધમોલો મારી જગાડવા કે ટાંટીઆ પકડી તેની પલંગડીમાંથી ખેંચી કાઢવાના તેવણના ઓહાકી દોરના દાહડા પુરા થઇ ગયા છે, અને હાલમાં એ ન્હાનાં કુટુંબમાં નજીજ હવે ખરેખર તો સર્વોપરી છે. " સો દાહરા સાસુના તો એક દાહડો વહુનો " એ બાવાઆદમને વખતની અસલચારેની જાણીતી કેહતી નજીના બાબમાં ખરી આવી છે. જાંહગીર નરીમાન પછી તે ઉપરની બંગલી તેઓએ કોઇને ભાડે આપીજ નથી, અને હાલમાં તે આપણા એ હપઢપ્યા ખસરૂભઇ અને ચકચકતાં નવાજબાઇના પોતાનાજ સ્વાધીન અને વપરાસમાં છે.

---

## પ્રકરણ ૬૬ મું.

—:o:—

### સેવટ.



સુરીની દીલચસ્પ હીલને " Queen of Hills " ની ઉપમા મળેલી છે, અને તે અમારાં મતથી ઘણીજ ખરી છે. તમારાં માથેરાંન, માહબ્લેશ્વર, દારજીલીંગ, ઉતાકામંડ, સીમલા, નેનીટાલ, અબુ, તારાગર, મરી વિગેરે વિગેરે ટેકડીઓમાં મસુરીનો પહાડ આબોહવા અને ઘણીજ રમણ્ય સીનરીને લીધે એક આલા દરજાની ખુબસુરતી પામેલો છે, અને ત્યાં ઉંચાણમાંના એક ઘણા નામી બંગલાના કુશાદે આગલા વરંદાપર એક પારસી જોડું તે બાજુની ખુદરતની એ અનુપમ મજાહ ભોગવતું અને બેમીસાલ સીનરીની મોજમાં માહલતું બેહેલું છે. તે અબળા નજદીક ચાલીસ ઉનાળાઓ જોઇ ચુકેલી છે, પણ તોબી હાથમાં હજી તે જોવાજોગ હદ સુધી સુંદર નમ્ર, સભ્ય અને મીઠી દેખાય છે।

"જાંહગીર ડીઅર," તે પોતાના ધણીને કહેતી હતી, "જોવોની સામેની મોટી ખીણમાંનું બધું ધુમસ નીકળી જવાથી એ તરફ હવે કેટલું બધું જોગાજોગ ને સુખકારક લાગે છે।"

"એમજ છે, માહરી મેહર," જાંહગીરે તેનો હાથ હેતથી દાબીને જવાબ દીધો; "એ બધી તોફાંણ પછીની શાંતી છે, અને તોફાંણ પછીની શાંતીનાં સુખની તો સીમાજ નથી!"—અને તે એમ કહેતો હતો ત્યારે જોકે તેની આંખો તે સામેની બાજુની દીલપઝીર સીનરી-પરજ ટીકાયલી હતી, તોપણ તેના વિચારો તો પાછા ને પાછા, બજીદ હઠીલાઇથી, તે જે ચોરયાશીનાં ચકકરમાં પકડાયલો હતો તેને લગતા પેલા દેહસ્તનાક હાદેસાઓપર દોડતા હતા, કે જે હાદેસાઓમાં આ કમ-બખ્ત કાંઇ ઘણું અજબજેવું જાલેમ બન્યું હતું. તે આજનાં સુખ વચ્ચે જાંહગીરને અને મેહરાંને સઘળું સ્વપ્નવત લાગે છે! ભલા સુપ્રીનટેન્ડંટ જોન્સની સલ્લાહ મુજબ છેલ્લાં ત્રણ વરસથી જાંહાગીરે મુંબઇ તજેલું છે, અને તે આખાં હિન્દુસ્તાનમાં ફરવા નિકળેલો હાલમાં આખી સીઝન માટે મસુરી ખાતે મુકામ કરી થોભેલો છે. તેણે આખાં મસુરીમાં સૌથી દીલચસ્પ સ્થળપરને એક મોટો, ઉંચા-ણમાં આવેલો બંગલો ઘણાં મોંઘાં ભાડાંએ આખી મોસમને માટે ભાડે રાખેલો છે, અને ત્યાં તે પોતાનાં ન્હાનકડાં કદુંબ સાથે હાલમાં અમનચમન કરતો રહેલો છે. તેને ખુદાવંદતાલાએ તેનો બુઢાપો ઠેર-વવા જોગું પુરતું અને બીશ્યોર આપેલું છે, જે, મી૰ જોન્સ કહેતો હતો તેમ, તેની હજારો "રંજનો બેદલો ગંજ" છે!

અને ગરીબ, સાધવી સતી મહરાંએ શું ઓછું બન્યું છે? કેવી રીતે અદુઆની વેસાવે ખાતેએ ન્હાની બંગલીમાં પોતાના પુજ્ય પતી-નીજ પવિત્ર યાદમાં તન મનની નહી હોતી બીમારી વચ્ચે તેણીએ જાલેમ જુરાપા ને રંડાપાના વરસો ગુજર્યાં હતાં તેની એક યાદજ આપણું દીલ દયાથી ભરી નાંખશે, કે જ્યારે હાલમાં તે પોતાના ખરાજ નેક અને શીરછત્ર ધણીની પવિત્ર પનાહ હેઠળ પાછી પુરતી સુખી છે એ જોઇને કોણ દુષ્ટ દુર્ભાગી તેણીની અદેખાઇ કરી શકશે?

જાંહગીર પોતાને હસ્તકના પોતાના લખ્ખોનો ઘણો રૂડો ઉપ્યોગ કરી જાંણે છે. હજારો, એ દરમ્યાન, હાજતમંદ અને જરૂરી પારસી ચેરીટીને મદદ થવા છુપે નામે તે આપી ચુકયો છે, અને તે મદદ મેલવનારાં ફંડો અત્યંત તાજુબ કરે છે કે એ ઉદાર બખશેશો કોણ તરફથી અવારનવારની આવતી રહેતી હોવી જોઇએ. કોઇ તે જાંણતું નથી. કોઇજ નહી, સિવાય તેના પ્રાઇવેટ સેક્રેટરી ફીરોઝ શેઠના! તે હાલમાં બી તેની સાથેજ છે, અને તેનું સેક્રેટરીશીપને બજાવતો રહેલો

છે. તેણે આ ગ્રહસ્થને જોયો ને જોયો એને વાસ્તે તેને ઘણું માન બરપા થયું હતું, અને બધો ખરો ખુલાસો થવા પછી, એટલે કે જ્યારે તેણે જાણ્યું કે જેઆન્સેબર્ગ ખાતે તેને નોકરીમાં રાખનાર ખુરશેદજી લશ્કરી એ નહી હતો પણ એ તો મજકુર મરનાર જમશેદ નરીમાનનો જોડભાઈ જાંહગીર નરીમાન, અને તેની વ્હાલી કુમીનો બાપ હતો ત્યારથી તે તેને વધારે વફાદારીથી ચાહતો થયો છે.

અને હાલમાં, ઉપર કહ્યું તેમ, જાંહગીર અને મેહરાં તે મોટા દીલખુશ બંગલાનાં ઉંચા વરંદામાં બેઠેલા હતાં, કે જ્યાંથી તે બંગલાના દરવાજા સુધી પોંહચતો બેઉ અતરાફના વીશાળ બગીચાઓની વચ્ચેનો એક "સ્લોપ" જોઈ શકાતો હતો, અને હવે તે "સ્લોપ" ચઢીને એક ઘણી સુંદર મસ્તાની છોકરી "મમા—પપા!" "મમા-પપા!" ના દીલજીત પોકારો કરતી ઉપર દોડી આવતી હતી તેના પર તેઓ બંનેનું ધ્યાંન ખેંચાયું. તે સુંદરીના ગોરા ગોરા ગાળો પર સરબસર ગોલાબોજ ઝળકતા હતા, અને તે લાલ સાડીમાં ઘણીજ જોવા જોગ હદસુધીની મનોહર દેખાતી હતી. તેનાં માથાં પરથી સોડ નીકળી ગયલી હતી, અને એક ભરાવદાર બાલનું માથું, સાઈડ કોમ્બ્સથી સજ્જ કરેલું, તે અજબજેવી દીલકસ સુંદરતામાં ઘણો ઉમેરો કરતું હતું. તે કુમી હતી.

તેની પછવાડે તેનો ભરથાર ફીરોઝ શેઠના આસ્તે આસ્તે તે સ્લોપ ચઢી આવતો હતો. તેણે કુમીનો ઓવરકોટ અને છત્રી ઘણાં દેખીતાં હેતથી પોતાના હાથમાં ઉંચકેલાં હતાં; અને વળી તેઓના છેક પછવાડે અરધા ઘસડાતા અરધા ફસડાતા, હાંફતા અને કાંપતા, પેલા અરધા ઘસેલા ડોસાજી અદુબા વીમાદલાલ આવતા હત.

"મમા, પપા!" કુમી તે ઢલ દોડતી ચઢીને હસ્તી હસ્તી તે કુશાદે વરંદા પર આવી લાગી ત્યારે હાંફતી હાંફતી બોલી, "હવે મામાજીને અમે અમારી સાથે ફરવા લઈ જવાનાં નથી. પુછોની પીલુને એવણુ તો જહાં બી કોઈ ખીનની કીનારી પર જઇને અમોને નીચે ડોકાવીને જોવા દેતા નથી! પોતે એટલા બીહેછ કે બસ જરાજરામાં પરી જવશ ને દુશમેન મરી જવશનીજ વાત! હજી બી આગળનીજ કાંની કંઇ ઘેલાગાંડા જોખમોની ઘેલી ગાંડી વાતો કરેછ, ને ત્યારે બી ચાલ્યા ચાલ્યા પોતાના દુશમેનનાં ગેહસારણાંની હકીકત સુધી હાંકી જાયછ!"

—અને તે રમુજ પામેલી, ઘણી હસતી હસતી, બાજુમાંની એક ખુરશી-એરમાં થાકી ગયલી બેસી ગઇ.

"આજે તું ઘણીજ હસીછ, હં કુમી !" પછવાડે આવતા ફીરોઝે તેવામાં ઉપર આવી લાગતાં કાલજીવંત હેતથી કહયું. "મને લાગેછ કે તું હાલમાં એટલી બધી મસ્તી કરેચ કે જરૂર બીમાર થવાની છે !"

એવામાં તો વળી અદુબા પોતે તે વરંદા પર આવ્યા.

"હવે કંઇ આપરે તમારાં આએ બે ચરકુલાં પોરયાંઓ સાથે ફરવા બરવા જવાના નથી !" તેવણે પોતાનાં બેહેન બનેવી કને ફરીયાદ કરી. "આએ પોરી તો કાંઇ સમજતીજ નથી. અકેક કુદકા ભુસ્કાજ એવા મારેછ કે કોઇ ખાહી ખીણમાં ગબરી બબરી જશે તો હાડકા પાંસરી બી હાથમાં નથી આવવાની ! હું કેહુંછ કે બાપુ ખીણની આઘડે ના ચાલો ને જરા પાહડની કઢણે કઢણે ચાલો, ત્યારે સતમ ખીણની કીનારી પરજ ચાલીને માહરૂં પાકવેછ, અને વળી આએ કાકરીઆ કુમાર જેવા પોતાના વરને હાથ પકડીને નીચે ખીણમાં ઉતરવા બી જાયછ, ને મને ખીજવાતો જોઇને હસી હસીને લાલ ભુત જેવી થઇ જાયછ ! એ એવી નહી ઉતી જો, જાંહગીર ! એ માહરે ત્યાં માહરે ઘેર વેસાવે તો ઘણી ગરીબ ને કહયાગરી ઉતી, પણ તેં એને આએ છેલ્લાં ત્રણ વરસમાં ઘણીજ છગાવી મુકેલી છે !"

"જા, બા, મામાજી, એમ ના બોલો," કુમીએ અરધું રડી દઇને કહયું,—અને પછી તરત જઇને ઉઠીને તેણીએ પોતાના વાહલા બાપનાં ગલાંમાં ઘણાંજ હેતથી હાથ નાખ્યા, કે જેણે વળી તેને વળતાં હજારો હેતથી પાછી ને પાછી પેટમાં ચાંપી. મેહરાં પણ એ દરમ્યાન પોતાના ભાઇ તરફ જોઇને ઘણું ખુશ મિજાજે હસ્તી બેઠી હતી.

"ઉં: ઉં: ઉં; એ પોરયાંઓ સાથે આપુને બીલકુલ નહી પાળવે," અદુબાએ પાછું કહયું. "બેઉ ઘણાંજ હારરાં પોર્યાં છે. એ લોક ઘોરા પર જાયછ ત્યારે તમે જરા જોવો તો ખરાં ! ઘોરાઓ એવા મારી મુકેછ કે નથી જોતાં રસ્તાની ચહર કે ઉતર, કે નથી જોતાં પાહર કે ખીણ ! તે દાહરે હું એક ખીણ આગળ બાંક પર બેસીને "ટાઇમ્સ" વાંચતોતો ત્યારે બેઉ ઘોરાઓને એવા માહરાં દીલપર હાંકી લાયાં કે હું ઘોરાઓના પગ તલે છુંદાઇ મરતો મરતો જરામાંજ બચ્ચો ! આએ પોરીએ પોતાના વર બતાને કહયું તે મેં બરાબર

સાંભળ્યું કે ' ચાલો, જરા અદુમામાને બીહધરાવ્એ ! ' હવે એનુ બીહ-ધરાવવાનું ને હસવાનું કરવાનું તો વગુત પરયું, પણ હું ધરકું .હાર-જો અહીં મરી બરી જાઉં તો રૂવાંન રઝરીજ જાએ કેની ? તમેજ વિચાર કરો ! અહી જોરવારા કાંહાંથી આવે ને માહરો સચકાર કોણ કરે ! મેહરી, તું મને અમથો ઉંચકી અફ્રારીને સાથે લાવી. મને તો માહરૂં વેસાવુંજ ઠીક છે. ચાલ, ભાઇ, ચાલ. તમે રેહતાં હોવ તો રેહો પણ મને હવે મુંબઈ પાછો જવા દેઓ. "

" એ શું, અદુભઈ, ઘેલાં કાહારયા કરોછ ? " મેહરાં હેતથી હસી;—અને તરત વધાર્યું, " પછી ફલીને બી તમે હવે અહીં આવવા લખ્યુંછ કે ? "

" હા, લખ્યુંછ તો ખરૂં, ને એની કૈની બી, એ લખેછ કે, અત્રે આવવા કુદી રહેલી છે. હવે એ વર બૈયર બી આવશે તો આએ ચંડાળ ચોકરીની મજાહમાં પછી કાંઈ બાકીજ નથી રહેવાનું. દારજીલીંગમાં થોરૂં થોરૂં કીધુંતું એ લોક ? "

" પણ ત્યારે શાંને વારતે એ લોકો હજી મુંબઇમાંજ રોકાયા કરેછ ? " જાંહગીરે ગુસ્સો કરયો.

" હજી માહરા વેહવાઇની તબીએત સારી નથી, " અદુબાએ કહયું; " પેલો સુફયાણો વેહવાઇ—તમે લોકોએ મહને બોંહોંસ હોંસ કરીને અપાવ્યોછ તે ? "

" ટૉમ નાટકવાલો ! " પીરોઝે ડોસાજીનું પાકવ્યું.

" વરી તમે એમ બોલ્યા, મામાજી ? નાટકવાલો છે તો શું થયું ? " કુમીએ ધમકાવ્યા. " આદમી ઇજ્જતદાર હોય ને કોઇ બી ધંધો કરતો હોય તેમાં બુરૂં છેજ શું ? "

" માહરો તો એ ટૉમ પુરાંણો દોસ્તદાર થાય; મેં તમો લોકને કહેલુંની ? " પીરોઝે યાદ કરાવ્યું; " હું સાઉથ આફ્રીકા ગયો તે આગ-મચ નાટકો ઘણા જોતો હતો, અને ત્યાંજ એ ટોમની સાથ મહને ઓળખાણ પરેલા ! "

" કેટલું અજબજેવું, પીરુ ! " કુમી હસી. " વેસાવાને દરીએ કિનારે મામાજીનો પગ રેતીપરથી લપસી ગીયોતો, ને હું ગભરાયલી તમો બે જણાઓની દોરતી દોરતી મદદ માંગવા આવીતી ત્યારે કોણે

જાણ્યું તું કે તમે માહરા વર અને તે તમારા દોસ્તદાર માહરા એજ મામાજીના વેહવાઇ થવાના છે! ખુદાના ભેદ બી કેવા ન્યારા થાએ છે! તમોને યાદ છે કેની, મામાજી, ડીઅર,"—અને કુમી જઇને હવે તે ડોસાના ખોલામાં બેઠી, અને તેનાં જેઠ ગલામાં તેટલાંજ હેતથી હાથ નાખ્યા.

"ખુદાનું કામ બધું ખુદાએ પાર ઉતારયુંછ, માહરાં વ્હાલાંઓ," જાંહગીરે કહયું. "સૌ પોતપોતાની લાયક કુજનેજ પોંહચ્યુંછ એ ખુદાના શુકર છે. પેલા બે કમજાતો જાલ ઝવેરી અને મંચી ફકીરો બી વારાની ચુંગાલમાંથી બચ્યા નહી તેનો મને સંતોષ ઘણો છે. પેલો ખુંની "રાજા" ફાંસીને લાકડે લટકી ગયો તે જેટલું ખુદાવાજબી થયુંછ તેટલુંછ એ બે લુચ્છાઓ જે લોકોને ધોળે દીસે લુટતા હતા તેઓની સવા પોહરની પાદશાહીનો બી છેડો આવી ગીયો એ તે માલેકની કંઇ કમ મેહરબાંની નહી કહેવાય. તેની લાકડીને અવાજજ નથી."

"એ બધી ભલાઇ, જુંગુ વાહલા, એમ છતાં, ખરૂં પુછો તો હું તો હંમેશ કહુંછ તેમ ભલા સુપ્રીન્ટેંડન્ટ જોન્સનીજ છે," બલી મેહરાંએ કહયું.

"માહરો પચાસ હજારનો ચેક કંઇ કંઇ મુસીબતેજ એણે બાહલ રાખ્યો," જાંહગીરે હસીને કહયું. "મને એની ખાત્રી કરતાં ઘણી મુશકેલ પરી કે એ તો તેની નેકીનું એક ઇનામ ખરેખર તેને ઘણું ઘટારત હતું—જોકે પંદર હજારનો જે ચેક મેં બટર્સને મોકલ્યો તે તેણે તો એક બોલે લખ્યે કીધો."

"તેનું કહવું બી તદન વાજબી હતું, બાવાજી," પીરોજે કહયું. "એ કાંઇ સરકારી નોકર તરીકે તે લોકો લાંચ નહી લેતા હતા, પણ બધું વહી વીતી જવા પછીથીનું એક ઇનામ કે બખશેશ તરીકેજ એ રકમ તે લોકોને મલી તે લેવાને તે લોક બેશક છુટા ને વાજબી હતી."

"માહરૂં બી તેજ કહવું છે," જાંહગીર એકમત થયો.

નાસ્તા પછી છોકરાંઓ પાછા બાગમાં ઉતર્યાં હતાં, જ્યારે અદુમ। વરંદાપરની તેમની માનીતી "હૅમક" (ઝોળી) માં આરામ કર-

માગતા હતા. જાંહગીર અને મેહરાં એ વખતે વળી પાછાં વરંદા પર હતાં, અને છોકરાંઓ નીચે ગેલ અને પ્યાર કરતાં ઝાડોની ઓથેના એક બાંક પર ગોઠવાયલાં હતાં તે મોજથી જોતાં હતાં.

" જો, મેહર, પરણેલાં છે તોબી જાંણે હજી "લવર્સ" હોય ની તેમજ વાહરાં છોકરાંઓ વરતેછ ! " જાંહગીર હસ્યો.

" ખરૂં હેત ધરાવનાર ધણીધણીઆંણીઓનો તરીકો સદા એજ થાયછ, વાહલા," મેહરાં નરમાસથી બોલી; " વરસોનાં પરણેલાં હોય તોબી જ્હાનાં 'લવર્સ' ! "—અને તે જવાબમાં ઉંચા ઉંચકાયલા મનોહર મુખડા પર, ત્યારે, એ વાહલભર્યાં મીઠા એકરારના મુંગા સ્વિકારમાં જાંહગીર નરીમાને વાંકો વળીને એક ઘણું હેતનો બોસો લીધો !



